त्यागवैराग्यप्रेमाब्धेः श्रीचैतन्यमहाप्रभोः ।
भक्तानन्दकरी भूयात् चैतन्यचरितावली ॥

ત્યાગ, વૈરાગ્ય અને પ્રેમના સાગરસ્વરૂપ શ્રીચૈતન્ય મહાપ્રભુનું આ ચરિત્ર ભક્તોને આનંદકારી થાઓ.

અમદાવાદ "સસ્તુ સાહિત્ય મુદ્રણાલય"માં
ભિક્ષુ–અખંડાનંદના પ્રબંધથી મુદ્રિત.

જેટલુ ઈચ્છાબળ છે ૬૦ શાન્તીથી ધર્મ વિશે વાંચશો
તેટલો શુદ્ધ ફાયદો આપનારો છે

# प्रकाशकनुं निवेदन

"શ્રી ચૈતન્ય મહાપ્રભુ" ના ૧ થી ૩ ખંડો આ અગાઉ વિવિધ ગ્રંથમાળા દ્વારા બે પુસ્તકોમાં અપાઇ ચૂક્યા છે. તે પછીના ખંડ ૪–૫ આ ગ્રંથમાં આપ્યા છે. અને એ રીતે મહાપ્રભુનું આખુંય ચરિત્ર આ પાંચ ખંડોમાં પૂર્ણ થાય છે.

આ અગાઉ પ્રકટ થયેલા ખંડ ૧ થી ૩ માં મહાપ્રભુના જન્મકાળથી લઇને તેમની બાળલીલાઓ તેમજ કુમાર અને કિશોર-વયની જીવનકથા અપાઇ છે. ઉપરાંત સંન્યાસગ્રહણ અને તે પછી અનેક ભક્તો સાથેના પ્રસંગોનાં વર્ણનો આવે છે. અને આ ખંડ ૪–૫ માં, તેમના અંતિમ જીવનના પ્રસંગો તેમજ લીલાવિસ્તાર વગેરે વર્ણવાયું છે. મહાપ્રભુના લીલાવિસ્તારનો પ્રસંગ દરકોઇ વાચકને કરુણાજળમાં ડુબાવી દે છે અને આવી મહાન વિભૂતિના અદૃશ્ય થવાથી—ભક્તિરસનો જે અખંડ ઝરો વહેતો તેના લુપ્ત થવાથી, વાચકના નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ટપકાવે છે. અસ્તુ.

આખાય ચરિત્રના જુદાજુદા દરેક ખંડમાં લેખકે માર્ગદર્શક એવું પૂર્વકથન આપ્યું છે તે સાચેજ, આ ચરિત્રને સમજવા માટેની કુંચી જેવું છે. વળી લેખકે, પાચમા ખંડના છેવટે, પોતે આ ભક્તિમધુ ક્યાં ક્યાંથી લાવી એકત્ર કર્યું છે તેની સવિસ્તર માહી આપી છે તે વાચતા તેઓશ્રીના અત્યંત પરિશ્રમ માટે સહેજે મસ્તક નમી પડે છે.

આવું વિસ્તૃત ચરિત્ર લેખક પાસેથી પ્રાપ્ત કરી શકવા માટે વાચકવર્ગ તેમનો ચિરકાળ ઋણી રહેશે; અને સાથે સાથે ગીતા પ્રેસ–ગોરખપુરના સંચાલકોનુ ઋણ પણ તેટલુજ છે. કારણ કે બ્રહ્મચારીજી જેવા મધુપે અનેક સ્થળેથી લાવી એકત્ર કરેલું આ મધ, જો માત્ર તેઓની પાસેજ રહ્યું હોત તો તો તેઓ એકલાજ તેના ભોક્તા બનત; પરંતુ તેમની પાસેથી મેળવી સર્વજનહિતાર્થે જનતા સમક્ષ રજુ કરનાર એ સંસ્થાના સંચાલકોજ છે. અહીં ફરીવાર એ લેખક–પ્રકાશક સજ્જનોનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આ પુસ્તકમાંના નવ ચિત્રો પણ, આગલા બને ગ્રંથોની જેમ ગીતા પ્રેસ–ગોરખપુર દ્વારા બ્લોકો તૈયાર કરાવાઇ અહીં સંસ્થાના મુદ્રણાલયમાં છાપી યથાસ્થાને અપાયા છે.

આશા છે વાચકવર્ગ મહાપ્રભુનું આખુંય ચરિત્ર વાચી તેમાંના ભક્તિરસામૃતનું પાન કરી કૃત્યકૃત્યતા અનુભવશે અને શ્રીપ્રભુચરણોની પ્રાપ્તિ અર્થે વધુ પ્રયત્નશીલ થશે એ ભાવનાપૂર્વક ॐ तत्सत्

ધનતેરશ–સં. ૧૯૯૨ ભિક્ષુ–અખંડાનંદ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૬ | મોટા | મોટા– |
| ૧૩ | ૧૧ | પહે ચી | પહોચી |
| ૫૩ | ૨૧ | (ઠેકુ અને | (ધોળા અને |
| ૫૩ | ૨૨ | ગરમના) | કાળા)ના |
| ૫૩ | ૨૨ | દર્શનની | દર્શનથી |
| ૬૫ | ૨૫ | હલાવીને હલાવી | હલાવી હલાવીને |
| ૭૨ | ૧૯–૨૦ | વૃદાવનની | વૃ દાવનની |
| ૧૨૦ | ૩ | व्रणपटवत् | व्रणपट्टवत् |
| ૧૩૯ | ૧૧ | વજાગનાઓની | વ્રજાંગનાઓની |
| ૧૪૪ | ૬ | શુ ષા | શુશ્રુષા |
| ૧૫૪ | ૩૦ | બુદ્ધને | બુદ્ધિને |
| ૧૫૫ | ૨૨ | પરમાથનો | પરમાર્થનો |
| ૧૫૬ | ૮ | ભાક્ત | ભક્તિ |
| ૧૫૭ | ૫ | વિનતિ | વિનંતિ |
| ૧૬૪ | ૭ | આપ્રકાશાનંદજી | શ્રીપ્રકાશાનંદજી |
| ૧૬૯ | ૪ | वैवस्तग्रंच | वैवस्तग्रंथ |
| ૧૬૯ | ૫ | શ્રી ચૈતન્યચન્દ્રાદય | શ્રી ચૈતન્યચન્દ્રોદય |
| ૧૬૯ | ૧૯ | ઉખડાવી | ઉખાડવી |
| ૨૦૫ | ૪ | દિવસો | દિવસોમા |
| ૨૬૨ | ૧૮ | પરવા કરે ? | પરવા ન કરે ? |
| ૩૦૩ | ૨૩ | રકંમાથી | રંકમાથી |
| ૩૦૭ | ૪ | ધમાધૂમપૂર્વક | ધામધૂમપૂર્વક |
| ૩૧૩ | ૧૭ | ભગવનમા | ભગવાનમા |
| ૩૪૩ | ૪ | संसर्गदोपरहित | संसर्गदोपरहिता |
| ૩૫૦ | ૨૮ | વણિતે | વર્ણિતે |
| ૩૮૫ | ૩ | ગોસ્વામી | ગોસ્વામીને |
| ૩૮૭ | ૧૭ | હાર–સોક | હરિ–શોક |
| ૪૦૧ | ૭ | પોતના | પોતાના |
| ૪૦૨ | ૨૮ | મોરલીની | મોરલીનો |
| ૪૦૭ | ૨૧ | રામનંદ | રામાનંદ |
| ૪૧૦ | ૨ | પાસે, | પાગે, |
| ૪૧૫ | ૩ | દેર | દેશ |

KIRIT

# અનુક્રમણિકા

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|

## ચતુર્થ ખંડ



## પંચમ ખંડ

## चित्रोंकी अनुक्रमणिका

कृष्ण कृष्णेति भाषन्तं सुस्वरं सुमनोहरम् ।
यतिवेशधरं सौम्यं श्रीचैतन्यं नमाम्यहम् ॥

મુખે કૃષ્ણ-કૃષ્ણનો ઉચ્ચાર કરતા સુસ્વરવાળા અને અત્યંત મનોહર એવા યતિવેષધારી અને સૌમ્યતાની મૂર્તિસમા શ્રીચૈતન્યદેવને નમસ્કાર હો, નમસ્કાર હો '

॥ श्री हरिः ॥

# समर्पण

देवदेव जगन्नाथ गोविन्द पुरुषोत्तम ।
नारायण हृषीकेश पुण्यश्लोकाच्युताव्यय ॥

વહાલા ! તમે શું કરવા ઇચ્છો છો ? તમારી માયા તમેજ જાણો. જ્યાં હું સમાપ્તિ કરવા ઈચ્છું છું, ત્યાં તમે અસમાપ્તિ કરી દો છો. અને જ્યાં અસમાપ્તિ ઇચ્છું છું ત્યાં તમારા કાર્યની સમાપ્તિ થઈ જાય છે. તો પછી મુજ મૂઢ-મતિનું ઇચ્છવુંજ નકામું છે. વહાલા ! મારા આ ચંચળ મનને એવું બનાવી દો કે હું કંઇ ઈચ્છુંજ નહિ. તમારા પ્રેમમાંજ મસ્ત રહું. તમારી ઇચ્છાનેજ અનુસરૂં. કેમ ઠીક છે ને, નાથ ! કેમ મારા મનને એવું બનાવી દેશો ? શું મારી 'પોતાની ઈચ્છા' ને મિટાવી દેશો ? તમારી ઇચ્છા અમોઘ છે, તે સહેજ પણ ઘટી શકતી નથી, તેમજ તલ-ભાર વધી પણ શકતી નથી. લ્યો, આ તમારી ઈચ્છા પૂરી થઈ. તમારી વસ્તુ સંભાળો.

વૈશાખી પૂર્ણિમાની સંધ્યા
સંવત ૧૯૮૯

તમારોજ–
'પ્રભુ'

# पूर्वकथन

नमस्ते सर्वभावाय ब्रह्मणेऽनन्तशक्तये ।
कृष्णाय वासुदेवाय योगानां पतये नमः ॥

(શ્રીમદ્‌ભાગવત, ૧૦–૬૪–૨૯)

અર્થાત્ સર્વભાવે ભગવાનને નમસ્કાર છે, બ્રહ્મને નમસ્કાર છે, અનંત શક્તિને નમસ્કાર છે, શ્રીકૃષ્ણને નમસ્કાર છે, વાસુદેવને નમસ્કાર છે અને યોગીઓના અધીશ્વરને નમસ્કાર છે.

એ કાળા કૃષ્ણની લીલાને કોણ જાણી શકે છે ! જે મનુષ્યમાં જેટલું વધારે અજ્ઞાન હશે, તે તેટલોજ વધારે આગળનો કાર્યક્રમ ઘડશે. કોણ જાણે મનુષ્ય હમેશાં કેટકેટલી વાતો વિચાર્યા કરે છે. પરંતુ " રામે જે પ્રમાણે રચી રાખ્યું હોય છે, તેજ પ્રમાણે થાય છે. " રામના રચેલામાં કોઇ ફેરફાર કરી શકતું નથી. કેમકે સત્યસંકલ્પ તો રામજ છે, અલ્પજ્ઞ પ્રાણીનો સંકલ્પ તો ક્ષણિક અને અસ્થિર હોય છે.

પહેલા બે ભાગોમાં આ ચરિત્ર સમાપ્ત કરવાનો વિચાર હતો. પછી વિચાર્યું કે ચાર ભાગોમાં ઠીક પડશે. પહેલામાં જન્મથી સંકીર્તન શરૂ કરતા સુધી, બીજામાં સંન્યાસ માટે ગૃહત્યાગ સુધી, ત્રીજામાં વૃંદાવન જતા સુધી અને ચોથા ભાગમાં પુરીની સ્ફુટ ઘટનાઓ અને ગંભીરા-લીલાઓ લખીને આ સમાપ્ત કરીશ. પરંતુ " મારે મન કંઇ હતું, ને વિધિને મન કંઇ જુદુંજ હતું." ત્રણ ખંડ લખ્યા પછી ચોથો ખંડ કંઇક મોટો થઇ ગયો, તેમ છતાં મહાપ્રભુની ગંભીરા-લીલાઓ, છ ગોસ્વામીઓનાં વૃત્તાંત વગેરે ઘણાજ આવશ્યક પ્રસંગો રહીજ ગયા. તેથી

ચાર ખંડોમાં સમાપ્ત નહિ થતાં આ ગ્રંથ પાંચ ખંડોમાં સમાપ્ત થયો. અને આજે ચોથો-પાંચમો બન્નેજ ખંડો સમાપ્ત થઇ ગયા છે. હવે ભવિષ્યમાં શું કરાવશે તેની ખબર નથી. અસ્તુ. વાચકોને તેની સાથે શો સંબંધ ! તેઓ આ શરીરવડે કંઇક કરાવવા ઇચ્છે તો કરાવે. પરંતુ વાચક તો પ્રેમથી શ્રીચૈતન્યચરિત્રનુંજ અધ્યયન કરે. તેથી હવે આગળ વધારે વાત નહિ લંબાવતાં વાચકોને સવિનય પ્રાર્થના છે કે, તેઓ ખૂબ મન દઇને શાંત અને અનન્ય હૃદયે તથા એકાગ્ર ચિત્તે મહાપ્રભુના વૃંદાવનગમનનો વૃત્તાન્ત આગલા અધ્યાયોમાં વાંચવાનો શરૂ કરી દે.

શ્રી હરિ બાબાનો બાધ
ગંવા ( બદાયૂં )
વૈશાખી પૂર્ણિમાનો પ્રાતઃકાળ
વિક્રમ સંવત ૧૯૮૯

ભક્તચરણદાસાનુદાસ
—પ્રભુદત્ત બ્રહ્મચારી

॥ श्री हरि. ॥

## मंगलाचरण

वंशीविभूषितकरान्नवनीरदाभात्
पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात् ।
पूर्णेन्दुसुन्दरमुखादरविन्दनेत्रात्
कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥

ગમે તો જાણી ન શકું, તો એ બીજી વાત છે; પરંતુ વાંસની છિદ્રોવાળી પોલી મુરલી, આકાશ સમાન નીલો વાદળી રંગ, ચળકતું કિનારીદાર પીળું પીતાંબર, અરુણુશતા રંગના પાતળા અને કોમળ એવા પ્યારા પ્યારા હોઠ, મંદ મંદ હાસ્યભર્યું મનોહર મુખ અને કુટીલ કટાક્ષોવાળાં કમળસમાન મોટાં મોટાં સુંદર નેત્ર, એ સિવાય જાણુવાયોગ્ય કોઈ બીજી વસ્તુજ નથી. તેથી જાણુતાં કે અજાણુતાં હું એ બધાંને ફરી ફરીને પ્રણામ કરું છું.



# श्री चैतन्य महाप्रभु

## चतुर्थ खंड–सचित्र

## प्रभु वृंदावन जवाथी भक्तोनो विरह

सज्जनसङ्गो माभूद् यदि सङ्गो माऽस्तु तत्पुनः स्नेहः ।
स्नेहो यदि मा विरहो यदि विरहो माऽस्तु जीवितस्याशा ॥

(સુભાષિત રત્નભાંડાગાર ૯૧–૨૦)

અર્થાત્ ઉત્તમ વાત તો એ છે કે, સજ્જનોનો સંગજ ન થાય. જો કદાચ સંગ થઈજ જાય, તો તેમની સાથે સ્નેહ ના થાય, દૈવયોગથી સ્નેહ પણ બંધાઇ જાય તો તેમનો વિયોગ ના થજો અને જો વિયોગ થાય તો પછી આ જીવનની આશા ન રહેજો–અર્થાત્ વહાલાના વિરહ કરતાં મરણ પામવું એજ સારૂ છે.

દક્ષિણની યાત્રા સમાપ્ત કર્યા પછી મહાપ્રભુને નીલાચલમાં રહેતા રહેતા ચાર વર્ષ થઇ ગયા. વૃંદાવન જવાનો વિચાર તેઓ દર વર્ષે કરતા હતા, પરંતુ રથયાત્રા પછી ભક્તો કહેતા કે ચાતુર્માસમા યાત્રાનો નિષેધ છે. તેઓ કાર્તિક આવે ત્યારે દિવાળી કરીને જવાનુ કહેતા. પછી

ઠંડી પડતી, ઠંડી સમાપ્ત થતાં કહેતા કે ખૂબ ગરમી છે, પશ્ચિમમાં તો ઘણી વધારે પડે છે, હવે હમણાં ન જવાય. આ પ્રમાણે આજકાલ કરતાં કરતાંજ ચાર વર્ષ વીતી ગયાં. મહાપ્રભુ રાય રામાનંદજી તથા સાર્વભૌમ ભટ્ટાચાર્ય વગેરે ભક્તોના પ્રેમપાશમાં એવા જકડાયેલા હતા કે તેઓ સ્વેચ્છાથી જવા સમર્થ હોવા છતાં પણ એ સજ્જનોની સંમતિ લીધા વિના જવા ઇચ્છતા નહોતા. ભક્તોએ જ્યારે જોયું કે, આ વખતે તેઓ વૃંદાવન જવાનો નિશ્ચયજ કરી બેઠેલા છે, એટલે તેમણે વિવશપણે પોતાની સંમતિ આપી દીધી. આ વખતે ગૌડીય ભક્તો રથયાત્રા કરીનેજ પાછા ચાલ્યા ગયા હતા. હમેશાની પેઠે તેમણે ચાતુર્માસ પુરીમાં કર્યા નહોતા. પ્રભુએ તેમને કહી દીધું હતું કે, તમે જાઓ, હું પાછળથી આવીશ અને એજ આનંદમાં ભક્તો પ્રસન્નતા-પૂર્વક ચાલ્યા ગયા હતા.

વર્ષાનો સમય પૂરો થઇ ગયો. આસો માસ આવી પહોંચ્યો. વિજયાદશમીને દિવસે મહાપ્રભુએ ગૌડ થઇને વૃંદાવન જવાનો નિશ્ચય કર્યો. પ્રાતઃકાળે ઉઠીને તેઓ નિત્યકર્મથી નિવૃત્ત થયા. સમુદ્રસ્નાન કરીને તેઓ આવ્યા પણ નહોતા, ત્યાં તો ભક્તોની ભીડ થવા લાગી. ધીરે ધીરે બધા મુખ્ય મુખ્ય ભક્તો મહાપ્રભુના સ્થાને એકઠા થયા. મહાપ્રભુ ભક્તોને સાથે લઇને શ્રી જગન્નાથજીનાં દર્શન માટે ચાલ્યા. મંદિરમાં જઇને તેમણે ભગવાન પાસે આજ્ઞા માગી. તેજ સમયે પૂજારીએ માળા અને પ્રસાદ લાવીને તેમને આપ્યાં. ભગવાનની પ્રસાદી માળા અને મહાપ્રસાદાન્ન પ્રાપ્ત કરીને તેઓ ઘણા સંતુષ્ટ થયા અને તેનેજ ભગવાનની આજ્ઞા માનીને મંદિરની પ્રદક્ષિણા કરતા કરતા તેઓ કટક તરફ ચાલવા લાગ્યા. તેમની પાછળ પાછળ સેંકડો ગૌડદેશીય તથા ઉડિયા ભક્તો આંસુ વહાવતા ચાલતા હતા. મહાપ્રભુ તેમને વારંવાર પાછા ફરવા માટે કહેતા હતા, તેમને આગ્રહ કરતા અને ચાલતા ચાલતા

ઉભા રહી જતા હતા અને બધાને પ્રેમપૂર્વક આલિંગન કરતા કરતા કહેતાઃ–"બસ, હવે બહુ થયું. હવે આપ આપને ઘેર જાઓ. પુરુષોત્તમ ભગવાનની કૃપા હશે, તો હું તરતજ પાછો ફરીને આપનાં દર્શન કરીશ." આ પ્રકારે પ્રભુ વિવિધ પ્રકારે તેમને સમજાવતા, પરંતુ કોઇ પાછું ફરતુંજ નહોતું. પાછા ફરવાનું તો બાજુએ રહ્યું, પાછળ જોવામાં પણ ભક્તોનું હૃદય ફાટી જતું હતું. તેઓ પ્રભુના વિયોગના દુઃખનું સ્મરણ થતાંજ મોટેથી રુદન કરવા લાગતા. આ પ્રકારે ભક્તોને આગ્રહ કરતા કરતાજ તેઓ ભવાનીપુર આવી પહોંચ્યા. મહાપ્રભુએ હવે વધારે આગળ ચાલવું ઉચિત ન માન્યું, તેથી ત્યાંજ રાત્રિનિવાસ કરવાનો નિશ્ચય કર્યો. એટલામાંજ પાલખીમાં બેસીને રાય રામાનંદજી પણ પ્રભુની સેવામાં આવી પહોંચ્યા. તેમના નાના ભાઇ વાણીનાથજી પણ ભગવાનનો ઘણો ઘણો પ્રસાદ કેટલાએ માણસો પાસે ઉપડાવી ભવાનીપુર આવીને હાજર થયા. મહાપ્રભુએ પોતાના હાથ વડે જગન્નાથજીનો મહાપ્રસાદ બધા ભક્તોને આગ્રહપૂર્વક બહુજ ખવડાવ્યો અને પોતે પણ ભક્તોની પ્રસન્નતા ખાતર તેમની સાથેજ પ્રસાદ જમ્યા. આખી રાત બધાએ ત્યાંજ વિશ્રામ કર્યો.

મહાપ્રભુના અત્યંત આગ્રહથી થોડાક ભક્તો તો પુરી પાછા ફર્યા; પરંતુ તેઓમાંના ઘણા તો પ્રભુની સાથેજ જવામાટે તૈયાર થયા હતા. તેઓમાં મુકુંદ, ગોવિંદ દત્ત, ગદાધર, દામોદર પંડિત, વક્રેશ્વર, સ્વરૂપ ગોસ્વામી, ગોવિંદ, ચન્દનેશ્વર, સાર્વભૌમ ભટ્ટાચાર્ય તથા રામાનંદ રાય વગેરે મુખ્ય હતા. મહાપ્રભુ એ બધાની સાથે ભુવનેશ્વર આવ્યા અને ત્યાંથી દર્શન કરીને કટક પહોંચ્યા. ત્યાં બધાએ ગોપાળ ભગવાનનાં દર્શન કર્યાં અને બધા મળીને સંકીર્તન કરવા લાગ્યા. એ સમયે સ્વપ્નેશ્વર નામના એક બ્રાહ્મણે તેમને નિમંત્રણ આપ્યું. મહાપ્રભુ તેનું નિમંત્રણ સ્વીકારીને તેને ત્યાં ભિક્ષા કરવા ગયા. બાકીના બધા

ભક્તોને રાય રામાનંદજીએ ભોજન કરાવ્યું. મહાપ્રભુએ એક સુંદર બકુલના વૃક્ષ નીચે પોતાનું આસન કર્યું.

રાય રામાનંદજી તે સમયે કટકનરેશ મહારાજ પ્રતાપરુદ્રજીની પાસે ગયા અને ત્યાં જઇને તેમણે પ્રભુના શુભ આગમનના સમાચાર સંભળાવ્યા. આ સુખદ સમાચાર સાંભળતાંજ મહારાજના હર્ષનું ઠેકાણું રહ્યું નહિ. તેઓ અસ્તવ્યસ્ત ભાવથી પ્રેમમાં લવલીન થઇને પ્રભુનાં દર્શન કરવા ગયા. તેમની પાછળ તેમના બધા મુખ્ય મુખ્ય રાજકારભારીઓ પણ તેમનાં ચરણોમાં વંદન કરવા ગયા. મહારાજ ઘણા દીન વેષે આંખોમાં આંસુ વહાવતા ઘણાજ નમ્રતાપૂર્વક ખુલ્લે પગેજ પ્રભુ પાસે જતા હતા. તેમણે દૂરથીજ પાલખી છોડી દીધી હતી અને પગે ચાલતાંજ પ્રભુની પાસે પહોંચ્યા. પાસે પહોંચતાંજ તેઓ આકુળવ્યાકુળ થઇને પ્રભુનાં ચરણકમળોમાં પડી ગયા. મહારાજને પોતાનાં ચરણોમાં પડેલા જોઇને તેઓ જલદીથી ઉઠીને ઉભા થઇ ગયા અને તેમને જોરથી આલિંગન કરવા લાગ્યા. મહાપ્રભુનું પ્રેમાળ આલિંગન પામીને મહારાજ પોતાનું ભાન ભૂલી ગયા. પ્રભુનાં નેત્રોમાંથી નિરંતર પ્રેમાશ્રુ નીકળતાં હતાં. તે અશ્રુથી મહાભાગ્યશાળી મહારાજનાં બધાં વસ્ત્ર ભીંજાતાં હતાં. વસ્ત્રોનું પણ એ સદ્ભાગ્ય હતું ! ઘણી વાર સુધી આ કરુણ દૃશ્ય જેમનું તેમજ રહ્યું. પછી મહાપ્રભુએ મહારાજને પ્રેમપૂર્વક પોતાની પાસે બેસાડ્યા અને તેમના શરીર, રાજ્ય તથા કુટુંબ-પરિવારના કુશળ-સમાચાર પૂછયા. ઘણી વાર સુધી મહારાજ તેમની પાસે બેસી રહ્યા.

મહારાજે પ્રણામ કરી લીધા પછી અનુક્રમે બધા મોટા મોટા રાજ્યાધિકારીઓએ ચૈતન્યદેવનાં ચરણકમળોમાં પ્રણામ કર્યો અને પ્રભુકૃપાની યાચના કરી. મહાપ્રભુએ તે બધા ઉપર કૃપા કરી અને તેઓ બધાની સાથે પ્રેમપૂર્વક કંઇ ને કંઇ વાતો કરતાજ રહ્યા.

મહારાજે પ્રભુની યાત્રાના માર્ગમાં બધેજ તેમના ઉતરવાનો તથા નક્કી કરેલે સમયે જગન્નાથજીનો પ્રસાદ પહોંચાડવાનો પ્રબંધ કરી દીધો. ઘણા માણસો પહેલેથીજ તૈયારીઓ કરવા માટે મોકલવામાં આવ્યા કે જ્યાં જ્યાં તેમને રોકાવાનું હોય, ત્યાં ત્યાં રહેવાનું સ્થળ તથા ભોજનાદિનો બધો સુવ્યવસ્થિત પ્રબંધ થઈ શકે. મહાપ્રભુને પહોંચાડવાને માટે તેમણે પોતાના હરિચંદનેશ્વર અને મંગરાજ નામના બે રાજમંત્રીઓને રાજ્યની હદપાર કરાવવાને માટે તેમની સાથે મોકલ્યા અને મહાપ્રભુની આજ્ઞા થતાં મહારાજ પોતાની રાજધાનીમાં પાછા ફર્યા.

ચાંદની રાત હતી, ઋતુ ઘણી સુશોભિત હતી, ન તો ગરમી હતી કે ન તો ઠંડી. મહાપ્રભુએ રાત્રે પણ યાત્રા કરવાનો નિશ્ચય કર્યો. મહારાજની રાણીઓ પણ પ્રભુનાં દર્શનને માટે ઉત્સુકતા દર્શાવી રહી હતી, તેથી મહારાજે હાથીઓ ઉપર જરીદાર પડદા નંખાવીને તેમને રસ્તાની બન્ને બાજુએ ઉભા કરી દીધા કે જેથી તેઓ મહાપ્રભુનાં સારી રીતે દર્શન કરી શકે. મહાપ્રભુ પ્રેમમાં પાગલ થઈને મંદ મંદ ગતિથી આગળ ચાલવા લાગ્યા. તેમની પાછળ હાથી, ઘોડા તથા ઘણા લોકોનું ટોળું ચાલ્યુ. આ પ્રકારે બધા ભક્તો સાથે પ્રભુ ચિત્રોત્પલા નદીને કિનારે આવ્યા. ત્યાં મહારાજ તરફથી નૌકા પહેલેથીજ તૈયાર હતી. મહાપ્રભુએ ભક્તો સાથે ચિત્રોત્પલા નદી પાર કરી અને ચતુર્દ્વારમાં આવીને બધાએ રાત્રિ ગાળી. જ્યાંથી પ્રભુએ ચિત્રોત્પલા પાર કરી હતી, ત્યાં મહારાજે તેમના સ્મરણમાં એક ઘણો મોટો સ્મૃતિસ્તંભ બનાવરાવ્યો અને તે ઘાટને તીર્થરૂપ માનીને સ્નાન કરવા આવવા લાગ્યા.

ગદાધર પંડિતનું નામ તો વાચક જાણતાજ હશે. તેઓ મહાપ્રભુની આજ્ઞાથી ક્ષેત્ર-સંન્યાસ લઈને પુરીની પાસે ગોપીનાથજીના મંદિરમાં તેમની સેવા કરતા કરતા

રહેતા હતા. કોઇ તીર્થમાં ઘરબાર છોડીને પ્રતિજ્ઞાપૂર્વક રહેવું તેને ક્ષેત્રસંન્યાસ કહે છે. ત્યાં રહીને ભગવત્પ્રીત્યર્થેંજ બધાં કાર્ય કરવામાં આવે, એવા સંકલ્પથી પુરુષોત્તમક્ષેત્રમાં ગદાધરજી નિવાસ કરતા હતા. જ્યારે મહાપ્રભુ ગૌડ દેશમાં જવા લાગ્યા, ત્યારે તો તેમને પુરુષોત્તમ ક્ષેત્રમાં રહેવું-અસહ્ય થઇ પડયુ અને તેઓ સર્વ કંઇ છોડીને તેમની સાથે ચાલી નીકળ્યા. મહાપ્રભુના ચરણોમાં તેમને દ્દઢ અનુરાગ હતો, તેઓ મહાપ્રભુનો પરિત્યાગ કરીને ક્ષણ વાર પણ બીજી જગાએ રહેવા ઇચ્છતા નહોતા. મહાપ્રભુએ તેમને ઘણુંયે સમજાવ્યા, પરંતુ તેઓ કોઇ પણ પ્રકારે પાછા ફરવાને તૈયાર થયા નહિ. જ્યારે મહાપ્રભુએ ઘણોજ આગ્રહ કર્યો ત્યારે પ્રેમજન્ય રોષના સ્વરમાં તેમણે કહ્યું:-"આપ મને વિવશ કેમ કરી રહ્યા છો? જાઓ, હું આપની સાથે નહિ આવું, હું તો નવદ્વીપમાં શચી માતાનાં દર્શન કરવાને જાઉં છું. આપ મારા રસ્તાને રોકી તો નહિ લોને? બસ, એટલુંજ કે હું આપની સાથે નહિ આવું." આટલું કહીને તેઓ તેમનાથી જુદા જુદાજ ચાલીને કટક થઇને ત્યાં આવીને મળી ગયા. મહાપ્રભુએ તેમને પ્રેમપૂર્વક સમજાવતાં કહ્યું:-"જુઓ, તમે હઠ કરો છો અને પોતાની વાત આગળ કોઇની વાત માનતા નથી એ સારી વાત નથી. તમે વિચારો તો ખરા કે, તમારા ગૌડ જવાથી બે મહાન પાપ થશે; એક તો ગોપીનાથ ભગવાનની પૂજા રહી જશે, અને બીજું તમારી પ્રતિજ્ઞાનો ભંગ થશે. તેથી તમે નીલાચલજ પાછા જાઓ, હું તરતજ પાછો ફરીશ."

પ્રેમનાં આંસુ વહાવતાં વહાવતાં ગદાધર પંડિતે કહ્યું કે "પ્રભો! આપને ખાતર હું સર્વસ્વનો ત્યાગ કરી શકું છું. આપની આગળ પ્રતિજ્ઞા કેવી? પ્રતિજ્ઞા તો આપનેજ માટે કરી હતી, અને જ્યાં આપ છો ત્યાં નીલાચલ છે, એટલે હું નીલાચલથી કદી પણ અળગો થઇ શકીશ નહિ."

મહાપ્રભુએ કહ્યું:–" બાપલા, તમારૂં બગડશે નહિ. બધું પાપ મારેજ માથે ચઢશે. જો તમે મને પાપી બનાવવા ઇચ્છતા હો તો ભલે મારી સાથે ચાલો, નહિ તો પુરી પાછા ફરો."

ગળગળા થઇને ગદાધર ગોસ્વામીએ કહ્યું: " પ્રભો ! બધાં પાપ મારે મસ્તકે છે. હું બધાં પાપો સહન કરી લઇશ, પરંતુ આપનો વિયોગ સહન કરી શકીશ નહિ."

એટલે મહાપ્રભુએ કઠોરતાપૂર્વક કહ્યું:–" ગદાધર ! તમે મને પ્રસન્ન કરવા ઇચ્છતા હો તો હમણાં પુરી પાછા જાઓ. તમારા સાથે આવવાથી મને ઘણુંજ દુ:ખ થશે. જો તમે મારૂં કંઇ પણ માન રાખતા હો તો તમને હું મારા સોગન દઇને કહું છું કે, તમે પુરી પાછા ફરો." આ પ્રમાણે કહીને પ્રભુએ તેમને ગાઢ આલિંગન કર્યું. પ્રભુનું આલિંગન પામતાંજ ગદાધર પંડિત મૂર્ચ્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગયા. હવે આગળ કહેવાની કોઇ વાતજ રહી નહિ. તે સમયે સુયોગ જોઇને પ્રભુએ પાસે ઉભેલા સાર્વભૌમ ભટ્ટાચાર્યને જોઇને તેમને કહ્યું:–" ભટ્ટાચાર્ય મહોદય ! આમને આપની સાથેજ પુરી લઇ જજો."

ભટ્ટાચાર્ય અવાક્ થઇ ગયા. તેમને કંઇ કહેવાનો પ્રસંગજ મળ્યો નહિ. તેમણે દુ:ખી ચિત્તે ચૈતન્યદેવનાં ચરણોમાં પ્રણામ કર્યાં. તેઓ તેમને પ્રેમપૂર્વક ભેટીને આગળ ચાલી નીકળ્યા અને ભટ્ટાચાર્ય ઉભા ઉભા તેમના તરફ જોતા જોતા રડતાજ રહ્યા.

હવે મહાપ્રભુની સાથે પરમાનંદ પુરી, સ્વરૂપ ગોસ્વામી, જગદાનંદ, મુકુંદ, ગોવિંદ, કાશીશ્વર, હરિદાસ વગેરે બધા ભક્તો ગૌડ જવાની ઇચ્છાથી ચાલ્યા. યાજપુરમાં પહોંચીને પ્રભુએ એ બન્ને રાજમંત્રીઓને પણ કહી કથીને પાછા મોકલી દીધા. તે દિવસે મહાપ્રભુ આખી રાત રામાનંદજી સાથે કૃષ્ણકથાકીર્તન કરતા રહ્યા. રેમુના કિનારે

પહોંચીને રાય રામાનંદજીને પણ ચૈતન્યદેવે પાછા ફરવાની આજ્ઞા આપી. તેઓ દુ:ખી મને રડતા રડતાં પ્રભુની ચરણ-રજને મસ્તકે ચઢાવીને પાછા ફર્યા અને મહાપ્રભુ રેમુના પાર કરીને આગળ ચાલી નીકળ્યા.

મહાપ્રભુ જે કોઈ ગામમાં જતા, ત્યાં મહારાજ પ્રતાપરુદ્ર તરફથી તેમના સ્વાગતને માટે ઘણા માણસો આવતા તેઓ મહાપ્રભુનો ખૂબ સત્કાર કરતા. સ્થળે સ્થળે જગન્નાથજીના પ્રસાદનો પહેલેથીજ પ્રબંધ હતો. આ પ્રકારે રસ્તામાં કૃષ્ણકીર્તન કરતાકરતા અને પોતાનાં શુભ દર્શનોથી ગ્રામવાસીઓ તથા રાજ્યાધિકારીઓને કૃતાર્થ કરતા કરતા તેઓ ઓરિસ્સા રાજ્યની હદ સુધી જઇ પહોચ્યા.





# માતાનાં દર્શન

जननी जन्मभूमिश्च जाह्नवी च जनार्दनः ।
जनकः पञ्चमश्चैव जकाराः पञ्च दुर्लभाः ॥

( સુભાષિત રત્નભાંડાગાર ૧૬૩–૧૭૦ )

અર્થાત્ જનની, જન્મભૂમિ, જાહ્નવી ( ગંગાજી ), જનાર્દન અને જનક ( પિતા ), એ પાંચ 'જ'કાર સંસારમાં દુર્લભ છે–અર્થાત્ ભાગ્યશાળીનેજ તેમનાં દર્શન થાય છે.

નીલાચલથી પ્રસ્થાન કરતી વખતે પ્રભુએ સાર્વભૌમ વગેરે ભક્તોને કહ્યું હતું કેઃ–" ગૌડ દેશ થઈને વૃંદાવન જવાથી એક પંથ ને બે કાજ થશે–પ્રેમમયી માતાના દર્શન થશે. ભાગીરથીમાં સ્નાન કરી, ભક્તોને મળતો મળતો હું રસ્તામાં જન્મભૂમિનાં પણ દર્શન કરતો જઇશ. મહાપ્રભુ, જનાર્દન થઈ જવા છતાં પણ જનની ( માતા ) જન્મભૂમિ અને જાહ્નવીના પ્રેમને ભૂલ્યા નહોતા. તેમના વિશાળ હૃદયમાં એ ત્રણેને માટે ખાસ સ્થાન હતું. એ ત્રણેનાં દર્શનો માટે તેઓ વ્યગ્ર થઇ રહ્યા હતા. ઉડીસા પ્રાંતની છેલ્લી હદે પહોંચતાંજ ત્રિતાપહારિણી ભગવતી ભાગીરથીનાં મનને પરમ પ્રસન્નતા આપનારાં શુભ દર્શન થયાં. આજે ઘણા સમય પછી જગદ્વંદ્ય સુરસરિ ભગવતી જાહ્નવીનાં દર્શનમાત્રથીજ તેઓ મૂર્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગયા અને " ગંગે ! ગંગે ! " ઉચ્ચારતા મોટેથી રુદન કરવા લાગ્યા. તેઓ ગદ્ગદ્ કંઠે ગંગાજીની સ્તુતિ કરતા હતા. થોડી વાર પછી તેઓ ઊઠ્યા અને ભક્તોની સાથે તેમણે ગંગાજીના નિર્મળ શીતળ જળમાં સ્નાન તથા આચમન

કર્યું. ઉડીસાના સરહદપ્રાંતના અધિકારીએ તેમના સ્વાગત-સત્કારનો પહેલેથીજ ખાસ પ્રબંધ કરી રાખ્યો હતો, તેમનાં દર્શનોથી અધિકારીઓ તથા બધા રાજ-કારભારીઓને પરમ પ્રસન્નતા થઈ. તેઓ તેમનાં ચરણોમાં પડીને રુદન કરવા લાગ્યા. પ્રભુએ તેમને છાતી સરસા લગાવીને કૃપા દર્શાવતાં તેમનાં શરીરો ઉપર પોતાનો કોમળ હસ્ત ફેરવ્યો. પ્રભુનો સ્પર્શ પામતાંજ તેઓ પ્રેમમાં ઉન્મત્ત થઇને 'હરિબોલ, હરિબોલ' કહેતા નૃત્ય કરવા લાગ્યા. પ્રભુના આગમનના સમાચાર સાંભળી આસપાસનાં બધાં ગામોનાં સ્ત્રી-પુરુષો તથા બાળ-બચ્ચાં પ્રભુનાં દર્શનોની લાલસાથી ઘાટ ઉપર આવી આવીને એકઠાં થઇ ગયાં. તેઓ બધાં હાથ ઉંચા કરી કરીને નૃત્ય કરવા લાગ્યાં અને આકાશને ધ્રૂજાવી મૂકનાર હરિ-ધ્વનિથી દિશા-ઉપદિશાઓને ગુંજાવવા લાગ્યાં.

પેલે પાર ગૌડ દેશની હદ હતી, ગૌડ દેશની સરહદના મુસલમાન અમલદારે આ ભારે કોલાહલ સાંભળ્યો. આથી તેણે આનું મૂળકારણ જાણવાને માટે એક ગુપ્તચર-જાસૂસને મોકલ્યો. તે દિવસોમાં બન્ને રાજ્યોમાં ભયંકર તાણાતાણી ચાલતી હતી. અહીંથી ગૌડ જવાના ત્રણ રસ્તા હતા. તે ત્રણે યુદ્ધને લીધે બંધ હતા. આપસમાં એક-બીજાને હમેશાં ભયજ રહ્યા કરતો હતો. તે જાસુસ હિંદુનો વેશ ધારણ કરીને પ્રભુની પાસે આવ્યો! પ્રભુનાં દર્શન પામતાંજ તે પોતાની જાતનું ભાન ભૂલી ગયો અને પ્રેમમાં ઉન્મત્ત થઇને જોરથી નૃત્ય કરવા લાગ્યો. તેજ બેભાન અવસ્થામાં તે પોતાના સ્વામી પાસે પહોંચ્યો. પ્રાન્તના અધિપતિએ તેને તેની પ્રસન્નતાનું કારણ પૂછ્યું. તેણે ગદ્ગદ્ કંઠે અટકી અટકીને કહ્યું: "સરકાર! શું કહું, જેમને હું હમણાં જોઇ આવ્યો છું, તેઓ તો જાણે સૌંદર્યના અવતારજ છે. તેમની સૂરત જોતાંજ હું શરીરનું ભાન ભૂલી ગયો. તેમના સ્વરૂપમાં જાદુ છે, હાસ્યમાં માદકતા છે, અને વાણીમાં ઉન્માદકારી રસ છે. આપ તેમને એક વાર

જોઈ લ્યો એટલે બધી વાતો ભૂલી જશો અને તેમના વગર-પૈસાના ગુલામ બની તેમનાં ચરણોમાં આળોટવા લાગશો."

તે ગુપ્તચરના મુખેથી આવી વાત સાંભળીને અધિકારીએ પોતાના એક પરમ વિશ્વાસપાત્ર પ્રધાનને ઓરિસ્સા પ્રાંતના અધિકારીની પાસે મોકલ્યો અને પ્રભુનાં દર્શન કરવાની પોતાની ઈચ્છા પ્રદર્શિત કરી. મંત્રી પણ પ્રભુના વિશ્વવ્યાપી પ્રેમના પ્રભાવથી બચવા પામ્યા નહિ. તેઓ પણ તે અનુપમ રસાસવનું પાન કરીને મસ્ત થઈ ગયા અને તેમણે પ્રેમભર્યાં વચનોમાં પોતાના સ્વામીના ખબર ઉડિયા-અધિકારીને કહી સંભળાવ્યા. યવન અધિકારીની આવી અભૂતપૂર્વ અભિલાષા સાંભળીને ઉડિયાધિકારી પ્રભુના ત્રિલોકપાવન પ્રેમની વારંવાર પ્રશંસા કરતો કરતો કહેવા લાગ્યો:–"મહાપ્રભુ કોઈ એક જણના તો નથી, તેમના ઉપર તો પ્રાણીમાત્રનો સમાન અધિકાર છે. આપના સ્વામી જો પ્રભુનાં દર્શનની ઈચ્છા રાખે છે તો અમારૂં સદ્‌ભાગ્ય છે. તેઓ આવે અને જરૂર જરૂર આવે. અમારાથી બનશે તેટલો તેમનો આદર-સત્કાર કરીશું, પરંતુ તેઓ લશ્કર સાથે ના આવે, પોતાના પાંચ-દશ વિશ્વાસુ સેવકોનીજ સાથે તેમનાં દર્શન માટે આવે."

આ સમાચાર સાંભળતાંજ યવન અધિકારી પોતાના દશ-વીસ વિશ્વાસુ સેવકોની સાથે હિન્દુઓના જેવો પોશાક પહેરીને પ્રભુની પાસે આવ્યા. તેમણે પ્રભુનાં ચરણોમાં વંદન કર્યું. પ્રભુએ તેમને પ્રેમપૂર્વક આલિંગન આપ્યું. તેઓ ઘણી વાર સુધી પ્રભુની સ્તુતિ-વિનય કરતા રહ્યા. ઉડિયા અધિકારીએ તેમનું યથાયોગ્ય સન્માન અને સત્કાર કર્યો. તેમને ઘણી વસ્તુઓ ઉપહાર તરીકે ભેટમાં આપી અને તેમની સાથે પરમ મૈત્રીનો વ્યવહાર કર્યો. પ્રભુનાં દર્શનોથી પોતાને કૃતાર્થ માનીને એ લોકોએ જવાની આજ્ઞા માગી, ત્યારે પ્રભુના સાથી ભક્તોમાંથી મુકુંદ દત્તે યવનાધિકારીને સંબોધીને કહ્યું કે "મહાશય! અમારા પ્રભુ

ગંગાપાર જવા ઇચ્છે છે, શું આપ પાર જવાનો યોગ્ય પ્રબંધ કરી દેશો ?" યવનાધિકારીએ પ્રભુને પ્રાતઃકાળે પાર પહોંચાડવાનું વચન આપ્યું અને તે પ્રભુને તથા બધા ભક્તોને પ્રણામ કરીને પોતાને સ્થાને પાછો ફર્યો.

બીજે દિવસે યવનાધિકારીએ મોકલેલી ઘણી નૌકાઓ આવી પહોંચી. અધિકારીના મુખ્ય મંત્રીએ પ્રભુનાં ચરણ-કમળોમાં પ્રણામ કરીને પ્રસ્થાન કરવા કહ્યું. મહાપ્રભુ બધા ઉડીસા-પ્રાંતના અધિકારીઓને પ્રેમાશ્વાસન આપીને નૌકા પર ચઢયા. તેમની નૌકાની ચારે બાજુ સશસ્ત્ર સૈનિકોવા-ળી ઘણી નાવો જળદસ્યુ-ચાંચિયાઓનો કોઇ પણ જાતનો ભય ન થાય તેટલા માટે પ્રભુના રક્ષણમાટે આગળ પાછળ ચાલવા લાગી. આ તરફ કિનારા ઉપર ઉભા ઉભા ઉડિયા-અધિકારી તથા ગ્રામવાસીઓ આંસુ વહાવતા વહાવતા હરિ-ધ્વનિ કરતા હતા; પેલી બાજુ નાવ ઉપરજ પ્રભુ ભક્તો સાથે સંકીર્તન કરતા હતા. આ પ્રકારે પ્રેમપૂર્વક સંકી-ર્તન કરતાં કરતાં મંત્રેશ્વર નામના નાળાને પાર કરીને પ્રભુ ભક્તો સાથે પિછલદહ પહોચ્યા. ત્યાંથી પ્રભુએ પેલા યવન અધિકારીને વિદાય કર્યો અને તેને પોતાના હાથ વડે જગ-ન્નાથજીનો પ્રસાદ આપ્યો. તે પ્રભુના આપેલા પ્રેમપ્રસાદને પામીને પ્રસન્નતા દર્શાવતો અને પ્રભુના વિયોગથી આકુળ વ્યાકુળ થતો ત્યાંથી પાછો ફર્યો. મહાપ્રભુ તેજ નાવથી પાણીહાટી પહોંચ્યા.

પાણીહાટી ઘાટ ઉપર પ્રભુના આવ્યાના સમાચાર વાતની વાતમાં ફેલાઇ ગયા. ચારે તરફથી સ્ત્રી-પુરુષો આવી આવીને "ગૌરહરિની જય" "શચીનંદનની જય" વગેરે બોલી બોલીને આકાશને ગજાવવા લાગ્યા. ઘાટ ઉપર મનુષ્યોની અપાર ભીડ એકઠી થઈ ગઈ. કોઇ પણ પ્રકારે રાઘવ પંડિત પ્રભુને પોતાને ઘેર લઇ ગયા. ત્યાં એક દિવસ રોકાઇને પ્રભુ બીજે દિવસે પ્રાતઃકાળેજ કુમારહાટી પહોં-ચ્યા. નવદ્વીપના શ્રીવાસ પંડિતનું એક ઘર કુમારહાટીમાં

પણ હતું. તે સમયે તેઓ સહકુટુંબ ત્યાં હતા. પ્રભુના પધારવાથી તેમના સમસ્ત પરિવારમાં પ્રસન્નતા છવાઈ ગઈ. સ્ત્રી-પુરુષ, બાળ-બચ્ચાં બધાં આવી આવીને પ્રભુનાં ચરણોમાં આળોટવા લાગ્યાં. કાંચનપાડાના શિવાનંદ સેન પ્રભુને આગ્રહપૂર્વક પોતાને ઘેર લઈ ગયા અને ત્યાંજ મહાપ્રભુએ મુકુંદ દત્તના ભાઈ વાસુદેવના ઘરને પણ પોતાની ચરણરજથી પાવન કર્યું. એક દિવસ ત્યાં રહીને પ્રભુ બીજે દિવસે શાંતિપુરમાં અદ્વૈતાચાર્યને ત્યાં જવા નીકળ્યા.

શાંતિપુરમાં પહોંચતાં પહેલાંજ સમસ્ત નગરમાં તેમના આગમનની ખબર પહોંચી ગઈ હતી. લોકો દોડતા દોડતા તેમનાં દર્શને જવા લાગ્યા મહાપ્રભુ એ અપાર ભીડ સાથે અદ્વૈતાચાર્યને ઘેર આવ્યા. આચાર્ય પોતાના પુત્ર અચ્યુતને સાથે લઈને પ્રભુનાં ચરણોમાં પડી ગયા. મહાપ્રભુએ તેમને ઉઠાવીને છાતી સરસા લગાવ્યા અને અચ્યુતના મસ્તક ઉપર વારવાર હાથ ફેરવવા લાગ્યા.

આ તરફ કોઈએ જઈને શચી માતાને પણ સમાચાર સંભળાવ્યા કે, પ્રભુ શાંતિપુર આવ્યા છે. છ વર્ષથી છૂટા પડેલા પોતાના સંન્યાસી પુત્રનું મુખ જોવા માટે માતા આકુળ વ્યાકુળ થઈ ઉઠ્યા, અને તેમણે તેજ સમયે આચાર્ય ચંદ્રશેખરને બોલાવ્યા. બધા ભક્તો તત્કાળ શચી માતાના આગણામાં આવીને એકઠા થઈ ગયા. બધા પ્રભુનાં દર્શન માટે વ્યગ્રતા દર્શાવતા હતા. તે સમયે શચી માતાને માટે પાલખી મગાવવામા આવી અને માતા પણ પોતાના જગન્માન્ય પુત્રનું મુખ જોવાની ઇચ્છાથી શાંતિપુર જવાની ઉતાવળ કરવા લાગી.

સંસારમાં મનુષ્ય બધી બાબતોનો થોડોઘણો અનુભવ કરી શકે છે, પરંતુ સતી સાધ્વી આર્ય લલનાઓની વિરહવેદનાને સમજવાની અને સમજીને અનુભવ કરવાની શક્તિ કોઈનામાં પણ નથી. ભક્તો તો પોતાના વહાલા

પ્રભુનાં દર્શન કરવા શાંતિપુર ચાલ્યા જશે. વૃદ્ધ માતા પણ ભક્તોની સાથે પાલખીમાં બેસીને શાંતિપુરમાં પોતાના વહાલા પુત્રનું માથું સૂંઘી આવશે અને પોતાની ઘણા દિવસોની ઇચ્છા પૂરી કરી આવશે. પરંતુ પતિવ્રતા વિષ્ણુપ્રિયાની શી દશા થશે ? બે કોસ ઉપરજ બેઠેલા પોતાના પ્રાણેશ્વરના દર્શનથી તે વંચિતજ રહેશે. તેને માટે તેના પતિ ગમે તો નીલાચલ હોય કે શાંતિપુર–બન્નેજ સ્થાન સરખાં છે. હાય રે સમાજ ! તેં પતિવ્રતાઓને માટે આટલી બધી કઠોરતા શામાટે રાખેલી છે ? રાતદહાડો જેની મૂર્તિ આંખોમાં નૃત્ય કરતી રહે છે, પ્રતિક્ષણે હૃદય જેનું ચિંતન કર્યા કરે છે, તેઓજ પ્રાણપ્રિય પ્રિયતમ આટલા નજીક હોવા છતાં પણ ઘણાજ દૂર જેવા છે ! વિષ્ણુપ્રિયા પોતાની મનોવ્યથા કોની આગળ પ્રકટ કરે ? પ્રકટ કરવાની વાત પણ નહોતી, આ તો હૃદયના ઉંડા ઘાની વેદના હતી. એ તો જેને વીતી હોય તેજ જાણે. બિચારી વાણીનું શું ગજું કે તે એ વેદના વ્યક્ત કરી શકે ! વિષ્ણુપ્રિયા પોતાના પતિના શયનગૃહમાં જઇને છાનાંમાનાં બેસી ગયાં. તે સમયે તેમની આંખોમાં એક પણ આંસુ નહોતું, તેમનું હૃદય દાઝતું નહોતું પણ ધીરે ધીરે સળગતું હતું. તેમાંથી કડવો કડવો ધૂમાડો નીકળી વિષ્ણુપ્રિયાજીના કમળ સમાન વિકસિત મુખને નિસ્તેજ બનાવતો હતો. વિષ્ણુપ્રિયા સામેની ખૂંટી તરફ તાકીને જોઈ રહ્યાં હતાં. એ રાત્રિની બધી બાબતો એકેએકે તેમની દૃષ્ટિ સમક્ષ આવી આવીને પ્રત્યક્ષ નૃત્ય કરવા લાગી. આજ ખીંટી ઉપર એક ઝીણું પીળા રંગનું રેશમનું ઓઢવાનું વસ્ત્ર લટકતું હતું. આજ ખાટલા ઉપર હું એમનાં અરુણ રંગવાળાં કોમળ ચરણોને ધીરે ધીરે દબાવતી હતી. તેઓ વારંવાર મને આલિંગન આપતા અને કહેતા કે "તું તો ગાંડી થઈ છે ! રડે છે શું કામ ! હસ ને ! લે, એક વાર હસ તો !" આમ કહી કહીને તેઓ વારંવાર મારી દાઢીને પોતાની નરમ નરમ આંગળીઓ વડે ઉંચી કરતા હતા. તે સમયે મને નિંદ્રા આવી ગઇ. આ

વિચારોની સાથે સાથેજ, વિષ્ણુપ્રિયાજીને નિદ્રા આવી ગઈ.

શચી માતા શાંતિપુર જવા માટે તરફડતાં હતાં. તેમનું હૃદય તલપાપડ થઈ રહ્યું હતું, તેઓ વિચારતાં કે જો પાંખો હોત તો હું હમણાંજ ઉડીને મારા નિમાઇના ચંદ્રમાના જેવા શીતળ મુખને ચૂમી લેત અને તેના સોના જેવા શરીર ઉપર મારો હાથ ફેરવીને મારી ઘણા દિવસની ઇચ્છા પૂરી કરત. તેઓ અંતિમ સમયમાં વિષ્ણુપ્રિયાને મળવા માટે તેને શોધતાંશોધતાં એજ ઘરમાં જઈ પહોંચ્યાં. ત્યાં જઇને તેમણે જે જોયું તે જોઇને તો તેઓ એકદમ ભયભીત થઈ ઉઠ્યાં. વિષ્ણુપ્રિયાજીની આંખો તદ્દન ઉઘડેલી હતી, તેમની પાંપણો મીંચાતી નહોતી. ચહેરાપર વિરહજન્ય વેદનાની રેખાઓ વ્યક્ત થઇ થઇને તેમના આંતરિક અસહ્ય દુઃખનું સ્પષ્ટ સૂચન કરતી હતી. તેમનું શરીર જડ વસ્તુની પેઠે જેમનું તેમજ સ્થિત હતું, તેમાં જીવનનું કંઈ પણ ચિહ્ન નહોતું. ભયભીત થઇને માતાએ કહ્યુંઃ "બેટા! બેટા! વિષ્ણુપ્રિયા! હાય! બેટા! તું પણ મને દગો દઇને ચાલી ગઇ કે શું?" એમ કહીને માતા પોતાના ધ્રૂજતા હાથો વડે તેના શરીરને ઢંઢોળવા લાગી. આથી તે જલદી ઊઠીને આમ તેમ બાવરી બનીને જોતી જોતી કહેવા લાગીઃ "શું સાચેજ, તેઓ મને ઉંઘતીજ છોડીને ચાલ્યા ગયા! હાય! હું લૂંટાઈ ગઇ. મારૂં સર્વસ્વ લૂંટાઈ ગયું. આ જુઓ, ખીંટી તો ખાલી પડી છે, તેમનું પીતામ્બર પણ નથી." એમ કહીને વિષ્ણુપ્રિયા પછાડ ખાઇને ફરીથી પડી ગયાં. માતાએ પોતાના હાથનો ટેકો આપતાં કહ્યુંઃ "બેટા! તું શું કહે છે? અરે ગાંડી! આ તને શું થઇ ગયું છે? હું શાંતિપુર જાઉં છું; તું શું કહે છે?"

માતા પોતાની વહુની આંતર્વેદના સમજી ગઇ. નારીહૃદયની વેદના નારીહૃદયજ સમજી શકે છે. વિષ્ણુપ્રિયાજીને હવે ભાન આવ્યું. તેમણે પોતાના ભાવોને છુપાવતાં કહ્યુંઃ "માતાજી! મને ઊંઘ આવી ગઈ હતી, તેમાં કોણ

જાણે મેં કેવુંયે સ્વપ્ન જોયું ! તેમાં કંઈક બકવા લાગી હોઈશ. હા, આપ શાંતિપુર જાઓ છો, જાવ. એમને જોઈ આવો. મારા ભાગ્યમાં એમનાં દર્શન નિર્માયેલાં નથી. અરે ના, ના, મારે એટલુંજ સદ્ભાગ્ય શું ઓછું છે કે તેમનાં દર્શન માટે લાખો માણસો જાય છે. આપ જાઓ, મારી ચિંતા ના કરશો.''

પોતાની પુત્રવધૂનાં આવાં દૃઢતાપૂર્ણ વચનો સાંભળીને માતાનું હૃદય ફાટવા લાગ્યું. તેમણે પોતાની છાતી મજબૂત બનાવીને એ આંતરિક દુઃખ દર્શાવ્યું નહિ અને પોતાની વહુ તરફ જોતાં જોતાં તેઓ પોતાની પાલખીમાં બેસી ગયાં. નિત્યાનંદ, વાસુદેવ, ચન્દ્રશેખર આચાર્યરત્ન તથા અન્યાન્ય સેંકડો ભક્તો સંકીર્તન કરતા કરતા શચી માતાની પાલખીની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

મહાપ્રભુએ માતાના આગમનના સમાચાર સાંભળ્યા કે તરતજ તેઓ ઉઠીને બારણા આગળ આવ્યા. તેમણે પોતાના હાથો વડે માતાને પાલખીમાંથી ઉતાર્યાં અને તેઓ અજ્ઞાન બાળકની પેઠે તેમનાં ચરણોમાં આળોટવા લાગ્યા પ્રભુનાં ચરણોમાં નિત્યાનંદજી પડ્યા હતા અને બીજા ભક્તો એકબીજાનાં ચરણો પકડીને રુદન કરતા હતા. ઘણી વાર સુધી આ કરુણાપૂર્ણ પ્રેમદૃશ્ય જેમનું તેમ રહ્યું; ત્યારે માતાએ પોતાના ધ્રૂજતા હાથો વડે સિંહ સમાન પોતાના તેજસ્વી પુત્રને ઉઠાડીને છાતી સરસો દબાવ્યો. માતાનાં સ્તનોમાંથી આપોઆપજ દૂધ નીકળવા લાગ્યું અને તે દૂધથી પૃથ્વી ભીંજાઈ ગઈ. માતાએ પુત્રના શરીરે લાગેલી ધૂળ પોતાના પાલવથી લૂછી, પુત્રનું મુખ ચૂમ્યું, તેના માથાને સૂંઘ્યું અને સમસ્ત શરીર ઉપર હાથ ફેરવવા લાગ્યાં. પ્રેમને લીધે તે કંઈ કહી શકયાં નહિ. ઘણી વાર પછી પ્રભુ માતાને સાથે લઈને અંદર ઘરમાં ગયા. તેઓ વિવિધ પ્રકારે માતાની સ્તુતિ કરવા લાગ્યા, પોતાના ગૃહત્યાગરૂપી અપરાધને માટે ક્ષમા માગવા લાગ્યા અને

માતા પ્રત્યે અત્યંત પ્રેમ દર્શાવવા લાગ્યા. માતા આટલા દિવસો પછી પોતાના વહાલા પુત્રને પામીને પરમ પ્રસન્ન થયાં અને પોતાનાં આંસુઓથી તેમનાં વસ્ત્રને ભીંજવતાં ભીંજવતાં ભાતભાતનાં પ્રેમવાક્યો કહેવા લાગ્યાં. તે સમયે માતા–પુત્રનું આ સંમિલન અપૂર્વજ હતું. રાત્રે બધા ભક્તો-એ મળીને સંકીર્તન કર્યું. માતાએ પોતાના હાથો વડે પોતાના સંન્યાસી પુત્રને ભોજન કરાવ્યું. માતાના સંતોષ ખાતર તે દિવસે તેમણે ખૂબ ભોજન કર્યું. બીજે દિવસે તેમણે ભક્તો સાથે માતાને વિદાય કર્યાં. માતાએ ઘેર આવવાનો આગ્રહ કર્યો. તેમણે વચન આપ્યું કે, હજુ તો પાંચ-સાત દિવસ હું અહીંજ છું, બનશે તો આવીશ. માતા ફરીથી મળવાની આશા રાખીને નવદ્વીપ પાછાં ફર્યાં.





# વિષ્ણુપ્રિયાજીને સંન્યાસી સ્વામીનાં દર્શન

पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा।
पतिलोकमभीप्सन्ती नाचरेत्किञ्चिदप्रियम् ॥
( સુભાષિત રત્નભાંડાગાર ૩૬૬–૧૭ )

અર્થાત્ સતી સ્ત્રીનો એજ પરમ ધર્મ છે કે (અગ્નિને સાક્ષી રાખીને એક વાર) જેણે તેનું પાણિગ્રહણ કર્યું છે, તે પતિ ગમે તો જીવિત હોય કે મરી ગયો હોય, બસ, તેનીજ સાથે પતિલોકમાં રહેવાની ઇચ્છા કરતી કરતી તેની ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ આચરણ ન કરે.

મારો પોતાનો એવો વિશ્વાસ છે અને શાસ્ત્રોનો પણ એજ સિદ્ધાંત છે કે, આ સંસાર એકાંતવાસી તપસ્વી મહાપુરુષોના પુણ્ય તથા પતિવ્રતાઓના પતિવ્રતધર્મના પ્રભાવથીજ સ્થિત રહ્યો છે. શાસ્ત્રોનો એજ અભિપ્રાય છે કે, સંસાર ધર્મને લીધેજ ટકી રહેલો છે અને સ્ત્રી-પુરુષોને માટે સંસારી ભોગ્ય પદાર્થોની આસક્તિ છોડીને પ્રભુ સાથે પ્રેમ કરવો યા મન, વચન અને કર્મથી પતિવ્રતધર્મનું પાલન કરવું એજ પરમ ધર્મ દર્શાવવામાં આવ્યો છે. તપસ્વીને માન-સન્માનની ઇચ્છા પાછળથી થઇ શકે છે. ભગવદ્–ભક્તિ પણ પ્રસિદ્ધિને માટે કરી શકાય છે; પરંતુ પતિવ્રતાને તો સંસાર સાથે કશી મતલબજ નથી. તે તો માલતીનાં ફૂલની પેઠે નિર્જન પ્રદેશમાં વિકાસ પામે છે, અને પોતાના વહાલાને પ્રસન્ન કરીને અંતે કરમાઇને ત્યાંજ

નાશ પામે છે. તેની શુભ સુગંધ સંસારમાં પ્રસરીને લોકોનું કલ્યાણ અવશ્ય કરે છે, પરંતુ એ તો કોઇ પરમ વિવેકી પુરુષ જ સમજી શકે છે. સર્વસામાન્ય લોકોને તો તેના અસ્તિત્વની પણ ખબર પડતી નથી. તેથી કહું છું કે, પતિવ્રતાનો ધર્મ, એ યોગ, યજ્ઞ, જપ, પાઠ–પૂજા અને બીજાં બધાં સાધનોથી પરમ શ્રેષ્ઠ છે. એક સાચી પતિવ્રતા સમસ્ત સંસારને હચમચાવી શકે છે, પરંતુ એવી પતિવ્રતાઓ ઘણી થોડી હોય છે.

વાચકો ! વિષ્ણુપ્રિયાજીની મનોવ્યથાને સમજો. આટલી નાની ઉંમરમાં એને પોતાના પ્રાણેશ્વરની અસહ્ય વિરહ–વેદના સહન કરવી પડી છે તેના પ્રાણેશ્વર ભક્તોને માટે ભગવાન છે. તેઓ જીવોનો ઉદ્ધાર પણ કરે છે. અસંખ્ય જીવો તેમની કૃપાથી સંસારસાગરથી પાર ઉતરી ગયા છે. ભક્તોને માટે તેઓ સાક્ષાત્ નારાયણ છે. ભલે હોય, પરંતુ તેનેમાટે તો તેઓ તેના પતિ–હૃદયરમણ પતિ-જ છે. તેની પાસે તેમનું સ્થૂલશરીર નથી તો ભલે, પરંતુ તેના હૃદયમાં તો પતિની મૂર્તિ સદા વિરાજમાન છે, પતિ-ને છોડીને બીજા કોઈનું તે ચિંતનજ કરતી નથી ! અહો, ધન્યછે એની એકનિષ્ઠ પતિભક્તિને !

વિષ્ણુપ્રિયાજીની આંતરિક ઇચ્છા હતી કે, ફરીથી એક વાર આ જીવનમાં પોતાના આરાધ્યદેવનાં દર્શન થઇ જાય તો સારૂ, પણ તે પોતાની ઇચ્છા પ્રગટ કેમ કરીને કરી શકે અને કોની આગળ પ્રગટ કરે ? જો કોઇને કહે તો પણ તેઓ તો સ્વતંત્ર ઈશ્વર છે, કોઇની વાત માનેજ કેમ ? તેથી પોતાના મનોગત ભાવોને હૃદયમાંજ દબાવીને તે પોતાના ઇષ્ટદેવનાં ચરણોમાંજ મનોમન પ્રાર્થના કરવા લાગ્યાં. તે પ્રેમાકર્ષણ પર વિશ્વાસ રાખીને કહેવા લાગ્યાં કેઃ–" તેઓ તો મારા અંતરની એકે એક વાત જાણનારા છે. જો મારો પ્રેમ સાચો હશે, તો તેઓ અહીંજ મને દર્શ-

રહ્યાં. સાચેજ, પ્રેમમાં ઘણું ભારે આકર્ષણ છે. હૃદયમાં લગની લાગવી જોઈએ, વહાલાના પ્રત્યે પૂર્ણ વિશ્વાસ હોય, હૃદય તેને માટે તરફડતું હોય અને સ્નેહ સાચો હોય તો પછી મળવામાં સદેહજ શો છે?

જાપર જાકો સત્ય સનેહૂ, સો તેહિ મિલઇ ન કછુ સંદેહૂ.

મન કોઇ દશ–વીસ તો છેજ નહિ. અગ્નિની પેઠે મન સર્વત્ર એકજ છે. પાત્રભેદથી મન એમજ ગંદુ અને નિર્મળ બની જાય છે. જો બે મન નિર્મળ અને પવિત્ર બની જાય તો શરીર ભલેને ગમે ત્યાં પડયુ રહે, તોપણ બન્નેના મનોગત ભાવોને બન્નેજ લાખ કોસ ઉપર બેઠા હોવા છતાં પણ સમજવાને સમર્થ થઇ શકે છે. શાંતિપુરમાં બેઠાં બેઠાં પ્રભુને પણ વિષ્ણુપ્રિયાજીનો તારવિનાનો તાર મળી ગયો. જાણે પ્રભુ તેમનેજ કૃતાર્થ કરવા માટે નવદ્વીપ જવાની ઇચ્છાથી અદ્વૈતાચાર્ય પાસેથી વિદાય લઇને વિદ્યાનગર તરફ ચાલી નીકળ્યા. ત્યાં જઇને પ્રભુ સાર્વભૌમ ભટ્ટાચાર્યના ભાઈ વિદ્યાવાચસ્પતિને ઘેર ઉતર્યા. તેમનાં દર્શન માટે લોકોની અપાર ભીડ થવા લાગી. જે કોઇ સાંભળતું તે હોડીથી, ઘડાઓથી તથા હાથો વડે તરીને ગંગાજી પાર કરીને વિદ્યાનગર પ્રભુનાં દર્શન માટે ચાલી નીકળતું. તે સમયે બન્ને ઘાટો ઉપર માણસોનાં માથાંજ માથાં દેખાતા હતાં. પ્રભુના ત્યા પહોચવાથી એક પ્રકારનો મેળોજ ભરાઈ ગયો હતો. ગંગાજીનાં જંગલો મનુષ્યોના અવરજવરથી સુદર રાજમાર્ગવાળાં બની ગયાં હતાં. લોકો મહાપ્રભુનો જયજયકાર પોકારીને મહાન્ કોલાહલ કરી મૂકતા હતા અને પ્રભુનાં દર્શન માટે પોતાની આતુરતા દર્શાવતા હતા.

મહાપ્રભુ આ ભીડ અને કોલાહલથી કંટાળી જઇને પોતાના બે–ચાર ભક્તો સાથે ધીરેથી મનુષ્યોની નજર ચૂકાવીને વિદ્યાનગરથી કુલિયા તરફ ચાલ્યા ગયા. પ્રભુનાં દર્શન ન પામવાથી લોકો વાચસ્પતિ પંડિતને સતાવવા

લાગ્યા. તેમને જાતજાતની આડીઅવળી વાતો સંભળાવવા લાગ્યા. અંતે જ્યારે તેમને ખબર પડી કે, પ્રભુ તો ત્યાંથી છાનામાના ચાલ્યા ગયા છે, ત્યારે તો તેમના દુઃખનું ઠેકાણુંજ રહ્યું નહિ. તેઓ બધા પ્રભુના વિરહમા મોટેથી રુદન કરવા લાગ્યા. એટલામાંજ એક બ્રાહ્મણે આવીને ખબર આપ્યા કે, તેઓ તો કુલિયા પહોંચી ગયા છે. એટલે વાચસ્પતિએ અપાર ભીડની આગળ થઇને કુલિયા તરફજ ચાલી નીકળ્યા. કુલિયા પહોંચીને લોકોએ પ્રભુનાં દર્શન માટે પોતાની વ્યગ્રતા દર્શાવી, એટલે તેમણે અગાશીમાં જઇને પોતાનાં દર્શનોથી લોકોને કૃતાર્થ કર્યા. ઘણા લોકો પ્રભુનાં દર્શનોથી પોતાને ધન્ય માનતા પોતપોતાને સ્થાને પાછા ફર્યા; પરંતુ જેટલા લોકો જતા હતા, તેટલાજ બીજા પણ આવી પહોંચતા હતા; એટલે સાંજ સુધી આજ દૃશ્ય ચાલુ રહ્યું.

પ્રભુના આવા લોકવ્યાપી પ્રભાવને જોઇને પહેલાં જેમણે એમનો દ્વેષ કર્યો હતો, તેઓ બધા પોતાનાં પૂર્વકૃત્યો ઉપર પશ્ચાત્તાપ દર્શાવતા પ્રભુને શરણે આવ્યા અને પોતપોતાના અપરાધો માટે તેમની પાસે ક્ષમા માગી. વિરોધીઓનાં હૃદય તેમના સંન્યાસને જોતાંજ માખણ જેવાં કોમળ થઇ ગયાં હતાં. ત્યાગ એજ પ્રેમનું ભૂષણ છે. ત્યાગ વિના પ્રેમ ઉપજતોજ નથી. સંગ્રહી અને પરિગ્રહીના જીવનમાં પ્રેમ શી રીતે ઉત્પન્ન થઈ શકે? પ્રભુના પ્રેમના પ્રભાવથી એ પાપકર્મવાળા નિંદકોનાં હૃદયોમાં પણ પ્રેમની લહેરો હિલોરા મારવા લાગી. સૌથી પહેલાં તો વિદ્યાનગરના પરમ ભાગવત પંડિત દેવાનંદજી પ્રભુને શરણે આવ્યા અને તેમણે માત્ર પોતાના અપરાધ માફ કરવાની યાચના ના કરી, પરંતુ તેમની પાસેથી વચન લઈ લીધું કે, અહીં આવીને જે કોઇ પણ આપની પાસે પોતાના પૂર્વકૃત અપરાધોની ક્ષમા માગે તેમને આપ કૃપાપૂર્વક ક્ષમા આપજો. મહાપ્રભુના વિશાળ હૃદયમાં કોઇના પૂર્વકૃત અપરાધોનું સ્મરણજ નહોતું; તેઓ મહા-

જાતને વંચિત શા માટે રાખું ? એમ વિચારીને વિષ્ણુ-પ્રિયાજી જેવાં બેઠાં હતાં તેવાંજ પ્રભુનાં ચરણકમળોનો સ્પર્શ કરવા ગયાં.

તેમણે વેણી બાંધવાનું બંધ કરી દીધું હતું, શરીરનાં બધાં અંગોનાં આભૂષણ ઉતારી મૂક્યાં હતાં, આહાર પણ ઘણોજ ઓછો કરી નાખ્યો હતો. નિત્યના ઓછા આહારથી તેમનું શરીર ક્ષીણ થઈ ગયું હતું. તેઓ નિરંતર પ્રભુનુંજ ધ્યાન કર્યા કરતાં હતાં. પ્રભુદર્શનની લાલસાથી ક્ષીણ કાયા અને મેલાં વસ્ત્રવાળાં વિષ્ણુપ્રિયાજી પોતાના સમસ્ત શરીરને સંકોચતાં જલદીથી પ્રભુના તરફ ચાલ્યાં. પ્રભુ નજર ઉંચી કરીને કોઇના તરફ જોતા નહોતા, તેઓ જમીન તરફજ ઉભા ઉભા જોઇ રહ્યા હતા. તેજ સમયે તેમણે જોયું કે, મલિન વસ્ત્રો પહેરીને એક સ્ત્રી તેમનાં ચરણોમાં આવીને પડી છે. સ્ત્રી-સ્પર્શથી ભયભીત થઇને પ્રભુ બે પગલાં પાછા હઠી ગયા. વિષ્ણુપ્રિયાજી ડૂસકાં ભરી ભરીને ધીરે ધીરે રુદન કરવા લાગ્યાં. પ્રભુએ રૂંધાયેલા અવાજમાં પૂછ્યું કે "તું કોણ છે ?"

હાય રે વૈરાગ્ય ! તારી આવી નિર્દય કઠોરતાને વારંવાર ધિક્કાર છે ! જે પોતાના શરીરનું અર્ધું અંગ કહેવાય છે, જેને માટે સ્વામી સિવાય બીજું કોઈ છેજ નહિ, તેનોજ નિર્દય સ્વામી, તેના જીવનનું સર્વસ્વ, તેનો ઇષ્ટદેવ તેને પૂછે છે કે "તું કોણ છે ?" આકાશ ! તું તૂટી કેમ નથી પડતું ? પૃથ્વિ ! તું ફાટી કેમ જતી નથી ? વિષ્ણુપ્રિયાજી ચૂપ રહ્યાં, તેમણે વિચાર્યું કે, કોઈ બીજુંજ મારો પરિચય કરાવે તો સારૂં, પરંતુ બીજા કોની હિંમત હતી ? સઘળાની વાણી બંધ થઈ ગઇ હતી, ચારે તરફ સ્તબ્ધતા છવાઇ ગઇ હતી. વિષ્ણુપ્રિયાજીએ જ્યારે જોયું કે કોઈ પણ કંઇ કહેતું નથી, ત્યારે તેઓ પોતેજ ધીરે ધીરે કરુણ સ્વરે કહેવા લાગ્યાં કે "હું આપનાં ચરણોની અત્યંતજ ક્ષુદ્ર દાસી છું."

ચૂપચાપ ઉભા રહીને કંઈક વિચાર કરતા હતા, કોઇની કંઈ કહેવાની હિંમત ચાલી નહિ ! એટલે પ્રભુ પગમાં પાવડીઓ પહેરીને ધીરે ધીરે શચી માતાની સાથે ઘર તરફ ચાલવા લાગ્યા. એકે એકે તેમને બધી વાતો યાદ આવવા લાગી. પાંચ–છ વર્ષ પહેલાં જે ઘાટે સ્નાન કરતા હતા, તે ઘાટ આટલા બધા માણસો હોવા છતાં પણ સૂનો સૂનો જણાવા લાગ્યો. બધા પૂર્વપરિચિત વૃક્ષો જાણે હાલી હાલીને પ્રભુનું સ્વાગત કરી રહ્યા છે. એજ ભુવનો, એજ હવેલીઓ, એજ પ્રાચીન માર્ગો, એજ દેવસ્થાનો પ્રભુની સ્મૃતિને ફરીથી તાજી કરવા લાગ્યાં. મહાપ્રભુ નંચી દષ્ટિ રાખીને આગળ આગળ જતા હતા. તેમની પાછળ લોકોની અપાર ભીડ હરિધ્વનિ કરતી કરતી આવતી હતી. ઘર આગળજ આવીને પ્રભુ ઉભા રહી ગયા. વિષ્ણુપ્રિયાજીનું દિલ ધડકવા લાગ્યું. તે પોતાના પ્રેમના આટલા બધા વેગને સહન કરવા સમર્થ થઈ શક્યાં નહિ. ઝરૂખામાંથી તેમણે પોતાના જીવનસર્વસ્વની ઝાખી કરી. મસ્તક મુંડાવેલા અને ભગવા વસ્ત્ર ધારણ કરેલા પ્રભુને વિષ્ણુપ્રિયાજીએ હમણાંજ સૌથી પહેલી વાર જોયા છે. તેમના પ્રકાશમાન ચહેરાને જોઇને વિષ્ણુપ્રિયાજી ચિત્રમાં આલેખેલી મૂર્તિ જેવાં બની ગયા. તેમનાં નેત્રોમાંથી નીકળતાં સતત અશ્રુઓજ તેમની સજીવતા દર્શાવતાં હતાં.

વિષ્ણુપ્રિયાજીની ઇચ્છા પોતાના પ્રાણેશ્વરનાં ચરણ-કમળોમાં નમન કરીને કંઈક પ્રાર્થના કરવાની હતી; પરંતુ આટલી અપાર ભીડમાં કુલ–વધૂ બહાર કેમ કરીને જાય ? એમ વિચારીને તે વિમાસણમાં પડી ગયા. પછી તેમણે વિચાર્યું કે જ્યારે તેઓ આટલે સુધી આવ્યા છે, સંન્યાસી હોવા છતાં પણ તેમણે આટલી દયા દર્શાવી છે, તો મને હવે બહાર જવામાં શી શરમ ? લોક–લાજ વગેરે તો એમનાં ચરણોની પ્રાપ્તિને માટે જ છે. જ્યારે એ ચરણો સાક્ષાત સમક્ષજ હાજર છે, તો તેમના સ્પર્શસુખથી મારી

પુરુષ હતા. તેઓ સંસારી લોકોના સ્વભાવથી વિવશ થઇને કોઇએ કહેલાં વચનો માટે ખોટું જ શામાટે લગાડે ? તેઓ તો જાણતા હતા કે-'सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि' જ્ઞાની પુરુષ પણ પોતાની પ્રકૃતિ અનુસારજ બધી ચેષ્ટાઓ કરે છે, તેથી કોઇની ગમે તેવી વાતનું ખોટું લગાડવું જોઇએ નહિ; તેમ છતાં પણ તેમણે દેવાનંદજીની પ્રસન્નતા માટે અપરાધ માફ કરવાની હા પાડી. બધાએ પ્રભુનાં ચરણોમાં આત્મસમર્પણ કર્યું અને પ્રભુ તેમને ભેટ્યા.

પ્રભુના નાના-મોટા બધા ભક્તોનાં સ્ત્રી-બાળકો કુલિયા આવીને તેમનાં દર્શન કરી ગયાં હતાં. શચી માતા શાંતિપુરમાંજ મળી આવ્યાં હતાં. કોઇ પણ ભક્ત પ્રભુનાં દર્શનોથી વંચિત રહેલો નહોતો. મહાપ્રભુ પાંચ-સાત દિવસ કુલિયામાં રોકાયા. એટલા દિવસો સુધી કુલિયામાં મેળોજ ભરાયેલો રહ્યો હતો. તેમ છતાં પણ એકાંતમાં પ્રભુનું ચિંતન કરતાં વિષ્ણુપ્રિયાજી પોતાના ઘરની અંદરજ બેસી રહ્યાં હતાં. તે એક સતી સાધ્વી-કુલવધૂની પેઠે ઘર બહાર નીકળ્યાં નહિ, પરંતુ જાણે તેમનેજ પોતાનાં દર્શનોથી કૃતાર્થ કરવા માટે પ્રભુએ નવદ્વીપ જવાની ઈચ્છા પ્રગટ કરી. આથી ભક્તોના આનંદનું ઠેકાણું રહ્યું નહિ. તેજ સમયે નૌકા મંગાવવામાં આવી અને પ્રભુ પોતાના પાંચ-દશ અંતરંગ ભક્તો સાથે ગંગા પાર ઉતરીને નવદ્વીપ ઘાટે પહોંચ્યા. ઘાટનાં પગથિયાં ઉપર ચઢીને પ્રભુ શુક્લામ્બર બ્રહ્મચારીજીની ઝૂપડીએ પહોંચ્યા. બ્રહ્મચારીજી પોતાના ભાગ્યની ઘણી ઘણી પ્રશંસા કરતા કરતા પ્રભુના ચરણોમાં આળોટવા લાગ્યા. ક્ષણ વારમાજ આ સમાચાર આખા નગરમાં ફેલાઇ ગયા. લોકો ચારે બાજુથી આવી આવીને પ્રભુનાં દર્શનોથી પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. સમાચાર મળતાંજ શચી માતા પણ જ્યાં બેઠાં હતાં, ત્યાંથી દોડી આવ્યાં. પ્રભુએ માતાનાં ચરણોમાં પ્રણામ કર્યા. માતા પોતાનાં અશ્રુઓથી પ્રભુનાં વસ્ત્રો ભીંજવવા લાગ્યાં. પ્રભુ

ચૂપચાપ ઉભા રહીને કંઇક વિચાર કરતા હતા, કોઈ
કંઈ કહેવાની હિંમત ચાલી નહિ ! એટલે પ્રભુ પગ
પાવડીઓ પહેરીને ધીરે ધીરે શચી માતાની સાથે
તરફ ચાલવા લાગ્યા. એકે એકે તેમને બધી વાતો ર
આવવા લાગી. પાંચ-છ વર્ષ પહેલાં જે ઘાટે સ્નાન કર
હતા, તે ઘાટ આટલા બધા માણસો હોવા છતાં પણ સૂ
સૂનો જણાવા લાગ્યો. બધાં પૂર્વપરિચિત વૃક્ષો જાણે હા
હાલીને પ્રભુનું સ્વાગત કરી રહ્યાં છે. એજ ભુવનો, એ
હવેલીઓ, એજ પ્રાચીન માર્ગો, એજ દેવસ્થાનો પ્રભુ
સ્મૃતિને ફરીથી તાજી કરવા લાગ્યાં. મહાપ્રભુ નીચી દ
રાખીને આગળ આગળ જતા હતા. તેમની પાછળ લોકો
અપાર ભીડ હરિધ્વનિ કરતી કરતી આવતી હતી.
આગળજ આવીને પ્રભુ ઉભા રહી ગયા. વિષ્ણુપ્રિયાજી
દિલ ધડકવા લાગ્યું. તે પોતાના પ્રેમના આટલા બ
વેગને સહન કરવા સમર્થ થઈ શક્યાં નહિ. ઝરૂખામાં
તેમણે પોતાના જીવનસર્વસ્વની ઝાંખી કરી. મસ્તક મું
વેલા અને ભગવાં વસ્ત્ર ધારણ કરેલા પ્રભુને વિષ્ણુપ્રિ
જીએ હમણાંજ સૌથી પહેલી વાર જોયા છે. તેમના પ્રકા
માન ચહેરાને જોઈને વિષ્ણુપ્રિયાજી ચિત્રમાં આલેખે
મૂર્તિ જેવાં બની ગયાં. તેમનાં નેત્રોમાંથી નીકળતાં સત
અશ્રુઓજ તેમની સજીવતા દર્શાવતાં હતાં.

વિષ્ણુપ્રિયાજીની ઇચ્છા પોતાના પ્રાણેશ્વરનાં ચર
કમળોમાં નમન કરીને કંઇક પ્રાર્થના કરવાની હતી; પર
આટલી અપાર ભીડમાં કુલ-વધૂ બહાર કેમ કરીને જાય
એમ વિચારીને તે વિમાસણમાં પડી ગયાં. પછી તેમ
વિચાર્યું કે જ્યારે તેઓ આટલે સુધી આવ્યા છે, સંન્ય
સી હોવા છતાં પણ તેમણે આટલી દયા દર્શાવી છે,
મને હવે બહાર જવામાં શી શરમ ? લોક-લાજ વગેરે
એમનાં ચરણોની પ્રાપ્તિને માટે જ છે. જ્યારે એ ચરણ
સાક્ષાત સમક્ષજ હાજર છે, તો તેમના સ્પર્શસુખથી મા

જાતને વંચિત શા માટે રાખું ? એમ વિચારીને વિષ્ણુપ્રિયાજી જેવાં બેઠાં હતાં તેવાંજ પ્રભુનાં ચરણકમળોનો સ્પર્શ કરવા ગયાં.

તેમણે વેણી બાંધવાનું બંધ કરી દીધું હતું, શરીરનાં બધાં અંગોનાં આભૂષણ ઉતારી મૂક્યાં હતાં, આહાર પણ ઘણોજ ઓછો કરી નાખ્યો હતો. નિત્યના ઓછા આહારથી તેમનું શરીર ક્ષીણ થઈ ગયું હતું. તેઓ નિરંતર પ્રભુનુંજ ધ્યાન કર્યા કરતાં હતાં. પ્રભુદર્શનની લાલસાથી ક્ષીણ કાયા અને મેલાં વસ્ત્રવાળાં વિષ્ણુપ્રિયાજી પોતાના સમસ્ત શરીરને સંકોચતાં જલદીથી પ્રભુના તરફ ચાલ્યાં. પ્રભુ નજર ઉંચી કરીને કોઈના તરફ જોતા નહોતા, તેઓ જમીન તરફજ ઉભા ઉભા જોઇ રહ્યા હતા. તેજ સમયે તેમણે જોયું કે, મલિન વસ્ત્રો પહેરીને એક સ્ત્રી તેમનાં ચરણોમાં આવીને પડી છે. સ્ત્રી-સ્પર્શથી ભયભીત થઈને પ્રભુ બે પગલાં પાછા હઠી ગયા. વિષ્ણુપ્રિયાજી ડૂસકાં ભરી ભરીને ધીરે ધીરે રુદન કરવા લાગ્યાં. પ્રભુએ રૂંધાયેલા અવાજમાં પૂછ્યું કે "તું કોણ છે ?"

હાય રે વૈરાગ્ય ! તારી આવી નિર્દય કઠોરતાને વારંવાર ધિક્કાર છે ! જે પોતાના શરીરનું અર્ધું અંગ કહેવાય છે, જેને માટે સ્વામી સિવાય બીજું કોઈ છેજ નહિ, તેનોજ નિર્દય સ્વામી, તેના જીવનનું સર્વસ્વ, તેનો ઇષ્ટદેવ તેને પૂછે છે કે "તું કોણ છે ?" આકાશ ! તું તૂટી કેમ નથી પડતું ? પૃથ્વિ ! તું ફાટી કેમ જતી નથી ? વિષ્ણુપ્રિયાજી ચૂપ રહ્યાં, તેમણે વિચાર્યું કે, કોઈ બીજુંજ મારો પરિચય કરાવે તો સારૂ, પરંતુ બીજા કોની હિંમત હતી ? સઘળાની વાણી બંધ થઈ ગઇ હતી, ચારે તરફ સ્તબ્ધતા છવાઇ ગઇ હતી વિષ્ણુપ્રિયાજીએ જ્યારે જોયુ કે કોઈ પણ કંઇ કહેતું નથી, ત્યારે તેઓ પોતેજ ધીરે ધીરે કરુણ સ્વરે કહેવા લાગ્યાં કે "હું આપનાં ચરણોની અત્યંતજ ક્ષુદ્ર દાસી છું."



પ્રભુએ વિષ્ણુપ્રિયાને પોતાની પાદુકાઓ આપી.

મહાપ્રભુને હવે ભાન આવ્યું, તેમણે કંઇક અટકી જઇને કહ્યું: "તું શું ઇચ્છે છે ?"

ઘણીજ ભયભીત વાણીમાં તેમણે કહ્યું: "હું આપની કૃપા ઇચ્છું છું."

પ્રભુએ નીચી દૃષ્ટિ કરીને કહ્યું: "વિષ્ણુપ્રિયે ! તું તારા નામને સાર્થક કર. સંસારમા વિષ્ણુની ભક્તિ એજ સાર છે, તેનેજ પ્રાપ્ત કરીને આ જીવનને સફળ બનાવ."

રડતાં રડતાં વિષ્ણુપ્રિયાજીએ કહ્યુ: "આપના સિવાય કોઇ બીજા વિષ્ણુ છે એ હું નથી જાણતી અને જાણવાની ઇચ્છા પણ નથી. મારા તો વિષ્ણુ, કૃષ્ણ, શિવ જે કંઇ છે તે આપજ છો. આપનાં ચરણો સિવાય મને કોઇ બીજો આધાર નથી."

આ હૃદયવિદારક વચનો સાભળીને ત્યાં ઉભેલાં બધાં સ્ત્રીપુરુષોના હૃદય ફાટવા લાગ્યા બધાના નેત્રામાથી જળધારાઓ વહેવા લાગી. વિષ્ણુપ્રિયાજીએ ફરી કહ્યું: "પ્રભો ! સાભળ્યુ છે કે, આપ જગતનો ઉદ્ધાર કરો છો, તો પછી અભાગિણી વિષ્ણુપ્રિયાને જગતની બહાર શામાટે કાઢી મૂકવામાં આવી છે? એના ઉદ્ધારની વારી કેમ આવતી નથી?"

પ્રભુએ કહ્યુ: "તારી શી અભિલાષા છે ?" ડૂસકાં ખાતાં ખાતા અચકાઇ અચકાઇને વિષ્ણુપ્રિયાજીએ કહ્યુ: "મને જીવન ગાળવા માટે કંઇક આધાર મળવો જોઇએ. આપનાં ચરણોમા આ કગાળ ભિખારણ એનીજ ભીખ માગી રહી છે."

થોડી વાર વિચાર કરીને પ્રભુએ પોતાના ચરણોની બન્ને પાવડીઓ ઉતારતા કહ્યુ: "દેવિ! અમ સંન્યાસીઓની પાસે તને આપવા માટે બીજું છેજ શું ? આ લે, તું આ પાદુકાઓને આધારે તારૂ જીવન વ્યતીત કર."

આટલું સાંભળતાંજ વિષ્ણુપ્રિયાએ ધૂળવાળું થયેલું પોતાનું મસ્તક ઉંચું કર્યું અને ધ્રૂજતી આંગળીઓ વડે એ બન્ને પાદુકાઓને મસ્તકે ચઢાવીને તેઓ રુદન કરવા લાગ્યાં. તે સમયે જનસમૂહમાં હાહાકાર મચી ગયો, સૌ કોઇ મોટેથી રુદન કરવા લાગ્યાં. પ્રભુ તેજ સમયે માતાને પ્રણામ કરીને પાછા ફર્યા. માતા પોતાના વહાલા પુત્રને જતો જોઇ મૂર્છિત થઇને પૃથ્વી પર પડી ગયાં અને પ્રભુ પાછળની બાજુએ જોયા સિવાયજ જલદીથી ભીડને હઠાવતા આગળ ચાલવા લાગ્યા. ઘણા ભક્તો જલદીથી આગળ જઇને લોકોને હઠાવવા લાગ્યા. આ પ્રકારે થોડી વાર જ નવદ્વીપમાં રોકાઇને પ્રભુ નાવ વડે પેલે પાર પહોંચી ગયા, અને વૃંદાવન જવાની ઈચ્છાથી ગંગાજીને કિનારે કિનારેજ આગળની બાજુએ ચાલવા લાગ્યા. સેંકડો મનુષ્યો ઘરબારની કંઇ પણ પરવા નહિ કરતાં તેજ સમયે પ્રભુની સાથે સાથેજ વૃંદાવન જવાની ઇચ્છાથી તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. આ પ્રકારે તુમુલ હરિધ્વનિ કરતા સાગરના જેવી તે અપાર ભીડ પ્રભુના માર્ગનું અનુસરણ કરવા લાગી.





# वृंदावनना मार्गमां

सुजनं व्यजनं मन्ये चारुवंशसमुद्भवम् ।
आत्मानं च परिभ्राम्य परतापनिवारणम् ॥
( સુભાષિત રત્નભાંડાગાર ૪૭-૧૮ )

અર્થાત્ ઉત્તમ વંશમાં જન્મ ધારણ કરીને પોતાના શરીરનું પરિવર્તન કરી નાખી બીજાનાં દુઃખ દૂર કરનાર સજ્જન પુરુષને હું પંખા સમાન સમજું છું. ( પંખો પણ પોતાને ફેરવીને બીજાઓના તાપને દૂર કરે છે.)

પુરીથી ઘણા ભક્તો પ્રભુની સાથે વૃંદાવન જવાની ઈચ્છાથી આવ્યા હતા, અને ઘણા ભક્તો નવદ્વીપથી તેમની સાથે થઇ ગયા હતા; તેથી પ્રભુની સાથે વૃંદાવન જનારાઓનું એક મોટું ટોળું થઇ ગયું હતું. જેમ રાજા મહારાજા અને સામંતો વિજય મેળવવાને માટે બીજા દેશ ઉપર ચઢાઈ કરે છે, તેજ પ્રકારે શ્રીકૃષ્ણપ્રેમમાં લવલીન થયેલા ભક્તો પ્રભુની સાથે આનંદ અને ઉત્સાહપૂર્વક વૃંદાવન તરફ જતા હતા. ગંગાજીને કિનારે કિનારે કાર્તિક માસના શરીરને સુંદર લાગતા તડકામાં બધા સંકીર્તન કરતા કરતા દોડતા હતા. જેમની સાથે સાકાર રૂપ ધારણ કરીને પ્રેમદેવ ચાલતા હોય, તેમના આનંદનું અનુમાન કરીજ કોણ શકે ? જે ગામમાં મધ્યાહ્‌ન થતા ત્યાંજ પડાવ પડતો. વાત વાતમાં ગ્રામવાસીઓ પ્રભુના બધા સાથીઓ માટે ભોજન વગેરેનો પ્રબંધ કરી દેતા. મહાપ્રભુ ભિક્ષા કરીને અને ગ્રામવાસીઓને શ્રીકૃષ્ણપ્રેમ પ્રદાન કરીને આગળ ચાલતા, આ પ્રકારે અનેક ગામોને પોતા-

ની પદ-ધૂલિથી પાવન બનાવતા બનાવતા તથા ગ્રામવાસીઓને ભગવન્નામામૃત પાતા પાતા પોતાના વહાલાના દર્શનની ઇચ્છાથી તેઓ પ્રેમમાં ઉન્મત થઇને આગળ વધતા જતા હતા.

એક દિવસ ભિક્ષા કર્યા પછી મુખશુદ્ધિને માટે પ્રભુએ ગોવિંદ ઘોષ તરફ હાથ લંબાવ્યો. ઘોષ મહાશય જાણતા હતા કે, પ્રભુ ભિક્ષા પછી મુખશુદ્ધિ માટે કંઇક અવશ્ય ખાય છે, તેથી તેઓ ગામમાંથી એક હરડે માગી લાવ્યા હતા. તેમણે હરડેનો એક ટુકડો પ્રભુના હાથ ઉપર મૂક્યો ને તેઓ તે ખાઈ ગયા.

બીજે દિવસે ફરી પ્રભુએ ભિક્ષા પછી હાથ લંબાવ્યો. ઘોષ મહાશયે બીજા દિવસની વધેલી અર્ધી હરડે પોતાના વસ્ત્રના છેડામાં બાંધી રાખી હતી. પ્રભુએ હાથ લંબાવતાંજ તેમણે જલદીથી તે વસ્ત્રમાંથી ખોલીને તેમના હાથ ઉપર મૂકી દીધી. હરડેના ટુકડાને જોઇને પ્રભુ હાથને જેમનો તેમ રાખી રહ્યા. તેમણે તે મોંમાં નાખી નહિ. થોડી વાર.વિચાર કરીને તેઓ કહેવા લાગ્યા કે " ગોવિંદ ! આ હરડે તમે ક્યાંથી આણી ? "

ઘણીજ નમ્રતાપૂર્વક ઘોષ મહાશયે કહ્યું: " પ્રભો ! ગઈ કાલની બાકી રહેલી હરડે મેં બાંધી રાખી હતી, તેજ આ હરડે છે. "

પ્રભુએ કંઇક ગંભીરતાથી કહ્યું: " તમે ગઇ કાલની આજને માટે શા વાસ્તે બાંધી રાખી હતી ? "

પ્રભુની ગંભીર ચેષ્ટા જોઇને ગોવિંદ ડરી ગયા, તેમણે કંઇ પણ જવાબ આપ્યો નહિ, તેઓ ઉદાસભાવે પૃથ્વી તરફ જોવા લાગ્યા. ત્યારે પ્રભુ તેજ સ્વરથી ધીરે ધીરે કહેવા લાગ્યા:-" જેની સંગ્રહ કરવાની ટેવ હોય છે, તેઓ સાધુ થવા છતાં પણ પોતાની ટેવ છોડતા નથી. હજુ તમારી સંગ્રહ કરવાની ઇચ્છા ઓછી થઈ નહિ. સાધુને માટે

સંગ્રહ કરવો એ દૂષણ છે, અને ગૃહસ્થને થોડુંઘણું સંગ્રહ કરવું એ ભૂષણ છે. તેથી હવે તમે મારી સાથે રહી શકશો નહિ. અહીંજ ક્યાંક ઓરડી બાંધીને રહી જાઓ અને લગ્ન કરીને અનાસક્તભાવે ભગવત્પ્રીત્યર્થે કાર્ય કરો.”

આ વાત સાંભળતાંજ ગોવિંદ જોરથી રુદન કરવા લાગ્યા. પ્રભુએ તેમની પીઠ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: “મેં તો અમસ્તુંજ કહી દીધું; તમે પોતે તો મહાભાગવત છો, તમે કેવળ મારા સ્નેહને વશ થઇનેજ આવું આચરણ કર્યું છે. કશી હરકત નથી, તમે અહીંજ રહીને ગોપીનાથજીની સેવા-પૂજા કરો. ભગવાનની સેવાને માટે લગ્ન કરવામાં આવે તો તેમાં નુકસાન જ શું છે?” ગોવિંદ ઘોષ પ્રભુની આજ્ઞા શિરોધાર્ય માનીને ગંગાકિનારે ઝુંપડી બાંધીને રહેવા લાગ્યા. પ્રભુની આજ્ઞાનુસાર તેમણે વિવાહ પણ કર્યો. એક પુત્રને મૂકીને તેમની પતિવ્રતા પત્ની પરલોકગામી થઇ ગયાં. થોડા સમય પછી પુત્રે પણ માતાના માર્ગનું અનુસરણ કર્યું. પુત્રશોકથી દુઃખી થઇને ભગવાનની સેવા-પૂજા છોડીને તેઓ પ્રાણત્યાગ કરવા માટે તત્પર થઇ ગયા. તેમણે ન તો ભગવાનને ભોગ ધરાવ્યો કે ન તો પોતે કંઇ ખાધું. ત્યારે એક દિવસ સ્વપ્નમાં ભગવાને કહ્યું: “તમે અમારી સેવા નકામીજ સ્વીકારી. એક પિતા ઘણા પુત્રો સાથે વહાલ કરે છે, અને તેમનું સમાનભાવે લાલનપાલન પણ કરે છે; પરંતુ હું તો એકનો એકજ પુત્ર છું. હું મારા બીજા ભાઇને જોઇ શકતો નથી. હું એક બેટાવાળા બાપનોજ પુત્ર થઇને રહી શકું છું. મારો બાપ મારા કોઇ બીજા ભાઇની ઇચ્છા કરે એ મને પસંદ નથી. તેથી મારી સાથે તમારો બીજો પુત્ર કેમ કરીને રહી શકે? એક પુત્ર તો મરી જ ગયો, હવે મને પણ મારવા ઇચ્છતા હો તો તમારી મરજી. આમ તો હું તમારા પિંડદાન અને શ્રાદ્ધાદિ કર્મ કરવા માટે પોતે જ હાજર છું, પછી બીજા પુત્રનું શું કામ?” આ વાતથી ગોવિંદજીને સંતોષ થયો અને તેઓ ફરીથી પહેલાંની પેઠે

ભગવાનની સેવા-પૂજા કરવા લાગ્યા. ગોવિંદ ઘોષના મૃત્યુ પછી ભગવાને પુત્રરૂપે સ્વયં તેમનાં બધાં શ્રાદ્ધાદિ કર્મો કરાવીને પોતાની ભક્તવત્સલતાને સાર્થક કરી. ધન્ય છે એવા ગોપીનાથને અને ધન્ય છે એ મહાભાગ ગોવિંદ ઘોષને કે જેમની ભક્તિને લીધે એ જગતપિતાએ પુત્રરૂપે તેમનાં શ્રાદ્ધાદિ કર્મ કર્યાં.

મહાપ્રભુ ચાલતાં ચાલતાં રામકેલિ નામના નગર પાસે પહોંચ્યા. નગરમાં દાખલ થતાંજ ભક્તોએ હરિધ્વનિથી આકાશમંડળને ગજાવી મૂક્યું. દિશા-ઉપદિશાઓમાં ભગવાનનાં સુમધુર નામોનો પ્રતિધ્વનિ સંભળાવા લાગ્યો. ભક્તોનાં હૃદયમાંથી આનંદના પ્રવાહો વહી વહીને પોતાના વેગથી લોકોને તરબોળ કરવા લાગ્યા. હજારો નરનારીઓનાં ઝુંડનાં ઝુંડ પ્રભુનાં દર્શનને માટે આવવા લાગ્યાં અને બધા એકબીજાના હાથ પકડી પકડીને નૃત્ય કરવા લાગ્યા. રામકેલિ ગામ ગૌડ દેશની રાજધાનીની પાસેજ હતું. તેને ગૌડ દેશના બે મંત્રી ભાઇઓએ પોતાને રહેવા માટે વસાવ્યુ હતું. બાદશાહે પણ ભક્તોનો ગગનભેદી તુમુલ ધ્વનિ સાંભળ્યો. સાંભળતાંજ તે પોતાના મહેલની અગાશીમાં જઇને પોતે તેના તરફ જોવા લાગ્યો.

પાપીને હમેશાં પોતાના પાપનો ભય રહ્યા કરે છે, તેના હૃદયમાં શાંતિ રહેતી નથી. ગૌડ દેશના તે વખતના બાદશાહ હુસેનશાહ હિંદુ રાજા સુબુદ્ધિરાયને છળ-બળથી રાજ્યચ્યુત કરીને પોતેજ રાજા બની બેઠો હતો. તેથી તે હિન્દુઓ પર બહુ શંકાશીલ રહેતો હતો. ભક્તોના ગગનભેદી હરિધ્વનિ સાંભળીને તેના કાન ઉભા થઈ ગયા, તે વિચારવા લાગ્યોઃ “ કોઇએ ગૌડ દેશ પર અકસ્માત્ ચઢાઈ તો કરી નથી ને ? ” તેથી તેણે જલદીથી પોતાના કેશવસિંહ નામના હિન્દુ મંત્રીને બોલાવીને તેનું કારણ પૂછ્યુ. કેશવસિંહે પ્રભુની પ્રશંસા પહેલેથીજ સાંભળી હતી. તે પોતે હુસેનશાહથી સંતુષ્ટ નહોતો; પરંતુ મંત્રી હોવાથી

કામ કરતોજ હતો. તેણે કહ્યું:–" સરકાર ! ભયની કોઈ વાત નથી. પુરીના દશ–વીસ વૈષ્ણવ સાધુઓ છે, તીર્થયાત્રા કરવા વૃંદાવન જાય છે. કાલે ચાલ્યાજ જશે, તેઓ બધા નિઃશસ્ત્ર છે અને તેમને રાજનીતિ સાથે કોઇ પ્રયોજન નથી. તેઓ બધાજ ઘરબારત્યાગી વૈરાગી છે. " બાદશાહ તે સમયે તો હાં–હું કરીને ઘેર ચાલ્યો ગયો, પરંતુ હિન્દુ મંત્રીની વાતોથી તેને વધારે સંતોષ થયો નહિ. તેથી તેણે પોતાના ' દબિર ખાસ ' અને ' શાકિર મલ્લિક ' નામના બન્ને વિશ્વાસુ મંત્રીઓને બોલાવીને ફરીથી આ સંબંધમાં પૂછપરછ કરી. આ તરફ બાદશાહથી છૂટા પડતાંજ કેશવસિંહ મંત્રીએ છાનામાના એક વિશ્વાસુ બ્રાહ્મણ સેવકદ્વારા પ્રભુને સમાચાર મોકલ્યા કે આપે અહીંથી જલદી ચાલ્યા જવું યોગ્ય છે. મુસલમાન બાદશાહની બુદ્ધિનો વિશ્વાસ નહિ. કોણ જાણે ક્યારે શુંયે વિચાર કરે.

દબિર ખાસ અને શાકિર મલ્લિક આમ તો જન્મના હિંદુ હતા, પરંતુ બાદશાહના વિશેષ કૃપાપાત્ર હોવાથી તેઓ પોતાના હિન્દુપણાને ભૂલી ગયા હતા. બાદશાહ પણ તેમના ઉપર હિન્દુ અધિકારીઓની પેઠે અવિશ્વાસ રાખતો નહોતો. બાદશાહના પૂછવાથી દબિર ખાસે પ્રભુની પ્રશંસા કરતાં કરતાં કહ્યું: " એ નવદ્વીપના ગૌરાંગ મહાપ્રભુ છે, તેમણે હવે સંન્યાસ લઇ લીધો છે. તેમને રાજનીતિ સાથે કોઇ પણ સંબંધ નથી. તેઓ તો ધર્મની સંસ્થાપનામાટે પ્રગટ થયેલા છે. તેમને આપ સાક્ષાત્ નારાયણજ માનો. એમના આશીર્વાદથી આપનું કલ્યાણ થઇ જશે. તેઓ કૃપા કરવામાં કોઇ પ્રકારનો ભેદભાવ રાખતા નથી." બાદશાહને તેમની વાતોથી સંતોષ થયો અને તે મહાપ્રભુની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યો. આ પ્રકારે બાદશાહને સમજાવી–પટાવીને એ લોકો પોતાને ઘેર ચાલ્યા ગયા. પોતાને સ્થાને આવ્યા પછી એ બન્ને ભાઇઓને શંકા થઇ કે, કોણ જાણે બાદશાહ ફરીથી કંઇક વિચારવા લાગે; તેથી જઇને પ્રભુને સમજાવી દેવું જોઇએ કે, આવા લડાઇના

સમયમાં આ પ્રકારે ટોળાબંધ વૃંદાવન જવું ઉચિત નથી.

તેઓ પ્રભુના ગુણો ઉપર પહેલેથીજ મોહિત થઇ ચૂકયા હતા. પ્રભુનાં દર્શનોની તેમને ઘણા સમયથી ઉત્કટ ઇચ્છા હતી. આજ સ્વાભાવિકજ એવો સુંદર સુયોગ મળવાથી તેઓ પરમ પ્રસન્ન થયા અને પ્રભુનાં દર્શનની ઇચ્છાથી રાત પડવાની રાહ જોવા લાગ્યા. વાચક જાણતાજ હશે કે, ઘણાજ એકાંતપ્રેમી સાથે રાત્રે એકાંતમાંજ વાતો કરવામાં આવે છે. એ બન્ને ભાઇઓ પ્રભુના ઘણાજ એકાંતપ્રેમી ભક્ત, સેવક, શિષ્ય અને સુહૃદ હતા. એ બન્ને ભાઇઓ વૈષ્ણવસમાજમાં 'રૂપ' અને 'સનાતન'ના નામથી પ્રસિદ્ધ છે; તેથી પ્રભુનાં દર્શન પહેલાં તેમનો સંક્ષિપ્ત પરિચય કરાવી લેવો આવશ્યક જણાય છે. તેથી આગલા પ્રકરણમાં વાચક એ બન્ને પરમ ભાગવત વૈષ્ણવ ભાઇઓનો પરિચય પ્રાપ્ત કરી શકશે.





# શ્રી રૂપ અને સનાતન

महाधीरौ भक्तिवीरौ प्रेमपीयूषभाजनौ ।
भक्तिभावेन तौ वन्दे श्रीमद्रूपसनातनौ ॥
(પ્ર. દ. પ્ર.)

અર્થાત્ મહાધૈર્યવાન, ભક્તિના વિષયમાં પરમ શૂરવીર અને પ્રેમરૂપી અમૃતના પાત્ર શ્રીમાન્ રૂપ અને સનાતનને હું પ્રણામ કરૂં છું.

જે મનુષ્યના હૃદયમાં પશ્ચાત્તાપ છે, તે ગમે તેવી દશાએ ભલેને પહોંચી ગયો હોય તોપણ તે ત્યાંથી પરમ ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે; પરંતુ જેને પોતાનાં ખરાબ કર્મો પરત્વે દુઃખ થતું નથી, જે પોતાની પતિત દશાનો અનુભવ કરતો નથી અને જેને સમય નકામો ચાલ્યો જવાનો પશ્ચાત્તાપ નથી, તે ગમે તેટલો પણ મોટો વિદ્વાન હોય, ગમે તેવો જ્ઞાની હોય, ગમે તેવો વિવેકી હોય, તે ઉન્નતિના સુંદર શિખર ઉપર કદી પણ પહોંચી શકતો નથી. જ્યાં પૂર્વકૃત કર્મો ઉપર સાચા હૃદયથી પશ્ચાત્તાપ થયો, જ્યાં સર્વસ્વ ત્યાગીને વહાલાનાં ચરણોમાં જવાની ઇચ્છા થઈ કે સમજી લ્યો કે તેની ઉન્નતિના શ્રીગણેશ બેસી ગયા. તે તરતજ પર્વતશિખર ઉપર બેઠેલા પોતાના વહાલાનાં ચરણકમળો ચૂમવા સમર્થ થઈ શકશે. રૂપ અને સનાતન એ બન્ને ભાઈઓનું પ્રાથમિક જીવન વિષયી પુરુષોના જેવું હોવા છતાં પણ અંતમાં તો તેઓ પશ્ચાત્તાપના પ્રભાવથી પ્રભુનાં ચરણકમળો સુધી પહોંચી શકયા અને તેમની ભક્તિના પ્રભાવથી તેઓ જગન્માન્ય મહાપુરુષ થઇ ગયા.

રૂપ-સનાતનના પૂર્વજ કર્નાટક દેશના રહેવાસી હતા. તેમના પ્રપિતામહ પદ્મનાભ કોઈ ખાસ કારણથી કર્ણાટક

દેશ છોડીને નવહાટી (નવહટ્ટ)મા આવીને રહેવા લાગ્યા. તેમને પાંચ છોકરા અને અઢાર કન્યાઓ થયા. સૌથી નાના પુત્રનું નામ મુકુન્દદેવ હતું મુકુન્દદેવને કુમારદેવ નામનો પરમ ભાગવત પુત્ર થયો. તેઓ ઘણેભાગે ધીરધાર અને વાણિજ્ય-વ્યાપારનુ કામ કરતા હતા તે માટે તેમને યશોહર જીલ્લાના ફતેહાબાદ ગામમા આવવું જવુ પડતું હતું પરસ્પરમાં કઇક જાતીય વિરોધ ઉત્પન્ન થતા કુમાર દેવ નવહટ્ટ છોડીને ફતેહાબાદમાજ આવીને રહેવા લાગ્યા. અહી આવીને તેમણે મધાઇપુરના હરિનારાયણ વિશારદની કન્યા રેવતીદેવીની સાથે પોતાનો વિવાહ કરી લીધો. રેવતીદેવીના ગર્ભથી ત્રણ પુત્ર થયા તેઓ ત્રણેય પરમ ભાગવત અને વૈષ્ણવસમાજના સર્વોત્કૃષ્ટ શિરોભૂષણ સમાન થયા માતા-પિતાએ એમના નામ અમર, સતોષ અને અનૂપ રાખ્યા પાછળથી તેઓજ રૂપ, સનાતન અને વલ્લભ, એ નામોથી પ્રસિદ્ધ થયા

પિતાએ પોતાના ત્રણે પુત્રોને સુયોગ્ય પડિત બનાવવા ઇચ્છયુ, તેથી નવહાટીના પ્રસિદ્ધ પડિત શ્રીસર્વાનદ સિદ્ધાતવાચસ્પતિ પાસે તેમણે એમને સસ્કૃતનુ શિક્ષણ અપાવ્યું તે દિવસોમા ફારસી ભાષા એ રાજભાષા હતી રાજકીય કાર્યોમા ફારસીનુજ ચલણ હતુ ફારસી ભણેલોજ સભ્ય અને વિદ્વાન ગણાતો હતો, તેનેજ રાજ્યમા મોટી મોટી નોકરીઓ મળી શકતી હતી જે માણુસ ફારસી ભણેલો હોય તે સામાન્ય કામ કરી શકતો નહિ । એમ જણાય છે કે, જયારે લોકો મોટી સખ્યામા ફારસી ભણેલા થઈ ગયા, અને તેમની કદર થવા લાગી નહિ ત્યારે એવી લોક વાયકા હશે કે " ફારસી ભણ્યો વેચે તેલ, આ જુઓ વિધિના ખેલ " અસ્તુ રૂપ-સનાતનના પૂજ્ય પિતાજીએ પોતાના પુત્રોને સસ્કૃતની સાથેસાથેજ ફારસીના પણ સારા વિદ્વાન બનાવવા ઇચ્છયુ તેથી સપ્તગ્રામના જમીનદાર સૈયદ ફકરૂદ્દીન પાસે તેમણે તેમને અરબી-ફારસીનુ શિક્ષણ અપાવ્યુ તેઓ ઘણા બુદ્ધિશાળી અને તીક્ષ્ણ બુદ્ધિના તો

બાલ્યકાળથી હતાજ, તેથી થોડાજ દિવસોમાં સંસ્કૃત, અરબી અને ફારસીના સારા પંડિત થઇ ગયા. તે દિવસોમાં માલાધર વસુ (ગુણુરાજખાં) ગૌડના બાદશાહ હુસેનશાહના રાજમંત્રી હતા. તેઓ ગુણગ્રાહી તથા કવિ-હૃદયના હતા. તેમણે 'શ્રીકૃષ્ણવિજય' નામનું એક બંગાળી કાવ્ય રચ્યું હતું. તેનું 'નંદનંદન કૃષ્ણ મોર પ્રાણનાથ' એ પદ મહાપ્રભુને અત્યંત પસંદ હતું. તેમની સાથે આ લોકોનો પરિચય થઇ ગયો. તેઓ તેમની કુશાગ્ર બુદ્ધિ અને તલસ્પર્શી બુદ્ધિથી ઘણાજ સંતુષ્ટ થયા અને તેમને રાજદરબારમાં નોકરી અપાવી. તેઓ પોતાની બુદ્ધિની તીક્ષ્ણતા અને કાર્યકુશળતાને લીધે તરતજ બાદશાહના પરમ કૃપાપાત્ર બની ગયા હતા અને બાદશાહે પ્રસન્ન થઇને તેમને પોતાના રાજમંત્રી બનાવ્યા હતા. પદવૃદ્ધિની સાથે તેમની વૈભવવૃદ્ધિ પણ થવા લાગી, સાથેજ હિન્દુ ધર્મની કટ્ટરતા પણ ઓછી થવા લાગી. તેમણે મુસલમાનો સાથે કોઇ પ્રકારનો બાધ રાખ્યો નહોતો. બ્રાહ્મણ હોવા છતાં પણ તેમનું ખાનપાન તથા પહેરવેશ વગેરે મુસલમાન અમીરો જેવાંજ હતાં; એટલે સુધી કે બાદશાહે તેમનાં નામ પણ મુસલમાનો જેવાંજ પાડી દીધાં હતાં. બાદશાહ સનાતનને 'દબિર ખાસ' અને રૂપને 'શાકિર મલ્લિક'ના નામથી બોલાવતા હતા. રાજ્યદરબારમાં તેઓ એજ નામે પ્રસિદ્ધ હતા. તેમનાં જૂનાં નામોને કોઇ જાણતું પણ નહોતું. તેમણે પોતાને રહેવા માટે ગૌડની પાસેજ રામકેલી નામનું એક નવું નગર વસાવ્યું હતું અને તેમાં પોતાનો સુંદર મહેલ બનાવીને ખૂબ ઠાઠમાઠથી રહેતા હતા. તેમનાં આચરણ ગમે તેવાં હોય, પણ તેઓ સંસ્કૃતના વિદ્વાન પંડિતો તથા સાધુ વૈષ્ણવોનું સદા સન્માન કરતા હતા. રામકેલીથી થોડે દૂર તેમણે 'કન્હાઈ નાટશાળા' નામથી એક મૂર્તિ-સંગ્રહાલય બનાવરાવ્યું હતું. તેમાં શ્રીકૃષ્ણની લીલાસંબંધી અનેક પ્રકારની ઘણી મૂર્તિઓ હતી. તેમાંથી કેટલીક તો હાલ પણ ત્યાં છે.

નિરંતર સાધુ-સમાગમ તથા શાસ્ત્રચિંતનથી આ લોકોને પોતાના અપાર વૈભવ ઉપર વૈરાગ્ય થવા લાગ્યો, તેમનું મન કોઇને આત્મસમર્પણ કરવાને માટે ઘણુંજ વ્યાકુળ થવા લાગ્યું. હવે તેમની પ્રવૃત્તિ ધીરે ધીરે ધર્મ તરફ થવા લાગી. તેજ સમયે આ લોકોએ મહાપ્રભુની પ્રશંસા સાંભળી. તે સમયે મહાપ્રભુનુ ભગવન્નામ-સંકીર્તન એ એક નવીનજ વસ્તુ હતી. હજુ સુધી લોકોની એવી ધારણા હતી કે, જે સમાજનાં બંધનોનો પરિત્યાગ કરવાને લીધે એક'વાર સમાજથી પતિત થઇ ગયો, તે સદાને માટેજ પતિત થઈ ગયો પાછળથી તેમના ઉદ્ધારનો કોઇ ઉપાય નથી. મહાપ્રભુએ આ માન્યતાનુ જોરથી ખંડન કર્યું. તેઓ આ વાત પર ભાર દેવા લાગ્યા કે.—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥

(ગીતા. ૮-૩૦)

ગમે તેવો મોટો પાપી ભલેને હોય પણ જો તે અનન્યભાવે ભગવાનનુ ભજન કરે, તો તેને પરમ સાધુ માનવા યોગ્ય છે, કેમકે હવે તેણે ઉત્તમ નિશ્ચય કરી લીધો છે. ભગવાનમાં જેનુ મન લાગી ગયુ છે, તે પછી પાપી રહીજ કેમ શકે ? એક વાર નિકટ આવીને પ્રભુને શરણે જવાથીજ સમસ્ત પાપો બળીને ભસ્મ થઈ જાય છે. ભગવન્નામના પ્રભાવથી ઘોર પાપીમાં પાપી પણ પ્રભુના ચરણકમળો સુધી પહોચી શકે છે. પ્રભુના આવા ઉદાર અને સર્વભૂતહિતકારી ભાવો સાભળીને એ લોકોને પણ પોતાના પૂર્વજીવન ઉપર પશ્ચાત્તાપ થવા લાગ્યો અને ગૌડેશ્વરથી છુપાઇને તેમણે એક પત્ર પ્રભુ ઉપર નવદ્વીપ મોકલ્યો. તેમાં તેમણે પોતાની પતિત અવસ્થાનુ વર્ણન કરીને પોતાના ઉદ્ધારનો ઉપાય જાણવા ઇચ્છયુ. પ્રભુએ તેમના પત્રના ઉત્તરમાં આ શ્લોક લખીને તેમની પાસે મોકલી આપ્યો—

परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मसु ।
तमेवास्वादयत्यन्तर्नवसङ्गरसायनम् ॥

અર્થાત્ પર-પુરુષ સાથે સંબંધ રાખનારી વ્યભિચારિણી સ્ત્રી બહારથી ઘરનાં કાર્યોમાં વ્યસ્ત રહેવા છતાં પણ અંદર ને અંદર તે નવા જાર-સંગમરૂપી રસાયણનુંજ આસ્વાદન કર્યા કરે છે." એજ પ્રકારે બહારથી તો તમે રાજકાર્યો ભલે કરતા રહો, પરંતુ હૃદયથી હમેશાં એજ હૃદયરમણ સાથે ક્રીડાવિહાર કરતા રહો.

પ્રભુનો આવો અનુપમ ઉપદેશ પામીને એ લોકોની પ્રભુદર્શનની લાલસા વળી વધારે વધવા લાગી. જ્યારે તેમણે સાંભળ્યું કે, પ્રભુ તો સંન્યાસ લઇને પુરી ચાલ્યા ગયા છે, ત્યારે તો તેઓ વળી વિશેષ આકુળ-વ્યાકુળ થયા. હુસેનશાહ તેમને ઘણા વધારે માનતો હતો અને તેમના ઉપર વિશ્વાસ રાખતો હતો. તે દિવસોમાં કેટલાંયે રાજ્યો સાથે યુદ્ધ ચાલતાં હતાં, એવી સ્થિતિમાં તેઓ પુરી જઇજ શકે તેમ નહોતું. જ્યારે વૃંદાવન જવાની ઇચ્છાથી પ્રભુ પોતેજ રામકેલિમાં પધાર્યા ત્યારે તો તેમના આનંદની હદજ રહી નહિ. તેઓ મનોમન પ્રભુની ભક્તવત્સલતાની પ્રશંસા કરવા લાગ્યા. બધા લોકો સમક્ષ એ લોકો પ્રભુને સ્પષ્ટ તો મળીજ શકતા નહોતા, તેથી એકાંતમાં પ્રભુનાં દર્શનોની વાત વિચારવા લાગ્યા.

જ્યારે બધા લોકો સૂઇ ગયા અને સમસ્ત નગરમાં શાંતિ છવાઈ ગઇ, ત્યારે અધીં રાતે તેઓ પોતાના વહાલાના સંગ-સુખની ઈચ્છાથી સાધારણ વેશમાં ચાલ્યા. તે સમયે ઘણાજ દીન થઇને દાંતોમાં તણખલું લઇને તેઓ પ્રભુના નિવાસસ્થાન પાસે પહોંચ્યા. તે સમયે બધા ભક્તો રસ્તાના પરિશ્રમથી થાકીને ગાઢ નિદ્રામાં પડીને ઉંઘતા હતા. તેમણે સૌથી પહેલાં નિત્યાનંદજી તથા હરિદાસજીને જગાડ્યા અને પોતાનો પરિચય આપ્યો. એ બન્ને ભાઇઓનો પરિચય પામીને નિત્યાનંદજી પરમ પ્રસન્ન થયા અને તેમણે ધીરેથી જઇને પ્રભુને જગાડ્યા અને

એ બન્ને ભાઈઓના આવ્યાના ખબર આપ્યા. પ્રભુએ તેજ સમયે બન્નેને પોતાની પાસે બોલાવવાની આજ્ઞા આપી. પ્રભુની આજ્ઞા મળતાં પુલકિત શરીરે ઘણીજ દીનતાપૂર્વક તેઓ પ્રભુની પાસે ગયા અને જતાંવેંતજ અતિવ્યાકુળતાથી પ્રભુના ચરણોમાં પડીને જોરથી રુદન કરવા લાગ્યા. પ્રભુ પોતાના કોમળ હાથ વડે વારંવાર તેમને ઉઠાડતા હતા, પરંતુ તેઓ પ્રેમને લીધે પ્રભુના ચરણકમળો છોડવા ઇચ્છતા નહોતા. ઘણાજ કરુણાના સ્વરે તેઓ પ્રભુને પોતાના ઉદ્ધારની પ્રાર્થના કરવા લાગ્યા. પ્રભુએ તેમને આશ્વાસન આપતાં કહ્યુ કે "તમારા રુદનથી મારૂં હૃદય ફાટી જાય છે, તમે બન્ને પરમ ભાગવત છો અને મારા જન્મ-જન્માન્તરોના મિત્ર-સુહૃદ્ છો. હું તમારાં દર્શનો માટે વ્યાકુળ હતો. રામકેલિમા આવવાનો મારો બીજો કોઈ ઉદ્દેશ નહોતો. અહીં તો હું માત્ર તમારા બન્ને ભાઈઓનાં દર્શન માટેજ આવ્યો છું. આજથી તમારો નવો જન્મ થયો છે. હવે આ મુસલમાની નામોનો ત્યાગ કરો, આજથી તમારાં નામ રૂપ અને સનાતન છે."

પ્રભુનાં આ પ્રેમપૂર્ણ વચનોથી બન્ને ભાઈઓને પરમ સંતોષ થયો અને તેઓ વિવિધ પ્રકારે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. અંતમાં સનાતને પ્રભુને કહ્યુ-"પ્રભો ! આ યુદ્ધકાળમાં અને આટલી બધી ભીડ સાથે વૃંદાવનયાત્રા કરવી બરાબર નથી. વૃંદાવન તો એકલાજ જવું જોઇએ. રસ્તામાં આ બધાનો પ્રબંધ કરવો, દેખરેખ રાખવી અને બધાની ચિંતાનો ભાર ઉઠાવવો બરાબર નથી. આ સમયે આપ પાછા ફરો અને ફરીથી એકલા કોઈ વાર વૃંદાવનની યાત્રા કરજો." પ્રભુએ સનાતનની સાચી સલાહનો સ્વીકાર કરી લીધો અને પ્રાતઃકાળે બન્ને ભાઇઓને પ્રેમપૂર્વક આલિંગન કરીને વિદાય કર્યા અને પોતે બધા ભક્તો સાથે કન્હાઈની નાટશાળાએ થઇને પાછા શાંતિપુરમાં અદ્વૈતાચાર્યને ઘેર આવીને રહ્યા.



# રઘુનાથદાસજીને પ્રભુનાં દર્શન

कान्ताकटाक्षविशिखा न लुनन्ति यस्य
चित्तं न निर्दहति कोपकृशानुतापः ।
कर्षन्ति भूरिविषयाश्च न लोभपाशै-
र्लोकत्रयं जयति कृत्स्नमिदं स धीरः ॥

( સુભાષિત રત્નભાણ્ડાગાર ૮૧-૧૨ )

અર્થાત્ સ્ત્રીઓનાં કટાક્ષરૂપી બાણ જેમના હૃદયને વીંધતાં નથી-અર્થાત્ જે સ્ત્રીઓના હાવભાવ—કટાક્ષોથી ઘાયલ થતા નથી, જેમના ચિત્તને ક્રોધરૂપી અગ્નિ સંતાપ આપી શકતો નથી, અને જેમને વિષયી વાસના લોભરૂપી પાશો વડે પોતાની તરફ ખેંચી શકતી નથી યાને-જેમની દૃષ્ટિમાં સઘળા સંસારી ભોગો તૃણસમાન છે, તે ધીર મહાપુરુષ આ સમસ્ત ત્રણે લોકને વાત વાતમાં જીતી શકે છે.

કેટલી સુંદર કલ્પના છે! એ મહાપુરુષનું હૃદય કેટલું સ્વચ્છ અને પવિત્ર હશે, કે જેમના હૃદયમાંથી કામ, ક્રોધ અને લોભ-એ ત્રણે રાક્ષસો નીકળી ગયા હોય, મનોમંદિરને અપવિત્ર બનાવનારા એ દૈત્યોના નીકળતાંજ કાચનું બનેલું આ દેવાલય એકદમ સ્વચ્છ બની જાય છે; વિષય-વિકારોની ધૂળથી મેલું થયેલું આ મંદિર આ મહાપાપી પેટભરાઓ ચાલ્યા ગયા પછી પ્રેમરૂપી અમૃતથી આપોઆપજ સ્વચ્છ થઇને ચમકવા લાગે છે; ત્યારે તેમાં પ્રાણપ્રિય આવીને વિરાજમાન થઈ જાય છે, મંદિરમાં તેની પ્રાણપ્રતિષ્ઠા થતાં વેંતજ આ દેહરૂપી બહારનો

ચોક પણ તેના દિવ્ય પ્રકાશથી ચમકવા લાગે છે. અહા ! જે મહાભાગના હૃદયમાં વહાલાની ત્રિલોક પાવની મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા થઇ ચૂકી છે, તેના ચરણસ્પર્શથી જ વિકાર એકદમ નાસી જાય છે. અહા ! એ પતિતપાવન મહાનુભાવનુ જીવન ધન્ય છે !

સંસારમાં સુંદર દેખાતા ચળકાટવાળા અને સ્વચ્છ જણાતા બધા પદાર્થો કામોત્તેજક છે. તેઓ પુરુષોને બળપૂર્વક પોતાની તરફ ખેંચી લે છે. તેમાંથી માદક કિરણો નીકળીને મનુષ્યોના મનને બળાત્કારે મોહમાં ફસાવી લે છે. કોઇ ધીર પુરુષજ તેમના આકર્ષણથી બચી શકે છે, તેઓ તો મનુષ્ય નહિ પણ સાક્ષાત્ ઈશ્વર છે, નરરૂપમાં નારાયણ છે, શરીરધારી ભગવાન છે, તેમની ચરણરજ પરમ ભાગ્યવાન પુરુષોનેજ મળી શકે છે. મહાત્મા રઘુનાથદાસજી એ ધીર પુરુષોમાંના એક છે.

મહાત્મા રઘુનાથદાસજીના પિતા બે ભાઇઓ હતાઃ હિરણ્ય મજૂમદાર અને ગોવર્ધન મજૂમદાર. એ બન્નેય ભાઇઓ ઘણા સમજુ, કાર્યકુશળ—લોકવ્યવહારમાં પરમ પ્રવીણ હૈતા. અમે પહેલાં બતાવી ચૂકયા છીએ કે, તે દિવસોમા રાજાની તરફથી ગામોના ઇજારા આપવામાં આવતા હતા, અને ઇજારા લેનારા જમીનદારો ઘણે ભાગે કાયસ્થ અથવા મુસલમાનજ હતા. આ બન્ને ભાઇઓ પણ કુલીન કાયસ્થજ હતા અને બાદશાહ તરફથી તેમને 'મજૂમદાર' ની ઉપાધિ મળી હતી. તેઓ હાલના ત્રીસવીઘા નામના ગામની પાસે સપ્તગ્રામ નામના ગામમાં રહેતા હતા. તે દિવસોમાં સપ્તગ્રામ ગંગાતટ પર હોવાને કારણે વાણિજ્ય–વ્યાપારનું એક સાર મથક ગણાતું હતું; કારણ કે તે દિવસોમા વેપાર ઘણેભાગે નૌકાઓ દ્વારાજ ચાલતો હતો. તેમના ઈલાકાની તે સમયની વાર્ષિક આવક લગભગ વીસ લાખ રૂપિયા હતી. તેમાંથી તેઓ બાર લાખ તો બાદશાહને આપી દેતા હતા અને બાકીના આઠ લાખ પોતાની

પાસે રાખી લેતા હતા. તે દિવસોમાં આઠ લાખની આવક ઘણી વધારે ગણાતી હતી. આજની એક કરોડની આવકથી પણ વધારે તે દિવસોમાં આઠ લાખ હતા. એ બન્ને ભાઈઓની બાદશાહના દરબારમાં અત્યંત પ્રતિષ્ઠા હતી અને એમની વાતો ઉપર સર્વ કોઈ પૂરો વિશ્વાસ રાખતું હતું. આટલા બધા ધનવાન હોવા છતાં તેઓ પૂરા આસ્તિક હતા. તેમના દરબારમાં વિદ્વાન પંડિતોનું ખૂબ સન્માન કરવામાં આવતું હતું અને ઘણા બ્રાહ્મણ પંડિતો તેમના આશ્રયથી પોતાની આજીવિકા ચલાવતા હતા. મહાપ્રભુના પિતા પંડિત જગન્નાથ મિશ્રની પણ આ લોકો કંઇ ને કંઇ સેવા કરતાજ રહેતા હતા, તેમજ નવદ્વીપના ઘણા પંડિતો તેમને ત્યાં આવતા જતા હતા. શ્રીઅદ્વૈતાચાર્યનાં ચરણોમાં આ બન્ને ભાઇઓની પહેલેથીજ ભક્તિ હતી. કારણ કે એમના કુલપુરોહિત શ્રીબલરામ આચાર્યની સાથે અદ્વૈતાચાર્યને ઘણો વધારે સંબંધ હતો તેથી મહાત્મા હરિદાસ કોઈ કોઈ વાર સપ્તગ્રામમાં જઇને બલરામ આચાર્યને ઘેર ઉતરતાં હતા. આચાર્ય એમની નામનિષ્ઠા ઉપર મુગ્ધ હતા. તેઓ તેમને પુત્રની પેઠે ચાહતા હતા, તેથીજ એ બન્ને જમીનદાર ભાઇઓ પણ હરિદાસના પ્રત્યે શ્રદ્ધા-ભાવ રાખવા લાગ્યા.

હિરણ્યદાસ નિઃસંતાન હતા, માત્ર ગોવર્ધનદાસનેજ એક સંતાન હતું અને તે સંતાનથી તેઓ જગદ્વંદ્ય અને અમર થઈ ગયા. મહાત્મા રઘુનાથદાસના પિતા થવાનું લોકવિખ્યાત સદ્ભાગ્ય એજ શ્રીગોવર્ધનદાસજીને પ્રાપ્ત થયું હતું. બાળક રઘુનાથદાસ પહેલેથીજ ઘણા તેજસ્વી અને આશાદાયી જણાતા હતા. પોતાના કુટુંબમા તેઓ એકજ સંતાન હોવાથી કાકા તથા પિતાનો એમના પર ઘણો વધારે સ્નેહ હતો બાળપણથીજ તેમના સ્વભાવમાં ગંભીરતા હતી. તેઓ ઘણીજ ઓછી વાતો કરતા હતા. કોઈ વાર કોઇને અપશબ્દ કહેતા નહોતા, અને મોટાઓ સમક્ષ હમેશાં નમ્ર રહેતા. રાજપુત્ર હોવાને લીધે આમ પણ ઘણા સુંદર

અને કોમળ શરીરવાળા હતા, પછી આટલી બધી નમ્રતાએ તો સોનામાં સુગંધનુ કામ કર્યું હતું. જે પણ તેમની મોહિની મૂર્તિ જોતા તે મુગ્ધ થઇ જતા. પિતાએ પોતાના પુત્રને પ્રસિદ્ધ પંડિત બનાવવાની ઇચ્છાથી પોતાના કુલ-ગુરુ બલરામ આચાર્ય પાસે સંસ્કૃત ભણવા મોકલ્યા. વિનયી રઘુનાથ પોતાની પોથીઓને જાતે ઉચકી જઇ આચાર્યને ઘેર ભણવા જવા લાગ્યા. તે દિવસોમા મહાત્મા હરિદાસજી આચાર્યને ઘેરજ રહીને અહર્નિશ ભગવન્નામોનુ ઉચ્ચા-રણ કર્યા કરતા હતા. સરળ સ્વભાવવાળા કોમળ પ્રકૃતિના રઘુનાથદાસ ઉપર હરિદાસજીની ધર્મનિષ્ઠાનો ઘણોજ પ્રભાવ પડયો. તેઓ કલાકો સુધી એકીટસે હરિદાસજીના મુખ-મંડળ તરફ જોયા કરતા અને તેમની સાથે કોઈ કોઈ વાર ભાન ભૂલી જઇને કીર્તન પણ કરવા લાગતા. હરિદાસજીના હૃદયમાં પણ બાળક રઘુનાથદાસજીની સરળતા અને ભાવિ-કતાએ પોતાનું ઘર બનાવી લીધુ. તેઓ મનોમન એ જમીનદારના કુમાર ઉપર પ્રેમ કરવા લાગ્યા.

ધીરે ધીરે રઘુનાથદાસ મોટા થયા. તેમના મનને આટલો અતુલ વૈભવ પોતાના તરફ આકર્ષી શકયો નહિ. વિષયભોગ એમને કરડવા માટે દોડવા લાગ્યા અને તેમનું મન અપ્રાકૃતિક રીતે સજાવેલા એવા પરમ રમણીય ઉદ્યાન-ને છોડીને ખુલ્લાં વનોમાં સ્વચ્છંદ ભાવથી વિચરણ કરવા માટે આકુળવ્યાકુળ થવા લાગ્યું. જે સોના-ચાંદીનાં ઠીકરાં-ને સર્વસ્વ સમજીને લોકો ખરાબમાં ખરાબ કામ કરવામાં પણ આઘું-પાછું જોતા નથી અને તેમની પ્રાપ્તિને માટે પ્રાણોની હોડ લગાવવામાં પણ કદી સંકોચ કરતા નથી, તેજ સુવર્ણના સિક્કાઓને રઘુનાથદાસજી પોતાના માર્ગના કંટક સમજતા હતા. તેમનું મન રાજકાજમાં બિલકુલ લાગતું નહિ, તેઓ તો પરમાર્થ-પથને સ્વચ્છ કરનારા સત્સંગ માટે તરફડતા રહેતા હતા. પરિવારવાળાને તેમનો આવો વ્યવહાર અરુચિકર જણાતો હતો. તેઓ તેમને ભાત ભાતનાં સંસારી પ્રલોભનો આપતા હતા, અને વિવિધ

પ્રકારની ભોગ્ય સામગ્રીઓ દ્વારા તેમના મનને તેમાં ફસાવવા ઇચ્છતા હતા; પરંતુ તેમના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. જે ગળ્યામા ગળી સાકરનો સ્વાદ લઈ રહ્યો હોય, તેને ગોળ આપીને પોતાને તાબે કરવા જવામાં મૂર્ખતાજ છે. સૌ કોઇને તેમની આવી દશા ઉપર ચિંતા થવા લાગી. તે સમયે મહાપ્રભુ સંન્યાસ લઇને શાંતિપુરમાં અદ્વૈતાચાર્યને ઘેર ઉતર્યા હતા. પોતાના પિતાની આજ્ઞા લઇને તેઓ તે સમયે પ્રભુનાં દર્શન કરવા ગયા હતા અને ચાર-પાંચ દિવસ પ્રભુનાં ચરણો નજીક રહી ગયા પણ હતા. મહાપ્રભુ તો પૂરેપુરા પારખ હતા, તેઓ એમના રંગ-ઢંગથીજ સમજી ગયા હતા કે, આ જન્મસિદ્ધ પુરુષ છે. સસારમાં એ સંસારી થઇને લાંબા સમય સુધી રહી શકશે નહિ. તેમ છતા પણ પ્રભુએ તેમને સમજાવી પટાવીને અનાસક્તભાવે ગૃહસ્થાશ્રમમાં રહીને સંસારી કામ કરતા રહેવાનો ઉપદેશ આપીને ઘેર પાછા મોકલ્યા હતા.

પિતાએ જ્યારે જોયુ કે, પુત્રનુ ચિત્ત સંસારી કામોમાં લાગતું નથી, ત્યારે તેમણે એક ઘણીજ સુંદર કન્યા સાથે તેમનો વિવાહ કરી દીધો. ગોવર્ધનદાસ ધનવાન હતા, રાજા અને પ્રજા બન્નેના પ્રીતિપાત્ર હતા, બધા લોકો તેમને માન આપતા હતા. રાજાઓ જેવો તેમનો વૈભવ હતો. તેથી તેમને પોતાના પુત્રને માટે સુંદરમાં સુંદર પત્ની શોધવામાં મુશ્કેલી નડી નહિ. તેમનો ખ્યાલ હતો કે, રઘુનાદારાથની યુવાવસ્થા છે, તે પરમ સુંદર પત્ની પ્રાપ્ત કરીને પોતાની બધી ઉદાસીનતા ભૂલી જશે અને તેવા પ્રેમપાશમાં બંધાઇને સંસારી થઇ જશે. પરંતુ વિષયભોગોનેજ સર્વસ્વ માનનારા પિતાને શું ખબર કે આમનાં લગ્ન તો કોઈ બીજાની સાથે પહેલેથીજ થઇ ચૂકયાં છે, તેના સૌન્દર્ય આગળ આ સસારી સુંદરીઓનું સૌન્દર્ય ઘણુંજ તુચ્છ છે. પિતાનો આ પ્રયત્ન પણ નિષ્ફળજ ગયો. પરમ સુંદર પત્ની રઘુનાથને પોતાના પ્રેમપાશમાં ફસાવી શકી નહિ. રઘુનાથદાસ તેજ પ્રકારે સંસારથી ઉદા-

સીનજ રહ્યા કર્યો.

હવે જ્યારે રઘુનાથદાસજીએ જાણ્યું કે, પ્રભુ વૃંદાવન જઈ શક્યા નથી અને તેઓ રામકેલિથી પાછા ફરીને અદ્વૈતાચાર્યજીને ઘેર ઉતરેલા છે, ત્યારે તો તેમણે ઘણીજ નમ્રતાપૂર્વક પોતાના પૂજ્ય પિતાનાં ચરણોમાં પ્રાર્થના કરી કે, મને મહાપ્રભુનાં દર્શનોની આજ્ઞા મળવી જોઇએ. મહાપ્રભુનાં દર્શન કરીને હું તરતજ પાછો આવીશ.

આ વાત સાંભળતાંજ ગોવર્ધનદાસ શું કરવું તે કંઇ સમજી શકયા નહિ; છતાં પણ તેઓ પોતાના યુવક પુત્રને જબરદસ્તીથી રોકવા પણ ઇચ્છતા નહોતા. તેથી આંખોમાં આંસુ લાવીને તેમણે કહ્યુ: "બેટા ! મારા કુળનો તુંજ એકમાત્ર દીપક છે. અમને બધા લોકોને એકમાત્ર તારોજ આશરો છે. તુંજ અમારા જીવનનો આધાર છે. તને જોયા સિવાય હું જીવી શકીશ નહિ. હું મહાપ્રભુનાં દર્શનથી તને રોકવા ઇચ્છતો નથી; પરંતુ આ વૃદ્ધની એજ પ્રાર્થના છે કે, તું મારા આ સફેદ વાળ તરફ જોઇને જલદીથી પાછો આવજે, કયાંક ઘર છોડીને બહાર જવાનો નિશ્ચય ના કરતો."

પિતાનાં આ મોહભર્યાં વચનો સાંભળીને આંખમાં આંસુ સાથે રઘુનાથદાસજીએ કહ્યુ: "પિતાજી ! હું શું કરૂં ! કોણ જાણે કેમ સંસારી કામોમાં મારૂં ચિત્ત જરા પણ ચોંટતું નથી. હું ઘણુંયે ઇચ્છું છું કે, મારે લીધે આપને કોઇ પણ પ્રકારનુ દુઃખ ન થાય; પરતુ હું મારા પોતાના કાબુમાં નથી. કોઇ બળાત્કારે મારા મનને પોતાની તરફ ખેંચી રહ્યું છે. આપની આજ્ઞા શિરોધાર્ય કરૂં છું, હું તરતજ પાછો આવીશ."

પુત્રના આવા આશ્વાસનથી ગોવર્ધનદાસે પોતાના પુત્રને માટે એક સુંદર પાલખી મંગાવી. દશ-વીસ વિશ્વાસુ નોકર તેમની સાથે આપ્યા અને ઘણાજ ઠાઠમાઠથી રાજકુમારની પેઠે ઘણી ઘણી ભેટની સામગ્રી સાથે તેને પ્રભુનાં દર્શન માટે મોકલ્યો. જ્યાંથી શાંતિપુર દેખાવા લાગ્યું

ત્યાંથી તે પાલખી ઉપરથી ઉતરી ગયા અને ખુલ્લે પગેજ તડકામાં ચાલીને પ્રભુની પાસે પહોંચ્યા. દૂરથીજ જમીન ઉપર સૂઈને તેમણે પ્રભુનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. પ્રભુએ જલદીથી ઉઠીને તેને છાતી સરસો દબાવી લીધો અને ધીરે ધીરે તેના કાળા કાળા વાંકડિયા વાળોને પોતાની આંગળીઓ વડે ઠીક કરવા લાગ્યા. પ્રભુએ તેમનું માથું સૂંઘ્યું અને પોતાના પડખામાં બેસાડીને બાળકની પેઠે પૂછવા લાગ્યા કે "તમે આવા તડકામાં કેમ કરીને આવ્યા? કેમ પગે ચાલીને આવ્યા છો? સાથે નોકર નથી લાવ્યા? તમારૂં મોં તદ્દન સૂકાઇ ગયું છે, તેનું શું કારણ છે?" રઘુનાથદાસજીએ આ પ્રશ્નોમાંથી કોઇનો કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તેઓ પોતાનાં અશ્રુજળથી પ્રભુનાં ભગવાં વસ્ત્ર ભીંજવી રહ્યા હતા. એટલામાંજ રઘુનાથદાસજીના સેવકોએ પ્રભુનાં ચરણોમાં પડીને સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને ભેટની બધી સામગ્રી તેમની આગળ મૂકી દીધી. મહાપ્રભુ ધીરે ધીરે રઘુનાથદાસજીના સુવર્ણ સમાન કાંતિવાળા શરીર ઉપર પોતાનો પ્રેમમય, સુખમય અને મમત્વમય કોમળ હાથ ફેરવ્યા કરતા હતા. પ્રભુની આવી અસીમ કૃપા પામીને રડતાંરડતાં રઘુનાથદાસ કહેવા લાગ્યા કે "પ્રભો! પિતાનું ઘર એ તો સાચેજ, મારે માટે કેદખાનું બની ચૂક્યું છે! મારા ઉપર હમેશાં પહેરો રહે છે, પૂછયા વિના હું કંઇ આવી જઇ શકતો નથી. સ્વતંત્રતાથી હરી ફરી શકતો નથી. હે જગતને તારનાર! મારા આ ગૃહ–બંધનને છિન્નભિન્ન કરી નાખો. મને દુઃખમાંથી છોડાવીને આપનાં ચરણોનું શરણ આપો. આપનાં ચરણોનું ચિંતન કરતો કરતોજ હું મારા જીવનને ગાળું, એવો આશીર્વાદ આપો."

પ્રભુએ પ્રેમપૂર્વક કહ્યું: "રઘુનાથ! તું ગાંડો તો થઈ ગયો નથી ને? અરે! ઘર તે વળી કયાંય બંધનરૂપ થઈ શકતું હશે? તેમાંથી પોતાપણું કાઢી નાખો; બસ, પછી રહે છેજ શું? જ્યાં સુધી મમત્વ છે, ત્યાં સુધીજ દુઃખ છે,

જ્યાં ગમત્વ દૂર થઇ ગયું કે બધું પોતાનુંજ પોતાનું છે. આસક્તિ તજીને વ્યવહાર કરો; ધન, સ્ત્રી તથા કુટુંબી-ઓમાં પોતાપણાના ભાવને ભૂલી જઇને વ્યવહાર કરો."

રઘુનાથદાસજીએ રડતાં રડતાં કહ્યું: "પ્રભો! મને બાળકની પેઠે છેતરો નહિ. હું એ બરાબર જાણું છું કે, આપ બધાંના મનના ભાવો સમજીને તેને જેવો અધિકારી માનો છો તેવોજ ઉપદેશ કરો છો. બાળ-બચ્ચાંમાં અના-સક્ત રહીને અને તેમની સાથે રહેવા છતાં ભજન કરવું એ તો નદીમાં પડવું ને શરીરને ભીંજાવા ન દેવું એના જેવી વાત છે. પ્રભો! આવો વ્યવહાર તો ઈશ્વર સિવાય સાધા-રણ મનુષ્ય કદી કરી શકતો નથી. આપ જે ઉપદેશ આપો છો, તે જેમને સંસારી વિષયોમાં થોડીઘણી વાસના રહેલી છે તેમનેજ માટે છે. હું આપનાં ચરણોનો સ્પર્શ કરીને કહું છું કે, મને સંસારી વિષયોમાં સહેજ પણ આસક્તિ નથી. મને ઘરનો અપાર વૈભવ કરડવા ધાય છે, હવે હું વધારે વખત સુધી ઘરના બંધનમાં રહી શકીશ નહિ."

પ્રભુએ કહ્યું. "તમે જે કંઈ કહ્યુ છે તે બધું બરાબર છે; પરંતુ આ વાંદર-વૈરાગ્ય બરાબર નથી. કોઈ કોઈ વાર મનુષ્યોને ક્ષણિક વૈરાગ્ય થાય છે, અને તે દુઃખ પડતાં તદ્દન નાબુદ થઈ જાય છે, તેથી થોડાક દિવસ ઘરમા હજુ રહો પછી જોયું જશે."

ઘણાજ કરુણ સ્વરે રઘુનાથદાસજીએ કહ્યુ. "પ્રભો! આપનાં ચરણોને શરણે આવ્યા પછી વૈરાગ્ય નાશજ કેમ કરીને થઇ શકે? શુ અમૃતનુ પાન કર્યા પછી પણ પુરુષને જરા-મૃત્યુનો ભય રહી શકે છે? આપ મને આપનાં ચરણોમા સ્થાન આપો."

પ્રભુએ ધીરેથી પ્રેમભર્યા અવાજે કહ્યુ "ઠીક વાત છે, જોયુ જશે; હમણા તો તમે ઘેર જાઓ મારો હમણા વૃંદાવન જવાનો વિચાર છે અહીંથી પાછો પૂરી જઈશ અને ત્યાથી ઘણોજ જલદી વૃંદાવન જવા ઈચ્છું છું.

વૃંદાવનથી જ્યારે પાછો આવું, ત્યારે તમે આવીને મને પુરીમાં મળજો.” પ્રભુના આવા આશ્વાસનથી રઘુનાથજીને કંઈક સંતોષ થયો. તેઓ સાત દિવસો સુધી શાંતિપુરમાંજ પ્રભુનાં ચરણોમાં રહ્યા. તેઓ એ દિવસોમાં પળવાર પણ પ્રભુથી છૂટા પડતા નહોતા. પ્રભુના ભિક્ષા લીધા પછી તેઓ તેમનો ઉચ્છિષ્ટ પ્રસાદજ જમતા અને પ્રભુનાં ચરણો સમક્ષજ શયન કરતા. આ પ્રકારે સાત દિવસ સુધી રહીને પ્રભુની આજ્ઞા લઇ તેઓ સપ્તગ્રામ પાછા ફર્યા.

શ્રીમાન્ માધવેન્દ્રપુરીની પુણ્ય-તિથિ પાસેજ હતી, તેથી અદ્વૈતાચાર્યની પ્રાર્થનાથી પ્રભુ દશ દિવસ પર્યંત શાંતિપુરમાંજ રહ્યા. નવદ્વીપ વગેરે સ્થાનોના ઘણા ભક્તો પ્રભુનાં દર્શન માટે આવ્યા કરતા હતા. શચી માતા પણ પોતાના પુત્રને ફરીથી જોવાને માટે આવી ગયાં અને સાત દિવસો સુધી પોતાના હાથે તેમને ભિક્ષા કરાવતાં રહ્યાં. એટલામાં વચ્ચે એક દિવસ મહાપ્રભુ ગંગાપાર પંડિત ગૌરીદાસજીને મળવા માટે ગયા. તેઓ ગૌરાંગનાં ચરણોમાં ખૂબ શ્રદ્ધા રાખતા હતા. તેમણે પ્રભુ પાસે વરદાન માગ્યું કે, આપ નિતાઈ અને નિમાઇ બન્ને ભાઇઓ મારે ત્યાંજ રહો. એટલે પ્રભુએ એમને ત્યાં પ્રતિમામાં રહેવાનો સ્વીકાર કર્યો. તેમણે નિમાઈ અને નિતાઇની પ્રતિમાઓ સ્થાપી, અને તેમાં તેમના વિશ્વાસ અનુસાર હજુ પણ બન્ને ભાઇઓ વિરાજમાન છે. એજ મહાપ્રભુ ગૌરાંગદેવ અને નિત્યાનંદજીની આદિમૂર્તિઓ બતાવવામાં આવે છે. એ બન્ને મૂર્તિઓ ઘણીજ દિવ્ય છે.

કાલનાથી પાછા ફરીને પ્રભુ પાછા શાંતિપુરમાં આવી ગયા. ત્યાંથી તેમણે બધા ભક્તોને વિદાય કરી દીધા અને પોતે પોતાનાં બે-ચાર અંતરંગ ભક્તોને સાથે લઇને શ્રી-જગન્નાથપુરી તરફ ચાલી નીકળ્યા.



# પુરીમાં પાછા આવવું અને વૃંદાવનની પુનઃ યાત્રા

गच्छन् वृन्दावनं गौरो व्याघ्रेभैणखगान् वने ।
प्रेमोन्मत्तान् सहोन्नृत्यान् विदधे कृष्णजल्पिनः ॥
(ચૈતન્ય ચરિતા૦ મધ્ય લી૦ ૧૭-૧)

અર્થાત્ વૃંદાવન જતાં જતાં રસ્તામાં, અરણ્યમાંનાં સિંહ, હાથી, પશુઓ અને પંખીઓ સુદ્ધાંને પણ પ્રેમમાં ઉન્મત્ત કરતા કરતા અને તેમના મુખમાંથી શ્રીહરિનાં સુમધુર નામોનું ઉચ્ચારણ કરાવતા કરાવતા શ્રીગૌરાંગ પ્રભુ તેમને પોતાની સાથેજ નૃત્ય કરાવતા હતા.

શાંતિપુરથી વિદાય થઇને મહાપ્રભુ શ્રીહટ્ટ, (સિલહટ) પાણીહાટી વગેરે સ્થાનોમાં થઈને ફરીથી પાછા પુરીમાં આવી પહોંચ્યા. સૌથી પહેલાં તેઓ શ્રીજગન્નાથજીનાં દર્શન કરવા ગયા. ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરીને તેઓ ગદ્ગદ્ કંઠે તેમની સ્તુતિ કરવા લાગ્યા. પૂજારીએ પ્રભુને માળા-પ્રસાદ લાવીને આપ્યાં. ભગવાનનો પ્રસાદ લઇને મંદિરની પ્રદક્ષિણા કરતા કરતા પ્રભુ પોતાના નિવાસસ્થાને પહોંચી ગયા. પ્રભુના ફરીથી પુરીમાં આવ્યાના સમાચાર વાતની વાતમાં સમસ્ત નગરમાં ફેલાઈ ગયા. જે પણ સાંભળતું તે પ્રભુનાં દર્શનને માટે દોડી આવતું. સાર્વભૌમ ભટ્ટાચાર્ય, રામાનંદ રાય, કાશીમિશ્ર, માઇતી અને ગદાધર આદિ બધા ભક્તો પ્રભુને સ્થાને આવી પહોંચ્યા. બધાએ પ્રસન્નતા પ્રકટ કરતાં કહ્યું કે " પ્રભો ! અમારૂં સદ્ભાગ્ય છે કે આપનાં

આટલાં વહેલાં દર્શન થઇ ગયાં. આ સમય સાચેજ, તીર્થયાત્રાનો નથી."

પ્રભુએ કહ્યું:–"બીજું કંઈ નથી, મને ગદાધરજીનો શાપ લાગી ગયો. તેમને સાથે ના લઇ ગયો અને જબરજસ્તી અહીં મૂકતો ગયો, તેથીજ હું વૃંદાવન જઇ શકયો નથી."

હાથ જોડીને દીનભાવે ગદાધર ગોસ્વામીએ કહ્યું:–"પ્રભો! આપને માટે વૃંદાવન કેવું! આપ તો જ્યાં પણ બેઠા ત્યાંજ વૃંદાવન છે! પરંતુ લોકશિક્ષણને માટે આપ તીર્થયાત્રા વગેરે કરો છો, એ આપની લીલાજ છે."

પ્રભુએ કહ્યું:–"સનાતને મને સર્વોત્તમ સલાહ આપી છે. તે બન્ને ભાઇઓ ઘણુાજ ભાગવત વૈષ્ણવ છે. તેમના હૃદયમાં પ્રભુપ્રેમ છલોછલ ભરેલો છે. આટલાં મોટાં રાજ-કાજ કરતાં કરતાં પણ તેઓ સદા તેથી ઉદાસીનજ રહ્યા કરે છે, અને ભગવાનનું સદા ચિંતન કરતા રહે છે. તેમણે-જ મને સલાહ આપી છે કે, વૃંદાવન એકલાજ જવું જોઇએ. તેથી હવે હું એકલોજ વૃંદાવન જઇશ."

રાય રામાનંદજીએ જણાવ્યું કે "પ્રભો! વર્ષાઋતુ નજીક આવી છે, રથ–યાત્રાનો ઉત્સવ પણ આવે છે, તેથી રથ–યાત્રા કરીને અને ચાતુર્માસ ગાળીને પછી જેવો વિચાર થાય તેમ કરજો."

રાય મહાશયની આ વાતનું સાર્વભૌમ ભટ્ટાચાર્ય, સ્વરૂપ ગોસ્વામી અને ગદાધર વગેરે બધા ભક્તોએ સમર્થન કર્યું. પ્રભુએ બધાની સલાહ આગળ મસ્તક ઝુકાવી દીધું અને તેઓ વર્ષાકાળ ગાળીનેજ વૃંદાવન જવા ખુશી થઈ ગયા. શાંતિપુરથી નીકળતી વખતે પ્રભુ ભક્તોને કહેતા આવ્યા હતા કે:–"આ વખતે હું વૃંદાવન ચાલ્યો જઇશ, તેથી રથયાત્રામાં હવે પુરી આવવાની આવશ્યકતા નથી." પ્રભુની આજ્ઞા માનીને આ વર્ષે ગૌડીય ભક્તો પહેલાંની

પેઠે ટોળાબંધ રથયાત્રા પર આવ્યા નહોતા. મહાપ્રભુએ હમેશની પેઠે રથયાત્રાનો ઉત્સવ ઉજવ્યો અને પુરીમાંજ ચોમાસાના ચાર માસ વ્યતીત કર્યા.

ચોમાસુ વીતી ગયા પછી શરદ્ઋતુના આરંભમાં પ્રભુ ભક્તોની રજા લઇને વૃંદાવન જવા માટે તૈયાર થયા. પ્રભુ એકલા જતા હતા અને સાથે બીજા કોઇને પણ લઈ જવા ઇચ્છતા નહોતા એટલે ગદ્ગદ્ કંઠે સ્વરૂપ ગોસ્વામીએ કહ્યું કે " પ્રભો ! મારી એક પ્રાર્થના છે, તે આપ અવશ્ય સ્વીકારો. આપ એકલાજ વૃંદાવન જાઓ છો, એ અમારે માટે અસહ્ય છે, તેથી જો બીજા કોઇને સાથે લઈ જવા ઇચ્છતા ન હો તો આ બળભદ્ર ભટ્ટાચાર્યને તો આપ અવશ્યજ સાથે લઇ જાઓ. એ કુલીન બ્રાહ્મણ છે, સેવા કરતાં સારી રીતે જાણે છે, પ્રભુનાં ચરણકમળોમાં એમને દૃઢ અનુરાગ છે. એમની પોતાની પણ વ્રજમંડળનાં બધાં તીર્થોની યાત્રા કરવાની ઇચ્છા છે, એ આપની ભિક્ષા વગેરે બનાવી આપ્યા કરશે. એથી આપને પણ અગવડ પડશે નહિ અને અમને પણ સંતોષ થશે." સ્વરૂપની વાત સાંભળીને અને બધા ભક્તોની એવીજ ઇચ્છા જાણીને ભક્તવત્સલ પ્રભુ બોલ્યાઃ-" આપ લોકોની ઇચ્છા વિરુદ્ધ કોઇ કામ કરવાની મારી શક્તિ નથી. આપ સર્વે જેમાં પ્રસન્ન હશો અને આપ જેમ કહેશો તેમજ મારે કરવુ પડશે. ઠીક, આપ લોકોના આગ્રહને લીધે હુ બલભદ્રને સાથે લઇ જઈશ." પ્રભુના આ નિશ્ચયથી બધાને પ્રસન્નતા થઇ અને સઘળા પ્રભુના શરીર બાબતમાં કંઇક અંશે નિશ્ચિંત થયા. પરંતુ કોઇને ખબર નહોતી કે પ્રભુ વૃંદાવન ક્યારે જશે.

સાંજે પ્રભુ એકલા ભગવાનનાં દર્શન કરવા ગયા અને તેમની પાસે રાત્રેજ આજ્ઞા લઇને બીજે દિવસે અંધારામાંજ બળભદ્ર ભટ્ટાચાર્યને સાથે લઇને વૃંદાવન તરફ ચાલી નીકળ્યા. પ્રાતઃકાળે જ્યારે ભક્તોએ જોયું કે, પ્રભુ નથી, ત્યારે બધા સમજી ગયા કે તેઓ વૃંદાવન ચાલ્યા ગયા.

આ તરફ મહાપ્રભુ રાજમાર્ગ છોડીને અને કટકથી બચીને ઝાડીમાં થઇને સીધા પગદંડી વાટે વૃંદાવન તરફ ચાલ્યા. રસ્તામાં ઘણે દૂર સુધી ગામ આવતાં નહિ. તે દિવસોમાં બળભદ્ર વનનાં શાક-કંદમૂળ અને ફળોનેજ તૈયાર કરીને પ્રભુને ભિક્ષા કરાવતા. કોઈ કોઇ વાર બળભદ્ર ગામમાંથી ત્રણ ત્રણ-ચાર ચાર દિવસ માટે એકઠો સામાન મંગાવી લેતા, અને જ્યાં સામાન મળતો નહિ ત્યાં ત્યાં તેમાંથી બનાવીને પ્રભુને ભિક્ષા કરાવતા હતા. તેઓ ખૂબ સાવધાનીથી પ્રભુની સેવા કરતા હતા. મહાપ્રભુ તેમની સેવાથી સદા સંતુષ્ટ રહેતા અને વારંવાર તેમના પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવતા. પ્રભુની માયાને કોણ જાણી શકે! પણે તો એક હરડેના ટુકડાને બીજે દિવસે રાખી મૂકવા માટે અસંતુષ્ટ થઈ ગયા હતા; અને અહીં બળભદ્ર અન્નનો સંગ્રહ કરતા હતા છતાં પણ તેમના ઉપર ઉલટા પ્રસન્ન થઇ ગયા. તેથી તો કહ્યું છે કેઃ—



लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमीश्वरः ।

એ મહાપુરુષોનાં ચિત્ત કંઇક સંસારી લોકોથી વિલક્ષણજ હોય છે, તેમના મનોગત ભાવો જાણવાને કોણ સમર્થ થઈ શકે?

મહાપ્રભુ પોતાના અનુપમ પ્રભાવથી રસ્તાનાં પશુ-પક્ષી અને હિંસક જીવજંતુઓને પણ પ્રેમ-દાન દેતા દેતા આગળ વધતા હતા. હિંસક જંતુઓ પોતાનો ક્રૂર સ્વભાવ છોડીને પ્રભુનાં ચરણોમાં આળોટવા લાગતાં હતાં. પ્રભુ જે ગામમાંથી નીકળતા હતા, તે ગામના સઘળા પુરુષો 'હરિ હરિ' કહેતા કહેતા પ્રભુને ચારે તરફથી ઘેરી લેતા હતા. આ પ્રકારે માર્ગનાં જીવજંતુઓને કૃતાર્થ કરતા કરતા તેઓ થોડાક દિવસોમાં અવિમુક્ત ક્ષેત્ર શ્રીવારાણસી પુરીમાં (કાશીમાં) પહોંચ્યા. વિશ્વનાથજીની કાશીપુરીમાં જઇને સર્વપ્રથમ મહાપ્રભુ સ્નાનાર્થે, કાશીના પ્રસિદ્ધ મણિકર્ણિકા ઘાટ ઉપર ગયા. સ્નાન કરીને પ્રભુ બેઠાજ

હતા, એટલામાં તપન મિશ્ર નામના એક બંગાળી બ્રાહ્મણ ત્યાં આવી પહોંચ્યા. વાચકોને સ્મરણ હશે કે, મહાપ્રભુ જ્યારે પૂર્વબંગાળની યાત્રા કરીને પોતાની શિષ્યમંડળી સાથે ગયા હતા, ત્યારે તેમને આજ તપન મિશ્ર મળ્યા હતા. અને પ્રભુએ તેમને ભગવન્નામનો ઉપદેશ આપીને કાશીજી મોકલ્યા હતા. આજે અકસ્માત્ પ્રભુને સંન્યાસીના વેશમાં જોઇને તપન મિશ્ર પ્રભુનાં ચરણોમાં પડીને જોરથી રુદન કરવા લાગ્યા. પ્રભુએ મિશ્રજીને ઉઠાડીને ગળે લગાડયા અને તેમના કુશળ સમાચાર પૂછતાં તેમના મસ્તક ઉપર હાથ ફેરવવા લાગ્યા. મિશ્રજીએ ગદ્ગદ્ કંઠે કહ્યું:-" પ્રભો ! આપે આપનું ભક્તવત્સલ નામ આજે સાર્થક કરી દીધું છે. મને અધમને અહીં આવીને આપનાં દેવદુર્લભ દર્શનોથી કૃતાર્થ કરી દીધો છે. હવે કૃપા કરીને થોડો સમય આ કંગાળની ઝૂંપડીમાં નિવાસ કરીને આ દીનહીનને કૃતાર્થ કરો. " મહાપ્રભુએ મિશ્રજીની પ્રાર્થના સ્વીકારી અને તેઓ તેમને સાથે લઇને સૌથી પહેલા તો ભગવાન વિશ્વનાથજીનાં દર્શને ગયા. પછી બિંદુ-માધવનાં દર્શન કરીને તપનમિશ્રને ઘેર પધાર્યા મિશ્રજીએ પાદ્ય, અર્ઘ્ય, આચમન, ધૂપ, દીપ, નૈવેદ્ય અને ફળ-ફૂલ વગેરેથી પ્રભુની યથાયોગ્ય પૂજા કરી, તેમનાં ચરણો ધોઇને ચરણામૃત લીધું અને તેને પોતાના આખા ઘરમાં છાંટયું. મહાપ્રભુ તેમને ઘેર સુખેથી રહેવા લાગ્યા, તેમના પુત્ર રઘુનાથજી પ્રભુની ઘણીજ મનપૂર્વક સેવા કરવા લાગ્યા. તેઓ સદા પ્રભુની પાસેજ રહેતા હતા, પ્રભુને ત્યજીને તેઓ કયાંય પણ જતા નહોતા.

ત્યાંજ ચંદ્રશેખર નામના એક બંગાળી વૈદ્ય મળી ગયા. તેઓ અહીં પુસ્તકો લખીને પોતાનો જીવન-નિર્વાહ કરતા હતા. નવદ્વીપમાં એક વાર તેમણે પ્રભુનાં દર્શન પણ કર્યાં હતાં અને મિશ્રજી પાસેથી હમેશાં પ્રભુની પ્રશંસા સાંભળ્યા કરતા હતા. પ્રભુનાં દર્શનથી તેમને ખૂબ આનંદ થયો અને તેઓ પ્રભુને પોતાને ઘેર ભિક્ષા કરાવવા લાગ્યા,

આ પ્રમાણે એ બન્ને બંગાળી ભક્તોના આગ્રહથી પ્રભુ દશ-બાર દિવસ કાશીમાં રહ્યા. એટલામાં એક મરાઠા બ્રાહ્મણ પ્રભુનાં દર્શનમાટે આવવા લાગ્યો. તેનો સંબંધ શ્રીસ્વામી પ્રબોધાનંદજી મહારાજ સાથે પણ હતો. તેણે જઇને મહાપ્રભુના પ્રેમની, તેમના સંકીર્તન અને અદ્ભુત નૃત્યની સ્વામીજી આગળ પ્રશંસા કરી. જે પ્રમાણે ઘણાખરા અદ્વૈતવાદીઓ સઘળી બાબતોને માયા અને લીલા જણાવીને ઉપેક્ષા કરે છે, તેજ પ્રમાણે તેમણે પ્રભુના ભક્તિભાવની ઉપેક્ષા કરી દીધી અને તેમના સંબંધમાં પણ તેમણે ઉદાસીનતા બતાવી. એ મરાઠા ભક્તને આ વાત સારી લાગી નહિ. તેણે આવીને પ્રભુને કહ્યું. પ્રભુએ તેને સમજાવતાં કહ્યું કે "સંસારમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં મનુષ્યો હોય છે. જેમના ઉપર ભગવાનની પૂર્ણ કૃપા થાય છે, તેમનેજ પ્રભુનો પ્રેમ પ્રાપ્ત થાય છે. આપને બીજાઓ સાથે શું! લોકો ગમે તે ભલેને કહે, આપે પ્રભુનો પ્રસાદ પ્રાપ્ત કરવાનો સતત પ્રયત્ન કરવો જોઇએ. એજ પરમ શ્રેયસ્કર માર્ગ છે." આ પ્રકારે પોતાના એ ભક્તોને સંતુષ્ટ કરીને પ્રભુ કાશીજીથી ચાલીને તીર્થરાજ પ્રયાગ પહોંચ્યા. ત્યાં ભગવતી ભાગીરથી ગંગા પોતાની બહેન સૂર્યનંદિની કાલિન્દી (યમુના)ને આવીને મળે છે, તે સિતાસિત ([illegible] અને [illegible]સ્મ)ના સંગમ અને સંમેલન-દર્શન[illegible]સા લોકોને પરમ આનંદ થાય છે. મહાપ્રભુ પોતાના કૃષ્ણની પ્યારી યમુનાનાં દર્શનથી ઘણાજ વ્યાકુળ થઈ ગયા અને જલદીથી ભાવાવેશમાં આવી જઇ યમુનાજીમાં કૂદી પડ્યા. બળભદ્રે તેમને પકડીને બહાર કાઢ્યા. તીર્થરાજની અદ્ભુત, અપૂર્વ શોભા જોઇ પ્રભુ ગદ્‌ગદ્‌કંઠે સ્તોત્રપાઠ કરવા લાગ્યા.

ત્રણ દિવસ પ્રયાગરાજમાં રોકાઇને પ્રભુ વૃંદાવન તરફ ચાલ્યા. ચાલતાં ચાલતાં તેઓ મથુરાજીમાં પહોંચી ગયા. સૌથી પહેલાં તેમણે વિશ્રામઘાટે પહોંચીને યમુનાજીમાં સ્નાન કર્યું. વ્રજભૂમિની પવિત્ર રજને પામીને પ્રભુ ફૂલ્યા સમાતા નહોતા. તેઓ ત્યાંની રજમાં આળોટીને

પોતાનો એ આનંદ પ્રદર્શિત કરતા હતા. ઘણી વાર સુધી તેઓ યમુનાજીમાં સુંદર શ્યામ કમળની પેઠે નીલા જળમાં ક્રીડા કરતા રહ્યા. પછી હુંકાર કરીને બહાર નીકળ્યા અને ભીનાંજ વસ્ત્રોથી કીર્તન કરતા કરતા નૃત્ય કરવા લાગ્યા. પ્રભુના અદ્‌ભુત નૃત્યને જોઇને બધા દર્શનાર્થીઓ તથા મથુરાવાસીઓ મંત્રમુગ્ધની પેઠે એકીટસે પ્રભુના તરફ જોવા લાગ્યા. જે કોઇ આવતું તે પ્રભુને જોતાંજ 'કૃષ્ણ-કૃષ્ણ' કહીને કીર્તન કરવા લાગતું. હજારો માણસોની ભીડ એકઠી થઇ ગઇ. મહાપ્રભુ શરીરનું ભાન ભૂલીને પ્રેમમાં ઉન્મત્ત થઈ જઇ નૃત્ય કરતા હતા. તેજ સમયે તેમણે જોયુ કે, ભીડમાં એક વૈષ્ણવ બ્રાહ્મણ ઘણાજ પ્રેમપૂર્વક સંકીર્તન કરી રહ્યો છે, તેના શરીરમાં બધા સાત્ત્વિક ભાવોનો સાથેજ ઉદય થઇ રહ્યો, છે. પ્રભુ તેના આ અદ્‌ભુત પ્રેમને જોઇને ઘણા પ્રસન્ન થયા અને તેનો હાથ પકડીને નૃત્ય કરવા લાગ્યા.

સંકીર્તન સમાપ્ત થયા પછી પ્રભુએ પેલા બ્રાહ્મણને પૂછ્યુ કે "મહાભાગ! આપને આ અદ્‌ભુત પ્રેમનિધિની પ્રાપ્તિ ક્યાંથી થઈ છે?"

બ્રાહ્મણે ઘણીજ દીનતાપૂર્વક કહ્યુ: "પ્રભો! પ્રેમાવતાર જગન્માન્ય શ્રીમાધવેન્દ્ર પુરી મહારાજે મારા ઉપર કૃપા કરીને મને મંત્રદીક્ષા આપી છે. તેઓજ મારા દીક્ષાગુરુ છે. મારામાં જે કંઇ થોડો ઘણો પ્રેમ આપને જણાય છે તે એજ મહાપુરુષની કૃપાનુ ફળ છે."

શ્રીમન્ માધવેન્દ્ર પુરીનું નામ સાંભળતાંજ પ્રભુ તે બ્રાહ્મણના ચરણોમાં પડી ગયા અને તેને વારંવાર પ્રણામ કરવા લાગ્યા. તેણે ભયથી ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: "સ્વામિન્! આ આપ કેવો અનર્થ કરી રહ્યા છો! સંન્યાસી થઇને મારા ઉપર પાપ ચંઢાવી રહ્યા છો? આપ તો મારા પૂજ્ય, વંદનીય અને માનનીય છો. સંન્યાસી હોવાથી આપ આશ્રમગુરુ છો, તેથી મારા પગોને અડકીને મને પાપભાગી ના બનાવો."

પ્રભુએ ગદ્‌ગદ્‌ કંઠે કહ્યુઃ "વિપ્રવર ! હું સમજતો હતો કે, આવો પ્રેમ મારા પરમ ગુરુ શ્રીમાધવેન્દ્ર પુરીના માણસોમાજ સંભવી શકે છે. ભક્તિના ઉદ્‌ગમસ્થાન તેઓ ભગવાન માધવેન્દ્ર પુરીજ છે. હું તેમનો શિષ્ય છું, તેથી આપ મારા ગુરુ સમાન છો." પ્રભુનો પરિચય પામીને તે બ્રાહ્મણને ઘણો સંતોષ થયો. તે પ્રભુને પોતાને ઘેર લઈ ગયો અને ત્યાં જઈને પ્રભુને ભિક્ષા કરાવી. બ્રાહ્મણે પ્રભુનો ઘણો ઘણો સત્કાર કર્યો. તે પ્રભુની તન, મન અને ધનથી યથાશક્તિ સેવા કરવા લાગ્યો. પ્રભુએ બ્રાહ્મણને સાથે લઈને, (૧) અવિમુક્ત ઘાટ, (૨) અધિરૂઢ ઘાટ, (૩) ગુહ્ય-તીર્થ, (૪) પ્રયાગતીર્થ, (૫) કનખલતીર્થ, (૬) તિન્દુક, (૭) સૂર્યતીર્થ, (૮) વટસ્વામી, (૯) ધ્રુવઘાટ, (૧૦) ઋષિતીર્થ, (૧૧) મોક્ષતીર્થ, (૧૨) બોધતીર્થ, (૧૩) ગોકર્ણ ઘાટ, (૧૪) કૃષ્ણગંગા, (૧૫) વૈકુંઠઘાટ, (૧૬) અસિકુંડ, (૧૭) ચતુઃ-સામુદ્રિક કૂપ, (૧૮) અક્રૂટતીર્થ, (૧૯) યાજ્ઞિક વિપ્રસ્થાન, (૨૦) કુબ્જાકૂપ, (૨૧) રંગસ્થળ, (૨૨) મંચસ્થળ, (૨૩) મ-લ્લયુદ્ધ સ્થાન, (૨૪) દશાશ્વમેધ વગેરે યમુનાજીના ચોવીસે ઘાટો ઉપર સ્નાન કર્યું અને સ્વયંભૂ, વિશ્રામઘાટ, દીર્ઘ-વિષ્ણુ, ભૂતેશ્વર, મહાવિદ્યા તથા ગોકર્ણાદિ તીર્થોનાં દર્શન કર્યાં. હવે પ્રભુને વ્રજમંડળના બારે વનોના દર્શનોની ઇચ્છા થઇ, તેથી તે બ્રાહ્મણને સાથે લઇને તેઓ વનોની યાત્રા કરવા ચાલી નીકળ્યા.





# श्रीवृंदावन वगेरे तीर्थोनां दर्शन

क्वचिद्भृङ्गीगीतं क्वचिदनिलभङ्गीशिशिरता
क्वचिद् वल्लीलास्यं क्वचिदमलमल्लीपरिमलः ।
क्वचिद् धाराशाली करकफलपालीरसभरो
हृषीकाणां वृन्दं प्रमदयति वृन्दावनमिदम् ॥

( વિદગ્ધમાધવ ના૦ ૧-૨૮ )

પોતાના પ્રિય સખા મનસુખને ભગવાન કહી રહ્યા છે કે "પ્રિય મિત્ર ! આ વૃંદાવન મારી ઇન્દ્રિયોને વિવિધ પ્રકારે આનંદ આપે છે. તું જુએ છે ને કે કોઈ સ્થાને મધલોલુપ ભ્રમર પોતાના સૂરીલા સ્વરથી ગુંજારવ કરી રહ્યો છે, ક્યાંક ક્યાંક વાયુના વેગથી લતાઓ નૃત્ય કરતી કરતી પોતાની સૌરભથી સુખ આપી રહી છે. ક્યાંક મલ્લિકાનાં પુષ્પોનો નિર્મળ પરિમલ મનને મુગ્ધ કરી રહ્યો છે અને કોઇ જગાએ દાડમનાં ફળોમાંથી ધારારૂપે રસ ઝરી રહ્યો છે. ( આ પ્રમાણે વૃંદાવનમાં ચારે તરફ આનંદ, આનંદ ને આનંદજ છવાઇ રહ્યો છે. )

મથુરાથી મધુવન, તાલવન, કુમુદવન અને બહુલાવન વગેરે વનોને જોતા જોતા તથા રસ્તામાં અનેક તીર્થકુંડોમાં સ્નાન–આચમન કરતા કરતા પ્રભુ ભગવાનના મુખ્ય લીલાસ્થાન ત્રૈલોક્યપાવન વૃંદાવનની ભૂમિમાં પહોંચ્યા. વૃંદાવનમાં પ્રવેશ કરતાંજ પ્રભુ ભાવાવેશમાં આવી જઇ મૂર્ચ્છિત થઇને જમીન ઉપર પડી ગયા. તેઓ ચારે તરફ આંખો ફાડી ફાડીને ગાંડાની પેઠે આમતેમ જોવા લાગ્યા. તેમણે

જોયું કે, ક્યાંક તો કદંબનાં વૃક્ષોની હારો ઉભી છે, ક્યાંક કેરડાનાં ઝાડ ઉપર કેરાં અને લાલ લાલ ફૂલ લાગેલાં છે; ક્યાંક ગાયો ચરે છે, તો ક્યાંક વ્રજના ગોપ-બાળકો કિલ્લોલ કરી રહ્યા છે. ક્યાંક મોર નૃત્ય કરે છે, તો ક્યાંક સારસ, હંસ, ચક્રવાક, રાજહંસ વગેરે જળનાં પક્ષીઓ ઉડી ઉડીને કાલિન્દીના કાંઠા તરફ જાય છે. પ્રભુ આંખો ફાડી ફાડીને એ બધાં તરફ પ્રેમભરી દૃષ્ટિથી જોતા હતા. કોઈ વાર જલદીથી ઉઠીને વૃક્ષોને આલિંગન કરતા, ત્યારે તેમના ઉપરથી ઘણાં પુષ્પો ગરી પડીને પ્રભુનાં ચરણકમળોને ઢાંકી દેતાં, જાણે વૃક્ષો પોતાના વહાલાનાં ચરણોમાં શ્રદ્ધાંજલિરૂપે પુષ્પો ચઢાવી રહ્યાં ન હોય ! પ્રભુ ગાયો તરફ પહેલાંના પરિચયવાળાની પેઠે દોડતા, અને તેમની પીઠ ઉપર પોતાના કોમળ હાથ ફેરવતા. ગાયો આરડતી આરડતી પૂછડાં ઉંચાં કરી કરીને પ્રભુના તરફ દોડતી અને તેમના હાથ-પગને ચાટવા લાગતી. વ્રજનાં પક્ષીઓ પ્રભુની તદ્દન નજીક આવી આવીને પોતપોતાની ભાષામાં કંઇક કહેતાં હતાં. પ્રભુ તેમની પ્રેમભરી વાણી સાભળીને માથું હલાવવા લાગતા, જાણે કે તેઓ તેમની વાતો સમજીને સંકેત દ્વારા તેનો ઉત્તરજ આપતા ન હોય ! પ્રભુના આનંદની સીમાજ નહોતી. તેઓ વૃંદાવન આવતાંજ બધી વાતો ભૂલી ગયા અને જે પ્રકારે જળથી વિખૂટી પડેલી માછલી મહાસાગરમાં નાખી દેવાથી પરમાનંદનો અનુભવ કરે છે, તેજ પ્રમાણે વ્રજની પાવન રજમાં આળોટીને પ્રભુ તેજ પરમાનંદસ્વરૂપ સુખનો અનુભવ કરવા લાગ્યા. અહીંથી જઇને પ્રભુએ વ્રજમંડળનાં લગભગ બધાં તીર્થોનાં દર્શન કર્યાં. પ્રભુના સમયમાં વૃંદાવન સાચેસાચ એક વનજ હતું. દશ-વીસ બ્રાહ્મણોનાં અને ગોવાળોનાં ઝુંપડાં હતાં, નહિ તો ચારે બાજુ વન વન ને વનજ હતું. ઘણાયે ભાવિક ભક્તો ત્યાં દર્શન કરવા આવતા હતા અને દર્શન કરીને મથુરા પાછા ફરતા હતા. વ્રજમંડળનાં ઘણાં તીર્થ અને કુંડ લુપ્તપ્રાય થઇ ગયાં હતાં. લોકો તેમનાં નામ પણ

જાણુતા નહિ. જ્યારે મહાપ્રભુ સંન્યાસ લીધા પહેલાં નવદ્વીપમાંજ રહીને ભક્તોની સાથે સંકીર્તન કરતા હતા, ત્યારે તેમણે ભૂગર્ભ પંડિત અને લોકનાથ ગોસ્વામીને વ્રજમંડળનાં લુપ્ત તીર્થોને પ્રગટ કરવા અને તેમનો જીર્ણોદ્ધાર કરવાને માટે વૃંદાવન મોકલ્યા હતા. એ લોકોએ જ્યારે પ્રભુના સંન્યાસી થયાની વાત સાંભળી ત્યારે તો તેઓ તેમનાં દર્શનની લાલસાથી વૃંદાવન છોડીને દક્ષિણ તરફ ચાલ્યા ગયા હતા. આ કારણથી વૃંદાવન આવતાં પ્રભુનો તેમને મેળાપ થઇ શકયો નહિ. મહાપ્રભુએ પોતેજ થોડાં લુપ્ત તીર્થોને પ્રગટ કર્યાં.

જે સ્થાને ભગવાને અરિષ્ટાસુરનો વધ કર્યો હતો, ત્યાં 'આરિઠ' નામનુ એક ગામ છે. મહાપ્રભુએ ત્યાં આવીને લોકોને પૂછયું કે "અહીં રાધાકુંડનો ઉલ્લેખ પુરાણોમાં મળી આવે છે, તે રાધાકુંડ કયાં છે?" પ્રભુના આ પ્રશ્નનો ઉત્તર ગ્રામવાસીઓ આપી શકયા નહિ. તેમ નામાંથી કોઇને પણ રાધાકુંડની ખબર નહોતી. પ્રભુનો સાથી બ્રાહ્મણ પણ રાધાકુંડથી અજાણ્યો હતો, તેથી પ્રભુએ પોતે ધ્યાનમગ્ન થઇને રાધાકુંડને ઓળખ્યો અને એ ખેતરોની વચમાં ભરાયેલા થોડા જળમાં સ્નાન કરીને પોતે રાધાકુંડનુ માહાત્મ્ય વર્ણવ્યું. તે દિવસથી એજ સ્થળ રાધાકુંડના નામથી પ્રસિદ્ધ છે. રાધાકુંડને પ્રગટ કરીને પ્રભુ કુસુમ સરોવર આગળ આવ્યા. ત્યાં શ્રી ગોવર્ધન પર્વતનાં દર્શન કરીને તેઓ પુલકિત થઈ ઉઠયા. જમીન પર સૂઇને તેમણે ગિરિરાજને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને તેના નાના નાના પથ્થરો લઇને હૃદયે ચાંપવા લાગ્યા. ગોવર્ધન, ભગવાનનું અભિન્ન સ્વરૂપ છે. શાસ્ત્રોમાં તેને ભગવાનનું શરીરજ કહેલુ છે. ગોવર્ધનમાં પ્રભુએ હરિદેવજીનાં દર્શન કર્યાં. પછી બ્રહ્મકુંડમાં સ્નાન કરીને ત્યાંજ ભિક્ષા કરી.

ગોવર્ધન પર્વત ઉપર ગોપાલ ભગવાનનુ મંદિર હતું. તેને શ્રીમાધવેન્દ્ર પુરીએ પ્રગટ કર્યું હતું. તેનાં દર્શન

કરવાની પ્રભુને ઇચ્છા થઈ, પરંતુ તેઓ તો ગિરિરાજ ઉપર ચઢવાજ ઇચ્છતા નહોતા. તેઓ વિચારવા લાગ્યા કે, ગોપાલ ભગવાનનાં દર્શન કેમ કરીને થાય ? સર્વાન્તર્યામી ભગવાન પોતાના ભક્તની ઇચ્છા જાણી ગયા. તેઓ તો ભાવના ભૂખ્યા છે, ભક્તોને હાથે તો તેઓ વગર પૈસેજ વેચાઈ જાય છે; તો પછી પર્વતથી નીચે ઉતરવું એ શી વિસાતમાં હતું ! તે દિવસોમાં ગોપાલ ભગવાનની સ્થિતિ અસ્થિર હતી. મુસલમાનોના ઉત્પાતોને લીધે તેઓ અહીંથી તહીં ફરતા રહેતા હતા. કોઇ વાર કોઇ કુંજમાંજ પૂજા થાય છે, તો કોઇ વાર કોઇ ગામમાં જ વિરાજમાન છે. તેઓ તો વ્રજવાસીઓના સખા છે; ઈશ્વર યા પરમાત્મા હશે, તો શિવ, બ્રહ્મા અથવા લક્ષ્મીજીને માટે હશે. વ્રજમાં તો તેઓ એજ જૂના 'કનૈયા' છે. જ્યારે વ્રજવાસીઓને યવનોનો ભય છે, તો તેમને પણ હોવો જોઇએ, તેથી વ્રજવાસી ગોપબાલો જ્યાં પણ જતા ત્યાં ગોપાલને સાથે લઇ જતા હતા. તે દિવસોમાં એક તુર્ક સેના મૂર્તિઓનો નાશ કરતી કરતી આવતી હતી. વ્રજવાસી રાજપૂતો એજ ભયથી અન્નકૂટ નામના ગામમાંથી ગોપાલજીને 'ગાઠોલી' નામના ગામમાં લઈ આવ્યા અને ત્યાં ગુપચૂપ ચાર પાંચ દિવસો સુધી તેમની સેવા-પૂજા કરતા રહ્યા. ગાઠોલી ગામ ગિરિરાજની નીચે છે. પ્રભુએ જ્યારે સાંભળ્યું કે, ગોપાલ ભગવાન તો જાણે મને જ દર્શન દેવામાટે પર્વતપરથી નીચે ઉતરી ગાઠોલીમાં આવીને બિરાજ્યા છે, ત્યારે તો તેમના આનંદની સીમા જ રહી નહિ. પ્રાતઃકાળે માનરી ગંગામાં સ્નાન કરીને ગોવર્ધન પર્વતની પરિક્રમા શરૂ કરી દીધી. ગોવર્ધન પર્વતની પરિક્રમા સાત કોસની કહેવાય છે. પરિક્રમા જ્યાંથી શરૂ થાય છે ત્યાં પાછી સમાપ્ત કરે છે. ઘણા મનુષ્યો તો દંડવત્ કરતાકરતાજ આખી પરિક્રમા પૂરી કરે છે. પ્રભુએ પણ પૂરી પરિક્રમા કરી. મહાપ્રભુની સાથે બલભદ્ર ભટ્ટાચાર્ય અને પેલો સાધુબ્રાહ્મણ એ બે સેવકો બીજા હતા. બધા ગોવિંદ

કુંડે પહોંચ્યા અને ત્યાંથી ગાઠોલીમાં ગોપાલજીનું આગમન સાંભળી ત્યાં ગયા. મહાપ્રભુ ગોપાલજીની મનમોહિની મૂર્તિનાં દર્શનોથી મુગ્ધ થઇ ગયા અને તેઓ પ્રેમમાં ભાન ભૂલી જઇને ગોપાલજીની આગળ નૃત્ય કરવા લાગી ગયા, અને ગોપાલસ્તોત્રો દ્વારા તેમની સ્તુતિ કરવા લાગ્યા. ત્રણુ દિવસ પ્રભુ ગાઠોલીમાં રહી ગોપાલજીનાં દર્શનનું સુખ પ્રાપ્ત કરવા લાગ્યા. ત્યાર પછી તેઓ નંદીશ્વર, પાવન સરોવર, શેષશાયી, લક્ષ્મી, ખેલાતીર્થ, ભાણ્ડીરવન, ભદ્રવન, લોહવન, ગોકુલ, મહાવન વગેરે ભગવાનનાં લીલાસ્થળોનું દર્શન કરતા કરતા ફરીથી મથુરાજીમાં પાછા આવ્યા અને તેજ સાધુ બ્રાહ્મણના ઘરમાં રહ્યા. બ્રાહ્મણે પ્રભુની ખૂબ સેવા કરી હતી, તેનાથી સંતુષ્ટ થઇને પ્રભુ તેના ઘરમાં રહેવા લાગ્યા. ત્યાં નગરની ભીડ–ભાડ જોઇને મથુરા અને વૃંદાવનની વચ્ચમાં અક્રૂર ઘાટ ઉપર એકાંત સમજીને ત્યાં રહેવા લાગ્યા. ત્યાંથી તેઓ વૃંદાવન જઇને કાલીદહ, પ્રસ્કન્દન ક્ષેત્ર, દ્વાદશ આદિત્ય, કેશીતીર્થ, રામસ્થળી વગેરે પુણ્ય તીર્થોનાં દર્શન કરીને સંધ્યાકાળે પાછા ફરીને અક્રૂર તીર્થમાંજ આવી ગયા. ત્યાં પણ ઘણા લોકો તેમનાં દર્શન કરવાને માટે આવવા જવા લાગ્યા, તેથી તેઓ વૃંદાવનમાં યમુનાજીના તટ ઉપર એકાંતમાં રહીને ભગવન્નામસંકીર્તન કરવા લાગ્યા. ત્યાંજ શ્રીકૃષ્ણદાસ નામનો એક રજપૂત ક્ષત્રિય પ્રભુને શરણે આવ્યો અને તે ઘરબાર છોડીને પ્રભુની જ સાથે રહેવા લાગ્યો.

એક દિવસ સમસ્ત વૃંદાવનમાં હોહાકાર થઈ ગયો કે, વૃંદાવનમાં ફરીથી શ્રીકૃષ્ણ ઉત્પન્ન થયા છે. તેઓ કાલીદહમાં કાલીયનાગની ફેણુ ઉપર નૃત્ય કરે છે અને તેના મસ્તકમાંનો મણિ પણ પ્રત્યક્ષ ચમકે છે. ઘણા લોકો આ વાત સાંભળીને પ્રભુને પૂછવા આવ્યા કે, શું આ વાત સત્ય છે? પ્રભુએ કહ્યું: "આપજ જઇને જુઓ, સત્ય છે કે અસત્ય!" ઘણા લોકો રાત્રે કાલીદહ આગળ જઇ પહોંચ્યા. સાથે જ, ત્યાં એક કાળો માણસ ઉભો હતો અને દૂરથી

એક મણિ જેવું ચમકતું હતું. લોકો આનંદ અને કુતૂહલપૂર્વક તે તરફ આગળ વધવા લાગ્યા. બળભદ્ર ભટ્ટાચાર્યે પણ કાલીદહ આગળ જઈને સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છા પ્રગટ કરી. પ્રભુએ પ્રેમપૂર્વક તેના ગાલ ઉપર એક ધીમી થપ્પડ મારીને કહ્યું: "લોકોની ગતિ તો ઘેટાં જેવી છે. એક ઘેટું કૂવામાં પડે છે, તો બધાંયે ઘેટાં તેની પાછળ કૂવામાં પડે છે. આ કલિકાળમાં ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થવાં એ કોઈ સાધારણ વાત થોડી જ છે કે બધાને ભગવાનનાં દર્શન થઈ જાય. કરોડોમા કોઈક એવા એક બે ભાગ્યવાન પુરુષો હોય છે કે જેમને ભગવાનની કૃપાથી પ્રભુના સાક્ષાત્ દર્શનોનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે. અહીં બેસીને જ ભગવન્નામના જપ કરો. સવારે લોકોને પૂછી લેજે કે, શી વાત હતી." ભટ્ટાચાર્યે પ્રભુના સમજાવવાથી રાત્રે કાલીદહ આગળ જવાનો વિચાર છોડી દીધો. આ તરફ લોકોનુ ટોળું ત્યાં પહોંચ્યુ. ત્યાં તેમણે જોયુ કે, એક કાળા રંગનો નાવિક હોડકામા ફાનસ રાખીને માછલી મારે છે. તેના હાથમાં માછલી મારવાની વાંસળી હતી લોકોનો ભ્રમ દૂર થયો. પ્રાતઃકાળે જ્યારે લોકો પ્રભુના દર્શન કરવા આવ્યા, ત્યારે પ્રભુએ તેમને પૂછ્યુ:–"કેમ, આપ લોકોને શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન થયા કે?"

એક તેજસ્વી વૃદ્ધ પંડિતે પ્રભુને બધો વૃત્તાન્ત સંભળાવ્યો અને અંતમા કહ્યુઃ "ત્યા તો અમને જે દર્શન થવાના હતા તે થયા, પણ અહીં તો ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન અવશ્યજ થઈ ગયા છે."

પ્રભુએ ચારે બાજુ જોતા જોતાં કહ્યુઃ "અહી ભગવાન કયા છે? મને પણ ભગવાનના દર્શન કરાવો. હું ભગવાનનાં દર્શન માટે ઘણો ઉત્સુક છું."

તે બ્રાહ્મણે પ્રભુના તરફ સંકેત કરતાં કરતાં કહ્યું:– "સંન્યાસીના ગુપ્તવેશમા આ સામે તો શ્રીહરિજ બેઠા

છે." આટલું સાંભળતાંજ પ્રભુએ તે વૃદ્ધ બ્રાહ્મણના પગ પકડી લીધા અને રડતાં રડતાં કહેવા લાગ્યાઃ-"મહાનુભાવ ! આપની આ અદ્દભુત નિષ્ઠાને ધન્ય છે, આપને અવશ્યજ ભગવાનનાં સાક્ષાત્ દર્શન થઈ ગયાં છે; ત્યારે તો આપ ચરાચર વિશ્વમાં ભગવદ્ભાવના રાખો છો. સાચા ભક્તને પોતાના ભગવાન સિવાય બીજું કોઈ રૂપ દેખાતુંજ નથી. તેને સર્વત્ર પોતાના વહાલાનાજ દર્શન થાય છે." આ પ્રકારે તે બ્રાહ્મણની વિવિધ પ્રકારે સ્તુતિ કરીને તેને વિદાય કર્યો.

મહાપ્રભુ દિવસમાં વૃંદાવનમાં સ્નાન-જપથી નિવૃત્ત થઇને ભિક્ષા અક્રૂરતીર્થેજ આવીને કર્યા કરતા હતા. ગ્રામવાસી બ્રાહ્મણ તથા બીજા દ્વિજાતિના લોકો હમેશાં પ્રભુને ભિક્ષા કરાવવાનો આગ્રહ કર્યા કરતા હતા. કોઇ કોઇ વાર તો દશ-દશ, વીસ-વીસ માણસોનું સાથેજ નિમંત્રણ આવી જતું. મહાપ્રભુની ત્યાં વિચિત્ર દશા હતી. જ્યારે પણ તેમને એ વાતનુ સ્મરણ થઈ આવતું કે, આજ સ્થાનમાં ડૂબકી મારતાં અક્રૂરને ભગવાનનાં દર્શન થયાં હતાં, ત્યારે તેઓ જલદીથી યમુનાજીમાં કૂદી પડતા અને શરીરનું ભાન ભૂલી જઇ બેભાન થઇને યમુનાના તીક્ષ્ણ પ્રવાહમાં વહેવા લાગતા. તેથી ભટ્ટાચાર્યને પ્રભુની ઘણીજ સાવધાનીથી હમેશા દેખરેખ રાખવી પડતી હતી. એટલે ભટ્ટાચાર્યે તે બ્રાહ્મણની રજા લઇને પ્રભુને પાછા લઈ જવાનો નિશ્ચય કર્યો. તેમણે પ્રભુને જણાવ્યું કે "પ્રભો ! અહીં હવે વધારે એકાંત રહેતું નથી, નિમંત્રણો પણ ઘણાં આવવા લાગ્યાં છે. આપની દશા અહીં પણ વિચિત્ર થતી જાય છે. તેથી મારી પ્રાર્થના છે કે, હવે અહીથી જવું જોઇએ. મહા માસની સંક્રાન્તિ પણ પાસેજ છે. અત્યારથી ચાલીશું તો પ્રયાગ પહોંચીને મકરસ્નાન કરી શકીશું. હવે આપની જેવી આજ્ઞા !"

પ્રભુએ ઘણાજ પ્રેમપૂર્વક કહ્યું કે "ભટ્ટાચાર્ય મહાશય ! તમારીજ કૃપાથી મને ભગવાનની પુણ્ય લીલા-

ભૂમિનાં દર્શન થઇ શક્યાં છે. તમેજ મને વૃંદાવનનાં દર્શન કરાવીને મારા આ જન્મને સાર્થ કર્યો છે; તેથી આ શરીર તમારૂંજ છે. તમે એને જ્યાં લઇ જવા ઇચ્છો ત્યાં લઈ જાઓ, મને એમાં કશી આપત્તિ નથી."

પ્રભુની સંમતિથી સઘળાને ઘણીજ પ્રસન્નતા થઇ. કૃપાપાત્ર રાજપૂત ઠાકોર તથા મથુરાનો સાધુ બ્રાહ્મણ એ બન્ને પણ પ્રભુની સાથેજ ચાલવા તૈયાર થયા. ભટ્ટાચાર્ય સાથે ચારેય મથુરાજીમાં આવ્યા અને ત્યાંથી યમુનાજી પાર કરીને પ્રયાગ તરફ ચાલવા લાગ્યા. વ્રજની પવિત્ર ભૂમિનો ત્યાગ કરતી વખતે પ્રભુને ઘણુંજ દુઃખ થયું. તેઓ શોકસા વિહ્વળ થઇને જમીન ઉપર પડી ગયા અને ઘણી વાર સુધી અચેતન અવસ્થામાં પડી રહ્યા. ગમે તેમ કરીને ત્રણેએ મળીને તેમને જાગ્રત કર્યા અને તેમને સાથે લઇને આગળ ચાલવા લાગ્યા.



## पठाणोने प्रेमदान—प्रयाग-
## मां पाछा आववुं

मलयाचलगन्धेन त्विन्धनं चन्दनायते ।
तथा सज्जनसङ्गेन दुर्जनः सज्जनायते ॥

( સુભાષિત રત્નભાંડાગાર ૯૦-૪ )

અર્થાત્ મલયાચળની સુગંધથી લાકડાં પણ જેમ સુખડ બની જાય છે, તેજ પ્રમાણે સજ્જનોના સંસર્ગમાત્રથી દુર્જન પુરુષ પણ સજ્જન થઇ જાય છે.

યમુના પાર કરીને પ્રભુ અનિચ્છાપૂર્વક ચાલતા હતા. વૃંદાવનની પુણ્ય-ભૂમિ છોડતાં તેમને અપાર કષ્ટ થતું હતું. ભટ્ટાચાર્ય વગેરે પ્રભુના સાથી તેમને પકડીને ચાલતા હતા. મહાપ્રભુ હવે વધારે ચાલી શકયા નહિ. તેઓ એક સુંદર ઘટાવાળા વૃક્ષની છાયામા પોતાના સાથીઓ સાથે બેસી ગયા. જ્યાં બેસીને તેઓ વિશ્રામ કરતા હતા ત્યાં પાસેજ થોડી ગાયો ચરતી હતી. વ્રજમંડળની સુંદર અને સરળ ગાયો હજુ પણ પોતાના ગોપાળની રંગીલી અને પ્રેમાળ મૂર્તિનું સ્મરણ કરાવે છે. ગાયો અહીં તહીં ચરતી હતી. પાસેજ ગાયો ચરાવનારા ગોપબાલો પરસ્પરમાં ગમ્મત કરતા હતા. વ્રજમંડળનો પરિઘ ચોરાશી કોસનો (એક કોસ=બે માઇલ) છે. આ ચોરાશી કોસની બોલીમાં કેટલી મિઠાશ છે, કેટલી સરળતા છે અને કેટલી નિષ્કપટતા છે, તે તો સહૃદય પવિત્ર માણસોજ જાણી શકે છે. વ્રજમંડળનાં ગામોમાં પડદાનું ખાસ બંધન નથી. હોળીના

દિવસોમાં સ્ત્રીપુરુષો નિષ્કપટ ભાવથી એકબીજાની સાથે પરિચય વિના પણ હોળી ખેલે છે. આમ તો પૃથ્વી ઉપર કોઈ નિર્વિકાર છેજ નહિ, પરંતુ બીજાં સ્થાનો કરતાં વ્રજમંડળમાં વિકારી ભાવ ઘણો ઓછો છે. વ્રજમાં 'સાલા' કહેવું એ તો એક સામાન્ય વાત છે. 'સાલા' શબ્દ એ ત્યા ગાળ ગણાતોજ નથી. ઘણા ખરાં બાળકો વાતવાતમાં 'સાલા' કહે છે. વ્રજમંડળના અભણ ગોપબાળોનાં મુખોમાંથી આપ શ્રીકૃષ્ણલીલાનાજ પદો-ભજનો સાંભળશો. વ્રજના અભણ મનુષ્યો શ્રીકૃષ્ણ-લીલાના રસિયા-રાસ ઘણાજ સુંદર સ્વરથી ગાય છે. સાભળતા સાભળતાં તેમાથી રસ ટપકવા લાગે છે અને સાભળનાર તે મધુર રસમા મસ્ત બની જાય છે ગાયોને એક બાજુ છોડીને ગોપબાલો સાથે મળીને ગીત ગાતા હતા-બધા મળીને હાથ ઉઠાવી ઉઠાવીને અને કમરને ~~હલાવીને હલાવી~~ ગાતા હતા— હલાવી

વારે સો કન્હૈયા કાલીદહપૈ ખેલન આયો રે!
મારો ટોલ ગેંદ ગઇ દહમેં—
(અરરરરરર) વહ તો ગેંદકે સંગઇ ધાયો રે.

થોડાક ગોપ-બાલો ગાતા હતા, તેમનામાથી એક ત્રિભગી-લલિત ગતિથી ઉભો રહીને બસી બજાવતો હતો. તે પોતાના સાથીઓના સૂર સાથેજ હાવભાવ કરતો કરતો અને મસ્તકને આમ તેમ ઘૂમાવતો બંસી બજાવતો હતો. મહાપ્રભુએ વ્રજમંડળમા મોરલીનો મધુર સૂર સાંભળ્યો, તેમની દૃષ્ટિ સામેજ ગમ્મત કરતી ગોપમંડળીના ઉપર પડી. બસ, પછી તો વાતજ શી! તેઓ તો પ્રેમમા ગદ્‌ગદ્ થઇને પોતાની જાતનુ ભાન ભૂલી ગયા અને ઉંચા ઉંચા ઉછળવા લાગ્યા. ઉછળતા ઉછળતાં બેભાન થઇને જમીન ઉપર પડી ગયા. એટલામાજ કોઈ મુસલમાન રાજકુમાર પોતાના ધર્મગુરુની સાથે દશ-વીસ ઘોડેસ્વારોને લઇને ત્યા આવી પહોચ્યો તે સવારોમાથી કોઈ એક જણે બેભાન થયેલા ચૈતન્યદેવને જોયા. મહાપ્રભુના મુખમાંથી

ફીણુ નીકળતું હતું અને તેમની આંખો ઉંચે ચઢી ગઇ હતી. તેમની આવી દશા જોઇને તે સવારે પોતાના સ્વામીને આ વાત કહી. બધા સવારો તરતજ પોતપોતાના ઘોડાઓ ઉપરથી ઉતરી પડયા. મહાપ્રભુના અદ્ભુત રૂપલાવણ્યયુક્ત દિવ્ય ચહેરાને જોઇને બધા તરતજ તેમના તરફ આકર્ષિત થઈ ગયા અને તે બધાના હૃદયમાં તેમના પ્રત્યે ગાઢ પ્રેમ ઉત્પન્ન થયો. તેમણે ધાર્યું કે, આ સંન્યાસી પાસે કંઈક દ્રવ્ય હશે, તેની લાલચથી તેમના સાથીઓએ એમને ધંતૂરો ખવડાવ્યો છે. એમ વિચારીને તે સવારોના સરદારે તેમના બધા સાથીઓને કસીને બાંધી દીધા અને કહેવા લાગ્યો: 'આમને અહીંજ કતલ કરી નાખો.'

કતલનું નામ સાંભળતાંજ બંગાળી ભટ્ટાચાર્ય મહાશય તો ગભરાઇ ગયા. બંગાળીઓનુ ઢીલુ પોતિયુ આમ પણ પ્રખ્યાત છે. વળી પરદેશમાં તો ભલભલા સાહસિકોની રેવડી દાણાદાણ થઇ જાય છે. બિચારા ભટ્ટાચાર્ય થરથર કંપવા લાગ્યા. આથી પેલા મથુરાના સાધુ બ્રાહ્મણે હિમ્મતપૂર્વક કહ્યું કે "આપ અમારા ઉપર વિનાકારણ શંકા લાવો છો. અમે તો અહીંનાજ છીએ. અમને આપ અહીંના રાજ્યકર્તા પાસે લઇ જાઓ. ત્યાં મારા ઘણા યજમાન અને શિષ્યો છે. તેઓ બધા મને ઓળખે છે. અમે કદી આવું કામ કરીએ?" બ્રાહ્મણની આ વાતથી એ લોકોને સંતોષ ના થયો. પ્રભુનો ત્રીજો સાથી રજપૂત હતો. તેનુ નામ કૃષ્ણદાસ હતું. આ બનાવથી કૃષ્ણદાસના રાજપૂતી લોહીમાં જોશ આવી ગયું. તે કડકાઇથી બોલ્યો:-"જણાય છે કે, હજુ તમે લોકોએ મને ઓળખ્યો નથી. હું રજપૂત છું, રજપૂત. શસ્ત્ર લઇને રણમાં લડવાનુંજ મારૂં કામ છે. હમણાંજ હું એક હાક મારીશ તો સેંકડો યોદ્ધાઓ અહીં એકઠા થઇ જશે અને વાતની વાતમાં તમારે તમારાં આ આકરાં વચનોનો સ્વાદ ચાખવો પડશે."

આ વાતથી મનમાં કંઇક ભયભીત થઈને તે સવારો

પોતાના પીરસાહેબ તરફ જોવા લાગ્યા. પીરજીએ કંઇક ગંભીરતાપૂર્વક શાંત સ્વરે પૂછ્યું કે "હું જાણવા ઇચ્છું છું કે, આ આટલા સુંદર, તેજસ્વી અને સ્વસ્થ શરીરવાળા યુવક સંન્યાસી બેભાન કેમ પડેલા છે?"

કૃષ્ણદાસજીએ કહ્યું: "તેઓ અમારા ગુરુ છે, તેમને કોઇ કોઇ વાર વાઈ આવી જાય છે. અત્યારે પણ તેઓ એથીજ બેભાન થઇને પડેલા છે."

કૃષ્ણદાસ આટલું કહેતો હતો તેવામાંજ પ્રભુ ભાનમાં આવીને ઉઠીને ઉભા થયા અને જોરથી પ્રેમમાં ગદ્‌ગદ્‌ થઇને નૃત્ય કરવા લાગ્યા. ત્યારે રાજકુમાર વિજળીખાંએ પૂછ્યું:–"સાધુ મહારાજ! આપ અત્યાર સુધી બેભાન કેમ પડયા હતા? જણાય છે કે, આપના આ સાથીઓએ આપને ભૂલથી ધંતૂરો ખવડાવી દીધો હશે; તેથી આપ બેભાન થઇ ગયા હતા. આપના રૂપિયા-પૈસા સંભાળી લ્યો. આ ધંતૂરો ખવડાવનારા સાથીઓને આપ જે કહેશો તે ઉચિત સજા કરવામાં આવશે."

પ્રભુએ અતિ સરળતાપૂર્વક કહ્યું: "ભાઇઓ! આ મારા સાથીઓ મારાં બીજાં શરીરજ છે. તેમની કૃપાથી તો મને વ્રજમંડળનાં બધાં તીર્થોનાં દર્શન થઈ શકયાં છે. હું તો ભિક્ષુક સંન્યાસી છું, કામિની-કાંચનનો કદી સ્પર્શ કરતો નથી. મને ધંતૂરો આપવાથી કોઇનો શો લાભ થઈ શકે? આપ ગભરાઓ નહિ. મને કોઇ કોઈ વાર મૃગીનું વાયુ ચઢી આવે છે, તેથીજ હું બેભાન બની ગયો હતો. બીજું કોઇ પણ કારણ નથી." પ્રભુએ આમ કહેવાથી એ લોકોએ બધા સાથીઓને બંધનમુક્ત કર્યા.

હવે પ્રભુને અને એ રાજકુમારના ધર્મગુરુ (પીર સાહેબ)ને પરસ્પરમાં કંઈક ધાર્મિક વાતો થવા લાગી. એ યવન રાજકુમાર ઘણોજ સહૃદય, સુશીલ, શાંત અને કોમળ પ્રકૃતિનો હતો, પ્રભુનાં દર્શનોથીજ તેના ઉપર ઘણો પ-

ભાવ પડયો હતો. તે પ્રભુની સરળતા, ભાવિકતા, તન્મયતા જોઇને મુગ્ધ થઈ ગયો અને હૃદયથી તેમને ચાહવા લાગ્યો. પીરસાહેબ પણ ધર્માંધ નહોતા, તેમના હૃદયમાં પણ સદસદ્‌વિવેક, વિચાર અને પ્રેમપ્રસંગને સમજવાની શક્તિ હતી. પ્રભુની પ્રેમભરી વાતો સાંભળીને તે પોતાના ઇસ્લામીપણાના આગ્રહને ભૂલી જઈ પ્રભુને શરણે આવ્યો. પ્રભુના ચરણો પકડીને તે કહેવા લાગ્યોઃ–" આપ સાચેજ નારાયણ છો, આપનાં દર્શનથી મને બહુ શાંતિ થઈ છે. હવે આપ મારા ઉદ્ધારનો કોઇ ઉપાય બતાવો. હું તો પીરપણાના મિથ્યાભિમાનમાં મારા સ્વરૂપનેજ ભૂલી ગયો હતો. આપે મને ડૂબતાને હાથ પકડીને ઉગાર્યો છે, હવે આપજ મને આગળનો રસ્તો કૃપા કરીને બતાવો."

પ્રભુએ કહ્યુ: " આપનુ હૃદય શુદ્ધ છે, એમાં અભિમાન રહીજ શકે નહિ. એ તો રામને રહેવાની જગ્યા છે. અંતર્યામી ભગવાન સૌનાં હૃદયોની વાત જાણે છે. ભગવાન સર્વશક્તિમાન અને સર્વ કઇ કરવા સમર્થ છે. તેમનાથી કોઇનાયે હૃદયનો ભાવ છૂપો નથી. તેમને કોઇ પણ નામથી પોકારો, તેમનુ કોઇ પણ રૂપથી સાચા હૃદયથી ધ્યાન ધરો, તેનાથી. તેઓ પ્રસન્ન થઈ જશે. કેમકે સંસારમાં જેટલાં નામ છે, જેટલાં રૂપ છે, તે બધાં તેમનાંજ છે. તેમના વિના કોઇ નામ-રૂપની પ્રતીતિજ થઈ શકતી નથી. ભગવાનને દાસ્યભાવથી ભજવા જોઇએ, પોતાને ગુરુ, આચાર્ય યા શિક્ષક સમજવા જોઇએ નહિ. આજથી આપને રામદાસ માનજો, તેમાંજ આપનું કલ્યાણ છે."

બસ, તેજ સમયથી તેણે પોતાનુ નામ રામદાસ રાખ્યું અને તે ' શ્રીકૃષ્ણ, શ્રીકૃષ્ણ ' કહીને નૃત્ય કરવા લાગ્યો. રાજકુમાર વિજળીખાં તો પહેલેથીજ પ્રભુને આત્મસમર્પણ કરી ચૂકયો હતો. તેના કોમળ હૃદયમાં પ્રભુની પ્રેમમયી મૂર્તિ પહેલેથીજ વિરાજમાન થઇ ચૂકી હતી. પરંતુ હવે તો તે પોતાને રોકી શકયો નહિ. પોતાના

ધર્મગુરુના આ પરિવર્તનનો તેના ઉપર અત્યંત પ્રભાવ પડયો. તે પણ 'કૃષ્ણ, કૃષ્ણ' કહીને પ્રભુનાં ચરણકમળોમાં આળોટવા લાગ્યો. પ્રભુએ તેને પ્રેમાલિંગન આપ્યુ; જાણે તેના હૃદયમાં પ્રભુએ શક્તિનો સંચાર કર્યો ના હોય! પ્રભુનું પ્રેમાલિંગન પામતાજ સરળહૃદય રાજકુમાર ગાંડાની પેઠે નૃત્ય કરવા લાગ્યો. તેજ સમયે તેણે ઇસ્લામી ધર્મપદ્ધતિ છોડીને વૈષ્ણવ ધર્મનુ શરણુ લીધું. તે પોતાના સાથીઓ સહિત હમેશાં શ્રીકૃષ્ણકીર્તનમાંજ મગ્ન રહેવા લાગ્યો. તેઓ બધા 'પઠાણ વૈષ્ણવ'ના નામથી પ્રસિદ્ધ થયા. તેમનો એક જુદોજ જથો બની ગયો. વિજળીખા હિંદુઓના જે કોઇ તીર્થમા જતો, ત્યા વૈષ્ણવ લોકો તેના ભક્તિભાવથી સંતુષ્ટ થઇને તેને ઘણુંજ ગાન આપતા હતા.

આ પ્રકારે પઠાણોને પ્રેમદાન આપીને ચૈતન્યદેવ ગગાજીને કિનારે સોરો (સૂકર ક્ષેત્ર)મા પહોચ્યા. સોરોંમાં ગગાસ્નાન કરીને પ્રભુ ઘણાજ પ્રસન્ન થયા. તેમણે પોતાના સાથી કૃષ્ણદાસને તથા પેલા માથુરિયા સાધુ બાવાને અહીથી પાછા જવાની આજ્ઞા આપી. આથી તેઓ પ્રભુના ચરણો પકડી રડતા રડતા કહેવા લાગ્યા કે "પ્રભો! જો આપ અમને સદા આપની સાથે રાખવા ન ઇચ્છતા હો, તો પ્રયાગ સુધી આવવાની આજ્ઞા તો અવશ્ય આપોજ. મકર સક્રાતિનુ સ્નાન કરીને અમે પાછા ફરીશુ." પ્રભુએ એ બન્નેની વિનતિ સ્વીકારી લીધી અને તેઓ પોતાના બધા સાથીઓ સહિત ભગવતી ભાગીરથીને કિનારે કિનારે પ્રયાગ તરફ ચાલવા માંડયા ગંગાજીના કિનારાના લગભગ બધાં ગામ ગગા માતાના પ્રભાવથી ઘણાંજ શુદ્ધ-પવિત્ર હોય છે. એ ગામોના લગભગ બધા ગૃહસ્થો સાધુ-મહાત્માઓને ખૂબજ શ્રદ્ધાપૂર્વક ભિક્ષા આપે છે. તેથી સારા સારા વિરક્ત સાધુ મહાત્માઓ રાજમાર્ગથી (સડકથી) કદી યાત્રા કરતા નથી, તેઓ હમેશા માતાનાં દર્શન કરતા કરતા અને માતાના અમૃતતુલ્ય જળનું પાન કરતા કરતા ગંગાજીને કિનારે કિનારેજ વિચરે છે, ગંગાજીને

કિનારે કિનારે યાત્રા કરવામાં પગલે પગલે પ્રયાગનું ફળ મળે છે. ગંગાજીના કિનારાને સાધુ-મહાત્માઓનો રાજમાર્ગજ માનવો જોઇએ. પ્રભુ પણ ગંગાજીના કિનારાનાં ગામોમાં હરિનામસંકીર્તનનો પ્રચાર કરતા કરતા અને લોકોને પ્રેમાનંદમાં તરબોળ કરતા કરતા પ્રયાગ પહોંચ્યા, તથા ત્યાં ફરીથી યમુનાજીનાં દર્શન કરીને પ્રેમમાં ઉન્મત્ત થઇ જઈ નૃત્ય કરવા લાગ્યા. પ્રયાગરાજમાં સંગમ ઉપર આમેય હમેશાં મેળોજ રહ્યા કરે છે, પરંતુ પ્રભુના આવવાથી એ મેળાની શોભા અત્યંત વધારે વધી ગઇ. હજારો આદમીઓ આવી આવીને પ્રેમમાં લવલીન થઇને પ્રભુની સાથે નાચવા લાગતા અને નાચતાં નાચતાં બેભાન થઇને જમીન ઉપર પડી જતા. આ પ્રકારે પ્રભુના પ્રયાગમાં આવવાથી ત્યાં ભક્તિની એક પ્રકારની ભરતી આવી ગઈ. બધા પ્રભુએ આપેલા પ્રેમાસવનું પાન કરીને પાગલ જેવા બની ગયા અને પોતાની જાતનું ભાન ભૂલીને હમેશાં–

**શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ.**

એ ભગવાનનાં સુમધુર નામોથી આકાશમંડળને ગજાવવા લાગ્યા.





# શ્રીરૂપને પ્રયાગમાં મહાપ્રભુનાં દર્શન

देशे देशे दुराशाकवलितहृदयो निष्कृपाणां नराणां
धावं धावं पुरस्तादतिक्रमविरहं जन्मसंपादयामि ।
आधायाधाय राधाधव तव चरणाम्भोजमन्तःसमाधा-
वन्तेऽरण्येऽतिपुण्ये पुलकितवपुषो वासरान् वाहयन्ति ॥

( સુભાષિત રત્નભાંડાગાર ૩૯૨–૨૩૦ )

અર્થાત્ હાય ! હુંજ એક એવો કુબુદ્ધિવાળો છું કે જે દુરાશાગ્રસ્ત હૃદયથી દેશેદેશમાં નિર્દય ધનવાન મનુષ્યો આગળ દોડી દોડીને મારો જન્મ વ્યર્થ ગુમાવી રહ્યો છું. હે રાધાકાન્ત ! સુબુદ્ધિવાળા તો તેઓજ છે કે જેઓ અત્યંત પવિત્ર વનમાં સમાધિમાં આપના ચરણારવિંદોનુ ધ્યાન ધરતા ધરતા રોમાંચિત શરીરથી દિવસો ગાળે છે.

ગૌડેશ્વરના મંત્રી રૂપ અને સનાતન એ બન્ને ભાઈઓને વાચકો ભૂલ્યા નહિ હોય. રામકેલિ નામના ગામમાં પ્રભુનાં દર્શન કરીને અને નવીન જન્મ પામીને એ બન્ને ભાઈઓ પ્રભુની પાસેથી વિદાય થયા. પ્રભુનાં દર્શનોથીજ એમની અંદર છુપાયેલી ભાવિકતા અને ભગવદ્ભક્તિ એકદમ જાગ્રત થઇ આવી. તેમને પોતાનાં પૂર્વકૃત્યો પર પશ્ચાત્તાપ થવા લાગ્યો. સાધુસમાગમથી સંસારમાં મનુષ્યશરીરની સાર્થકતાનુ ભાન થવા લાગે છે, તે સમયે હૃદયમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગવા લાગે છે અને તે અગ્નિમાં પડીને મન સુવર્ણની પેઠે શુદ્ધ થવા લાગે છે. પશ્ચાત્તાપરૂપી અગ્નિના તાપથી મનનો મેલ બળીને ભસ્મ થઈ જાય છે, અને પછીથી કેવળ શુદ્ધ સુવર્ણજ બાકી રહે છે. પછી

તેમાં મેલનું નામ પણ રહેતું નથી, તે એકદમ નિર્મળ થઇને ચમકવા લાગે છે. તેમાં પસાર થઇને ભગવાનનાં દર્શન થાય છે. દર્શન શું થાય છે, ભગવાન ત્યાં આવીને બિરાજમાન થઈ જાય છે અને પછીથી તેને પોતાનું ઘરજ નહિ પણ શરીર-અંગજ બનાવી લે છે! તેથી સાધુસંગનું મુખ્ય ફળ પૂર્વકૃત પાપોનો પશ્ચાત્તાપજ છે. જેને સાધુસંગ થવા છતાં પણ પશ્ચાત્તાપ થતો નથી, તેને ખરો સાધુસંગજ પ્રાપ્ત થયો નથી અથવા તે પૂર્વજન્મકૃત પાપોને;લીધે એટલો બધો અપાત્ર છે કે હજુ તેને ઘણા ઘણા સમય સુધી સાધુસેવા કરવાની આવશ્યકતા છે. જ્યારે પણ. પૂર્વકૃત કર્મોને માટે હૃદયમાં પશ્ચાત્તાપ થાય અને પ્રભુપ્રાપ્તિને માટે હૃદય હમેશાં તરફડતું રહે, ત્યારે સમજવું કે સાધુસમાગમનું વાસ્તવિક ફળ મળી ગયું છે.

એ બન્નેય ભાઇઓ ભાગ્યવાન હતા, ભગવાનના પોતાના માણસો હતા, અનુગ્રહસૃષ્ટિના જીવ હતા. પ્રભુનાં દર્શન માત્રથીજ તેમની કાયા પલટાઈ ગઇ. પ્રભુનાં દર્શન કરતાંજ તેમને પદ, પ્રતિષ્ઠા, પરિવાર, પૈસા અને પ્રેય પદાર્થો ઉપર તદ્દન તિરસ્કાર આવી ગયો. તેમનું મન વૃંદાવનની કુંજોમાં વિહાર કરવાને માટે તરફડવા લાગ્યું. જે પ્રતિષ્ઠિત પદને માટે સંસારી લોકો સર્વ કંઇ કરવા તૈયાર થઇ જાય છે, તેજ રાજમંત્રીનું પદ તેમને ઘોર બંધન જેવું જણાવા લાગ્યું. રૂપ તો પાછા ફરીને ગૌડ ગયાજ નહિ; તેઓ પોતાની ધન-સંપત્તિને હોડીમાં લાદીને દશવીસ નોકરો સાથે પોતાની જન્મભૂમિ ફતેહાબાદ ચાલી ગયા. ત્યાં જઇને પોતાનું અર્ધું ધન તો તેમણે બ્રાહ્મણો અને કંગાલોને વહેંચી દીધું. કંઈક પરિવારમાટે રાખ્યું અને દશહજાર રૂપિયા ગૌડમાં એક મોદીની દુકાને જમા મૂકયા.

આ તરફ મહાભાગ સનાતનની દશા રૂપથી પણ વધારે વિચિત્ર થઇ ગઇ. તેઓ પાછા ફરીને રાજધાનીમાં તો ગયા, પરંતુ રાજકાજ કરવામાં તદ્દન અસમર્થ થઈ

ગયા. બધાં કામ મન વડેજ થાય છે, મન તો એકજ છે. તેની પાસે ગમે તો આ લોકનું કામ કરાવી લ્યો અથવા પરમાર્થમાર્ગની સ્વચ્છતા કરાવી લ્યો. એક મન બે કામ કદી પણ કરી શકતું નથી. સનાતન જાણતા હતા કે, બાદશાહ મને પ્રાણથી પણ વધારે ચાહે છે. જો હું તરતજ રાજકાજમાંથી રાજીનામું આપી દઇશ, તો બાદશાહ તે કદી પણ સ્વીકારશે નહિ અને વળી હાલમાં તો તેમને ઓરિસ્સાના મહારાજ સાથે યુદ્ધ ચાલે છે. તેઓ મારા ઉપર સૌથી વધારે વિશ્વાસ રાખે છે, એવા સમયમાં તે મને કદી પણ છોડશે નહિ. આ બધું વિચારીને તેમણે બાદશાહને કહાવી મોકલ્યું કે "હું માંદો છું, રાજકાજ કરવા તદ્દન અસમર્થ છું. તેથી કેટલોક સમય આરામ લેવા ઈચ્છું છું."

બાદશાહને તેમની માંદગીની ઘણી ચિંતા થઇ, તેમણે પોતાના દરબારના મુખ્ય હકીમને તેમની દવા કરવા મોકલ્યો. હકીમે જઇને તેમની નાડી જોઇ, પરંતુ તે અનાડી એમની નાડીને કેમ કરીને ઓળખી શકે? તેમની વેદના તો કોઇ પરમાર્થી વૈદ્યજ જાણી શકે તેમ હતું. આ લોકના વૈદ્યોનાં પુસ્તકોમાં ન તો આ રોગનું નિદાન છે કે ન તો દવા. રાજવૈદ્યે તેમના સમસ્ત શરીરની પરીક્ષા કરીને કહ્યું કે "મહાશય! મને તો આપના શરીરમાં કોઇ રોગ જણાતો નથી." આ વાત સાંભળીને સનાતનજી હસી પડયા, તેમણે કંઇ પણ ઉત્તર આપ્યો નહિ.

દરબારી હકીમે જઇને બાદશાહને કહ્યું: "શ્રીમાન્! મને તો તેમના શરીરમાં કોઈ રોગ જણાયો નહિ. તેઓ તો સાજા સમા બેઠા બેઠા પંડિતો પાસે ભાગવતની કથા સાંભળી રહ્યા છે. મેં તો આજ પર્યંતમાં આવો રોગી કોઇ પણ જોયો નથી."

બાદશાહ આટલુ સાંભળતાંજ ગુસ્સે થઈ ગયો, ને તેજ સમયે ઉઠીને જાતે સનાતનજીના નિવાસસ્થાને પહોં-

ર્યો. સાચેજ, સનાતનજી બેઠા બેઠા કથા સાંભળતા હતા. દશ-વીસ બ્રાહ્મણપંડિતો તેમની આજુબાજુ બેઠા હતા. બાદશાહને અકસ્માત્ પોતાને ત્યાં આવતા જોઇને સનાતનજી ઊઠીને ઊભા થયા અને તેમને વંદન કરીને બેસવા યોગ્ય એક સુંદર આસન આપ્યું. બાધાના બેસી ગયા પછી બાદશાહે કંઇક કૃત્રિમ વ્યગ્રતા પ્રગટ કરતાં કહ્યું: "મલ્લિક મહાશય ! તમને શી બિમારી થઇ છે?"

કંઇક એજ પ્રમાણે અન્યમનસ્ક ભાવે ધીરે ધીરે સનાતનજીએ કહ્યું કે "શ્રીમાન્ ! સહેજ કંઇક તબિયત ખરાબ રહે છે. કામ કરવામાં બિલકુલ મન લાગતું નથી." બાદશાહે કહ્યું: "કંઇક તો કારણ હશે ને ! મને બરાબર કહો કે શો રોગ છે ? શી બિમારી છે અને કામમાં ચિત્ત નહિ લાગવાનું કારણ શું છે ?"

તેજ પ્રમાણે ઉપેક્ષાપૂર્વક સનાતનજીએ કહ્યું: "ના, કોઇ ખાસ કારણ તો નથી; તબિયત ઠીક નથી."

હવે બાદશાહ પોતાના ગુસ્સાને રોકી શક્યો નહિ, તેણે કડકાઇથી કહ્યું: "રાજકાજમાં તમારી આવી બેદરકારી બરાબર નથી. તમે જાણો છો કે, હું તમો બન્ને ભાઇઓ ઉપર કેટલો બધો વિશ્વાસ રાખું છું ! પરંતુ જોઉં છું કે તમે બન્ને બરાબર વખતેજ મને દગો દેવા ઇરાદો રાખો છો. આને હું વિશ્વાસઘાત ન કહું તો બીજું કહું પણ શું ? તમારો ભાઇ અહીંથી ભાગીને ફતેહાબાદ ચાલી ગયો. તમે બિમાર ન હોવા છતાં પણ બિમારીનું બહાનું કાઢીને ઘરમાં બેઠા છો. આ દગાબાજીમાં કઇ વાત છુપાયેલી છે, તે મને સાચેસાચ બતાવો. તમારી બેદરકારીને લીધે મારૂં બધું રાજકાજ બગડી ગયું છે. તમારે રાજકાજ કરવું પડશે અને હમણાંજ આવીને તમારૂં કામ સંભાળી લેવું પડશે."

ઘણીજ નમ્રતાપૂર્વક પરંતુ નિર્ભયતાથી સનાતનજીએ કહ્યું: "શ્રીમાન ! આપ જે ફાવે તે માનો, હું હમેશાં આપના હિતની વાત વિચારતો રહ્યો છું અને હજુ પણ

આપનો શુભચિંતક છું; પરંતુ હવે મારાથી રાજકાજ થઇ શકતું નથી."

લાલ લાલ આંખો કરતાં બાદશાહે કહ્યું: "કેમ થઇ શકતું નથી?"

સનાતને પહેલાંનાજ નમ્રતા ભરેલા અવાજે ઉત્તર આપ્યો:–"એટલાજ માટે કે શ્રીમાન્! હવે મારૂં મન મારા કાબુમાં નથી, તે વૃંદાવન તરફ ચાલ્યું ગયું છે."

બાદશાહે ધુંધવાઇને કહ્યું: "હું એ બધું સાંભળવા નથી ઇચ્છતો, તમે એક વાત કહો. રાજકાજ સંભાળો છો કે નહિ?"

દૃઢતાપૂર્વક સનાતનજીએ કહ્યું: "મેં શ્રીમાનને પહેલેથીજ જણાવી દીધું છે કે હું હવે કોઇ પણ પ્રકારનું રાજકાજ કરી શકીશ નહિ."

સનાતનજીની આ દૃઢતા જોઇને બાદશાહ હુસેનશાહ ખૂબ જ ચકિત થઇ ગયો. જે આજ સુધી હમેશાં હાથ જોડીને આજ્ઞાની રાહ જોયા કરતો હતો, તેજ મારો પગારખાઉ નોકર મારી સામે આ પ્રમાણે નિર્ભય થઇને જવાબ આપે છે! આ વાતથી તેને ક્રોધ આવી ગયો, પરંતુ અસમયે ક્રોધ પ્રગટ કરવો ઉચિત નથી, એમ સમજીને કંઇક બનાવટી પ્રેમ દર્શાવતાં કહ્યું: "ઠીક, જવા દો; તમે અહીંનું કામ ના કરશો. મારી સાથે લડાઇ લડવા ઓરિસ્સા તો આવશો ને?"

સનાતનજીએ ફરીથી એજ પ્રમાણે કહ્યું: "શ્રીમાન્! મને કોઇ ખાસ કામ ઉપર ચીઢ નથી. મને તો જેટલાં સંસારી કામો છે, તે બધાં કરડવા દોડે છે. હું કંઇ પણ કરી શકીશ નહિ. આપ હવે મારી પાસેથી કોઇપણ જાતના કામની આશા રાખો નહિ."

પોતાના ભીષણ ક્રોધને દબાવતાં અને ગુસ્સાથી હોઠ કરડતાં બાદશાહે કહ્યું: "શાકિર મલ્લિક! તમે ભાનમાં રહીને વાત કરો છો કે નશામાં? તમને ખબર છે કે તમે

કોની સાથે વાત કરી રહ્યા છો ? પોતાની વાત પર ફરીથી વિચાર કરો અને બરાબર સમજી-વિચારીને જવાબ દો."

સનાતનજીએ કહ્યુઃ " મેં કોઇ જાતનો નશો કર્યો નથી. હું બરાબર ભાનમાં હોઇને વાત કરૂં છું. મને ખબર છે કે ગૌડ દેશના એકમાત્ર સ્વતંત્ર શાસક અને બંગાળના અધીશ્વર સાથે હું વાતો કરી રહ્યો છું, કે જેમની સહેજ આજ્ઞાથી દેશના દેશ નષ્ટભ્રષ્ટ અને બરબાદ થઇ શકે છે, જેમની આજ્ઞા નિષ્ફળ જતી નથી. શ્રીમાન્ ! મેં બહુજ વિચાર કરી લીધો છે અને બહુજ વિચારીને ઉત્તર આપું છું કે, હવે મારાથી રાજકાજ કોઇ પણ સ્થિતિમાં થઇ શકશે નહિ !"

ક્રોધના સ્વરમાં બાદશાહે કહ્યુઃ " તમે જાણો છો કે તમારી આ ધૃષ્ટતાનુ શું પરિણામ આવશે ?"

મસ્તક નમાવીને સનાતનજીએ કહ્યુ· " હું બરાબર જાણું છુ કે, આ મસ્તક ધડથી અલગ થઇ જશે. શ્રીમાન્ ! એની મને સહેજ પણ પરવા નથી."

બાદશાહ આગળ કંઇજ કહી શકયો નહિ તેણે તેજ સમયે ક્રોધમાં આવી જઇને કહ્યુ· " કોઈ છે ?" તરતજ બે સેવકો પ્રણામ કરીને બાદશાહ સમક્ષ હાજર થઇ ગયા. બાદશાહે કહ્યુ· " રાજ્યના મુખ્ય અધિકારીને કહીને આને હમણા ને હમણાજ જેલખાનામા મોકલી આપો." રાજાની આજ્ઞા ક્ષણવારમાંજ પાળવામાં આવી સનાતનજીને તેજ સમયે રાજકેદી બનાવીને કેદખાનામાં મોકલ્યા અને બાદશાહ આવી આજ્ઞા આપીને ઉડીસ્સા પ્રાંતમાં યુદ્ધ કરવા માટે ચાલ્યો ગયો.

હવે બીજા ભાઇ રૂપજીની વાત સાંભળો. પોતાના ભાઇના રાજકેદી થયાના સમાચાર સાંભળતા પહેલાંજ તેણે પ્રભુની શોધમાં બે નોકર પુરી મોકલ્યા હતા. તેમણે આવીને સમાચાર આપ્યા કે, પ્રભુ તો વનને માર્ગે શ્રી-વૃંદાવનની યાત્રા કરવા ચાલ્યા ગયા છે પ્રભુના વૃદાવન

ગયાના સમાચાર સાંભળીને રૂપ પોતાના નાના ભાઇ અનૂપ-(શ્રીવલ્લભ)ને સાથે લઇને તેમની શોધમાં વૃંદાવન તરફ ચાલી નીકળ્યા. ચાલતી વખતે તેઓ પોતાના ભાઈ સનાતનને એક એવા ભાવનો પત્ર લખતા ગયા હતા કે "અમે શ્રી ચૈતન્યની શોધમાં વૃંદાવન જઇએ છીએ. મારૂં મન શ્રી ચૈતન્યનાં ચરણકમળોના મકરંદનું પાન કરવા માટે ઉન્મત્ત જેવું થઈ રહ્યું છે. હવે હું અહીં ક્ષણ વાર પણ રહી શકું તેમ નથી. શ્રી ચૈતન્યદેવ જ્યાં પણ હશે ત્યા જઇને હુ તેમને શરણે જઇશ આપ કોઈ વાતની ચિતા કરશો નહિ. મંગલમય શ્રી ચૈતન્ય પ્રભુ આપનું ભલું કરશે. તેઓ આપને તરતજ માત્ર કારાગારના બધનથીજ નહિ, પરતુ સસારી બધનથી પણ મુક્ત કરશે અમુક મોદીની દુકાને આપને માટે હું દશ હજાર રૂપિયા જમા રાખીને જાઉ છું. જો કારાવાસમુક્તિમાં તેનો કંઇ ઉપયોગ થઇ શકે તો કરજો અને તરતજ કારાગારમાથી મુક્ત થઇને વ્રજમા આવી શ્રીચૈતન્યદેવના દર્શન કરજો. આ પત્ર હું ગુપ્ત રીતે આપની પાસે મોકલું છું. મગલમય ભગવાન આપનુ ભલુ કરો"

ગુપ્ત રીતે આ પત્ર સનાતનજીની પાસે પહોચ્યો. પત્ર વાચીને તેમનુ ચિત્ત પણ શ્રી ચૈતન્યદેવનાં ચરણોના દર્શન માટે તરફડવા લાગ્યુ. તેઓ કોઇ ને કોઇ પ્રકારે જેલમાથી મુક્ત થવાનો ઉપાય વિચારવા લાગ્યા. પેલી બાજુ રૂપ પણ પોતાના ભાઈ અનૂપની સાથે પ્રભુની શોધ કરતાકરતા કાશી થઇને પ્રયાગ પહોંચ્યા. પ્રયાગમાં પ્રતિષ્ઠાનપુર (ઝુસી)ના ઘાટેથી પાર થઇને તેઓ હાલના દારાગંજ નજીક પહોચ્યા ત્યાં તેમને અનેક આદમીઓથી ઘેરાયેલા મહાપ્રભુ ચૈતન્યદેવનાં દર્શન થયા. પ્રભુપ્રેમમાં લવલીન થઇને ભક્તો સાથે સંકીર્તન-નૃત્ય કરતાકરતા તેઓ બિંદુ માધવજીના દર્શન કરવા જતા હતા. એ બન્ને ભાઈ-ઓ પણ તે ભીડની સાથે સાથેજ ચાલવા લાગ્યા. મહા-પ્રભુને જે કોઈ નૃત્ય કરતા જોતું તે તેમની સાથે ચાલી

નીકળતું. આ પ્રકારે બિંદુ માધવજીનાં દર્શન કરીને પ્રભુ પાછાં ફર્યા. એક દક્ષિણી બ્રાહ્મણે તે દિવસે મહાપ્રભુને નિમંત્રણ આપ્યું હતું મહાપ્રભુ તેને ત્યાં ભિક્ષા કરવા ગયા ભીડ દૂર થયા પછી એ બન્ને ભાઈઓ પ્રભુની પાછળ પાછળ એ બ્રાહ્મણના ઘરમાં ગયા. બ્રાહ્મણે પોતાના ઘરની બહાર નાનકડા ઉદ્યાનમાં પથ્થરના ઓટલા ઉપર પ્રભુને માટે આસન પાથર્યું હતું. તેઓ ત્યા બેઠા બેઠા ચારે બાજુએ વાટિકાની શોભા નિહાળતા હતા એટલામાંજ રૂપ અને અનૂપ એ બન્ને ભાઈઓએ તેમનાં ચરણકમળોમા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. રૂપને પોતાના ચરણોમા પડેલા જોઈને પ્રભુ જલદીથી આસન પરથી ઉઠીને ઉભા થઈ ગયા અને તેમને બળપૂર્વક ઉઠાડીને છાતી સરસા દબાવીને તેમના મસ્તક ઉપર પોતાનો કોમળ હાથ ફેરવવા લાગ્યા.

મહાપ્રભુના બેસી ગયા પછી બન્ને ભાઈઓ પ્રભુનાં ચરણો પકડીને બેઠા પ્રભુએ અનૂપનો પરિચય પૂછ્યો અને સનાતનજીના સમાચાર જાણવા ઈચ્છયુ શ્રી રૂપજીએ બધો વૃત્તાન્ત સંભળાવીને કહ્યું “ પ્રભો ! તેઓ શ્રીચરણો-ના દર્શનને માટે કારાવાસની કાળી કોટડીમા પડ્યા પડ્યા તરફડતા હશે.”

પ્રભુએ હસતા હસતાં કહ્યું “ હવે તેઓ કારાવાસમાં ક્યાથી ! હવે તો તેઓ ત્યાથી છૂટી ગયા હશે ભગવાન કરશે તો તરતજ તમારો બન્ને ભાઇઓનો મેળાપ થશે. હવે તમે થોડો સમય અહીં મારી પાસે રહો.” એમ કહીને પ્રભુએ પોતાની પાસેજ એ બન્ને ભાઈઓને રહેવા માટે જગા આપી. બળભદ્ર ભટ્ટાચાર્યે એ બન્ને ભાઈઓને ભોજન કરાવ્યુ અને પ્રભુનુ પ્રસાદી-અન્ન પણ તેમને આપ્યું. આ પ્રકારે એ બન્ને ભાઈઓ આનંદપૂર્વક પ્રભુની સેવામાં રહેવા લાગ્યા

---



# મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્ય

श्रीमदाचार्यचरणं पुष्टिमार्गप्रचारकम् ।
वल्लभं गोपवंशाख्यं भूयो भूयो नमाम्यहम् ॥
(પ્ર. દ. બ.)

અર્થાત્ જેઓ પુષ્ટિમાર્ગના પ્રચારક છે, જેમણે પોતાને ગોપવંશના ગણાવ્યા છે, તેજ શ્રીવલ્લભાચાર્યજીને હું વારંવાર પ્રણામ કરૂં છું.

અમે પહેલાંજ બતાવી ચૂક્યા છીએ કે, પુષ્ટિમાર્ગના પ્રવર્તક ભગવાન શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુ શ્રીચૈતન્યદેવના સમકાલીનજ હતા. એ બન્ને મહાપુરુષોના જીવનમાં અનેક રીતનું સામ્ય છે. તેઓ બન્ને ભગવાનના અનન્ય ભક્ત હતા, બન્નેય લોકશિક્ષક આચાર્ય હતા તેમજ ભક્તિમાર્ગના પ્રવર્તક હતા અને બન્નેય પોતપોતાના સંપ્રદાયોમાં ભગવાનના અવતારરૂપ મનાય છે. બન્નેય મહાપ્રભુ કહેવાતા હતા. બન્નેનો જન્મ પણ માત્ર છ વર્ષ આગળ પાછળ થયો હતો. ભગવાન વલ્લભાચાર્યજી મહાપ્રભુ ચૈતન્યદેવથી છ વર્ષ પહેલાંજ આ અવનિ ઉપર અવતર્યા હતા, અને બે–અઢી વર્ષ પહેલા આ સંસારમાંથી તિરોભાવ પામ્યા હતા. એઓ બન્નેના જીવનમાં ત્યાગ, વૈરાગ્ય અને પ્રેમના ભાવો સંપૂર્ણ રીતે વિકસિત થયેલા હતા. બન્નેએ પોતાના અનંત પ્રેમના પ્રભાવથી–પ્રેમામૃતરૂપી ભક્તિરસથી પૃથ્વીને તરબોળ બનાવી દીધી હતી. બન્નેય નમ્ર હતા, બન્નેય રસિક હતા, બન્નેય ગુણગ્રાહી, શાંત, અદોષદર્શી અને પ્રેમોપાસક હતા. એ બન્ને મહાપુરુષોનો બે વાર પરસ્પરમાં સમાગમ પણ થયો

હતો. તેનું નિષ્પક્ષ વિવરણ પ્રાપ્ત થતું નથી, તેમ છતાંયે એટલું જાણી શકાય છે કે, તેઓ એકબીજાની ઉપર ઘણોજ પ્રેમ રાખતા હતા અને બન્નેમાં ઘણો વધારે નિકટનો સંબંધ રહ્યો હશે. કેમ ન રહે? જેઓ સંસારને પોતાના પ્રેમામૃતથી અમર બનાવી શકે છે, તેઓ આપસમાં સંકુચિત યા દ્વેષપૂર્ણ ભાવ રાખીજ કેમ શકે? તેથી પ્રસંગવશાત્ અહીં ઘણાજ સક્ષેપમાં ભગવાન વલ્લભાચાર્યનો પરિચય કરાવી દેવો આવશ્યક લાગે છે. જેમના જીવનમાં ત્યાગ, વૈરાગ્ય અને પ્રેમરૂપી ચૈતન્યતા છે, તે ચૈતન્યચરિતાવલીના પાત્ર છે, તેથી શ્રીવલ્લભાચાર્યનુ ચરિત અહીં અપ્રાસંગિક નહિ ગણાય અને તેમના સુદર ચરિત્રથી વાચકોને શાંતિ તથા આનંદની પ્રાપ્તિજ થશે.

મહાપ્રભુ વલ્લભાચાર્યનો જન્મ ભારદ્વાજ ગોત્રના તૈત્તિરીય શાખાવાળા યજુર્વેદી શુદ્ધ અને કુલીન બ્રાહ્મણવંશમાં થયો હતો. તેમના પૂર્વજ ભટ્ટઉપાધિધારી દક્ષિણી બ્રાહ્મણ હતા. તેમનુ કુળ 'બેલનાટ' નામથી પ્રસિદ્ધ હતું. તેઓશ્રીના પિતાનુ નામ શ્રીલક્ષ્મણ ભટ્ટ અને માતાનુ નામ યલ્લમાગારૂ હતુ. એ લોકો આંધ્ર દેશમાં સ્તોમસ્થંભ પર્વતની પાસે કૃષ્ણા નદીના કિનારા ઉપર કાકરવાડ (કાકુંભકર) નામના નગરમાં રહેતા હતા. પાછળથી તેમના પૂજ્ય પિતા અગ્રહાર નામના ગામમાં આવીને રહેવા લાગ્યા.

શ્રીલક્ષ્મણ ભટ્ટ એક વાર પત્ની સાથે તીર્થયાત્રાને નિમિત્તે કાશી આવ્યા હતા અને ત્યાંજ હનુમાનઘાટ ઉપર એક ઘર લઈને રહેવા લાગ્યા. તે સમયે કાશીમાં મહાન અસ્તવ્યસ્તતા હતી, તેથી ભટ્ટ મહોદય પોતાની પત્ની સાથે સ્વદેશ ચાલ્યા ગયા. તેમનાં પત્ની ગર્ભવતી હતા. રસ્તામા ચંપારણ્ય પાસે ચોડાનગર (ચતુર્ભદ્રપુર) માં મહાપ્રભુનો પ્રાદુર્ભાવ થયો. પિતાએ ચંપારણથી બધી સામગ્રી લાવીને પુત્રના યથાયોગ્ય જાતકર્મ વગેરે સંસ્કાર કર્યા અને પછી કાશીમાંજ આવીને રહેવા લાગ્યા. મહાપ્રભુનો જન્મ

સંવત ૧૫૩૫ (શાકે ૧૪૦૦) ના વૈશાખ* વદી ૧૧ ની રાત્રે થયો હતો. પાંચ વર્ષની ઉંમરમાં પિતાએ તેમના યજ્ઞોપવિત સંસ્કાર કર્યો. ત્યારથી તેઓ વેદશાસ્ત્રોનું શિક્ષણ પામવા લાગ્યા. જ્યારે તેઓ અગિયાર વર્ષના હતા, ત્યારે તેમના પૂજ્ય પિતાજી પરલોકવાસી થઇ ગયા એટલે તેઓ પોતાનાં માતા તથા કેટલાયે શિષ્યોને સાથે લઇને સ્વદેશ ગયા. આટલી નાની ઉમ્મરમાં જ તેમણે વિદ્યાનગરની રાજસભામાં પંડિતોની સાથે શાસ્ત્રાર્થ કરીને વિજય મેળવ્યો અને આચાર્યની પદવી પ્રાપ્ત કરી. વિદ્યાનગરના મહારાજ તરફથી તેમનું ખૂબ સન્માન કરવામાં આવ્યુ. આથી તેમની ખ્યાતિ દૂર દૂરસુધી ફેલાઈ ગઇ. પછી તેમણે પોતાના ઘણા અનુયાયીઓ સાથે વિદ્યાનગરથી કન્યાકુમારી, પંઢરપુર વગેરે સ્થાનોની યાત્રા કરી. પંઢરપુરથી તેઓ નાસિક, ત્ર્યંબક, નર્મદાતટ, ૐકારેશ્વર, માહિષ્મતી, ઉજ્જૈન, સિદ્ધવટ, ચૈદપુર, દતિયા, ગ્વાલિયર, ધૌલપુર વગેરે સ્થાનોમાં પોતાના પ્રતિપક્ષીઓને હરાવતા હરાવતા અને રાજસભાઓમાં સન્માન પ્રાપ્ત કરતા કરતા મથુરા થઇને ગોકુલમાં પધાર્યા. ત્યાં તેમને ભક્તિમાર્ગ પ્રગટ કરવા ભગવાનની આજ્ઞા પ્રાપ્ત થઇ અને સ્વપ્નમાં ભગવાને તેમને એક ગદ્યાત્મક મંત્રનો ઉપદેશ કર્યો. તેના દ્વારા જીવોનો બ્રહ્મની સાથે સંબંધ કરવામાં આવે છે. અહીં થોડા શિષ્યો તેમને શરણે આવ્યા અને તેઓ અહીં રહીને શાસ્ત્ર-રચના કરવા લાગ્યા.

આ પછી તેમણે સમસ્ત વ્રજનાં તીર્થોની યાત્રા કરી. પછી તેઓ ભક્તિનો પ્રચાર કરવા માટે દક્ષિણ તરફ ગયા અને ત્યાં ગુજરાત, કાઠિયાવાડ તથા સિંધનાં અનેક પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ નગરોમાં જઇને તેમણે પંડિતો સાથે શાસ્ત્રાર્થ કર્યો અને ભક્તિમાર્ગનું દૃઢપણે પ્રતિપાદન કર્યું. ત્યાં

---

* ગુજરાતની ગણુત્રીએ ચૈત્ર ગણાય; જેમકે આસો વદને ઉત્તરહિંદવાસીઓ કાર્તક વદ ગણે છે તે રીતે. અનુવાદક

તેમના પાંડિત્યની સર્વત્ર ખ્યાતિ ફેલાઈ ગઈ અને હજારો સોની, ભાટિયા તથા ધનવાન–આબરૂદાર માણસો તેમના શિષ્ય થયા ભેટ–પૂજા પણ પુષ્કળ આવવા લાગ્યા અને ગુજરાત–કાઠિયાવાડના ભાવિક લોકોએ તેમનો ઘણો ભારે સત્કાર કર્યો દક્ષિણની યાત્રા સમાપ્ત કરીને તેમણે ઉત્તર અને પૂર્વદિશાના તીર્થોની યાત્રા કરી કુરુક્ષેત્ર, હરિદ્વાર, ઋષિકેશ, તિહરી, ગંગોત્રી, કેદારનાથ, બદ્રીનાથ વગેરે ઉત્તરના તીર્થોમાં થઈને પાછા ફરીને હરિદ્વાર આવી ગયા અને તેઓ નૈમિષારણ્ય વગેરે તીર્થોમાં દર્શન કરતા કરતા જગન્નાથજીના દર્શને ગયા જગન્નાથજીથી દક્ષિણને રસ્તેથી મહેન્દ્રી પર્વત ઉપર પરશુરામજીના દર્શન કરીને પછી પોતાના ગામ અગ્રહારમાં આવી ગયા

થોડા સમય અગ્રહારમાં રહીને આચાર્યે બીજી વાર ભારતયાત્રા કરવાનો વિચાર કર્યો તેથી તેઓ મંગલપ્રસ્થ, વિદ્યાનગર ને લોહગઢ થઈને પંઢરપુર આવ્યા પંઢરપુરમાં આવીને તેમણે ભગવાન વિઠ્ઠલનાથજીના દર્શન કર્યા આજ પર્યંત તેઓ દંડ, મેખલા, જટા, કૃષ્ણાજીન (કાળુ મૃગચર્મ) વગેરે બધા બ્રહ્મચારીઓના ચિહ્ન ધારણ કરતા હતા અને બ્રહ્મચારી વેશમાં રહેતા હતા અહીં ભગવાને તેમને વિવાહ કરવાની આજ્ઞા આપી તેમણે ભગવાનની આજ્ઞાનો સ્વીકાર કરી લીધો ત્યાંથી પછી તેઓ ગુજરાત–કાઠિયાવાડની યાત્રા કરીને અને પોતાના શિષ્ય–સેવકોને ભક્તિ માર્ગનો ઉપદેશ કરતા કરતા પુષ્કર થઈને વ્રજમાં પધાર્યા ગોવર્ધનમાં ગોવર્ધનનાથજી (ગોપાળજી)નું પ્રાકટ્ય થયું હતું ત્યાં તેમની સેવા–પૂજામાં તેમણે સાથ આપ્યો, અને શ્રીમન્માધવેન્દ્ર પુરીજીનેજ ત્યાંની સેવાનો સઘળો ભાર સોંપ્યો શ્રીનાથજીની પ્રેરણાથી ઠાકુર પૂરણમલે ૧૫૫૬ માં શ્રીગોવર્ધનનાથજીનું મંદિર બંધાવવાનું શરૂ કર્યું વ્રજમંડળથી નીકળીને પછી તેમણે ઉત્તરના તીર્થોની યાત્રા કરી અને ત્રીજી વાર પાછી જગન્નાથજીની યાત્રા કરીને કાશીજીમાં આવીને રહેવા લાગ્યા.

અહીં તેમણે ભગવદિચ્છા સમજીને પોતાની જાતના દેવ ભટ્ટ નામના એક દક્ષિણી બ્રાહ્મણની સર્વગુણસંપન્ન લક્ષ્મીદેવી નામની કન્યા સાથે લગ્ન કર્યાં. થોડો સમય કાશીમાં રહ્યા પછી તેઓ પાછા એજ પ્રમાણે ભ્રમણ કરતા કરતા ગોકુળમાં પધાર્યા. પાછું ત્રીજી વાર તેમણે ગુજરાત–કાઠિયાવાડ વગેરે દેશોમાં ભ્રમણ કર્યું અને બદરીનારાયણનાં ત્રીજી વાર દર્શન કરીને ગોકુળમાં આવી ગયા. ગોકુળથી યમુનાજીને કિનારે કિનારે આગ્રા થઇને તેઓ પ્રયાગરાજ પહોંચ્યા અને સંગમને પેલે પાર યમુનાજીના તટે અરૈલ નામના ગામમાં ઘર બનાવીને રહેવા લાગ્યા. થોડા દિવસ અરૈલમાં નિવાસ કરીને તેઓ કાશીજી પધાર્યા અને ત્યાંથી તેઓ ચરણાદ્રિ (ચુનાર) જઇને થોડો સમય રહ્યા. આચાર્યની પાસે હવે દ્રવ્યની કમી નહોતી. હજારો ધનવાન–આબરૂદાર શેઠ–શાહુકારો તેમના શિષ્ય થઇ ગયા હતા. તેથી તેઓ ધનને ધાર્મિક કાર્યોમાં ખૂબ છૂટે હાથે વાપરતા હતા. કાશીમાં તેમણે પોતાનાં માતાની આજ્ઞાથી ત્રીસહજાર બ્રાહ્મણોને શ્રદ્ધાપૂર્વક ભોજન કરાવ્યું હતું.

કાશીજીથી પાછા તેમણે પ્રયાગરાજ થઇને અરૈલમાં થોડો સમય રહીને વ્રજની યાત્રા કરી. આ યાત્રામાં આગ્રાની પાસેના ગૌઘાટ ઉપર તેમને સૂરદાસજી સાથે મેળાપ થયો અને ત્યાં તેઓ તેમને શરણે ગયા. સૂરદાસજીને સાથે લઇને તેઓ ગોવર્ધન પધાર્યા અને ત્યાં ગોવર્ધનનાથજીના નવા મંદિરની સ્થાપના–પ્રતિષ્ઠા કરાવી. તેમાં મોટા મોટા વિદ્વાન અને સાધુ–મહાત્માઓ એકત્ર થયા હતા. ત્યાંથી ફરી તેઓ અરૈલમાંજ આવીને રહેવા લાગ્યા અને ત્યાંજ તેમના પ્રથમ પુત્ર ગોસ્વામી શ્રીગોપીનાથજીનો જન્મ થયો. ત્યારે તેમણે પ્રયાગમાં પોતાના એક શિષ્ય પુરુષોત્તમદાસને જ્યોતિષ્ટોમ-યજ્ઞ કરવાની આજ્ઞા આપી અને તે ઘણી ધામધૂમથી સમાપ્ત થઇ ગયો.

ત્યાર પછી તેઓ ચુનારના રાજાની પ્રાર્થનાથી ત્યાં જઇને રહેવા લાગ્યા. ત્યાં તેમના બીજા પુત્ર ગોસ્વામી શ્રી-

બતાવે છે અને કહે છે કે, પુષ્ટિ-માર્ગમા સર્વ કર્મત્યાગ-નો નિષેધ કહેલો છે, તે તેમની ભારે ભૂલ છે ભગવાન વલ્લભાચાર્ય બે માર્ગ બતાવે છે –એક નિવૃત્તિમાર્ગ અને બીજો પ્રવૃત્તિમાર્ગ નિવૃત્તિમાર્ગને તેઓ સર્વશ્રેષ્ઠ દર્શાવે છે, પરતુ નિવૃત્તિમાર્ગના અધિકારી કોઇ વિરલાજ હોય છે, તેથી જ્યારે કોઈ તેનુ અનુસરણુ ન કરી શકે તો તે કૃષ્ણાર્પણુ બુદ્ધિથી પોતાના વર્ણાશ્રમ ધર્મ અનુસાર શ્રીકૃષ્ણ-પ્રીત્યર્થેજ કર્મ કરતો રહે બ્રહ્મચારીમાથી ગૃહસ્થ થવુ, ગૃહસ્થમાથી વાનપ્રસ્થ અને વાનપ્રસ્થમાથી સન્યાસ ધારણુ કરવો–એનુ નામ પ્રવૃત્તિમાર્ગ છે લોકો ભૂલથી સઘળા સન્યાસીઓને નિવૃત્તિમાર્ગનાજ માની બેસે છે નિવૃત્તિ માર્ગના સન્યાસી તો તેઓજ છે કે જેઓ જ્ઞાન થતાજ ગમે ત્યા હોય ને ગમે તે દશામા હોય, ત્યાથીજ સર્વસ્વનો ત્યાગ કરીને અને વિધિ-નિષેધની જજાળ છોડીને અવધૂત પરમહસ બની જાય છે તેની ક્રિયાઓ બાળક જેવી, જડ જેવી અથવા ગાડા જેવી થઇ જાય છે ક્રમશ જ્ઞાનપૂર્વક એક પછી એક આશ્રમમા પ્રવેશ કરતા કરતા સન્યાસ ધારણુ કરવો એ પ્રવૃત્તિમાર્ગ છે ભગવાન વલ્લભાચાર્યે આ પ્રવૃત્તિમાર્ગને પોતાના જીવનમા પ્રત્યક્ષ બતાવીને લોકોને શિક્ષણુ આપ્યુ હતુ તેઓ નિવૃત્તિમાર્ગની સર્વ-શ્રેષ્ઠતાનો અસ્વીકાર કરતા નથી, પરતુ તેના અધિકારી ઘણા ઓછા છે એમ કહે છે તેમનાજ શબ્દોમા સાભળો નીચે અમે તેમના સારભૂત સિદ્ધાતોના પાચ શ્લોકો ઉદ્ધૃત કરીએ છીએ પુષ્ટિસપ્રદાયવાળા એ પાચ શ્લોકોને ભક્તિ-પ્રકરણના સારરૂપ સમજે છે આચાર્ય આજ્ઞા કરે છે–

गृहं सर्वात्मना त्याज्यं तच्चेत्त्यक्तुं न शक्यते ।
कृष्णार्थं तत्प्रयुञ्जीत कृष्णोऽनर्थस्य मोचकः ॥

(સર્વોત્તમ સિદ્ધાત તો એ છે કે) ઘરનો પૂરેપુરો ત્યાગજ કરી દેવો જોઇએ (પરતુ પૂર્વજન્મના સસ્કારોથી બધા ઘરબાર ત્યજવા શક્તિમાન થઇ શકતા નથી તેથી)

ઘરનો પૂર્ણ રીતે ત્યાગ કરવાની શક્તિ ન હોય તો રમાં રહીને બધાં કાર્યો શ્રીકૃષ્ણને નિમિત્તે-તેમના પ્રીત્ય-જ કરવાં. (આમ કરવાથી, કર્મ કરવાથી જે પાપ લાગે તે પાપ નહિ લાગે.) કેમકે શ્રીકૃષ્ણ સર્વ પ્રકારના નર્થોનો નાશ કરનાર છે.

सङ्गः सर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं न शक्यते।
स सद्भिः सह कर्तव्यः सन्तः सङ्गस्य भेषजम्॥

(સર્વોત્તમ સિદ્ધાંત તો એ છે કે) સંગ કોઇનો કરવોજ ન જોઇએ. બધા પ્રકારના સંગોનો એકદમ પરિત્યાગ કરવો જોઇએ. (પરંતુ અનેક જન્મોથી જીવનો સમાજમાં મળીને રહેતા આવવાનો સ્વભાવ પડી ગયો છે, તેથી) સર્વ પ્રકારના સંગોનો ત્યાગ કરવા સમર્થ ન થઇ શકે તો સજ્જન તથા સંત-મહાત્માઓનોજ સંગ કરવો જોઇએ. કેમકે સંગથી જે કામ ઉત્પન્ન થાય છે, તેની ઔષધિ સંતજ છે.

भार्यादिरनुकूलश्चेत्कारयेद्भगवत्क्रियाः।
उदासीने स्वयं कुर्यात् प्रतिकूले गृहं त्यजेत्॥
तत्यागे दूषणं नास्ति यतः विष्णुपराङ्मुखाः।

(હવે કહે છે કે, જે ગૃહસ્થ બની ચૂક્યો છે, તેણે કેવો વ્યવહાર કરવો જોઇએ. તેને માટે કહે છે) જો સ્ત્રી પાગ્રે પણ ભગવાનની સેવા-પૂજા વગેરે કરાવવી; અને જો તે આ બાબતમાં ઉદાસીન હોય (અને આજ્ઞા કરવાથીજ સેવા કરવા રાજી હોય તો) તો તેની પાસે નહિ કરાવતાં પોતેજ કરવી. વળી જો તે ભગવત્સેવાથી વિરુદ્ધ હોય તો એકદમ ઘરનો ત્યાગ કરીને એકાંતમાંજ ભગવત્પૂજા-ચર્ચા કરવી જોઇએ. (જાકે પ્રિય ન રામ વૈદેહી, તજીએ તાહિ કોટિ વૈરી સમ યદ્યપિ પરમ સનેહી) જે [illegible] પરાઙ્મુખ હોય તેનો ત્યા...

વિઠ્ઠલનાથજી મહારાજનો જન્મ થયો. અંતે તેમણે કાશીમાં ભાગવત રીતિ પ્રમાણે સંન્યાસ લીધો. ઘરબાર છોડીને અને શિખા, સૂત્ર, દંડ, કમંડલુ સાથે ભગવાં વસ્ત્ર પહેરીને તેઓ ભિક્ષા ઉપર નિર્વાહ કરવા લાગ્યા. તે સમયે તેમનો વૈરાગ્ય અપૂર્વ હતો. આટલી ભારે સંપત્તિ, આટલી ભારે પ્રતિષ્ઠા, સ્ત્રી, બાળકો તથા શિષ્ય-સેવકોથી તદ્દન અલગ થઈને તેઓ નિરંતર ભગવાનની અર્ચા-પૂજા અને નામસંકીર્તનમાંજ યોજાયલા રહેતા હતા. આ પ્રકારે પોતાના પરમ ત્યાગમય જીવન દ્વારા પોતાના શિષ્ય-પ્રશિષ્ય તથા વંશજો માટે ત્યાગનો આદર્શ બતાવતા શકા સવત ૧૫૮૭ ના અષાઢ માસની સુદ ત્રીજને દિવસે તેઓ આ અસાર સંસારથી વિદાય થઈને ગોલોકવાસી બની ગયા.

મહાપ્રભુ વલ્લભાચાર્ય, ખાસ કરીને ગોકુળ, અરૈલ, ચુનાર અને કાશીમાંજ રહેતા હતા. એ ચારેય સ્થાનોમાં તેમની બેઠકો આજ સુધી હયાત છે. અને તે 'મહાપ્રભુની બેઠક'ના નામથી પ્રસિદ્ધ છે. તેમના વંશજો 'ગોકુળનાથજી' ગોસાંઇ કહેવાય છે. ભારતવર્ષમાં આ સંપ્રદાયના આચાર્ય સૌથી વધારે ધનવાન અને વૈભવશાળી ગણાવવામાં આવે છે. મોટા મોટા મહાજન ધનવાન શેઠીઆઓ આ કુળના સેવક તથા શિષ્ય છે. આચાર્યના બીજા પુત્ર ગોસ્વામી શ્રીવિઠ્ઠલનાથજી મહારાજને આ સંપ્રદાયના માણસો સાક્ષાત્ શ્રીકૃષ્ણના અવતારરૂપ માને છે. તેમણે આ સપ્રદાયનો ખૂબજ પ્રચાર કર્યો છે. તેઓ ઘણાજ તેજસ્વી, કાર્યપરાયણ તથા ધર્મમાં આસ્થા રાખનારા આચાર્ય હતા તેમના શ્રીગિરિધરલાલજી, ગોવિંદલાલજી, બાળકૃષ્ણજી, ગોકુલેશજી, રઘુનાથજી, યદુનાથજી અને ઘનશ્યામલાલજી, એ સાત પુત્રો થયા. તેમની સાત ગાદીઓ હજુ પણ મોજૂદ છે. પાછળથી એમની વંશવૃદ્ધિ સારી થઈ અને તેઓ મુંબઈ, કાશી, મથુરા, ગોકુળ, નાથદ્વારા વગેરે ભિન્ન ભિન્ન સ્થાનોમાં હજુસુધી હયાત છે. તેમના શિષ્ય-સેવકો ગોસ્વામી બાળકોને હજુસુધી ભગવદ્બુદ્ધિથી માને છે તથા પૂજે છે.

વલ્લભ સંપ્રદાય ખાસ કરીને ખંડનપરક સંપ્રદાય નથી. દાર્શનિક સિદ્ધાંતોની વાત છોડીને આ સંપ્રદાયમાં જ્યાં સુધી અમને ખબર છે ત્યાં સુધી કોઈ સંપ્રદાયની પૂજા-પદ્ધતિનુ ખંડન કરવામાં આવ્યું નથી. વલ્લભ સંપ્રદાયમાં વૈદિક કર્મોનું બીજા સંપ્રદાયોની પેઠે ખંડન નથી, પરંતુ તેમાં શ્રીકૃષ્ણસેવાનેજ પ્રધાનતા આપવામાં આવી છે. બ્રહ્મ-સંબંધ-સંસ્કાર તેમનામાં મુખ્ય ગણાય છે. ગુરુ શિષ્યના કાનમાં મંત્ર આપે છે. એ મંત્રનું તાત્પર્ય એ છે કે "મારા રક્ષક શ્રીકૃષ્ણ છે, તેમનો મને હજારો વર્ષોથી વિયોગ થયો છે, તેથી ત્રિવિધ તાપોને વશ થવાથી મારો સમસ્ત આનંદ ચાલ્યો ગયો છે. એવી સ્થિતિવાળો હું શ્રીગોપીજનવલ્લભ ભગવાન શ્રીકૃષ્ણને ચરણે દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ અને અંતઃકરણના બધા ધર્મ, ઘર, પુત્ર, કુટુંબ, દ્રવ્ય અને આત્મા સર્વને અર્પણ કરૂ છું. હે કૃષ્ણ ! હુ આપનો દાસ છું." આ મંત્રથી જીવાત્માનો બ્રહ્મ સાથે સંબંધ થયો મનાય છે. બ્રહ્મસંબંધ થઈ ગયા પછી કોઈ પણ સ્રીપુરુષ ભગવાનને અર્પણ કર્યાવિના નથી તો અન્ન-જળ ગ્રહણ કરી શકતાં કે નથી તો વસ્ત્ર, આભૂષણ, વાહન, સવારી અથવા ધન, વગેરેનો ઉપભોગ કરી શકતાં. બધાને કૃષ્ણાર્પણપૂર્વક ભગવાનનો પ્રસાદ સમજીને ઉપભોગ કરો, એજ આનું તાત્પર્ય છે. કેટલો ઉચ્ચ ભાવ છે ! વાસ્તવમાં મનુષ્ય આ ધર્મનું સાચા હૃદયથી પાલન કરી શકે, તો તેનુ ઘરમાં રહેવા છતા પણ કલ્યાણ થઇ શકે છે.

ભગવાન વલ્લભાચાર્યે પોતાનો સિદ્ધાંત સમજાવવાને માટે પોતેજ અનેક ગ્રંથો લખ્યા છે, તથા પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા અને શ્રીમદ્ભાગવત ઉપર સુંદર ભાષ્યો લખ્યાં છે. શ્રીમદ્ આચાર્યદેવે અનેક ગ્રંથોમાં ઘણીજ યુક્તિપૂર્વક ભક્તિતત્ત્વ સમજાવ્યુ છે. પોતાના બધા ગ્રંથોનો સાર તેમણે પાંચ શ્લોકોમાં વર્ણવ્યો છે. એ પાંચ શ્લોકજ તેમના યથાર્થ સિદ્ધાંતને સ્પષ્ટ કરે છે. એ પાંચે શ્લોકોથી વાચકોને ખબર પડશે કે, જે લોકો પુષ્ટિમાર્ગને પ્રવૃત્તિમાર્ગ

બતાવે છે અને કહે છે કે, પુષ્ટિ-માર્ગમાં સર્વ કર્મત્યાગ-નો નિષેધ કહેલો છે, તે તેમની ભારે ભૂલ છે ભગવાન વલ્લભાચાર્ય બે માર્ગ બતાવે છે -એક નિવૃત્તિમાર્ગ અને બીજો પ્રવૃત્તિમાર્ગ નિવૃત્તિમાર્ગને તેઓ સર્વશ્રેષ્ઠ દર્શાવે છે, પરંતુ નિવૃત્તિમાર્ગના અધિકારી કોઇ વિરલાજ હોય છે, તેથી જ્યારે કોઈ તેનુ અનુસરણ ન કરી શકે તો તે કૃષ્ણાર્પણ બુદ્ધિથી પોતાના વર્ણાશ્રમ ધર્મ અનુસાર શ્રીકૃષ્ણપ્રીત્યર્થેજ કર્મ કરતો રહે બ્રહ્મચારીમાથી ગૃહસ્થ થવું, ગૃહસ્થમાથી વાનપ્રસ્થ અને વાનપ્રસ્થમાથી સન્યાસ ધારણ કરવો-એનુ નામ પ્રવૃત્તિમાર્ગ છે લોકો ભૂલથી સઘળા સન્યાસીઓને નિવૃત્તિમાર્ગનાજ માની બેસે છે નિવૃત્તિમાર્ગના સન્યાસી તો તેઓજ છે કે જેઓ જ્ઞાન થતાજ ગમે ત્યા હોય ને ગમે તે દશામા હોય, ત્યાથીજ સર્વસ્વનો ત્યાગ કરીને અને વિધિ-નિષેધની જજાળ છોડીને અવધૂત પરમહસ બની જાય છે તેની ક્રિયાઓ બાળક જેવી, જડ જેવી અથવા ગાડા જેવી થઇ જાય છે ક્રમશ જ્ઞાનપૂર્વક એક પછી એક આશ્રમમા પ્રવેશ કરતા કરતા સન્યાસ ધારણ કરવો એ પ્રવૃત્તિમાર્ગ છે ભગવાન વલ્લભાચાર્યે આ પ્રવૃત્તિમાર્ગને પોતાના જીવનમા પ્રત્યક્ષ બતાવીને લોકોને શિક્ષણ આપ્યુ હતું તેઓ નિવૃત્તિમાર્ગની સર્વશ્રેષ્ઠતાનો અસ્વીકાર કરતા નથી, પરતુ તેના અધિકારી ઘણા ઓછા છે એમ કહે છે તેમનાજ શબ્દોમા સાભળો નીચે અમે તેમના સારભૂત સિદ્ધાતોના પાચ શ્લોકો ઉદ્ધૃત કરીએ છીએ પુષ્ટિસપ્રદાયવાળા એ પાચ શ્લોકોને ભક્તિ-પ્રકરણના સારરૂપ સમજે છે આચાર્ય આજ્ઞા કરે છે-

गृहं सर्वात्मना त्याज्यं तच्चेत्त्यक्तुं न शक्यते।
कृष्णार्थं तत्प्रयुञ्जीत कृष्णोऽनर्थस्य मोचकः॥

( સર્વોત્તમ સિદ્ધાત તો એ છે કે ) ઘરનો પૂરેપુરો ત્યાગજ કરી દેવો જોઇએ (પરતુ પૂર્વજન્મના સસ્કારોથી બધા ઘરબાર ત્યજવા શક્તિમાન થઇ શકતા નથી તેથી )

જો ઘરનો પૂર્ણ રીતે ત્યાગ કરવાની શક્તિ ન હોય તો ઘરમાં રહીને બધાં કાર્યો શ્રીકૃષ્ણને નિમિત્તે–તેમના પ્રીત્યર્થેજ કરવાં. (આમ કરવાથી, કર્મ કરવાથી જે પાપ લાગે છે તે પાપ નહિ લાગે.) કેમકે શ્રીકૃષ્ણ સર્વ પ્રકારના અનર્થોનો નાશ કરનાર છે.

सङ्गः सर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं न शक्यते।
स सद्भिः सह कर्तव्यः सन्तः सङ्गस्य भेषजम्॥

(સર્વોત્તમ સિદ્ધાંત તો એ છે કે) સંગ કોઇનો કરવોજ ન જોઇએ. બધા પ્રકારના સંગોનો એકદમ પરિત્યાગ કરવો જોઇએ. (પરંતુ અનેક જન્મોથી જીવનો સમાજમાં મળીને રહેતા આવવાનો સ્વભાવ પડી ગયો છે, તેથી) સર્વ પ્રકારના સંગોનો ત્યાગ કરવા સમર્થ ન થઇ શકે તો સજ્જન તથા સંત–મહાત્માઓનોજ સંગ કરવો જોઇએ. કેમકે સંગથી જે કામ ઉત્પન્ન થાય છે, તેની ઔષધિ સંતજ છે.

भार्यादिरनुकूलश्चेत्कारयेद्भगवत्क्रियाः।
उदासीने स्वयं कुर्यात् प्रतिकूले गृहं त्यजेत्॥
तत्त्यागे दूषणं नास्ति यतः विष्णुपराङ्मुखाः।

(હવે કહે છે કે, જે ગૃહસ્થ બની ચૂકયો છે, તેણે કેવો વ્યવહાર કરવો જોઇએ. તેને માટે કહે છે) જો સ્ત્રી પોતાના મનની પેઠે ભગવદ્ભક્તિપરાયણા હોય, તો તેની પાસે પણ ભગવાનની સેવા–પૂજા વગેરે કરાવવી; અને જો તે આ બાબતમાં ઉદાસીન હોય (અને આજ્ઞા કરવાથીજ સેવા કરવા રાજી હોય તો) તો તેની પાસે નહિ કરાવતાં પોતેજ કરવી. વળી જો તે ભગવત્સેવાથી વિરુદ્ધ હોય તો એકદમ ઘરનો ત્યાગ કરીને એકાંતમાંજ ભગવત્પૂજા–અર્ચા કરવી જોઇએ. (જાકે પ્રિય ન રામ વૈદેહી, તજીએ તાહિ કોટિ વૈરી સમ યદ્યપિ પરમ સનેહી.) જે વિષ્ણુથી પરાઙ્મુખ હોય તેનો ત્યાગ કરવામાં કોઇ પણ પ્રકારનું

દૂષણ નથી. (સંસારી ભોગોની ઈચ્છાથી તો કોઇની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવોજ ન જોઇએ !)

अनुकूलस्य सङ्कल्पः प्रतिकूलविसर्जनम् ॥
रक्षिष्यतीति विश्वासो भर्तृत्वे वरणं यथा ।
आत्मनैवेद्यकार्पण्ये षड्विधा शरणागतिः ॥

અર્થાત્ ભગવત્સેવામાં જે અનુકૂળ પડે તેનુજ ચિંતન કરવું અને જે ભગવત્સેવામાં વિઘાતક હોય, તેનો સર્વથા ત્યાગ કરવો. જે પ્રકારે પતિવ્રતા સ્ત્રીને આ વાતનો સંપૂર્ણ વિશ્વાસ હોય છે કે, જેણે મારો એક વખત અગ્નિ સમક્ષ હાથ ગ્રહણ કર્યો છે તે મારી અવશ્યજ રક્ષા કરશે, તેજ પ્રકારે શ્રીકૃષ્ણ ઉપર ભરોસો રાખવો કે તેઓ આપણું રક્ષણ અવશ્યજ કરશે. ભગવાનને આત્મનિવેદન કર્યા પછી તેમના પ્રત્યે બહુ દીનતા રાખવી એજ છ પ્રકારની શરણાગતિ છે. ફરીથી સ્પષ્ટ સમજો કે—

૧-(સર્વોત્તમ) ગૃહત્યાગ, અસમર્થ અવસ્થામાં કૃષ્ણ-પ્રીત્યર્થ ઘરમાંજ રહીને ભગવત્સેવારૂપી કાર્યો કરવાં.

૨-સર્વ સંગનો પરિત્યાગ, અસમર્થ હોઇએ તો સાધુ-સંગ કરવો.

૩-ભગવત્સેવાને અનુકૂળ ભાવ અને પદાર્થોનો સ્વીકાર કરવો અને પ્રતિકૂળ હોય તેનો પરિત્યાગ કરવો.

૪-જો કુટુંબ-પરિવાર અનુકૂળ હોય તો તેમાં રહીને, નહિ તો પછી તેનો પરિત્યાગ કરીને અનન્યભાવે ભગવત્-સેવા-પૂજા કરવી.

૫-પ્રભુમાં દૃઢ વિશ્વાસ રાખવો.

૬-આત્મનિવેદનપૂર્વક ગુણ અને દીનતા ધારણ કરવાં.

કેટલા ઉંચા અને સર્વસંમત સિદ્ધાંતો છે! આટલુ સ્પષ્ટ કરવા છતાં પણ કોઈ શંકા કરે અને પોતાની વાત-

નીજ પુષ્ટિ કરવાને માટે ત્યાગના પડદા પાછળ આખી જીંદગી વિષયો ભોગવવાનું સમર્થન કરે, તો તેને માટે તો શો ઉપાય છે ! બસ, ભગવાનના શબ્દોમાં અમે એજ કહી શકીએ કેઃ–'मम माया दुरत्यया' મારી માયા ઘણી કઠિન છે.

આ પ્રકારે શ્રી ચૈતન્યના સમકાલીનજ હોઇને ગોકુળમાં રહીને ભગવાન વલ્લભાચાર્યે બાલકૃષ્ણ ભગવાનની પૂજા–પદ્ધતિનો પ્રચાર કર્યો. તેમનો બાલકૃષ્ણ ભગવાન પ્રત્યે ઘણોજ અલૌકિક વ્યવહાર હોય છે. તેમની મૂર્તિઓ ઘણીજ નાની હોય છે અને દિવસમાં અનેક વાર ભોગ ધરવામાં આવે છે. જેમ ઉજ્જડ વૃદાવનને નગર બનાવવાનુ શ્રેય ગૌર ભક્તોને પ્રાપ્ત થયુ છે, તેજ પ્રમાણે ઉજ્જડ થયેલી ગોકુલ ભૂમિને ફરીથી વસાવવાનુ શ્રેય ગોકુલનાથ ગોસાઇઓનેજ છે. મહાપ્રભુ વલ્લભાચાર્યે અરૈલમાં રહીને કેટલાયે ગ્રંથો રચ્યા હતા. જે દિવસોમાં મહાપ્રભુ ગૌરાંગદેવ રૂપ, અનૂપ વગેરે સાથે પ્રયાગમા રોકાયા હતા; ત્યારે ભગવાન વલ્લભાચાર્ય અરૈલમાંજ વિરાજમાન હતા. મહાપ્રભુના ભક્તિભાવની પ્રશંસા સાંભળીને તેઓ તેમને મળવા પોતેજ આવ્યા હતા, તેનુ વર્ણન વાચક હવે પછીના પ્રકરણમાં વાચશે



# શ્રીમદ્ વલ્લભાચાર્ય અને મહાપ્રભુ ગૌરાંગદેવ

श्रीगौरवल्लभभगवत्परायणौ महाप्रभू भक्तप्रियौ सुनायकौ ।
भक्तिपरौ कृष्णकथातिगायकौ भक्तिविहीनस्य प्रसीदतां मे ॥

( પ્ર. દ. ચ. )

અર્થાત્ જે બન્નેય ભગવત્પરાયણ છે, બન્નેય પોતપોતાના ભક્તોને ઘણાજ પ્રિય છે, બન્ને શ્રી આચાર્ય મનાય છે, બન્નેય ભક્તિનિષ્ઠ છે અને બન્નેય કૃષ્ણકથાગાન કરવામાં ઘણાજ કુશળ છે–એવા મહાપ્રભુ ગૌરાંગદેવ અને મહાપ્રભુ વલ્લભાચાર્ય મુજ ભક્તિવિહીન મનુષ્ય ઉપર પ્રસન્ન થાઓ.

મહાપ્રભુ ગૌરાંગદેવ પોતાના સુમધુર સંકીર્તન અને ઉદ્દંડ નૃત્યથી પ્રયાગવાસી નરનારીઓને પાવન અને પ્રસન્ન કરતા થકા થોડોક સમય ત્રિવેણીના તટની પાસેજ રહ્યા. ત્યાં જ્યારે ખૂબ ભીડ થવા લાગી, ત્યારે તેઓ એકાંતમાં રહેવાની ઇચ્છાથી દારાગંજની પાસે દશાશ્વમેધ ઘાટની પાસે આવીને રહેવા લાગ્યા. પ્રભુની કીર્તિ પ્રયાગના લગભગ બધા પ્રતિષ્ઠિત પંડિતો અને ધનવાન–આબરૂદાર સજ્જનોના કાનો સુધી પહોંચી ગઈ હતી; તેથી ઘણા લોકો પ્રભુનાં દર્શન અને સંકીર્તન જોવાની ઇચ્છાથી તેમની પાસે આવવા લાગ્યા. ભગવાન વલ્લભાચાર્યે પણ મહાપ્રભુની પ્રશંસા સાંભળી કે, એક ગૌડ દેશના યુવક સન્યાસી પોતાના ભક્તિભાવમય સંકીર્તન અને નૃત્યથી પ્રેક્ષકોનાં મન ચુંબકની પેઠે પોતાની તરફ આકર્ષી લે છે, ત્યારે

તેમને પણ પ્રભુનાં દર્શનની ઇચ્છા થઇ. આવા કૃષ્ણભક્ત મહાપુરુષના દર્શનોથી આચાર્ય પોતાને શા સારૂ વંચિત રાખે? તેથી તેઓ પોતેજ થોડાક શિષ્યો સાથે પ્રભુનાં દર્શને આવ્યા. આવતાજ તેમણે સંન્યાસી સમજીને મહાપ્રભુનાં ચરણોમા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો અને એક બાજુ ચૂપચાપ બેસી ગયા. મહાપ્રભુએ પણ તેમની ખ્યાતિ પહેલેથીજ સાંભળી રાખી હતી. જ્યારે તેમને ખબર પડી કે, એજ આચાર્યશિરોમણિ શ્રીમદ્ વલ્લભ ભટ્ટ છે, ત્યારે તો તેઓ તેમને ભેટી પડયા અને પ્રેમાલિંગન કરતાં કરતાં તેમના પાંડિત્ય તથા પ્રભાવની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યા.

પછી મહાપ્રભુએ પોતાની પાસેજ બેઠેલા રૂપ અને અનૂપ એ બન્ને ભાઇઓનો આચાર્ય સાથે પરિચય કરાવ્યો. એ બન્ને ભાઇઓનો પરિચય પામતાજ આચાર્ય તેમને આલિંગન કરવા માટે તેમના તરફ આગળ વધ્યા. આચાર્યને પોતાના તરફ આવતા જોઇને એ બન્ને ભાઇઓ ઘણાજ સંકોચપૂર્વક પાછળ હઠતા હઠતા દીનતાપૂર્વક કહેવા લાગ્યા –" ભગવન્! આપ અમારો સ્પર્શ ના કરો, અમે બ્રાહ્મણકુળમા ઉત્પન્ન થયા હોવા છતા યવનોના સંસર્ગથી લગભગ યવન બની ગયેલા છીએ અમારા બધા આચાર–વ્યવહાર અત્યાર સુધી યવનોના જેવા જ રહ્યા છે. આપ આચાર્ય છો, કુલીન બ્રાહ્મણ છો, પંડિત છો, લોકપૂજ્ય છો અને તેથી અમે આપનો સ્પર્શ કરવા યોગ્ય નથી." આટલુ કહેતા કહેતા એ બન્ને ભાઇઓ દૂરથીજ દંડવત્ કરીને આચાર્યના ચરણોમા પ્રણામ કરવા લાગ્યા.

આચાર્ય તેમની આટલી બધી સજ્જનતા, નમ્રતા અને દીનતા જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા અને તેજ સમયે શ્રીમદ્ભાગવતના **अहो बत श्वपचोऽतो गरीयान्** એ શ્લોકનુ ગાન કરતા કરતા જલદીથી તેમના તરફ દોડયા. અને તેમનું પ્રેમપૂર્વક આલિંગન કરતા કરતા તેમના

ભક્તિભાવની પ્રશંસા કરવા લાગ્યા.

આ પછી આચાર્યે મહાપ્રભુને પોતાને ઘેર પધારીને ભિક્ષા કરવાની પ્રાર્થના કરી. પ્રભુએ પોતાના બધા સાથીઓ સાથે આચાર્યનું નિમંત્રણ સ્વીકાર્યું અને તેઓ પોતાના બધા ભક્તોને સાથે લઇને આચાર્યના વાસસ્થાન અરૈલ તરફ ચાલ્યા. યમુનાજી પાર કરીને અરૈલ જવું પડે છે, તેથી શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ તેજ સમયે એક સુંદર નૌકા મંગાવી અને તેના ઉપર પ્રભુના બધા ભક્તો સાથે પ્રભુને બેસાડીને પોતે એક બાજુ બેસી ગયા. શ્રીયમુનાજીના વાદળ જેવા શ્યામ રંગવાળા સુંદર જળને જોતાંજ ભાવાવેશમાં આવીને નૌકા ઉપર જ પ્રભુ નૃત્ય કરવા લાગ્યા. નૌકા ડગમગવા લાગી, બધા ભક્તો ભયભીત થઇ ગયા, પરંતુ મહાપ્રભુ પોતાના ભાવનુ સંવરણ કરવા અશક્ત નીવડયા; તેઓ નૃત્ય કરતા કરતા પ્રેમમાં ઉન્મત્ત થઇને એકદમ યમુનાજીની વચ્ચે સખ્ત પ્રવાહમાં કૂદી પડયા. નાવમાં ચારે બાજુએ હાહાકાર મચી ગયો. મહાપ્રભુનુ સુવર્ણ સમાન કાંતિવાળું શરીર યમુનાજીના નીલા રંગના જળમાં ઉછળતું અને ડૂબતું ઘણું જ સુંદર દેખાવા લાગ્યું. મહાપ્રભુ યમુનાજીના પ્રવાહમાં વહેવા લાગ્યા. તેજ સમયે નાવિક જળમાં કૂદી પડયા અને પ્રભુને કોઈ પણ પ્રકારે પકડીને નાવમાં ચડાવી લીધા તથા તેઓ સઘળા પેલે પાર અરૈલ જઇ પહોચ્યા.

આચાર્યના શિષ્ય, સેવક તથા ગ્રામવાસીઓએ મહાપ્રભુનું ઘણું જ સ્વાગત–સન્માન કર્યું. આચાર્યે એક સદ્ ગૃહસ્થની પેઠે ઘણી જ શ્રદ્ધાપૂર્વક મહાપ્રભુનું પૂજન કર્યું અને તેમને પ્રેમપૂર્વક ભિક્ષા કરાવી. પ્રભુએ ભિક્ષા કરી લીધા પછી મહાપ્રભુનો ઉચ્છિષ્ટ મહાપ્રસાદ બીજા બધા સાથી ભક્તોએ ખાધો. બધાને ભોજન કરાવ્યા પછી આચાર્ય મહાપ્રભુની પાસે ગયા અને અતિથિસેવાનું મહત્ત્વ દર્શાવવા માટે તેઓ પ્રભુના ચરણ દબાવવા તૈયાર થયા. મહાપ્રભુ-

એ પોતાના ચરણો સંકોચી લેતાં ઘણા જ શરમિંદા થઈ જઇને કહ્યું કે "આચાર્ય ! આપ મને શરમાવો છો કેમ ? આપ આચાર્ય છો, પૂજ્ય છો, વયોવૃદ્ધ છો, મારા પિતા સમાન છો, તો પછી આપ મારી સાથે આ કેવો અનર્થ કરી રહ્યા છો ?"

ઘણી જ સરળતાપૂર્વક આચાર્યે કહ્યું કે "ભગવન્ ! આપ સંન્યાસી હોવાથી આશ્રમગુરુ છો, વળી મારા સૌભાગ્યથી આપ અતિથિ થઈને મારે ઘેર પધારેલા છો. શાસ્ત્રોમાં ચાંડાળ અતિથિને પણ નારાયણ સમજીને પૂજા કરવાનું વિધાન છે, તો પછી આપ તો સાક્ષાત્ નારાયણસ્વરૂપ જ છો. આપની ચરણસેવાથી હું કૃતકૃત્ય થઈ જઈશ."

મહાપ્રભુ ઘણા સરળ અને સંકોચ પામવાના સ્વભાવવાળા હતા, મોટાઓની આગળ તો તેમનું ચારિત્ર્ય, શરમ અને સરળતા ઘણાં જ વધી જતાં હતાં. પોતાની સ્વાભાવિક નમ્રતાથી તેમણે કહ્યું: "આચાર્યદેવ ! હું આજે આપને ત્યાં ભગવાનનો પ્રસાદ જમીને ઘણો જ સંતુષ્ટ થયો છું. મારું પરમ સદ્ભાગ્ય છે કે, અહીં આવીને આપનું આતિથ્ય સ્વીકારવાનો સુઅવસર મને પ્રાપ્ત થઈ શક્યો. મને તો તીર્થોનું ફળ પ્રત્યક્ષ જ મળી ગયું. આપ જેવા મહાપુરુષોના દર્શન જ સામાન્ય લોકોને દુર્લભ છે, પછી જેને આપની કૃપાની પ્રાપ્તિ થઇ ગઇ છે, તેના સદ્ભાગ્યનું તો કહેવું જ શું ?" આ પ્રકારે બન્નેય મહાપુરુષો પરસ્પર એકબીજાની સ્તુતિ કરી રહ્યા હતા. ત્યાર પછી મહાપ્રભુની આજ્ઞાથી આચાર્ય જમવા ચાલ્યા ગયા. પ્રસાદ જમીને તેઓ પાછા પ્રભુની પાસે આવીને શ્રીકૃષ્ણ-કથાનું ગાન વગેરે કરવા લાગ્યા.

તે સમયે તિરહટનિવાસી રઘુપતિ ઉપાધ્યાય નામના એક મૈથિલ પંડિત પ્રભુની પ્રશંસા સાંભળીને ત્યાં અરૈલમાં તેમનાં દર્શનો માટે આવ્યા. તેઓ એક સારા કવિ હતા અને સાધુ મહાત્માઓનાં ચરણોમાં અનુરાગ રાખતા હતા.

પ્રભુનાં ચરણોમાં પ્રણામ કરીને તેઓ એક બાજુ બેસી ગયા. પ્રભુએ તેમનો પરિચય પામ્યા પછી તેમને કહ્યું કે "સાંભળ્યું છે કે આપ સુપ્રસિદ્ધ કવિ છો. ખરી રીતે તો એજ કાવ્યને કાવ્ય કહી શકાય છે કે જેમાં શ્રીકૃષ્ણની લીલા અને ગુણોનું વર્ણન હોય. આપ કોઈ આપનો રચેલો શ્રીકૃષ્ણ વિષેનો શ્લોક સંભળાવો."

બન્ને હાથ જોડીને ઘણીજ દીનતાપૂર્વક એ ઉપાધ્યાય કવિએ કહ્યું કે "પ્રભો! કવિતા હું શું જાણું? અમસ્તોજ આમ તેમ પદો બનાવી લઉં છું. શ્રીકૃષ્ણની લીલા તો અવર્ણનીય છે, તેમના બધા ગુણ અચિંત્ય છે, તેનું હું માયા-મોહમાં ફસાયેલો અજ્ઞાની જીવ વર્ણનજ શું કરી શકું? એક પદ છે, શી ખબર કે તે આપને પસંદ પડશે કે નહિ."

પ્રભુએ જલદીથી કહ્યું: "આપના ઉપર શ્રીકૃષ્ણ ભગવાનની કૃપા છે. ત્યારે તો આટલી મહાન્ પ્રતિભા હોવા છતાં આપ આટલા વિનમ્ર છો. સંભળાવો, આપ જે કંઇ સંભળાવશો તે અમૃતતુલ્યજ હશે."

પ્રભુના કહ્યાથી મહામહિમાવાન ઉપાધ્યાય કવિ પોતાના કોકિલકૂજિત કમનીય કંઠથી શ્રીકૃષ્ણના પિતા નંદજીની સ્તુતિ સંબંધી આ પ્રેમમય પદ્યનુ સુંદર સ્વરે ગાયન કરવા લાગ્યા—

श्रुतिमपरे स्मृतिमितरे भारतमन्ये भजन्तु भवभीताः ।
अहमिह नन्दं वन्दे यस्यालिन्दे परं ब्रह्म ॥

અર્થાત્ ભવસાગરથી ભયભીત થયેલા ઘણાં પુરુષો શ્રુતિનુ શરણ લે છે, ઘણા સ્મૃતિઓનો આશ્રય લે છે અને ઘણા મહાભારત દ્વારાજ એ ભયથી બચવા ઇચ્છે છે. એ લોકો એમ કરે છે તો ભલે કરે, પરંતુ હુ તો એ મહાભાગ્યવાન્ શ્રીનંદ પિતાનાં ચરણોમાંજ પ્રણામ કરૂં છું, કે જેમના બારણા આગળ સાક્ષાત્ સનાતન પૂર્ણ બ્રહ્મજ નૃત્ય કરે છે.

આ શ્લોક સાંભળતાંજ પ્રભુ સૂતેલા હતા તે એકદમ ઉઠીને બેઠા થઈ ગયા અને ઉપાધ્યાયને જોરથી આલિંગન કરતા કરતા કહેવા લાગ્યા કે "વાહ વાહ ! ધન્ય છે. અહા, નંદજીના ભાગ્યની પ્રશંસા કોણ કરી શકે તેમ છે ? કેવું સરસ કહ્યું—"अहमिह नन्दं वन्दे यस्यालिन्दे परं ब्रह्म" સાચેજ, શ્લોક ઘણોજ સુંદર છે. કૃપા કરીને બીજો પણ કોઇ એવોજ સંભળાવો."

કવિએ સંભળાવેલી કવિતાની આપ યથાયોગ્ય પ્રશંસા કરી દો, તેનાથી તેને પરમાનંદની પ્રાપ્તિ થાય છે. યથોચિત પ્રશંસા એજ પદ્યનો સર્વોત્કૃષ્ટ પુરસ્કાર છે. ઉપાધ્યાય એજ સ્વરે ગાવા લાગ્યા—

कम्प्रति कथयितुमीशे सम्प्रति को वा प्रतीतिमायातु ।
गोपतितनयाकुञ्जे गोपवधूटीविटं ब्रह्म ॥

અર્થાત્ કોની આગળ જઇને કહું ? જો કોઇના આગળ જઇને કહુ તો આ વખતે કોણ મારી વાત ઉપર વિશ્વાસ કરશે કે તરણિતનૂજા-યમુનાજીના તટ ઉપર ગોપાઙ્ગનાઓ સાથે લપટ થઇને એજ સાક્ષાત્ પરબ્રહ્મ ક્રીડા કરે છે !

પંડિતપ્રવર શ્રી રઘુપતિ ઉપાધ્યાયનાં આ પરમ પ્રેમમય પદો સાંભળીને પ્રભુ પ્રસન્નતા દર્શાવતા તેમને કંઇક પ્રશ્ન પૂછવા લાગ્યા. તેમણે કહ્યું કે "કવિવર ! આપની પ્રખર પ્રતિભાની પ્રશંસા કરવી એ ખરેખર બુદ્ધિથી પર વાત છે. હું આપને પૂછવા ઇચ્છું છું કે, આપ બધાં રૂપોમાં સર્વશ્રેષ્ઠ રૂપ કયુ સમજો છો ?"

ઉપાધ્યાયે કહ્યું કે "પ્રભો ! સાંવરિયાની—શ્યામસુંદરની શ્યામ રંગની સુંદર સૂરતનેજ હું સર્વશ્રેષ્ઠ સમજું છું."

પ્રભુએ ફરીથી પૂછ્યુઃ "ઠીક, વાસસ્થાનોમાં સર્વશ્રેષ્ઠ વાસસ્થાન કોને સમજો છો ?"

ઉપાધ્યાયે કહ્યું: "મધુમયી મધુપુરીના માધુર્ય સમક્ષ બધી પુરીઓ ફિક્કી પડી જાય છે, તેથી મધુપુરીજ સર્વશ્રેષ્ઠ વાસસ્થાન છે."

પ્રભુએ પૂછ્યું:–"એ તો ઠીક છે, પરંતુ ભગવાનની બાલ, પૌગણ્ડ અને કિશોર–એ અવસ્થાઓમાંથી કઇ અવ સ્થાને આપ સર્વશ્રેષ્ઠ સમજો છો?"

ઉપાધ્યાયે ગદ્ગદ્ કંઠે કહ્યું: "પ્રભો! આ તે કોઇ પૂછવાની વાત છે? એ કાળિયાની સુંદર કૌમાર અવસ્થાજ પરમધ્યેય અને સર્વશ્રેષ્ઠ છે. તેના ધ્યાનથી મન આનંદ-સાગરમાં ઉન્મત્ત થઇને વિહાર કરી શકે છે."

પ્રભુએ અત્યંત પ્રસન્ન થઇને પૂછ્યુ: "બસ, એક વાત બીજી કહો. રસોમાં સર્વશ્રેષ્ઠ રસ કયો સમજો છો?"

અત્યંત દીનતાપૂર્વક ઉપાધ્યાય કહેવા લાગ્યા: "પ્રભો! એ કહેવાની વાત નથી, એ તો અનુભવગમ્ય વિષય છે. ભલા, શૃંગાર આગળ સર્વશ્રેષ્ઠ અને સર્વસંમત રસ બીજો હોઇજ કયો શકે? બીજા રસ તો નામનાજ છે. વાસ્તવમાં જેને રસ કહે છે, તે તો આદિરસ શૃંગારરસજ છે." આ ઉત્તરો સાંભળીને પ્રભુ પ્રેમમાં ઉન્મત્ત થઇને ઉંચે ઉંચે કૂદવા લાગ્યા અને ઉછળતાં ઉછળતાં ઉપાધ્યાયનું આલિંગન કરતા તેઓ શ્રીમાન માધવેન્દ્રપુરી મહારાજના આ શ્લોકને બોલવા લાગ્યા–

श्याममेव परं रूपं पुरी मधुपुरी वरा।
वयः कैशोरकं ध्येयमाद्य एव परो रसः॥

અર્થાત્ રૂપોમાં શ્યામ રૂપજ સર્વશ્રેષ્ઠ રૂપ છે, પુરીઓમાં મધુપુરી (મથુરા)જ સર્વશ્રેષ્ઠ પુરી છે, ધ્યાન કરવા યોગ્ય વસ્તુઓમાં શ્રીકૃષ્ણની કિશોરાવસ્થાજ સર્વોત્તમ ધ્યેય છે અને રસોમાં શૃંગાર રસ એજ સર્વોત્કૃષ્ટ રસ છે.

આ પ્રકારે પ્રભુ અને ઉપાધ્યાયના પ્રશ્નોત્તરો સાંભળીને હાજર રહેલા બધા પુરુષોને ઘણોજ આનંદ થયો. સાયંકાળ થવા આવ્યો હતો. પ્રભુએ આચાર્ય પાસે પાછા ફરવાની રજા માગી. આથી ગ્રામવાસી બીજા બ્રાહ્મણો પણ તેમને નિમંત્રણનો આગ્રહ કરવા લાગ્યા. ત્યારે આચાર્યે કહ્યું: "ભાઈ! એમને અહીં રાખવા હું ઉચિત માનતો નથી. એઓ પ્રેમમાં લવલીન થઇને યમુનાજીમાં કૂદી પડે છે. અહીંથી યમુનાજીનાં હમેશાં દર્શન થયા કરે છે, તેથી હું જ્યાંથી એમને લઇ આવ્યો છું, ત્યાં પહોંચાડી આવીશ, પછી જેની ઈચ્છા હોય તે તેમને લઈ આવે."

આચાર્યની વાત સાંભળીને બધા ચૂપ થઇ ગયા. આચાર્યે પોતાનાં સ્ત્રી, બાળકો તથા પરિવારનાં સઘળાં માણસો સાથે ચૈતન્યદેવને વંદન કર્યા અને તેમને નાવ પર બેસાડીને દશાશ્વમેધ ઘાટે પહોચાડી આવ્યા.





# रूपनी विदाय अने प्रभुनुं काशी पधारवुं

यः प्रागेव प्रियगुणगणैर्गाढबद्धोऽपि मुक्तो
गेहाध्यासाद्‌ रस इव परो मूर्त एवाप्यमूर्तः ।
प्रेमालापैर्दृढतरपरिष्वङ्गरङ्गैः प्रयागे
तं श्रीरूपं सममनुपमेनानुजग्राह देवः ॥

(ચૈતન્ય ચન્દ્રોદય નાટક ૯-૪૨.)

અર્થાત્ જે પહેલેથીજ પ્રભુના પ્રિય ગુણો દ્વારા બંધાઇને ઘરબાર, કુટુંબપરિવારનાં બંધનોથી મુક્ત થઈ ચૂકયા હતા, તે રૂપ અને તેમના નાના ભાઇ અનૂપના પર સ્વયં રસતુલ્ય અમૂર્ત હોવા છતાં પણ એ શ્રીગૌરાંગદેવે શ્રેષ્ઠ મૂર્તિ ધારણ કરીને પ્રયાગક્ષેત્રમાં પ્રેમાલાપ અને અનેકાનેક આલિંગનો દ્વારા પરમ અનુગ્રહ કર્યો.

પ્રયાગમાં પોતાના ભાઈ અનૂપની સાથે શ્રી રૂપ દશ દિવસો સુધી પ્રભુનાં ચરણકમળો પાસે રહ્યા. એ વિદ્વાન, ભાવિક, મેધાવી અને આસ્તિક હતા અને પ્રેમાવતાર ચૈતન્યદેવના પરમ કૃપાપાત્ર હતા. પછી ભલા, તેમનુ કલ્યાણ થવામાં સંદેહજ શો રહે ? તેઓ તો પહેલેથીજ કલ્યાણસ્વરૂપ હતા. એક વાર જેના ઉપર ગુરુજનોની કૃપા થઇ ચૂકી છે, તે પછી આ નશ્વર જગતના ક્ષણિક અને અનિત્ય ભોગોમાં સુખનો અનુભવ કરીજ કેમ કરીને શકે ? હંસ થઇ ગયા પછી તે કાગડાના ભોજનનો સ્પર્શ કેમ કરે ? ગુરુકૃપાથી શું થઇ શકતું નથી ? જો સદ્‌ગુરુની એક વાર

પણ કૃપા થઇ જાય તો પછી તે પુરુષ ગમે તેટલો મોટો પાપી ભલેને હોય, તેનું સંસાર-બંધન વાતની વાતમાં છિન્નભિન્ન થઈ જશે અને તે બંધનમુક્ત થઈને ગુરુની પરમ કૃપાનો અધિકારી બની જશે. સદ્‌ગુરુ એજ ઈશ્વર છે, બ્રહ્મના સાકાર સ્વરૂપનું નામજ ગુરુ છે. હાડ-માંસનું પૂતળું ગુરુ બનીજ શકતું નથી. સર્વશક્તિમાન પદ અલ્પજ્ઞ જીવને પ્રાપ્તજ કેમ કરીને થઈ શકે ? શ્રી રૂપની દૃષ્ટિમાં ચૈતન્યદેવ હાડ-માંસના શરીરધારી જીવ નહોતા. તેઓ તો તેમને માટે પ્રેમના સાકાર સ્વરૂપ હતા, સવિશેષ બ્રહ્મ હતા. તેમણે મહાપ્રભુને અવતારી પુરુષ સિદ્ધ કરવાનો પ્રયત્ન ક્યારે પણ કર્યો નથી. પોતાના ગુરુને શ્રીકૃષ્ણનું સ્વરૂપ સમજીનેજ તેમણે શ્રીકૃષ્ણની લીલાઓનું કથન કર્યું છે. તેમની દૃષ્ટિમાં શ્રીકૃષ્ણમાં અને શ્રીચૈતન્યમાં ભેદ હોત, તોજ તેઓ શ્રીચૈતન્ય અવતાર યા અવતારી છે, એ વાત સિદ્ધ કરવાનો પ્રયત્ન કરત. લોકો ગમે તેમ સમજે, તેમને માટે તો શ્રીચૈતન્યજ શ્રીકૃષ્ણ છે. વાસ્તવમાં આ વાત સત્યજ છે. જ્યાં ભેદબુદ્ધિ છે ત્યાંજ, આવા નહિ પણ આવા છે, એવો આગ્રહ કરવામાં આવે છે. શ્રી રૂપની દૃષ્ટિમાં ભેદભાવ નહોતો, ત્યારે તો તેઓ 'ભક્તિરસામૃત-સિંધુ'ના મંગળાચરણમાં લખે છે કેઃ-

हृदि यस्य प्रेरणया प्रवर्तितोऽहं वराकरूपोऽपि ।
तस्य हरेः पदकमलं वन्दे चैतन्यदेवस्य ॥

(ભક્તિરસામૃત સિંધુ ૧-૨)

અર્થાત્ જેમણે સામાન્ય કંગાળરૂપ મુજ રૂપના હૃદયમાં ભક્તિગ્રંથ લખવાની પ્રેરણા કરી તેજ શ્રી હરિરૂપ શ્રી ચૈતન્યનાં ચરણકમળોને હું વંદન કરું છું.

એ દશ દિવસોમાં પ્રયાગમાં રહીને મેધાવી-પ્રખર બુદ્ધિશાળી શ્રી રૂપે પ્રભુ પાસે ભક્તિના ઘણાજ ગૂઢ રહસ્યને સમજી લીધું અને તેનુ તેમણે તેમના અનેક ગ્રંથોમાં વર્ણન કરેલું છે.

મહાપ્રભુ એમના હૃદયની સાચી લગનીને જાણતા હતા, તેથી તેમને વૈરાગ્યનો ઉપદેશ આપતાં કહેવા લાગ્યા: "રૂપ! જુઓ, આ સંસાર વિષયભોગોમાં કેવો પાગલ બનેલો છે! પદ, પ્રતિષ્ઠા, પૈસા, પુત્ર, પરિવાર તથા પ્રિય પદાર્થોની પ્રાપ્તિની ચિંતામાંજ આ અમૂલ્ય જીવન નકામું થઇ જાય છે. કામિની, કાંચન અને કીર્તિ, એ ત્રણે દોરડાંએજ જીવને કસીને બાંધી રાખ્યો છે; તેથી તે સહેજ પણ આમતેમ હાલી ચાલી શકતો નથી. ભગવાનની પ્રાપ્તિનો માર્ગ આ ત્રણેથી બીજીજ બાજુએ છે. પુરુષ એ ત્રણેનો જ્યારે મનથી ત્યાગ કરી દે છે, ત્યારે તો તે એ માર્ગ તરફ જવાનો અધિકારી બને છે. જેને એ ત્રણેમાં સુખનો અનુભવ થાય છે, તેનામાં ભક્તિ કેવી? પ્રભુપ્રેમ કેવો? તે તો પ્રભુની બાબતમાં વાતો કરવાનો તો શું પણ એક શબ્દ કહેવાનો પણ અધિકારી નથી. જે પોતેજ બંધાયેલો પડ્યો છે, તેણે વગર જોયેલા માર્ગનું વર્ણન કરવું એ કેવળ વિનોદજ છે. ચાખ્યા વિના કોઇ અમૃતનો સ્વાદ બતાવી શકે છે? ચાખ્યા પછી પણ બરાબર કહી શકાય નહિ, તો પછી સાંભળીને તો કોઈ કહીજ શું શકે?

"રૂપ! તમે વિચારો તો ખરા કે, જે સ્ત્રીની પાછળ સંસાર પાગલ થઈ રહ્યો છે, તે વાસ્તવમાં શું છે? એ પંચ ભૂતોનીજ એક પૂતળી છે. કોઇ સુંદરમાં સુંદર સ્ત્રીને એકાંતમાં જ્યારે તેને સંગ્રહણીનો રોગ થઇ ગયો હોય અને તેની પાસે સેવા કરનાર કોઇ પણ માણસ ન હોય એવી હાલતમાં જુઓ, તો તમને જણાશે કે તેનું આખું શરીર દુર્ગંધમય છે, તેનાં વસ્ત્રોને અડકવાનું પણ મન નહિ થાય. તેના નાકમાંથી અત્યંત લીંટ નીકળતું હશે. નિરંતર શૌચ જવાથી તેનું ગુલાબ જેવું મોં નિસ્તેજ થઇને પીળું પડી ગયું હશે, આંખો ઊંડી ઉતરી ગઇ હશે, સ્તન ઢીલા અને ખરાબ થઇ ગયા હશે, આંખોની બન્ને બાજુએ મેલ ભરાઇ રહ્યો હશે, પેટ સંકોચાઇને પીઠ ભેગું થઇ ગયું હશે, મૂત્ર અને વિષ્ઠાથી તેની જાંઘો ખરડાઇ ગઈ

હશે, તેના તરફ જોતાંજ ચક્કર આવતાં હશે, નખ પીળા પડી ગયા હશે. મુખમાંથી બદબો ઉઠતી હશે અને વાણીમાં ઉંડી વેદના અને કરુણા આવી ગઈ હશે. આજથી ચાર દિવસ પહેલાં તેનો પતિ તેને સર્વસ્વ સમજીને તેના આલિંગનમાં મહાનમાં મહાન સુખનો અનુભવ કરતો હશે, તેજ આવી દશામાં તેનુ આલિંગન કરવાનું તો દૂર રહ્યું, પરંતુ પાસે પણ બેસી શકતો નથી જે રૂપ આટલુ બધું વિકૃત થઈ શકે છે, જેનું સૌન્દર્ય પેટમાં ભરેલા દુર્ગંધયુક્ત મળનાજ નીકળી જવાથીજ ક્ષણુ વારમાં નાબુદ થઈ શકે છે, તેમાં સુખની શોધ કરવી અને તેનેજ જીવનનું પરમ સુખ સમજીને તેની પ્રાપ્તિને માટે પાગલ થવું એ કેટલી બધી મૂર્ખાઇ છે! અરે, આ પંચભૂતના બનેલા અને નવ છિદ્રોવાળા મળમૂત્રથી ભરેલા શરીરમાં સુખ કયાંથી? શાંતિ કયાથી? સૌન્દર્ય અને આનંદ કયાંથી? તે તો એ બ્રહ્માનંદના આનંદની છાયાજ હતી, તે વિકૃત થવાથી કુરૂપતાને પ્રાપ્ત થઈ ગઇ. છાયાને છોડીને અસલી આનદને શોધો, તમને શાંતિ મળશે.

"રૂપ! આજ હાલ કાચનના છે. પૃથ્વીનુ નામ વસુંધરા છે. વસુ રત્નોને કહે છે. આ પૃથ્વીમાં અસંખ્ય રત્નો ભર્યા પડ્યા છે આ પૃથ્વીમાં સાત દ્વીપ અને સાત સમુદ્ર છે. સમુદ્રોમા અસખ્ય રત્નો પડયા છે, પરતુ સાત દ્વીપવાળી પૃથ્વીનુ આધિપત્ય પામવા છતા પણ મનુષ્યને શાંતિ મળતી નથી, તે ત્રણે લોકોનુ સ્વામીત્વ ઇચ્છે છે, ત્રિલોકેશ થયા પછી ચૌદ ભુવનોના આધિપત્યની ઈચ્છા રાખે છે. સમસ્ત બ્રહ્માંડનુ સ્વામીત્વ મેળવ્યા પછી પણ શાંતિ નથી, તો દશ–વીસ ગામ યા હજાર–પાંચસો ગામનુ આધિપત્ય યા સ્વામિત્વ મેળવીને જે પોતાને સુખી બનાવવા ઇચ્છે છે, તે કેટલો મોટો મૂર્ખ છે! તમે ધ્યાનપૂર્વક જુઓ, સોનામાં અને માટીમા શો ભેદ છે? જેમ પૃથ્વીમાથી સફેદ માટી, પીળી, લીલી અને કાળી માટી સ્થાનભેદથી નીકળે છે, તેજ પ્રમાણે સોનુ–ચાદી પણ પીળી અને સફેદ માટીજ

મહાપ્રભુ એમના હૃદયની સાચી લગનીને જાણતા હતા, તેથી તેમને વૈરાગ્યનો ઉપદેશ આપતા કહેવા લાગ્યા "રૂપ! જુઓ, આ સસાર વિષયભોગોમા કેવો પાગલ બનેલો છે! પદ, પ્રતિષ્ઠા, પૈસા, પુત્ર, પરિવાર તથા પ્રિય પદાર્થોની પ્રાપ્તિની ચિતામાજ આ અમૂલ્ય જીવન નકામુ થઇ જાય છે કામિની, કાચન અને કીર્તિ, એ ત્રણે દોરડાએજ જીવને કમીને બાધી રાખ્યો છે, તેથી તે સહેજ પણ આમતેમ હાલી ચાલી શકતો નથી ભગવાનની પ્રાપ્તિનો માર્ગ આ ત્રણેથી બીજીજ બાજુએ છે પુરુષ એ ત્રણેનો જ્યારે મનથી ત્યાગ કરી દે છે, ત્યારે તો તે એ માર્ગ તરફ જવાનો અધિકારી બને છે જેને એ ત્રણેમા સુખનો અનુભવ થાય છે, તેનામા ભક્તિ કેવી? પ્રભુપ્રેમ કેવો? તે તો પ્રભુની બાબતમા વાતો કરવાનો તો શુ પણ એક શબ્દ કહેવાનો પણ અધિકારી નથી જે પોતેજ બધાયેલો પડ્યો છે, તેણે વગર જોયેલા માર્ગનુ વર્ણન કરવુ એ કેવળ વિનોદજ છે ચાખ્યા વિના કોઇ અમૃતનો સ્વાદ બતાવી શકે છે? ચાખ્યા પછી પણ બરાબર કહી શકાય નહિ, તો પછી સાભળીને તો કોઈ કહીજ શુ શકે?

"રૂપ! તમે વિચારો તો ખરા કે, જે સ્ત્રીની પાછળ સસાર પાગલ થઈ રહ્યો છે, તે વાસ્તવમા શુ છે? એ પચ ભૂતોનીજ એક પૂતળી છે કોઇ સુંદરમા સુદર સ્ત્રીને એકાતમા જ્યારે તેને સગ્રહણીનો રોગ થઇ ગયો હોય અને તેની પાસે સેવા કરનાર કોઇ પણ માણસ ન હોય એવી હાલતમા જુઓ, તો તમને જણાશે કે તેનું આખુ શરીર દુર્ગંધમય છે, તેના વસ્ત્રોને અડકવાનુ પણ મન નહિ થાય તેના નાકમાથી અત્યત લીટ નીકળતુ હશે નિરતર શૌચ જવાથી તેનુ ગુલાબ જેવુ મો નિસ્તેજ થઇને પીળુ પડી ગયુ હશે, આખો ઉડી ઉતરી ગઇ હશે, સ્તન ઢીલા અને ખરાબ થઇ ગયા હશે, આખોની બન્ને બાજુએ મેલ ભરાઇ રહ્યો હશે, પેટ સકોચાઇને પીઠ ભેગુ થઇ ગયુ હશે, મૂત્ર અને વિષ્ઠાથી તેની જાઘો ખરડાઇ ગઈ

હશે, તેના તરફ જોતાંજ ચક્કર આવતાં હશે, નેત્રો પીળાં પડી ગયા હશે. મુખમાંથી બદબો ઉઠતી હશે અને વાણીમાં ઉંડી વેદના અને કરુણા આવી ગઈ હશે. આજથી ચાર દિવસ પહેલાં તેનો પતિ તેને સર્વસ્વ સમજીને તેના આલિંગનમાં મહાનમાં મહાન સુખનો અનુભવ કરતો હશે, તેજ આવી દશામાં તેનું આલિંગન કરવાનું તો દૂર રહ્યું, પરંતુ પાસે પણ બેસી શકતો નથી જે રૂપ આટલું બધું વિકૃત થઈ શકે છે, જેનું સૌન્દર્ય પેટમાં ભરેલા દુર્ગંધયુક્ત મળનાજ નીકળી જવાથીજ ક્ષણ વારમાં નાબુદ થઇ શકે છે, તેમાં સુખની શોધ કરવી અને તેનેજ જીવનનું પરમ સુખ સમજીને તેની પ્રાપ્તિને માટે પાગલ થવું એ કેટલી બધી મૂર્ખાઇ છે! અરે, આ પંચભૂતના બનેલા અને નવ છિદ્રોવાળા મળમૂત્રથી ભરેલા શરીરમાં સુખ કયાંથી? શાંતિ કયાંથી? સૌન્દર્ય અને આનંદ કયાંથી? તે તો એ બ્રહ્માનંદના આનંદની છાયાજ હતી, તે વિકૃત થવાથી કુરૂપતાને પ્રાપ્ત થઈ ગઇ. છાયાને છોડીને અસલી આનંદને શોધો, તમને શાંતિ મળશે.

"રૂપ! આજ હાલ કાંચનના છે. પૃથ્વીનું નામ વસુંધરા છે. વસુ રત્નોને કહે છે. આ પૃથ્વીમાં અસંખ્ય રત્નો ભર્યાં પડ્યાં છે. આ પૃથ્વીમાં સાત દ્વીપ અને સાત સમુદ્ર છે. સમુદ્રોમાં અસંખ્ય રત્નો પડયાં છે, પરંતુ સાત દ્વીપવાળી પૃથ્વીનું આધિપત્ય પામવા છતાં પણ મનુષ્યને શાંતિ મળતી નથી, તે ત્રણે લોકોનું સ્વામીત્વ ઇચ્છે છે, ત્રિલોકેશ થયા પછી ચૌદ ભુવનોના આધિપત્યની ઈચ્છા રાખે છે. સમસ્ત બ્રહ્માંડનું સ્વામીત્વ મેળવ્યા પછી પણ શાંતિ નથી, તો દશ–વીસ ગામ યા હજાર–પાંચસો ગામનું આધિપત્ય યા સ્વામિત્વ મેળવીને જે પોતાને સુખી બનાવવા ઇચ્છે છે, તે કેટલો મોટો મૂર્ખ છે! તમે ધ્યાનપૂર્વક જુઓ, સોનામાં અને માટીમાં શો ભેદ છે? જેમ પૃથ્વીમાંથી સફેદ માટી, પીળી, લીલી અને કાળી માટી સ્થાનભેદથી નીકળે છે, તેજ પ્રમાણે સોનું–ચાંદી પણ પીળી અને સફેદ માટીજ

છે. તમે એમાં શ્રેષ્ઠપણાનો ભાવ સ્થાપિત કરી રાખ્યો છે તો તે શ્રેષ્ઠ છે. તમે પોતેજ તેને શ્રેષ્ઠ બનાવ્યુ છે અને પછી પોતેજ તેની પ્રાપ્તિ માટે પાગલ બનીને પ્રયાસ કરો છો. છાયાનુ તમારાથી જુદું અસ્તિત્વ નથી. છાયા તમારા શરીરનીજ છે, હવે તમે ભ્રમવશ એ છાયાને પકડવા દોડો, તો ગમે તેટલો પણ પ્રયાસ ભલેને કરો, પણ છાયા કદી પણ તમારા હાથમાં નહિ આવે. ભલા, પાછળ દોડવાથી તે કંઇ છાયા પકડી શકાય! છાયાનુ અસ્તિત્વ તો તમે જુદું માની લીધું છે. જ્યારે તમે છાયાને પોતાનીજ સમજીને ત્યજી દઇ ભાગો, તો પછી તે તમારો પીછો પકડશે. તમને છોડીને તે જઇજ ક્યાં શકે છે! મારી વાત સમજ્યા?"

રૂપે ધીરેથી કહ્યું: "હા, પ્રભો! કંઇક કંઇક સમજ્યો. એજ કે, વાસ્તવમાં સોનામાં નથી તો શ્રેષ્ઠતા કે નથી તો માટીમા કનિષ્ઠતા. શ્રેષ્ઠતા અને કનિષ્ઠતા એ આપણાજ હૃદયમાં છે. જેને જ્યારે ઇચ્છીએ ત્યારે નાનુ માનીએ અને જ્યારે માનવા ઇચ્છીએ ત્યારે મોટું માનીએ"

પ્રભુએ કહ્યું· "હા, ઠીક છે. ઠીક, એને આમ સમજો. જેમ તમે અત્યાર સુધી રૂપિયાનેજ શ્રેષ્ઠ માનતા હતા, તેનીજ પ્રાપ્તિ માટે તમે હુસેનશાહના દરબારમાં રહેતા હતા. હુસેનશાહ જાતિનો યવન હતો, તમે બ્રાહ્મણ હતા. તે સ્વામીદ્રોહી કૃતઘ્ન હતો, તમે ધર્મપૂર્વક જીવન ગાળનારા હતા. તે મૂર્ખ હતો, તમે પંડિત હતા. તે પ્રમાદી હતો, તમે જાગ્રત હતા. તે અધર્મી હતો, તમે ધર્માત્મા હતા. બધી વાતોમાં તે તમારાથી હલકો હતો, તમે તેનાથી શ્રેષ્ઠ હતા. પરંતુ તમે તેના જેટલા સંપત્તિશાળી ન હોતા ત્યાં સુધી તમે ધન–સંપત્તિનેજ સર્વશ્રેષ્ઠ સુખનું સાધન સમજતા હતા. તેથી તમારી કુલીનતા, વિદ્વત્તા, ધાર્મિકતા, જાગૃતિ વગેરે બધાને તુચ્છ સમજીને એ મૂર્ખની આગળ સદા થરથર કાંપતા કાંપતા ડરતા ઉભા રહેતા હતા. હવે તમને જ્યારે ખબર પડી ગઇ છે કે, ધનસંપત્તિમા સાચું સુખ નથી, ત્યારે જે ધનસંપત્તિ તમે પરસેવા-

ને બદલે લોહી વહાવીને પેદા કરી હતી, તેને ભક્તિમાર્ગ-માં પ્રવેશ કરતાંજ માટીની પેઠે લૂંટાવીને ચાલ્યા આવ્યા. કેમ બરાબર છે ને ?"

ધીરેથી રૂપજીએ કહ્યું: "હા, પ્રભો ! એ રૂપિયા મને ભાર જેવા જણાતા હતા. એક દિવસમાંજ ગમે તેમ કરીને મેં તે લૂંટાવી-ઉડાવી દઇને કોઇ ને કોઈ રીતે મેં મારો પિંડ છોડાવ્યો."

પ્રભુએ તેજ સ્વરમાં શ્રી રૂપજીના હાથને પોતાના હાથમાં લઇને કહ્યુ: "ઠીક, તો હવે તમેજ વિચારો કે રૂપિયામાં મોટાપણું છે ? હુસેનશાહથી તમે ડરતા નહોતા. રખેને ક્યાંક તમારી રૂપિયાની પ્રાપ્તિમાં વિઘ્ન આવી જાય એ વાતથી તમે ડરતા હતા. હવે જ્યારે તમને ધન-સંપત્તિની તુચ્છતાનું જ્ઞાન થઇ ગયું છે, ત્યારે એક હુસેન-શાહ તો શું, પરંતુ લાખ હુસેનશાહો આવે તોપણ તમે એનાથી ડરશો નહિ. કેમકે જે કારણે તમે ડરતા હતા, તે કારણ તો નાશ પામી ગયું છે. જે પ્રકારે વિષવલ્લીને ઉખાડી નાખ્યા પછી તેના ઉપર લાગતાં દુઃખદાયી ફળોથી લોકોને મરણનો ભય રહેતો નથી, તેજ પ્રમાણે હૃદયમાંથી ધન-સંપત્તિની શ્રેષ્ઠતા કાઢી નાખ્યા પછી કોઇની આગળ દીન થવું કે ગભરાવું પડતું નથી. જ્યાંસુધી આપણે લોકો-ને ગુણોને ખાતર મોટા નહિ માનતાં ધન હોવાને લીધે મોટા માણસ માનીએ છીએ અને એજ કારણે ધનવાનો-નો આદર કરીએ છીએ, ત્યાં સુધી સમજો કે, ધનને સુખનું સાધન સમજવાની આસુરી વૃત્તિ અમારા હૃદયમાં હયાત છે. જેની દૃષ્ટિમાં ધનનુ કોઇ ખાસ મહત્ત્વ નથી, જે ધનને પણ પૃથ્વીનો એક વિકાર સમજે છે તે કોઇની આગળ શા માટે વિનવણીઓ કરે ? તેની દૃષ્ટિમાં ધનવાન-ગરીબ બધા સરખા છે. ધનની તૃષ્ણાજ ગરીબ-અમીરનો ભેદભાવ પેદા કરે છે. જ્યારે હૃદયમાં કોઇની પાસે કંઈ લેવાની ઇચ્છાજ નથી, તો જેવો ધનવાન તેવોજ ગરીબ."

'मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ।'

આજ દશા કીર્તિની છે કીર્તિ પણ ધનની પેઠે અનિત્ય અને તુચ્છજ છે વાસ્તવમા તો તેને ધનનુંજ અગ માનવુ જોઇએ ધન અને કીર્તિ પ્રયત્ન કરવાથી થોડીજ મળે છે ! એ તો પૂર્વજન્મોના કર્મો અનુસાર પ્રાપ્ત થાય છે. જડભરતની માફક અમખ્ય જ્ઞાનીઓ ગાડાઓની પેઠે જીવન ગાળીને મુક્ત થઈ ગયા હશે, તેમનુ નામ કોઇ નથી જાણતુ જડભરતના ભાગ્યમાજ અવધૂતપણાનો આદર્શ ઉપસ્થિત કરવાની કીર્તિ લખાયેલી હતી ઘણા ધનવાનો તદ્દન મૂર્ખ હોય છે, સારા સારા વિદ્વાનો ધનને માટે પ્રયત્ન કર્યા કરે છે, પણ તેમને એટલુ ધન પ્રાપ્ત થતુ નથી. ત્યારે તો કહ્યું છે કે -

भाग्यं फलति सर्वत्र न विद्या न च पौरुषम् ।

અર્થાત્ સર્વત્ર ભાગ્યજ ફળીભૂત થાય છે વિદ્યા કે પુરુષાર્થથીજ સર્વ કઇ થઈ જતુ નથી જ્યારે ધન તથા કીર્તિ આપણને ભાગ્ય પ્રમાણેજ પ્રાપ્ત થશે, તો કીર્તિને માટે પ્રયત્ન કરવો એ મૂર્ખતા છે કીર્તિની ઇચ્છા કરીને આપણે વાસનાજન્ય એક નવા પાપની બીજી સૃષ્ટિ કરીએ છીએ, તેથી જેઓ કીર્તિને માટે પ્રયત્ન કરે છે, તેઓ મૂર્ખ છે ભલા જેમણે ચૌદ ભુવનવાળા અનેક બ્રહ્માડોનુ આધિપત્ય કર્યું એવા અસખ્ય બ્રહ્માઓ ઉત્પન્ન થયા અને નાશ પામ્યા, તેમનું કોઈ નામ પણ જાણતુ નથી, ત્યારે આ ક્ષુદ્ર પ્રાણી પોતાની કીર્તિ અમર બનાવવા માટે બાગ-બગીચા અને કૂવા-મદિર બનાવીનેજ પોતાના નામને અખડ રાખવા ઇચ્છે છે, તે કેટલો મોટો મૂર્ખ છે ! ભાઈ ! કીર્તિ તો પતિવ્રતા છે, તે વ્યભિચારી સ્ત્રી નથી તેણે તો એકજ પુરુષ શ્રીહરિને પસદ કરી લીધા છે, તેથી તમે તેની આશા છોડી દો, છોડી દો તમને કીર્તિ મળી શકશે નહિ, મળી શકશે નહિ, મળી શકશે નહિ કીર્તિના પતિ તેઓજ શ્રીહરિ છે, તેથી તેમનીજ કીર્તિનુ કથન કરવામા

કલ્યાણ છે. જો તમારે કીર્તિ વધારવીજ હોય, તો શ્રીહરિની કીર્તિ વધારો. તમે એ કીર્તિને ધારણ કરો કે હું તો કીર્તિપતિનો કીર્તનિયો સેવક છું. હા, હરિના કીર્તનિયા થવાથી કીર્તિ તમારા ઉપર પ્રેમ કરવા લાગશે; કેમકે પોતાના પતિની પ્રશંસા સાંભળીને બધાને સુખ થાય છે અને પ્રશંસા કરનારપ્રત્યે સ્વાભાવિકજ પ્રેમ થઈ જાય છે.

શ્રી રૂપે હાથ જોડીને દીનભાવથી કહ્યું: "હા પ્રભો! શ્રીચરણોના અનુગ્રહથી હું એટલું તો સમજ્યો કે ભક્તિમાર્ગ તરફ આગળ વધનારા સાધકે કામિની-કાંચન અને કીર્તિનાં સ્વરૂપ પદ, પ્રતિષ્ઠા, પૈસા, પુત્ર પરિવાર અને જેટલા પ્રિય પદાર્થો છે, તેનો પરિત્યાગ કરીનેજ આ માર્ગે આગળ આવવું જોઇએ. હવે હું કંઇક સાધનતત્ત્વ સમજવા ઈચ્છું છું."

ત્યારે પ્રભુએ કહ્યું: "રૂપ! જીવનું સ્વરૂપ શાસ્ત્રોમાં એવું બતાવ્યું છે કે, વાળના અગ્રભાગને લ્યો, તેના સો ટુકડા કરો. એ સોમાંથી એકને લ્યો, ફરીથી તેના સો ટુકડા કરો. તેનાથી પણ સૂક્ષ્મ જીવનું સ્વરૂપ છે-અર્થાત્ જીવ અતિ સૂક્ષ્મ છે. જીવ આ ચરાચર વિશ્વમાં સમાન રૂપથી વ્યાપ્ત છે, એક તલમાત્ર પણ જગ્યા બ્રહ્માંડમાં નથી કે જ્યાં જીવ ન હોય. હવે જીવના બે ભેદ છે-એક જડ અને બીજો ચેતન અથવા સ્થાવર-જંગમ. પથ્થર, લાકડું વગેરે સ્થાવર છે, અને હલન-ચલન યા ક્રિયા કરનાર તે જંગમ કહેવાય છે. સ્થાવર કરતાં જંગમ શ્રેષ્ઠ માનવામાં આવે છે. જંગમોમાં પણ હાથી, ઘોડા વગેરે સમજુ જાનવરો શ્રેષ્ઠ છે, તેમાં પણ મનુષ્ય શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં બ્રાહ્મણ અને બ્રાહ્મણોમાં પણ વિદ્વાન, વિદ્વાનોમાં પણ શુદ્ધ બુદ્ધિવાળો શ્રેષ્ઠ છે અને તેમાં પણ સદાચરણને પોતાના જીવનમાં આચરનાર શ્રેષ્ઠ છે. અને એ કર્તાઓમાંથી પણ જેને બ્રહ્મજ્ઞાન થઇ ગયુ છે તે શ્રેષ્ઠ છે. બ્રહ્મજ્ઞાનીઓમાં પણ જે મુક્ત થઇ ગયો છે તે શ્રેષ્ઠ છે અને [illegible] તેથી પણ [illegible] શ્રી[illegible] છે જેના [illegible]દયમાં

સાચી કૃષ્ણભક્તિ છે, તેનાથી વિશેષ શ્રેષ્ઠ કોઈ હોઇજ શકતું નથી. શ્રેષ્ઠપણાની એ પરાકાષ્ઠા છે." જેમકે શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે—

मुक्तानामपि सिद्धानां नारायणपरायणः ।
सुदुर्लभः प्रशान्तात्मा कोटिष्वपि महामुने ॥
( ६-१४-५ )

રાજા પરીક્ષિત શુકદેવજીને પ્રશ્ન કરતા કરતાં કહે છે કે "હે મહામુને ! મુક્ત થયેલા સિદ્ધોમાં પણ નારાયણનો ભક્ત દુર્લભ છે અને એ કરોડો ભક્તોમાં પણ શાંત હૃદયવાળો ભક્ત તો ઘણોજ દુર્લભ છે"

સંસારમાં પ્રયત્ન કરવાથી ગમે તો સર્વ કંઇ પ્રાપ્ત થઈ શકે, પરંતુ શ્રીકૃષ્ણભક્તિ પ્રાપ્ત થવી ઘણીજ દુર્લભ છે. બસ, ભક્તિ પ્રાપ્ત કરવાનો એકજ ઉપાય છે. સર્વ જગાએ, સર્વ અવસ્થાઓ અને સર્વ કાળમા શ્રીહરિનાંજ નામોનું સંકીર્તન કરતા રહેવું. શ્રવણ-કીર્તન એજ પ્રભુપ્રેમની પ્રાપ્તિનો મુખ્ય ઉપાય છે, અને બધા ઉપાય તથા આશ્રયોનો પરિત્યાગ કરીને શ્રીહરિનુંજ શરણ લેવું જોઇએ. સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને કેવળ તેમનુંજ ચિંતન-સ્મરણ કરતા રહેવું જોઇએ. હું તમને ભગવત્કૃપા અને અહેતુકી નિષ્કામ ભક્તિની એક મોટી ઓળખાણ બતાવું છું, તેથી તમે સમજી જશો કે, ભગવાનની ભક્તિ કેમ કરીને કરવી જોઇએ જેમકે શ્રીમદ્ ભાગવતમા ભગવાન કપિલદેવે પોતેજ કહ્યુ છે કે—

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ ॥
( ३-२९-११ )

પ્રાણીમાત્રની હૃદયરૂપી ગુફામાં રહેનારા મુજ સર્વાન્તર્યામી ઈશ્વરની ભક્તવત્સલતા વગેરે ગુણોના શ્રવણમાત્રથીજ જેમ કોઈ પણ પ્રકારની અટકાયત વિના ગંગાજીનો પ્રવાહ સમુદ્ર તરફ વહ્યા કરે છે, તેજ પ્રમાણે તેના

મનની ગતિ મારા તરફજ વહેતી રહે તો જાણવું કે, તેને એકાંતિક અથવા અહૈતુકી ભક્તિ પ્રાપ્ત થઈ ચૂકી છે. તે પ્રાપ્ત થયા પછી શ્રીકૃષ્ણ બિલકુલ દૂર નથી રહેતા. તેઓ તો આવીને ભક્તને વળગી પડે છે. એ તો તેમની ભક્તવત્સલતા છે.

આરંભમાં સાધન–ભક્તિ થાય છે, સાધનભક્તિથી રતિભક્તિ થાય છે અને રતિભક્તિથી પછી શુદ્ધ ભક્તિ યા પ્રેમરૂપ ભક્તિ થાય છે. રતિભક્તિના પાંચ ભેદ શાસ્ત્રોમાં બતાવેલા છે. તેમનાં નામ (૧) શાંતરતિ, (૨) દાસ્યરતિ, (૩) સખ્યરતિ, (૪) વાત્સલ્યરતિ અને (૫) મધુરતિ—આ પ્રકારે છે. શાંતરસના ઉપાસકોમાં ઉદાહરણસ્વરૂપ શુકદેવ અને જનકજીનાં નામ લઈ શકાય. દાસ્ય રસના ઉપાસક અનેક ભક્ત છે. વ્રજના ગોપબાલો તથા અર્જુન વગેરે સખ્યરતિનાં દૃષ્ટાંત છે. નંદ, યશોદા, દેવકી અને વાસુદેવ વગેરેને વાત્સલ્યપ્રેમના ઉપાસક સમજો. મધુર રસની ઉપાસનામાં વ્રજની ગોપીઓજ સર્વશ્રેષ્ઠ ગણાય છે રુક્મિણી વગેરે હજારો રાણીઓ તથા લક્ષ્મી વગેરે તેના દૃષ્ટાંતરૂપ છે. શાંત રસમાં પોતાને નાના માનવાની ભાવના છે. દાસ્યમા પોતાને નાના માનીને વિવિધ પ્રકારે પોતાના સેવ્યની સેવા–ચાકરી કરવાની ઇચ્છા થાય છે. સખ્યરતિનો ઉપાસક પોતાને નાનો પણ માને છે અને સેવા પણ કરે છે; પરંતુ ઉપાસ્ય સમક્ષ નિઃસંકોચપણે વર્તન કરે છે. તે શાંત અને દાસ્યના ઉપાસકોની પેઠે ડરતો રહેતો નથી. વાત્સલ્યરૂપનો ઉપાસક મનમાં ને મનમાં પોતાના વહાલાને શ્રેષ્ઠજ સમજે છે, પણ ઉપરથી વ્યક્ત કરતો નથી. તે સેવા પણ કરે છે, અને નિઃસંકોચ પણ રહે છે; પરંતુ તેમાં એ ત્રણે ઉપાસકો કરતાં પોતાના સેવ્ય પ્રત્યે એક સ્વાભાવિક મમતા પણ હોય છે, એજ આ રસમાં વિશેષતા છે. કાન્તાભાવમાં એ પાચેય બાબતો છે. સેવ્યને મનથી મોટો પણ માને છે, સેવા કરવાની પણ ઉત્કટ ઇચ્છા રહે છે, તેની આગળ કોઈ પ્રકારનો સંકોચ પણ નથી હોતો. ઘણી

ગાઢ મમતા પણ હોય છે અને પોતાના શરીર તથા શરીરની સમસ્ત ક્રિયા અને ચેષ્ટાઓ પણ વહાલાનેજ સમર્પણ કરી દેવામાં આવે છે. તેથી આ કાન્તાભાવજ સર્વશ્રેષ્ઠ છે. આ ઉપાસનાના ઉપાસક કરોડોમાં શુ અસંખ્યોમા કોઈ એકજ હોય છે. શાંત, સખ્ય વગેરેના ઉપાસકજ જ્યારે દુર્લભ છે, ત્યારે કાન્તાભાવના ઉપાસકો માટે તો કહેવુંજ શું? "આ મેં તમને ભક્તિનુ તત્ત્વ અતિ સંક્ષેપમાં કહ્યું છે. તમે બુદ્ધિમાન છો, કવિહૃદયવાળા છો, રસિક છો, ભગવત્કૃપાના અધિકારી છો, તેથી એ ભાવોને વિસ્તારપૂર્વક વર્ણવીને ભકતો સમક્ષ રાખજો હવે હુ કાલે વારાણસી જવાનો વિચાર કરૂ છું."

પ્રભુનાં ચરણોમાં પ્રણામ કરતા કરતાં ગદ્દગદ્ કંઠપૂર્વક શ્રી રૂપે કહ્યુ "પ્રભો! હુ કૃતકૃત્ય થયો છું, મને વિશ્વ–બ્રહ્માડના આધિપત્યથી પણ જેટલી પ્રસન્નતા ન થાત તેટલી આજે પ્રાપ્ત થઇ છે હવે મારે માટે શી આજ્ઞા છે? શ્રીચરણોની પાસે રહેવાની મારી ઘણીજ ઉત્કટ ઇચ્છા છે, પછી તો જેવી આપની આજ્ઞા!"

પ્રભુએ કહ્યુ કે "રૂપ! તમે સમર્થ છો, તમારે મારા સમાગમની હવે વિશેષ આવશ્યકતા નથી. આ સમયે તમે સીધા વૃંદાવન જાઓ અને ત્યાંના બધા તીર્થોની યાત્રા કરીને બની શકે તેટલા લુપ્ત તીર્થોને પ્રગટ કરવાની કોશિશ કરો પછી ગૌડ દેશમાં થઇને મને પુરીમા આવીને મળજો" આટલુ કહીને બીજે દિવસે પ્રભુ તો નાવમા બેસીને પેલે પાર ચાલ્યા ગયા અને રૂપ, અનૂપ, માથુરિયો બ્રાહ્મણ તથા કૃષ્ણદાસને પ્રભુ ત્યાંથીજ વિદાય કરતા ગયા.

મહાપ્રભુના ચરણોનું ચિંતન કરતાં કરતા પોતાના ભાઈ સાથે શ્રી રૂપ મથુરા પહોચ્યા. ત્યા તેમને ગૌડના ભૂતપૂર્વ મહારાજા સુબુદ્ધિરાય મળી ગયા. તેમના સંબધમાં અમે પુસ્તકની શરૂઆતમાંજ બતાવી ચૂકયા છીએ કે, તેઓ લાકડા વેચી વેચીને એક પૈસાના ચણામાં નિર્વાહ કરતા હતા ને બાકીના પૈસા વડે બંગાળી સાધુઓની સેવા

કરતા હતા. બંગાળમાં સ્નાન પહેલાં તેલ ચોળવાની પ્રથા છે. તેલ વિના ત્યાં સ્નાનજ બરાબર ગણાતું નથી. સુબુદ્ધિરાય એ પૈસા વડે તેલ ખરીદીને સાધુઓને આપતા તથા તેમને દહીં-પૌંઆ પણ ખવડાવતા. અકસ્માત્ વિશ્રાન્ત ઘાટ ઉપર તેમને શ્રી રૂપ અને અનૂપ એ બન્ને ભાઇઓનો મેળાપ થઇ ગયો. સુબુદ્ધિરાયે એ બન્ને ભાઇઓનો તેઓ કરી શકે તેવો સત્કાર કર્યો અને પછી તેમની સાથે તેઓ વ્રજનાં બાર વન તથા ઉપવનોમાં પણ પગે ચાલીને યાત્રા કરવા ગયા. વિધિની રચના તો જુઓ! ગઇ કાલ સુધી જે એક મહારાજા હતા, અને એક મહામંત્રી એ બન્નેય આજે ભિખારીના વેશમાં ઘરઘરના ટુકડા માગતા માગતા સાધુના વેશમાં ફરી રહ્યા છે! જેમના આશ્રયથી હજારો પંડિતો અને વિદ્વાનોનો નિર્વાહ થતો હતો, તેઓજ આજે એક ટુકડા રોટલી માટે એક કંજુસ ગૃહસ્થના બારણા આગળ ઉભા ઉભા રાહ જોઈ રહ્યા છે કે સંભવ છે કે હમણાં કોઇક ઘરમાંથી નીકળીને ટુકડો નાખશે. વિધાતા! સાચેજ, ભાગ્યના ખેલ ઘણાજ વિલક્ષણ છે. આજ વિધિની વિડંબના તરફ દુર્લક્ષ્ય કરીને કોઇ કવિએ કેવું સુંદર માર્મિક વચન કહ્યું છે કે—

जातः सूर्यकुले पिता दशरथः क्षोणीभुजामग्रणीः
सीता सत्यपरायणा प्रणयिनी यस्यानुजो लक्ष्मणः ।
दोर्दण्डेन समो न चास्ति भुवने प्रत्यक्ष विष्णुः स्वयं
रामो येन विडम्बितोऽपि विधिना चान्ये जने का कथा ॥

"સર્વશ્રેષ્ઠ સૂર્યકુળમાં જેમનો જન્મ થયો હતો, મહારાજાઓના પણ પૂજ્ય ચક્રવર્તી દશરથજી જેમના પિતા હતા, સત્યમાં નિષ્ઠા રાખનારાં ત્રૈલોક્યમાં અદ્વિતીય રૂપલાવણ્યવાળાં પતિપરાયણા સીતાજી જેમનાં પત્ની હતાં, યુદ્ધમાં યમરાજ સમાન સાહસ કરનાર શૂરવીર અને પરમ પરાક્રમી લક્ષ્મણજી જેમના નાના ભાઇ હતા, જેમના સમાન ત્રણે લોકમાં કોઈ ધનુર્ધારી શૂર નહોતો એવા રામચંદ્રજી

સ્વયં સાક્ષાત્ વિષ્ણુનાજ અવતાર હતા. એ શ્રીરામચંદ્રજીને પણ જે વિધિએ છેતર્યા અને એમને પણ ચૌદ વર્ષ સુધી વિપત્તિઓ ઝીલતાં ઝીલતાં કાંટા-કાંકરાવાળાં વનોમાં ફરવું પડયું, તો પછી બીજા લોકોની તો વાતજ શી ?" હે દેવ ! તમારાં ચરણોમાં મારા નમસ્કાર છે. વસ્તુતઃ ભગવાન શ્રીરામચંદ્રજીના સંબંધમાં આ કથન કવિવિનોદજ છે.

આ તરફ મહાપ્રભુ પોતાના ભકતો પાસેથી વિદાય થઇને ગંગાજીને કિનારેકિનારે શ્રી વારાણસીક્ષેત્રમાં પહોંચ્યા. નગરની બહારજ તેમને ચંદ્રશેખરજી મળી ગયા. પ્રભુને જોતાંજ તેમણે જમીન પર સૂઇ જઇને પ્રભુને પ્રણામ કર્યા. મહાપ્રભુએ તેમને આલિંગન કરતાં કરતાં પ્રેમપૂર્વક પૂછયું: કે "ચંદ્રશેખર ! તમે અહીં કયાંથી ? તમને કેમ ખબર પડી કે હું આજે આવીશ ?"

ચંદ્રશેખરે કહ્યું: "પ્રભો ! કાલે રાત્રે મેં સ્વપ્નમાં જોયું હતું કે, આપ આજે કાશીમાં આવી ગયા છો તેથી શોધમાં આવ્યો હતો. અહીં આવતાંજ અકસ્માત્ શ્રીચરણોનાં દર્શન થઇ ગયાં. હવે મારી ઝૂંપડીને આપની ચરણ-રજથી કૃતાર્થ કરો."

વૈદ્ય ચંદ્રશેખરના આગ્રહથી પ્રભુ તેમને ઘેર ગયા. આ સમાચાર મળતાંજ તપન મિશ્ર, તેમના પુત્ર રઘુનાથ, પેલો મરાઠા બ્રાહ્મણ તથા બીજા પણ ઘણા ભકતો પ્રભુનાં દર્શને આવી પહોંચ્યા. તપન મિશ્રે બન્ને હાથ જોડીને પ્રભુને પ્રાર્થના કરી કે "પ્રભુ ! જ્યાં સુધી કાશીમાં નિવાસ કરો, ત્યાં સુધી મારે ઘેરજ ભિક્ષા કરજો." પ્રભુએ મિશ્રજીની વિનંતિ સ્વીકારી લીધી અને તેઓ ચંદ્રશેખર વૈદ્યને ઘેરજ રહેવા લાગ્યા. રહેતા અહીં હતા અને ભિક્ષા કરવા તપન મિશ્રને ત્યાં ચાલ્યા જતા હતા. આ પ્રકારે મહાપ્રભુ લગભગ બે માસ સુધી કાશીજીમાં રહ્યા. અહીંજ શ્રી રૂપના ભાઇ સનાતનજી પ્રભુને આવીને મળ્યા, તેનો વૃત્તાન્ત વાચકોને હવે પછીના પ્રકરણમાં મળશે.

# સનાતનની કારાગૃહમાંથી મુક્તિ અને કાશીમાં પ્રભુનાં દર્શન

छिद्रान्वेषणतत्परः प्रियसखि प्रायेण लोकोऽधुना
रात्रिश्चापि घनान्धकारबहला गन्तुं न ते युज्यते।
मा मैवं सखि वल्लभः प्रियतमस्तस्योत्सुका दर्शने
युक्तायुक्तविचारणा यदि भवेत् स्नेहाय दत्तं जलम्॥

( સુભાષિત રત્નભાંડાગાર ૩૭૩–૩૩ )

પતિની પાસે જનારી સખીને બીજી સખી કહી રહી છે કે "વહાલી સખિ! જો, સંસારી લોકો ઘણુાજ છિદ્રો શોધનારા હોય છે; તેઓ હમેશાં બીજાઓની બુરાઈઓનેજ શોધ્યા કરે છે અને વળી આજે ગાઢ અંધકારપૂર્ણ રાત્રિ છે, એવા સમયમાં ઘણે દૂર રહેલા તારા વહાલા પાસે તારે જવું ઠીક નથી." એ સાંભળતાંજ ચમકીને જલદીથી તેના મોં ઉપર હાથ રાખતી રાખતી સખી કહેવા લાગી કે "બહેન! એવી વાત ફરી મુખમાંથી કદી પણ કાઢીશ નહિ. જે મારા જીવનસર્વસ્વ છે, હૃદયવલ્લભ છે, તેમનાં દર્શન માટે હું ઉત્કંઠિત છું. એમાં જો ઉચિત–અનુચિતનો વિચાર હોય તો તો સમજી લે કે સ્નેહને તિલાંજલિ અપાઇ ગઇ–અર્થાત્ સ્નેહમાં ઉચિત–અનુચિતનો વિચારજ હોતો નથી." કોઇ પણ પ્રકારે વહાલા સાથે મેળાપ થાય એજ ઉદ્દેશ્ય રહે છે.

શ્રી રૂપ તો પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને પ્રયાગથી વૃંદાવન ચાલ્યા ગયા. હવે તેમના નાના ભાઇ શ્રી સનાતનના સમાચાર સાંભળો. વાસ્તવમાં સનાતનજી શ્રી રૂપથી ઉંમ-

રમાં મોટા હતા, પરંતુ તેમના પહેલાંજ શ્રી રૂપને પ્રભુની પાસે રહીને ભક્તિમાર્ગનો ઉપદેશ પ્રાપ્ત થયો હતો. ભક્તિ-માર્ગમાં ઉમરથી મોટાપણું નહિ ગણાતાં ગુરુકૃપાથીજ મોટાપણાનો વિચાર કરવામાં આવે છે. મહાપ્રભુની કૃપાના પાત્ર પ્રથમ શ્રી રૂપજ થયા હતા, એટલે સનાતનજી તેમને પોતાનાથી શ્રેષ્ઠ અને ગુરુ માનતા હતા. બધા વૈષ્ણવોમાં પણ એવીજ માન્યતા હતી. તેથી વૈષ્ણવસમાજમાં શ્રી સનાતન-રૂપ નહિ કહેવાતાં, શ્રી રૂપ-સનાતનજ કહેવાય છે. અવસ્થામાં નાના હોવા છતાં પણ પ્રથમ ગુરુકૃપા થવાને કારણે શ્રી રૂપનુજ નામ પહેલુ લેવાય છે.

કારાવાસની કાળી કોટડીમાં પડયા પડયા શ્રી સનાતનજી શ્રી ચૈતન્યની મનમોહિની મૂર્તિનુંજ સદા ધ્યાન ધરતા હતા. તેમને અન્ન-જળ કંઇ પણ ભાવતું નહોતું. નેત્રોમાં નિદ્રાનુ નામ પણ નહોતું. રાતદિવસ "ગૌરચંદ્ર, ગૌરચંદ્ર" રટતાં રટતાંજ તેમના આઠે પહોર વીતતા હતા. રાત્રિ વીતી જતી અને દિવસ આવી જતો. દિવસ આથમીને સાંજ પડતી, પછી અંધકાર છવાઈ જતો; પરંતુ તેમને તેનું કંઇ પણ ધ્યાન નહોતું. એ તો ચૈતન્ય-ચિંતનમાં બધાં કામો ભૂલી ગયા હતા. તેમનુ મન હમેશાં અરુણ રંગવાળા શ્રી ચૈતન્ય-ચરણકમળોમાંજ રમ્યા કરતું હતું. શરીર કારાવાસની કાળી કોટડીમાં પડયુ પડયુ ધમણની પેઠે શ્વાસ લેતું હતુ. જ્યારે એમને બાહ્યજ્ઞાન થતું, ત્યારે તેમનું દિલ ધડકવા લાગતું. 'મારૂ શરીર શ્રી-ચૈતન્યદેવનાં ચરણોથી અલગ થઇને કારાવાસમાં પડેલુ છે' એ બાબતનુ સ્મરણ થતાં અને એ જાતના વિચારો આવતાંજ તેઓ મૂર્છિત થઇ જતા અને લાંબા લાંબા શ્વાસ મૂકવા લાગતા. એટલામાં તેમને ગુપ્ત રીતે પોતાના મોટા ભાઇનો પત્ર મળ્યો. પત્ર વાંચીને એમની વ્યાકુળતા વિશેષ વધી. તેઓ ચૈતન્યચરણોનાં મંગળમય તળિયાંમાં પોતાનુ મસ્તક ઘસવાને માટે વ્યગ્ર થઇ ઉઠયા. ગોદીને ત્યાં દશ હજાર રૂપિયાના સમાચાર મળતાંજ તેમણે વિ-

ચાર્યું કે "આ ચાંદીનાં ઠીંકરાં દ્વારાજ મારી કારાવાસમાંથી મુક્તિ થઇ જાય અને હું ચૈતન્યદેવનાં ચરણોનાં દર્શન પામી શકું તો આ જીવન સાર્થક થઇ જાય." પ્રેમના આવેશમાં તેઓ એ વાત તદ્દનજ ભૂલી ગયા કે, લાંચ આપીને છાનામાના જેલમાંથી નીકળી જવું એ પાપ છે. એ નિયમ વિરુદ્ધ છે, પણ ત્યાં બિચારા નિયમની ગતિજ નથી; પ્રેમમાં નિયમ કેવો ? પ્રેમ તો નિયમની જંજાળથી પરજ છે. તેમણે તેજ સમયે કારાવાસના મુખ્ય અમલદારને કહ્યું કે "ભાઇ ! તું મને જાણે છે કે હું કોણ છું ?"

જેલરે કહ્યું: "શ્રીમાન્ ! હુ આપને બરાબર જાણું છું કે, આપ રાજ્યના મુખ્ય મંત્રી છો."

શ્રી સનાતને કહ્યું કે "તને એ પણ ખબર છે ને કે હું શામાટે જેલમાં છુ ?"

નમ્રતાપૂર્વક જેલરે કહ્યુઃ "શ્રીમાન્ ! એ વાત બધા લોકો જાણે છે કે, આપે કોઇ અપરાધ કર્યો નથી, આપ આપની નોકરી છોડવા ઇચ્છતા હતા, તેથી બાદશાહે આપને કેદ કરી દીધા છે."

શ્રી સનાતનજીએ સ્નેહપૂર્વક કહ્યુઃ "તમે કહી શકો છો કે, હુ શા માટે નોકરી છોડવા ઇચ્છતો હતો ?"

જેલરે કહ્યુઃ "શ્રીમાન્ ! મેં પંડિતો અને સમજુ માણસો પાસે સાભળ્યુ છે કે, આપ ભજન કરવા ઇચ્છો છો."

સનાતનજીએ પૂછ્યુઃ "ભજન કરવું એ સારૂ કામ છે કે ખરાબ, એ બાબતમાં તમારા શુ વિચાર છે ?"

આથી ઘણીજ સરળતાપૂર્વક જેલરે કહ્યુઃ "શ્રીમાન્ ! હુ આ બાબતમા શુ કહુ ? હુ તો ઘર–કુટુંબની જંજાળને લીધે પૈસાનો એટલો બધો ગુલામ બની ગયો છું કે જેણે મને ઉત્પન્ન કર્યો છે, તેને તદ્દન ભૂલી ગયો છું. હુ આ વિષે કહીજ શુ શકું ? આપ ભાગ્યવાન છો કે આપ સર્વ કંઇ છોડીને ઈશ્વરનુ ભજન કરવા ઇચ્છો છો. આથી વિશેષ બીજુ કોઇ કામ હોઇજ શુ શકે ?"

"ઠીક, તમે કહો કે જે લોકો ભજન કરવા ઇચ્છે છે, તેમને મદદ કરવી એ પાપ છે કે પુણ્ય ?" સનાતનજીએ ધીરેથી પૂછયુ.

જેલરે કહ્યું: "એવા આદમીઓને તો જેનાથી જેટલી બની શકે તેટલી મદદ કરવી જોઇએ. આથી વધારે પુણ્યનું કામ બીજું છેજ નહિ !"

"તો તમે મને આ કેદખાનામાંથી છોડાવવામાં મદદ કરો." સનાતનજીએ ચારે તરફ જોઇને જેલરના કાનમાં કહ્યું.

કંઇક ડરતાં ડરતાં અને ચારે બાજુ જોતાં જોતાં ધ્રૂજતે સ્વરે ધીરે ધીરે જેલર કહેવા લાગ્યો કે "શ્રીમાન્ ! એ મારી શક્તિ બહારની વાત છે. બાદશાહ આ વાત સાંભળતાંજ મને જીવતો દટાવીને કતલ કરી નાખશે." સનાતનજીએ ધીરેથી કહ્યુ કે "ભાઇ! મેં મારા મંત્રીપણા દરમ્યાન તારા ઉપર ઘણા ઘણા ઉપકાર કર્યા છે, તું આટલું પણ કરી શકતો નથી ? મારા દશ હજાર રૂપિયા અમુક મોદીને ત્યાં રાખેલા છે, આજેજ પત્ર લખીને હું તે મંગાવીને તને આપી દઈશ. તું બાલબચ્ચાંવાળો માણસ છે, તેથી તારે કામ થશે."

દશ હજાર રૂપિયાનુ નામ સાંભળતાંજ પૈસાનેજ સર્વસ્વ સમજનારો એ મહિને ત્રીસ રૂપિયા પામતો જેલર કર્તવ્યમૂઢ થઈ ગયો. તેણે દશ હજાર રૂપિયા પોતાના જીવનમાં કદી દેખ્યાજ નહોતા અને આજે થોડુંક સાહસ કરવામાંજ એકસાથે દશ હજાર રૂપિયા મળી જશે, એમ વિચારીને અને હર્ષના ભાવોને દબાવીને વિવશતાભર્યા અવાજે કહેવા લાગ્યો કે "શ્રીમાન્ ! રૂપિયાની શી વાત છે ! હું તો પહેલાં પણ આપનો ગુલામ હતો, અને આજે પણ ગુલામ છું; પણ બાદશાહ પૂછશે તો હું શો જવાબ દઇશ ?"

સનાતનજી સમજી ગયા કે, મારો મંત્ર સાર્થક નીવડયો. તેમણે દઢતાપૂર્વક કહ્યું કે "હું કોઈ ચોર-લૂંટા-

રાની પેઠે તો કેદી નથી. રાજા પણ જાણે છે કે, મારી સાથે રાજકેદી જેવુંજ વર્તન ચલાવાય છે. કહી દેજે કેઃ- "તેઓ ગંગાસ્નાન કરવા ગયા હતા, ત્યાં ગંગાજીમાંજ તણાઇ ગયા. પછી ખૂબ શોધખોળ કરાવવા છતાં તેમનો પત્તો મળ્યો નહિ. હું આજેજ ગૌડ દેશ છોડી જઇશ અને પછી અહીં આવીશજ નહિ; પછી બાદશાહને કેમ કરીને ખબર પડશે?" આ વાત જેલરના મનમાં ઠસી ગઇ. ઠસી શું ગઇ, દશ હજાર રૂપિયાના લોભથી ગભરાયેલી બુદ્ધિને ખુશી કરવાનું તેને એક સરસ બહાનુંજ મળી ગયું. તે સનાતનજીની વાત સાથે સહમત થયો અને મોદીને ત્યાંથી રૂપિયા મંગાવી લેવામાં આવ્યા. પછી છૂપાઇને ભાગી જવાનો બધો પ્રબંધ નક્કી કરી દેવામાં આવ્યો.

અંધકારપૂર્ણ ઘનઘોર રાત્રિ હતી, બધા લોકો સૂઈ રહ્યા હતા. જેલના પહેરેગીરો કોઇ કોઇ વાર મોટે અવાજે વચમાં વચમાં 'બત્તીસ કેદી, દો કચ્ચા, દો પક્કા, તાલા જંગલા, દો બત્તી સબ બરાબર હૈ સા........હુબ!' એમ કહી કહીને મન વગરની બૂમો પાડ્યા કરતા હતા અને પાછા દિવાલને ટેકે લંબી તાણતા. બધા ઉપર નિદ્રાદેવીનું સામ્રાજ્ય વ્યાપેલું હતું; પરંતુ બેજ જણ જાગતા હતા! એક તો પ્રભુદર્શનના ઉત્સુક શ્રી સનાતન અને બીજો દશ હજાર રૂપિયાની ગરમીથી ફૂલી ગયેલો ગૌડ દેશની જેલનો ઉપરી. એકને પ્રભુની ચિંતા હતી, બીજાને પૈસાનો આનંદ હતો. ઘણીજ ચિંતામાં અને ખૂબ આનંદમાં નિદ્રા આવતી નથી. ધીરેથી સનાતનજીની કોટડીનાં કમાડ ઉઘડ્યાં. એક વિશ્વાસુ ચોકીદાર સાથે જેલરે તેમની કોટડીમાં પ્રવેશ કર્યો. દબાયેલા અવાજે તેણે કહ્યું કે "બધો પ્રબંધ ઠીક થઇ ગયો છે. શ્રીમાન્! હવે આપે ચાલવાનીજ વાર છે." જેલરની વાત સાંભળીને ધીરેથી સનાતનજીએ કહ્યું કે "હું પણ બિલકુલ તૈયાર છું." એમ કહીને પાસે સૂતેલા પોતાના એક ઈશાન નામના વિશ્વાસુ સેવકને તેમણે જગાડ્યો. આંખો ચોળતો ચોળતો ઈશાન જલદીથી

ઉઠ્યો અને તેમના સંકેતથી પોતાની ગોદડી ઉપાડીને તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ફાંસી ખોલીને નાને દરવાજેથી બધા ગંગાતટે આવ્યા. ત્યાં પહેલેથીજ નાવ તૈયાર હતી. બધા લોકો ચૂપચાપ તેમાં બેસી ગયા. હોડી ચાલી, સનાતનજીએ ગૌડની રાજધાનીને છેલ્લી વાર પ્રણામ કર્યા અને થોડીજ વારમાં તેઓ ગંગાજીને પેલે પાર પહોંચી ગયા.

સામે પાર પહોંચીને સનાતનજીએ જેલના ઉપરી તરફ એક વાર કૃતજ્ઞતાની દૃષ્ટિથી જોયું. ડરતાં ડરતાં જેલરે તેમને પ્રણામ કર્યા. નાવમાં બેસીને જેલર પાછો ગયો અને સનાતનજી રાજમાર્ગ છોડીને વૃક્ષ-લતાઓથી ઘેરાયલા ઝાડીવાળા રસ્તેથી આગળ વધવા લાગ્યા. તેઓ ગૌરાંગનાં દર્શનને માટે એટલા બધા ઉત્સુક થઇ રહ્યા હતા કે પગમાં લાગતા કાંટા-કાંકરા તથા પથ્થરોનુ તેમને ધ્યાનજ નહોતું. તેઓ 'ગૌર, ગૌર' કહીને રુદન કરતા કરતા રાત્રિના ઘોર અંધકારમાં પશ્ચિમ તરફ જતા હતા. આ પ્રકારે જંગલ અને વનોમા થઇને તેઓ પાતડા નામના પહાડ પાસે જઇ પહોંચ્યા. સ્વામીભક્ત ઈશાન નામનો સેવક તેમની આવી વિપત્તિની દશામાં પણ બરાબર તેમની સાથે ચાલતો હતો. પાતડા પહાડ પાસે એક લૂટારાઓનો સરદાર રહેતો હતો. તેમની પાસે એક જ્યોતિષી હતો. તે જ્યોતિષી ગણિત ગણીને બતાવી દેતો કે, અમુક મુસાફર પાસે કેટલું દ્રવ્ય છે. તે લૂટારો પોતાના સાથીઓ સાથે મુસાફરોનું ધન લૂંટી લેતો અને તેમને મારી નાખતો હતો. સ્વામીભક્ત ઈશાને પણ વાટખરચીને માટે આઠ મહોરો પોતાના કપડામા છુપાવી રાખી હતી. આ વાત જ્યોતિષીએ લૂટારાઓના સરદારને જણાવી કહ્યુ કે, આ માણસના નોકર પાસે આઠ મહોરો છે. મહોરોનુ નામ સાભળતાંજ સરદારે તેમની ખૂબ આગતા સ્વાગતા કરી અને તેમના ખાવા-પીવા વગેરેનો ઘણોજ સારો પ્રબંધ કરી દીધો. આજ બે દિવસ પછી ભોજન પામીને સનાતનજી સુખપૂર્વક સૂઇ

ઈશાને શરમાઈને કહ્યું: "શ્રીમાન્ ! મારી પાસે હજી એક મહોર છે."

ત્યારે શ્રી સનાતનજીએ કહ્યું કે "ભાઈ ! હવે મને તારી જરૂર નથી. મારો અને તારો હવે સાથજ કેવો ? તું તારે ઘેર પાછો જા."

રડતાં રડતાં ઈશાને પોતાના સ્વામીના ચરણો પકડી લીધા અને તેમના બહુ કહ્યાથી તે પાછો ફર્યો અને સનાતનજી પણ પહેલાંની માફક ઝાડી-ઝાંખરાંમાં થઈને હાજીપુર પહોંચી ગયા.

હાજીપુરમાં તેમના બનેવી શ્રીકાન્તજી કોઈ રાજ-કાજને માટે રહેલા હતા, તેમની સાથે તેમને અકસ્માત્ મેળાપ થઈ ગયો. શ્રીકાન્ત તેમને દરવેશના—ફકીરના વેશમાં જોઈને ઘણાજ વિસ્મય પામ્યા અને થોડોક સમય ત્યાં રહેવાનો આગ્રહ કર્યો; પરંતુ તેમણે ત્યાં રહેવાનું સ્વીકાર્યું નહિ. ત્યારે શ્રીકાન્ત તેમને વાટખરચી લઈ જવા માટે ખૂબ આગ્રહ કરવા લાગ્યા; પરંતુ તેમણે કંઈ પણ સાથે લેવાનો સ્વીકાર કર્યો નહિ. ખૂબ કહેવાથી તેમણે એક ભૂતાની કામળો લઈ લીધો.

તેમનો વેશ મુસલમાન ફકીર જેવો હતો. ભિક્ષા માગતા માગતા અને ગૌર-નામ જપતા જપતા તેઓ શ્રીકાશીજીમાં પહોંચ્યા, અને બહાર બેસીને પ્રભુનાં દર્શન-ની રાહ જોવા લાગ્યા.

પ્રેમમાં પણ કેટલું બધું આકર્ષણ હોય છે ! ઘરમાં બેઠેલા મહાપ્રભુને સનાતનજીના આગમનની ખબર પડી ગઈ, અને પાસે બેઠેલા ચંદ્રશેખરને તેમણે કહ્યું કે "ચંદ્ર-શેખર ! બહાર એક વૈષ્ણવ સાધુ બેઠા છે, તેમને જરા બોલાવી લાવો."

બહાર જઈને ચંદ્રશેખરે જોયું કે, અહીં તો કોઈ વૈષ્ણવ સાધુ છેજ નહિ. અંદર પાછા ફરીને તેમણે પ્રભુને કહ્યું કે "પ્રભો ! ત્યાં તો કોઈ વૈષ્ણવ સાધુ છેજ નહિ."

પ્રભુએ હસીને કહ્યું કે "હા, છે, જરૂર છે; તમે બરા-

ખર શોધ કરો."

ચંદ્રશેખર ફરીથી ગયા, પરંતુ ત્યાં એક મુસલમાન દરવેશ-ફકીર સિવાય કોઇ પણ વૈષ્ણવ સાધુ તેમના જોવામાં આવ્યો નહિ.

તેમણે આવીને કહ્યું કે "પ્રભો ! એક મુસલમાન દરવેશ તો બારણે બેઠો છે. તેના સિવાય કોઇ વૈષ્ણવ સાધુ તો મેં ફરીથી પણ જોયા નહિ."

પ્રભુએ હસતાં હસતાં કહ્યું કે "જેને તમે મુસલમાન દરવેશ માનો છો, તેજ પરમ ભાગવત વૈષ્ણવ છે; તેમનેજ મારી પાસે લાવો."

પ્રભુની આજ્ઞાથી ચંદ્રશેખર શ્રી સનાતનજીને સાથે લઇને અંદર આવ્યા ! સનાતને દૂરથીજ જમીન પર પડીને પ્રભુનાં ચરણોમાં પ્રણામ કર્યો. પ્રભુ જલદીથી ઉઠીને તેમને આલિંગન કરવા દોડયા. પ્રભુને જોતાંજ તેઓ સર્પને જોઇને ડરતા હોય, તેમ પાછળ હઠતા હઠતા દીનતાપૂર્વક તેમને કહેવા લાગ્યા કે "પ્રભો ! મને સ્પર્શ ના કરો. નાથ ! હું આપને સ્પર્શ કરવા યોગ્ય નથી."

પરંતુ ભક્તવત્સલ ગૌરાંગ ક્યાં સાંભળે તેમ હતા ! તેઓ તો જોરથી સનાતનજીને આલિંગન કરતા કરતા કહેવા લાગ્યા કે "આજે હું પાવન બની ગયો કે સનાતનજીના દેહનો સ્પર્શ થઇ ગયો. સનાતનજીના અંગસ્પર્શથી પાપીઓને પણ શ્રીકૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થઈ શકે છે."

સનાતનજી પ્રભુના કૃપાભારથી દબાઇ ગયા હતા. પ્રભુએ તેમને પોતાની પાસેજ આસન આપ્યુ અને તેમના કારાવાસની બધી હકીકત પૂછી. બધી હકીકત સાંભળીને પ્રભુએ કહ્યુ કે "તમારા બન્ને ભાઇ મને પ્રયાગમાં મળ્યા હતા. તેઓ વૃંદાવન ગયા છે. તમે થોડો સમય અહીંજ મારી પાસે રહો." પ્રભુની આજ્ઞા થતાં સનાતન છાનામાના નીચું મસ્તક કરીને બેસી રહ્યા અને પ્રભુ તેમનાજ સંબંધમાં વિચારવા લાગ્યા.



# श्री सनातननो अद्भुत वैराग्य

शरीरं व्रणवद् शोध्यमन्नं च व्रणलेपनम् ।
व्रणशोधनवत् स्नानं वस्त्रं च व्रणपटवत् ॥

અર્થાત્ જ્ઞાની લોકો આ શરીરને ગુમડા-વ્રણ જેવુ ગણે છે જે પ્રકારે ગુમડા ઉપર પોટીસ બાંધે છે, તેજ પ્રકારે તેઓ અન્નના ટુકડા ખાઇને નિર્વાહ કરે છે. ગુમડુ વધારે સડી ના જાય એટલા માટે તેને રોજ ધુએ છે, તેજ પ્રકારે તેઓ સ્નાન કરી લે છે જેમ કપડા વડે ગુમડાને પાટો બાંધે છે, તેજ પ્રમાણે તેઓ કપડા પહેરે છે— અર્થાત્ તેમનુ ભોજન, સ્નાન અને વસ્ત્ર આ શરીરને સજાવવા, પુષ્ટ કરવા અથવા સુખી કરવા માટે નથી હોતા તેઓ તેને સુરક્ષિત રાખવા માટેજ એ ક્રિયાઓ કરે છે

મહાપ્રભુનુ સમસ્ત જીવન ત્યાગમય હતું, ત્યાગ તેમને સૌથી વધારે પ્રિય હતો સંસારી ભોગોનો જ્યારે પણ ત્યાગ કરવામા આવે, જેટલો પણ ત્યાગ કરવામા આવે, તેટલો સારોજ છે, પરન્તુ વૈરાગ્ય વિનાનો ત્યાગ ટકતો નથી, તેથી તેઓ વાદરવૈરાગ્યની વિરુદ્ધ હતા પોતાને શરણે આવતા ભક્તોને તેઓ ખૂબ ચકાસીને જોઇ લેતા હતા કે, એમના જીવનમા વૈરાગ્ય છે કે નહિ જો વૈરાગ્ય જોતા તો તેને મહાન વૈરાગ્યનો ઉપદેશ કરતા અને જ્યારે તેમને વૈરાગ્યની ઉણપ જણાતી તો તેને શ્રીકૃષ્ણપ્રીત્યર્થે ઘરમાજ રહીને નિષ્કામ ભાવથી સંસારી કાર્યો કરતા રહેવાનીજ શિખામણ આપતા તેઓ જાણતા હતા કે, જ્ઞાની પુરુષ પણ પોતાની પ્રકૃતિ અનુસારજ વ્યવહાર

કરે છે તેથી સર્વ કોઇને વિષયોથી એકદમ હઠી જવાનો આગ્રહ કરતા નહિ અને ત્યાગ ન કરનારાઓને તેઓ ખરાબ પણ કહેતા નહિ. કેમકે વિષયોનો ત્યાગ બધા નથી કરી શકતા, ત્યાગ કરનારા તો કોઇ વિરલાજ હોય છે.

શ્રી રૂપ અને સનાતનના વ્યવહારથીજ પ્રભુ સમજી ગયા કે, એ લોકોના જીવનમાં મહાન વૈરાગ્ય છે. સાચેજ, એ બન્ને ભાઇ પહેલાં જેટલા વધારે ભોગી હતા તેટલાજ વધારે પાછળથી ત્યાગી બની ગયા. શ્રી સનાતનજીને માટે તો સાંભળીએ છીએ કે, ઘર બનાવીને યા ઝૂંપડીમાં રહેવું તો દૂર રહ્યુ, પણ તેઓ એક દિવસથી વધારે એક ઝાડ નીચે પણ રહેતા નહિ. બારે ય માસ જગલમાં કોઇ ને કોઇ ઝાડ નીચે પડ્યા રહેવું, અને બીજે દિવસે તેને છોડીને બીજા વૃક્ષની નીચે ચાલ્યા જવું, એજ તેમનો દૈનિક વ્યાપાર હતો. તેઓ વ્રજવાસીઓને ઘેરથી રોટલીના નાના નાના ટુકડા માગી લાવતા અને તેને કોઇ ને કોઈ પ્રકારે યમુનાજળ સાથે પેટમાં ઉતારી જતા. જે બચતું તેને જમીનમા દાટી દેતા અને બીજે દિવસે તેને જળમા ભીજવીને ફરીથી ખાઇ જતા. ઓઢવા માટે રસ્તામા પડેલા ચીથરાની માત્ર એક ગોદડીજ રાખતા. પાત્રોમાં તેમની પાસે માટીના એક નળીવાળા લોટા સિવાય કઇંજ રહેતું નહિ. "હાથમા લોટો ને ગળામાં ગોદડી" એજ એમનો સામાન હતો. આ પ્રકારે એમણે વીસ વર્ષ શ્રી વૃદાવનની પવિત્ર ભૂમિમાં ગાળ્યાં. પ્રેમાવતાર ગૌરાગ એમના આ વૈરાગ્યથી ઘણા સતોષ પામતા હતા અને વૃંદાવનથી જે કોઇ આવતું તેમને એમના સમાચાર પૂછતા. સનાતનને મહાન વૈરાગ્યની શિક્ષા પ્રભુએ કાશીજીમાંજ આપી હતી. મહાપ્રભુએ સ્પષ્ટ કહ્યુ નહિ. સ્પષ્ટ તો મૂર્ખો અને બુદ્ધિહીનોનેજ કહેવામાં આવે છે. 'બુદ્ધિમાનોને માટે તો ઇસારોજ પૂરતો થાય છે' શ્રી સનાતન પરમ બુદ્ધિમાન હતા. એક દેશનુ રાજ્ય તેમનીજ કુશાગ્ર બુદ્ધિથી ચાલતું હતું. તેમ છતાયે તેમના ઉપર પ્રભુની પૂર્ણ

કૃપા હતી. પછી તેઓ મહાપ્રભુના સંકેતને કેમ ન સમજે! વાચકોને આગલી ઘટનાથી એની ખબર પડી જશે.

વૈદ્ય ચંદ્રશેખર મહાપ્રભુ અને શ્રી સનાતનજીના પરસ્પર મિલનને જોઇને ચકિત થઇ ગયા. મહાપ્રભુ એ મુસલમાન સાધુને આટલા પ્રેમથી કેમ મળે છે, સગા ભાઈની પેઠે ઝીણી ઝીણી વાતો કેમ કરે છે, એજ વિચારમાં વૈદ્યજી મગ્ન હતા તેઓ વચમાં વચમાં મહાપ્રભુ ન જુએ તેમ શ્રી સનાતન તરફ જોઈ લેતા અને નીચું મુખ કરીને કંઇક વિચારવા લાગતા. પ્રભુ વૈદ્યના મનોગત ભાવો સમજી ગયા. તેથી શ્રી સનાતનનો પરિચય આપતાં તેઓ કહેવા લાગ્યા કે "ચંદ્રશેખર! તમે એમને જાણતા નથી, તેઓ ગૌડ દેશના બાદશાહના મુખ્ય મંત્રી છે. મહાન પંડિત છે, અદ્વિતીય ભગવદ્ભક્ત છે, પદ, પ્રતિષ્ઠા, ધન, સંપત્તિ, કુટુંબ, પરિવાર–બધાને લાત મારીને ભગવદ્ભજન કરવા માટે નીકળી પડ્યા છે. એમના બે ભાઇ આજ પ્રમાણે ઘરબાર છોડીને વૃંદાવન વાસ કરવા ગયા છે. તેઓ મને પ્રયાગમાં મળ્યા હતા. આજે એમની ચરણધૂલિથી તમારૂ ઘર સાચેજ તીર્થ બની ગયુ છે." સનાતનજી પ્રભુના મુખથી પોતાની પ્રશંસા સાંભળીને લજ્જાને લીધે પૃથ્વીમાં સમાઈ જવા જેવા થઇ ગયા હતા, તેમના મુખમાથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. તેઓ નીચી દૃષ્ટિ કરીને પોતાના નખ વડે જમીન ખોતરતા હતા; જાણે તેઓ જોતા હતા કે, આમાં કોઇ પોલાણ મળી જાય તો હું સીતાજીની પેઠે અંદર સમાઈ જાઉં."

શ્રી સનાતનજીનો પરિચય પામતાજ શ્રી ચંદ્રશેખરજીએ દંડવત્ પડીને તેમને પ્રણામ કર્યાં. શ્રી સનાતનજીએ રડતાં રડતાં તેમનાં ચરણ પકડી લીધાં અને ધ્રૂસકે ધ્રૂસ્કે રડવા લાગ્યા, એકબીજાનાં ચરણોમા તેઓ પોતાનુ માથું ઘસવા લાગ્યા, એકબીજાનુ આલિંગન કરીને પોતાના પ્રેમના આવેગને ઓછો કરવા ઇચ્છતા હતા, પરંતુ તે વેગ એટલો બધો હતો કે પ્રેમાલિંગન, ચરણસ્પર્શ તથા અશ્રુ

વિમોચનથી શાંત પડતોજ નહોતો. મહાપ્રભુ એ બન્નેના પ્રેમને જોઇને મનોમન પ્રસન્ન થતા હતા. થોડી વાર પછી પ્રભુએ કહ્યું કે "ચંદ્રશેખર ! તમે સનાતનને ગંગાજી પર લઈ જાઓ. તેમની દાઢી–મૂછ બધું મુંડાવી દો. હજામત કરાવીને એમનું સ્વરૂપ વિશુદ્ધ વૈષ્ણવ જેવું બનાવી દો." ચંદ્રશેખરે પ્રભુની આજ્ઞાનું પાલન કર્યું. તેઓ ગંગાજી ઉપર જઇને શ્રી સનાતનજીની હજામત કરાવી આવ્યા.

સનાતનજીની પાસે પેલા કામળા સિવાય બીજું કોઈ નવું વસ્ત્ર નહોતું. ચંદ્રશેખરે તેમને નવાં વસ્ત્ર આપવા ઇચ્છા કરી, પરંતુ તેમણે નવાં વસ્ત્રો પહેરવાનું સ્વીકાર્યું નહિ. ખૂબ આગ્રહ કરવા છતાં પણ તેઓ તેમ કરવા તૈયાર થયા નહિ. આ વાતથી પ્રભુને ખૂબ આનંદ થયો. એટલામાંજ તપન મિશ્રજી પ્રભુને ભિક્ષા કરવા માટે બોલાવવા આવી પહોંચ્યા. પ્રભુએ હસતાં હસતાં કહ્યું કે "મિશ્રજી ! હવે મારો પરિવાર વધી રહ્યો છે, આજે અમે બે થઇ ગયા. બન્નેને ભિક્ષા કરાવવી પડશે."

કંઇક લજ્જાના સ્વરે વિનમ્ર ભાવે નીચી દૃષ્ટિ રાખીને તપન મિશ્રે કહ્યુ કે "પ્રભો ! સમસ્ત વસુધાજ આપનું કુટુંબ છે. હું તો આપનો પગારદાર નોકર છું. નોકર રાજાનીજ વસ્તુઓ લાવી સ્વામી સમક્ષ હાજર કરે છે; તેથી આપની વસ્તુને જેવી આજ્ઞા કરશો તે પ્રમાણે સમર્પણ કરી શકીશ. દાન તો તે આપી શકે છે, કે જે સ્વતંત્ર હોય, અને જેનો કોઇ વસ્તુ ઉપર પોતાપણાનો અધિકાર હોય. જ્યારે બધી ચીજો સ્વામીનીજ છે, તોપછી તેમાં નોકરને શું ?" મહાપ્રભુ તેમની આ વાતથી અત્યંત પ્રસન્ન થયા અને તેમને શ્રી સનાતનજીનો પરિચય કરાવ્યો. પરિચય પામતાજ તપન મિશ્રજી તેમને ભેટી પડયા, સનાતનજીએ પણ તેમનાં ચરણોમાં વંદન કર્યાં. પછી પ્રભુની પાછળ પાછળ સનાતનજી પણ તપન મિશ્રને ઘેર ગયા. પ્રભુ ભોજનના આસન ઉપર બેસતાંજ કહેવા લાગ્યા કે "સનાતનને બોલાવો, તેમને પણ ભોજન કરાવો." દયાળુ તપન મિશ્ર તો ભાગ્યવાન

સનાતનજીને પ્રભુના અધરામૃતથી સ્પર્શ કરાયેલો મહાપ્રભુનો ઉચ્છિષ્ટ પ્રસાદ આપવા ઇચ્છતા હતા, તેથી તેમણે કહ્યુઃ "પ્રભો! હજુ સનાતનને કંઈક ક્રિયાઓ કરવી બાકી છે, એટલે આપ ભિક્ષા કરી લ્યો; તેઓ મારી સાથે ભિક્ષા કરવા ઇચ્છે છે." મહાપ્રભુએ પછી કંઇ કહ્યું નહિ અને તેમણે ભિક્ષા કરી લીધી.

પ્રભુએ ભિક્ષા કરી લીધી ત્યારપછી તપન મિશ્રજીએ પ્રભુનો ઉચ્છિષ્ટ મહાપ્રસાદ સનાતનજીને આપ્યો. એ મહાપ્રસાદ જમતાંજ સનાતનજી એવો અનુભવ કરવા લાગ્યા કે જાણે બધાં પાપ પ્રત્યક્ષપણે તેમના શરીરમાંથી નીકળી નીકળીને બહાર જાય છે. પ્રસાદ જમી લીધા પછી સનાતનજીને એક પ્રકારનો અપૂર્વજ આનંદ થયો. આટલો આનંદ તેમને પહેલાં કદી પણ થયો નહોતો.

સનાતનજીએ પ્રસાદ જમી લીધા પછી તપન મિશ્ર પોતાના ઘરમાંથી નવું વસ્ત્ર લઇ આવ્યા અને તેમને આગ્રહપૂર્વક શ્રી સનાતનજીના શરીર ઉપર પહેરાવવા લાગ્યા. સનાતનજી તેમના પગ પકડીને ઘણાજ કરુણ સ્વરે કહેવા લાગ્યા કે "મિશ્રજી! આપ મને આગ્રહ ના કરો હુ હવે નવું વસ્ત્ર નહિ પહેરું. જો આપ નથી માનતા તો આપનું પહેરેલુ કોઇ એક જૂનુ વસ્ત્ર મને આપો." મિશ્રજી લાચાર થઇ ગયા. અંતે તેઓ પોતાના ઘરમાંથી એક જૂનુ ધોતિયું કાઢી લાવ્યા. સનાતનજીએ તેને ફાડીને બે ટુકડા કરી લીધા. એકમાંથી માથાનો પટકો અને લંગોટી બનાવ્યા તથા એક ટુકડાને શરીર પર લપેટી લીધો. હવે તેઓ પૂરા વૈષ્ણવ બની ગયા.

પેલો મહારાષ્ટ્રીય બ્રાહ્મણ પણ આવી પહોચ્યો. શ્રી સનાતનજીનો પરિચય પામીને તેણે તેમને નિમંત્રણ આપ્યુ. આથી સનાતનજીએ કહ્યુ "હુ હવે એક જણને ત્યા ભોજન નહિ કરૂં. બ્રાહ્મણોના ઘરોમાંથી મધુકરી માગી લાવ્યા કરીશ. આપને ઘેરથી પણ લઇ જઇશ, આપ મને વિશેષ

આગ્રહ ન કરો." એટલે પછી કોઇએ સનાતનજીને કશો આગ્રહ ન કર્યો. તેઓ મધુકરી માગીને ઉદરપૂર્તિ કરવા લાગ્યા. મહાપ્રભુ તેમના વૈરાગ્યને જોઇને મનોમન ઘણાજ સંતોષ પામ્યા અને ત્યારથી સનાતનજી પ્રભુનાં ચરણો સમક્ષજ રહેવા લાગ્યા.

સનાતનજીની પાસે પોતાના બનેવીએ આપેલો પેલો સફેદ રંગનો કામળો હજુ હતો. તે કામળો ઘણોજ ઉત્તમ અને મુલાયમ હતો. તેનુ ઊન ઘણુંજ ચમકદાર અને રેશમથી પણ સરસ હતું. તેનુ મૂલ્ય ત્રણ રૂપિયા હતું. તે દિવસોમાં ત્રણ રૂપિયાનો કામળો ઘણા સંપત્તિશાળી માણસોજ ઓઢતા હતા. આજકાલ તો તે ત્રીસ–ચાલીસ રૂપિયાનો થાય. મહાપ્રભુ વારંવાર એ કામળા તરફ જોતા હતા.

બુદ્ધિમાન સનાતનજી સમજી ગયા કે, મહાપ્રભુને મારી પાસેનો આ કામળો ઠીક લાગતો નથી. તેઓ તેજ સમયે ગંગાજીને કિનારે ગયા. ત્યાં એક સાધુએ પોતાની ફાટેલી તૂટેલી ગોદડી ગંગાજીમાં ધોઇને સૂકવવા નાખી હતી. સનાતનજી તેમની પાસે જઇને કહેવા લાગ્યા કે "ભાઈ! તમે મારા ઉપર એટલો ઉપકાર કરો કે મારા આ કામળાને લઈ લ્યો અને આપની આ ગોદડી મને આપો."

સાધુએ આશ્ચર્યચકિત થઇ જઇ કામળાની તરફ જોઇને કહ્યુ કે "મહારાજ! આપ મુજ ગરીબની મશ્કરી શા માટે કરો છો? મારી ગોદડી ફાટી ગઇ છે, ગમે ત્યાંથી બીજી શોધી લઈશ."

સનાતનજીએ ઘણાજ સ્નેહથી કહ્યુ કે "ભાઇ! તમે મારા આ કહેવાને મશ્કરી ના સમજો. હું સાચેસાચ કહું છું કે જો આ કામળાના બદલામાં તમે તમારી ગોદડી આપી દો, તો મારા ઉપર તમારો ઘણોજ ઉપકાર થશે."

સાધુએ કહ્યું: "આપ આ આટલા કિંમતી કામળાને ફાટલી ગોદડીના બદલામાં શામાટે આપવા ઇચ્છો છો?"

સાધુ પુરુષોનો એવો સ્વભાવજ હોય છે. તેમની બધી ચેષ્ટાઓ જગતના હિતનેજ માટે થાય છે. પૂછો, તમે શું પૂછવા ઇચ્છો છો ?"

"પ્રભો ! હું જાણવા ઇચ્છું છું કે, જીવોમાં જે આ વિભિન્નતા દેખાય છે તે કેમ દેખાય છે ?"

ઉત્તરમાં પ્રભુએ કહ્યું: "સનાતન ! શાસ્ત્રોમાં મુક્ત, નિત્ય, મુમુક્ષુ અને બદ્ધ, એમ ચાર પ્રકારના જીવ બતાવ્યા છે. સનક-સનન્દનાદિ એ મુક્ત જીવ છે, તેમને સંસારમાં રહેવા છતાં પણ સંસારનુ બંધન કદી વળગી શકતું નથી. તેઓ અહર્નિશ શ્રીકૃષ્ણકીર્તનમાંજ યોજાયલા રહે છે. મનુ, પ્રજાપતિ, ઇંદ્ર અને સપ્તર્ષિ વગેરે બધા નિત્ય જીવ છે, સૃષ્ટિને માટે તેઓ સદા ક્રિયાશીલ રહ્યા કરે છે. જે આ અનિત્ય સંસારના નશ્વર અને ક્ષણભંગુર ભોગોને છોડીને પ્રભુનાં ચરણકમળોનો આશ્રય લેવા ઇચ્છે છે, તેઓ મુમુક્ષુ જીવ છે. તેમાં લગભગ બધા પરમાર્થમાર્ગના પ્રવાસીઓની ગણના થઇ શકે છે. એમના સિવાય જે સ્વાભાવિક રીતેજ જન્મે છે અને મર્યા કરે છે, જેમને કર્તવ્ય કે અકર્તવ્યનો વિવેક નથી, તેઓ બદ્ધ જીવ કહેવાય છે. વિષયોમાં ફસાયેલા અજ્ઞાની પુરુષો, પશુ અને પક્ષી વગેરે બધા જીવો આ શ્રેણીમાં છે. તેઓ સાધન-ભજન કરી શકતા નથી. તેમને માટે કહ્યું છે કે—

पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।

શાસ્ત્રોમાં જીવોની ચોરાશી લાખ યોનિઓ બતાવવામાં આવી છે. ભગવનનાં પાદપદ્મોથી અળગો થઇને પ્રાણી એ વિવિધ યોનિઓમાં પરિભ્રમણ કર્યા કરે છે. ચિરકાળ ભગવાનથી છૂટો પડેલો હોવાથી તેની વૃત્તિ બહિર્મુખ થઇ ગઇ છે, એ માયાપતિને ભૂલીને માયાના બંધનમાં પડી ગયો છે અને ભગવાનની ઘણીજ ગૂઢ ગુણમયી દૈવી માયા તેને વિવિધ યોનિઓમાં ફેરવ્યા કરે છે."

સનાતનજીએ પૂછ્યું કે “ પ્રભો ! આ માયાથી છૂટકારો કેમ કરીને થાય ? જ્યારે જીવ માયાને અધીન થઇનેજ ફર્યા કરે છે, તો પછી તેના છુટકારાનો કોઇ ઉપાયજ નથી કે શું ?”

પ્રભુએ કહ્યું કે “ હા, ઉપાય છે અને એકજ ઉપાય છે. જે માયાને છોડીને માયાપતિને શરણે જાય તેની માયા છૂટી જાય છે.”

સનાતન—“પ્રભો ! હું એ તો પૂછું છું કે, માયાપતિને શરણે કેમ કરીને જવાય ?”

પ્રભુએ કહ્યું કે “ભાઈ ! એમાં તો કૃપા એજ મુખ્ય ગણુવામાં આવે છે-(૧) શાસ્ત્રકૃપા, (૨) ગુરુકૃપા અને (૩) પરમાત્મકૃપા-એ ત્રણુજ કૃપા મુખ્ય છે એ ત્રણેમાંથી કોઈની પણ કૃપા થવાથી મનુષ્યનાં સંસારી બંધન ઢીલાં થઈ શકે છે અને તે પ્રભુ તરફ આગળ વધી શકે છે.”

સનાતન—“ પ્રભો ! હું જાણવા ઇચ્છું છું કે, આ જીવ પ્રભુથી વિમુખ થઇને વિવિધ યોનિઓમાં શામાટે ભટકતો ફરે છે ? પૃથ્વી ઉપર તો દુઃખજ દુઃખ છે. સ્વર્ગાદિ લોકોમાં તો સુખ પણ હશે, પરંતુ ત્યાં પણ જીવને શાંતિ નથી, તેને અંતિમ શાંતિ કયાં જવાથી થાય છે ?”

પ્રભુએ કહ્યું: “સનાતન ! કીડીથી તે બ્રહ્મા સુધીના બધા જીવ માયાના ગુણોથી બંધાયલા છે. સ્વર્ગ તો શુ, બ્રહ્મલોકમાં પણ શાંતિ નથી; પરમ શાંતિ તો પ્રભુનાં ચરણુકમળોમાં પહોંચવાથીજ પ્રાપ્ત થઈ શકે છે.”

સનાતન—“પ્રભો ! બ્રહ્માજીને તો શાંતિ હશે, તેઓ તો ચરાચર જગતના ઇશ્વર છે, તેમને શું દુઃખ હોય ! તેઓ તો સમસ્ત જગતને ઉત્પન્ન કરે છે.”

પ્રભુએ હસીને કહ્યું—“સનાતન ! ઇશ્વર તો તેઓજ એક શ્રીકૃષ્ણ છે. કોણુ જાણે કેટલા અસંખ્ય બ્રહ્મા આ

ઉત્તરમાં સનાતનજીએ કહ્યું: " એમાં એક રહસ્ય છે, તમે મને આપો. મારે આવીજ ગોદડીની જરૂર છે. " સાધુએ પ્રસન્નતાપૂર્વક તે ગોદડી આપી દીધી. ખુશ થતાં થતાં તે ગોદડી ઓઢીને સનાતનજી ચંદ્રશેખરને ઘેર પહોંચ્યા. સનાતનજીની પાસે કામળો નહિ જોઇને પ્રભુ સમજી તો ગયા કે તેઓ કામળાને ફેંકી દઈને કયાંકથી ફાટેલી ગોદડી લઈ આવ્યા છે; પરંતુ તેમ છતાં પણ અજાણ્યાની માફક પૂછવા લાગ્યા કે "સનાતન ! તમારો પેલો કામળો જણાતો નથી, તે કયાં મૂકી આવ્યા ? "

કંઇક શરમાઇને સનાતનજીએ કહ્યુ કે " પ્રભો ! જ્યારે આપની આટલી બધી કૃપા છે, ત્યારે વિષયરૂપ તે કામળો બચીજ કેમ શકે ? એ તો આપની કૃપાના વેગમાં મારાં પૂર્વકૃત પાપો સાથે વહી ગયો. "

મહાપ્રભુ એથી ઘણાજ સંતોષ પામ્યા અને ધીરે ધીરે કહેવા લાગ્યા કે "સનાતન ! જે સદ્‌વૈદ્ય હોય છે, તે રોગી સારો થઈ ગયા છતાં પણ થોડા વધારે દિવસસુધી ઓષધિ આપે છે. થોડો પણ રોગ શરીરમાં રહી જાય, તો પછી ધીરે ધીરે તે વધવા લાગે. તેથી બુદ્ધિમાન વૈદ્ય રોગને સહેજ પણ રહેવા દેતો નથી ! તમે સર્વ કઇ ત્યાગ્યું, તેમ છતાં પણ સુંદર કામળાની ક્ષુદ્ર વાસના રહ્યાજ કરી હતી. ભિક્ષાના ટુકડા માગીને ખાવા અને ત્રણ રૂપિયાનો ભૂતાની કામળો ઓઢવો એ શોભાસ્પદ નથી. "

મહાપ્રભુની અપાર અનુકંપા યાદ લાવીને સનાતનજી ગદ્‌ગદ્‌ થઇ ઉઠયા, તેમનું ગળું ભરાઈ આવ્યું, તેઓ પ્રભુના પગ પકડીને રુદન કરવા લાગ્યા. પ્રભુએ તેમને ઉઠાડીને છાતી સરસા ચાંપ્યા. બધા હાજર રહેલા ભક્તો શ્રી સનાતનજીના અદ્‌ભુત વૈરાગ્યની અને મહાપ્રભુની અપાર ભક્તવત્સલતાની વારંવાર પ્રશંસા કરવા લાગ્યા.



# श्री सनातनने शास्त्रशिक्षण

अथ स्वस्थाय देवाय नित्याय हतपाप्मने।
त्यक्तक्रमविभागाय चैतन्यज्योतिषे नमः ॥
( સુભાષિત રત્નભાંડાગાર ૧-૧ )

અર્થાત્ જે સદા પોતાનામાંજ સ્થિત રહે છે, જે નિત્ય છે, જેમણે પાપોનો નાશ કરી દીધો છે, જેમને માટે કોઈ વિધિ-નિષેધના વિભાગ નથી, એવા જ્યોતિઃસ્વરૂપ શ્રીચૈતન્ય પ્રભુને અમારા નમસ્કાર છે.

મહાપ્રભુની અસીમ કૃપા પ્રાપ્ત થઇ ગયા પછી શ્રીસનાતનજીને પ્રભુને થોડાક શાસ્ત્રીય પ્રશ્નો પૂછવાની જિજ્ઞાસા થઇ. તેમણે બન્ને હાથ જોડીને કહ્યું કે "પ્રભો ! હું સાધનવિહીન પરમાર્થ-માર્ગથી અજ્ઞાન અને સંસારી વિષયી લોકોનો સંસર્ગ કરનાર પરમાર્થ સંબંધી પ્રશ્નો પૂછવાનું પણ જાણતો નથી; તેથી જેમ આપેજ દયા કરીને વિષયોમાં આસક્ત થયેલા અમ પશુઓને ઘેર જઇને ઉંઘતા જગાડી દીધા, તેજ પ્રકારે હવે મારા આ પશુપણાનો નાશ કરી દઇ મને મનુષ્યત્વ આપો, મારે યોગ્ય જે શિક્ષણું ઉચિત લાગતું હોય તેજ મને આપો. હું કોણ છું ? મારૂં શું કર્તવ્ય છે ? ભગવાનની સાથે મારો શો સંબંધ છે ? ભગવાનનું કયું સ્વરૂપ છે, વગેરે વગેરે બધી બાબતો મને સંક્ષેપમાં સમજાવી દો."

પ્રભુએ કહ્યું કે "સનાતન ! તમારા ઉપર ભગવાનની કૃપા છે. તમને શંકાજ શી હોઇ શકે ? તમે જાણવા છતાં પણ લોકકલ્યાણને માટે આવા પ્રશ્નો પૂછો છો. અસ્તુ.

સાધુ પુરુષોનો એવો સ્વભાવજ હોય છે. તેમની બધી ચેષ્ટાઓ જગતના હિતનેજ માટે થાય છે. પૂછો, તમે શું પૂછવા ઈચ્છો છો ?"

"પ્રભો ! હું જાણવા ઈચ્છું છું કે, જીવોમાં જે આ વિભિન્નતા દેખાય છે તે કેમ દેખાય છે ?"

ઉત્તરમાં પ્રભુએ કહ્યું: "સનાતન ! શાસ્ત્રોમાં મુક્ત, નિત્ય, મુમુક્ષુ અને બદ્ધ, એમ ચાર પ્રકારના જીવ બતાવ્યા છે. સનક–સનન્દનાદિ એ મુક્ત જીવ છે, તેમને સંસારમાં રહેવા છતાં પણ સંસારનું બંધન કદી વળગી શકતું નથી. તેઓ અહર્નિશ શ્રીકૃષ્ણકીર્તનમાંજ ચોંટ્યલા રહે છે. મનુ, પ્રજાપતિ, ઇંદ્ર અને સપ્તર્ષિ વગેરે બધા નિત્ય જીવ છે, સૃષ્ટિને માટે તેઓ સદા ક્રિયાશીલ રહ્યા કરે છે. જે આ અનિત્ય સંસારના નશ્વર અને ક્ષણભંગુર ભોગોને છોડીને પ્રભુનાં ચરણકમળોનો આશ્રય લેવા ઇચ્છે છે, તેઓ મુમુક્ષુ જીવ છે. તેમાં લગભગ બધા પરમાર્થમાર્ગના પ્રવાસીઓની ગણના થઇ શકે છે. એમના સિવાય જે સ્વાભાવિક રીતેજ જન્મે છે અને મર્યા કરે છે, જેમને કર્તવ્ય કે અકર્તવ્યનો વિવેક નથી, તેઓ બદ્ધ જીવ કહેવાય છે. વિષયોમાં ફસાયેલા અજ્ઞાની પુરુષો, પશુ અને પક્ષી વગેરે બધા જીવો આ શ્રેણીમાં છે. તેઓ સાધન–ભજન કરી શકતા નથી. તેમને માટે કહ્યું છે કે—

पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।

શાસ્ત્રોમાં જીવોની ચોરાશી લાખ યોનિઓ બતાવવામાં આવી છે. ભગવનનાં પાદપદ્મોથી અળગો થઇને પ્રાણી એ વિવિધ યોનિઓમાં પરિભ્રમણ કર્યા કરે છે. ચિરકાળ ભગવાનથી છૂટો પડેલો હોવાથી તેની વૃત્તિ બહિર્મુખ થઇ ગઇ છે, એ માયાપતિને ભૂલીને માયાના બંધનમાં પડી ગયો છે અને ભગવાનની ઘણીજ ગૂઢ ગુણમયી દૈવી માયા તેને વિવિધ યોનિઓમાં ફેરવ્યા કરે છે."

સનાતનજીએ પૂછયું કે "પ્રભો ! આ માયાથી છૂટકારો કેમ કરીને થાય ? જ્યારે જીવ માયાને અધીન થઇનેજ ફર્યા કરે છે, તો પછી તેના છુટકારાનો કોઇ ઉપાયજ નથી કે શું ?"

પ્રભુએ કહ્યું કે "હા, ઉપાય છે અને એકજ ઉપાય છે. જે માયાને છોડીને માયાપતિને શરણે જાય તેની માયા છૂટી જાય છે."

સનાતન—"પ્રભો ! હું એ તો પૂછું છું કે, માયાપતિને શરણે કેમ કરીને જવાય ?"

પ્રભુએ કહ્યું કે "ભાઈ! એમાં તો કૃપા એજ મુખ્ય ગણવામાં આવે છે-(૧) શાસ્ત્રકૃપા, (૨) ગુરુકૃપા અને (૩) પરમાત્મકૃપા-એ ત્રણજ કૃપા મુખ્ય છે. એ ત્રણેમાંથી કોઈની પણ કૃપા થવાથી મનુષ્યનાં સંસારી બંધન ઢીલાં થઈ શકે છે અને તે પ્રભુ તરફ આગળ વધી શકે છે."

સનાતન—"પ્રભો ! હું જાણવા ઇચ્છું છું કે, આ જીવ પ્રભુથી વિમુખ થઇને વિવિધ યોનિઓમાં શામાટે ભટકતો ફરે છે ? પૃથ્વી ઉપર તો દુઃખજ દુઃખ છે. સ્વર્ગાદિ લોકોમાં તો સુખ પણ હશે, પરંતુ ત્યાં પણ જીવને શાંતિ નથી, તેને અંતિમ શાંતિ કયાં જવાથી થાય છે?"

પ્રભુએ કહ્યું: "સનાતન ! કીડીથી તે બ્રહ્મા સુધીના બધા જીવ માયાના ગુણોથી બંધાયલા છે. સ્વર્ગ તો શું, બ્રહ્મલોકમાં પણ શાંતિ નથી; પરમ શાંતિ તો પ્રભુનાં ચરણકમળોમાં પહોંચવાથીજ પ્રાપ્ત થઈ શકે છે."

સનાતન—"પ્રભો ! બ્રહ્માજીને તો શાંતિ હશે; તેઓ તો ચરાચર જગતના ઇશ્વર છે, તેમને શું દુઃખ હોય ! તેઓ તો સમસ્ત જગતને ઉત્પન્ન કરે છે."

પ્રભુએ હસીને કહ્યું—"સનાતન ! ઇશ્વર તો તેઓજ એક શ્રીકૃષ્ણ છે. કોણ જાણે કેટલા અસંખ્ય બ્રહ્મા આ

વિશ્વમાં પ્રતિક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે."

આશ્ચર્યપૂર્વક સનાતનજીએ કહ્યું કે "પ્રભો ! આ આપે કેવી વાત કરી ? સમસ્ત બ્રહ્માંડના ઈશ્વર બ્રહ્મા તો એકલાજ છે. બ્રહ્મા અસંખ્ય છે, એ વાત મારા સમજવામાં ન આવી; એ સમજવાની મારી ઇચ્છા છે."

પ્રભુએ ઘણાજ સ્નેહપૂર્વક કહ્યું: "ઠીક, તમે એમ સમજો, જે કાશીપુરીમાં તમે બેઠા છો એવી પુણ્ય અને પાપનાશિની સાત પુરી આ ભારતવર્ષમાં છે અને લાખો નગર છે. એવા એવા નવ ખંડવાળો આ જંબૂદ્વીપ છે. એ ખંડોનાં નામ-(૧) ભારતવર્ષ, (૨) કિન્નરવર્ષ, (૩) હરિવર્ષ, (૪) કુરુવર્ષ, (૫) હિરણ્મયવર્ષ, (૬) રમ્યકવર્ષ, (૭) ઈલાવૃતવર્ષ, (૮) ભદ્રાશ્વવર્ષ અને (૯) કેતુમાલવર્ષ એ છે. આટલા ખંડોવાળા દ્વીપનેજ જંબૂદ્વીપ કહે છે. જંબૂદ્વીપથી બમણો શાકદ્વીપ છે, શાકદ્વીપથી બમણો શાલ્મલીદ્વીપ છે અને તેનાથી બમણો કુશદ્વીપ છે, કુશદ્વીપથી બમણો ક્રૌંચદ્વીપ, ક્રૌંચદ્વીપથી બમણો પ્લક્ષદ્વીપ અને પ્લક્ષદ્વીપથી બમણો પુષ્કરદ્વીપ છે. આ પ્રકારે પૃથ્વી ઉપર સાત દ્વીપ અને સાત સમુદ્ર છે કળિયુગવાળા પુરુષો પૂરા જંબૂદ્વીપનેજ સમજવા શક્તિમાન થઇ શકતા નથી. તેઓ તો ક્ષાર સમુદ્રના પારને પણ પામી શકતા નથી તો પછી દહીં, ઘી, મધ અને ક્ષીરસાગરને તો તેઓ સમજીજ શુ શકે ? એક એક દ્વીપ પછી એક એક સમુદ્ર છે. જંબૂદ્વીપ સૌથી નાનો દ્વીપ છે. પૃથ્વી ઉપર એ સાત દ્વીપ છે તેથી પૃથ્વીને સપ્તદ્વીપા કહેવામા આવે છે. એને ભૂલોક પણ કહે છે. આ પ્રકારે ભૂ થી ભુવ , સ્વ:, મહ:, જન:, તપ: અને સત્ય-છ લોક ઉપર છે, અને તલ, અતલ, વિતલ, સુતલ, તલાતલ, પાતાળ અને રસાતલ-એ સાત લોક નીચે છે. એ પ્રત્યેક લોકમાં અનેક નાના નાના લોક છે. સ્વર્ગમાંજ જુઓ, અસંખ્ય લોક છે. રાત્રે આ જે અસંખ્ય તારાઓ ચમકે છે, તેઓ બધા સ્વર્ગના જુદા જુદા લોક

છે. તેમાં પણ પૃથ્વીની પેઠે અસંખ્ય જીવો છે. ચંદ્રલોક, ભૌમલોક, બુધલોક, સૂર્યલોક જેવા અસંખ્ય લોક સ્વર્ગમાં છે. તેમને સૂર્યના પ્રકાશની પણ જરૂર રહેતી નથી. તેઓ બધા પોતપોતાના પ્રકાશથી પ્રકાશિત હોય છે. લાખો કરોડો નહિ, અસંખ્ય લોક એટલા મોટા છે કે જેમની આગળ સૂર્યનો પ્રકાશ આગિયા જેવો જણાય છે. એ બધા લોક સ્વર્ગમાંજ છે એમ કહેવાય છે. સ્વર્ગલોકથી ઉપર મહર્લોક છે, ત્યાં પણ અસંખ્ય જીવો છે. એજ પ્રકારે જન, તપ અને સત્યલોકમાં અસંખ્ય નાના નાના સ્વતંત્ર લોક છે. નીચેના સાત લોકોમાં પણ સ્વર્ગ સમાન સુખ છે. નરકના લોકો પણ તેમાં છે અને નરક પણ લાખો પ્રકારનાં છે. એ ચૌદે લોકના સ્વામી બ્રહ્માજી છે. બ્રહ્મલોક સૌથી શ્રેષ્ઠ છે. આ ચૌદ લોકવાળો બ્રહ્માજીનો અંડ (ઈંડા જેવા આકારવાળો દેશ) છે તેથી તેને બ્રહ્માંડ કહે છે. આ બ્રહ્માંડના સ્વામી હમેશાં એકજ બ્રહ્મા હોતા નથી. સો વર્ષ પછી તેઓ બદલાઇ જાય છે. એ સો વર્ષ પણ આપણાં નહિ, બ્રહ્માજીનાં પોતાનાં સો વર્ષ.

સનાતન—"પ્રભો ! હું બ્રહ્માજીના વર્ષનું માપ જાણવા ઇચ્છું છું. બ્રહ્માજીનું એક વર્ષ આપણાં વર્ષોથી કેટલા દિવસનું હોય છે ?"

પ્રભુએ કહ્યું કે "ઠીક, તમે હિસાબ કરો. જે કોઇ પણ પ્રકારે ન દેખાય અને જેના કોઇ પણ પ્રકારે વિભાગ ન પાડી શકાય, તેને 'પરમાણુ' કહે છે. એવા બે પરમાણુઓનો એક 'અણુ' થાય છે, ત્રણ અણુઓનો 'ત્રસરેણુ' થાય છે. હા, 'ત્રસરેણુ' દેખાય છે. ઝરૂખામાંથી સૂર્યના પ્રકાશની સાથે જે નાની નાની રજ ઉડતી જણાય છે, તેનેજ ત્રસરેણુ કહે છે. એ એટલી હલકી હોય છે કે તે પૃથ્વી ઉપર પડવીજ અસંભવિત છે. તે આકાશમાંજ ઘૂમ્યા કરે છે અને સૂર્યના પ્રકાશની સાથે ઝરૂખામાંથી દેખાય છે. જેટલી વારમાં નવુ 'ત્રસરેણુ' ઓળંગીને સૂર્ય આગળ વધે, તે

કાળને 'ત્રુટિ' કહે છે. આવી આવી ત્રણસો ત્રુટિઓનો એક 'બોધ' થાય છે. ત્રણ બોધનો એક 'લવ' અને ત્રણ લવનો એક 'નિમેષ' મનાય છે. એવા ત્રણ નિમેષની એક ક્ષણ અને પાંચ ક્ષણના સમયને 'કાષ્ઠા' કહે છે. પંદર કાષ્ઠાનો એક 'લઘુ' અને પંદર લઘુની એક 'ઘડી' થાય છે. એવી બે ઘડીનુ એક 'મુહૂર્ત' અને છ અથવા સાત (દિવસના ઘટવા–વધવાને લીધે) ઘડી થતાં મનુષ્યોનો એક 'પહોર' થાય છે. એવા ચાર પહોરનો 'દિવસ' અને ચાર પહોરની 'રાત' હોય છે; તેથી આઠ પહોરનો એક રાત્રિ–દિવસ ગણાય છે. આવા સાત રાત્રિ–દિવસનું એક 'સપ્તાહ' અને પંદર દિવસોનું એક 'પક્ષ' થાય છે. વળી પક્ષ પણ શુક્લ અને કૃષ્ણના ભેદથી બે છે. એવા બે પક્ષનો એક માસ થાય છે, બે માસની એક 'ઋતુ' અને એવી ત્રણ ઋતુઓનો એક 'અયન' થાય છે. ઉત્તરાયણ અને દક્ષિણાયન એમ અયન બે છે, તેથી બે અયનોનું મનુષ્યનુ એક 'વર્ષ' થાય છે. ઉત્તરાયણને 'દેવતાઓનો દિવસ' અને દક્ષિણાયનને 'દેવતાઓની રાત્રિ' સમજવી જોઇએ. અર્થાત્ જેને આપણે વર્ષ કહીએ છીએ, તે 'દેવતાઓનો એક દિવસ'જ થાય છે. દેવતાઓના ત્રણસો સાઠ દિવસોનું એક દેવ–વર્ષ થાય છે, જેને 'દિવ્ય વર્ષ' કહે છે. દેવતાઓના વર્ષોથી ચાર હજાર વર્ષનો સત્યયુગ, ત્રણ હજાર વર્ષનો ત્રેતા, બે હજાર વર્ષનો દ્વાપર અને એક હજાર વર્ષનો કળિયુગ થાય છે. એક યુગ વીત્યા પછી તરતજ બીજો યુગ બેસી જતો નથી, તેથી તેના આગળ–પાછળના સમયને સંધિ અથવા સંધ્યાંશ કહે છે. દિવ્ય વર્ષોથી સત્યયુગનાં આઠસો વર્ષ, ત્રેતાનાં છસો વર્ષ, દ્વાપરનાં ચારસો વર્ષ અને કળિયુગનાં બસો વર્ષ સંધિ—સંધ્યાંશકાળ માનવામાં આવ્યો છે. ચાર યુગોને ભેગા કરીને 'ચોકડી' કહે છે. દેવતાઓનાં બાર હજાર વર્ષો (અર્થાત્ મનુષ્યોનાં તેંતાલીસ લાખ વીસ હજાર વર્ષ)ની એક 'ચોકડી' થાય છે. જ્યારે એવી ૭૧ ચોકડી વીતી જાય છે, ત્યારે એક 'મન્વંતર' થાય

છે. મન્વંતર સમાપ્ત થતાંજ પાછલા ઇંદ્ર, મનુ, સપ્તર્ષિ વગેરે બદલાઈ જાય છે અને નવા બનાવવામાં આવે છે. એવા ચૌદ મન્વંતર વીતી જાય છે, ત્યારે 'બ્રહ્માજીનો એક દિવસ' થાય છે. અને એટલીજ મોટી તેમની રાત્રિ. તેમના એક દિવસમાં ચૌદ ઇંદ્ર અને ચૌદ મનુ બદલાઈ જાય છે. બ્રહ્માજીના એક દિવસને 'કલ્પ' કહે છે. દિવસમાં તેઓ સૃષ્ટિનું કામ કરે છે અને રાત્રે બધી સૃષ્ટિનો સંહાર કરીને તેને પોતામાં લીન કરીને સૂઈ જાય છે તથા દિવસ થતાંજ પાછા કામે લાગી જાય છે. જેમ દુકાનદાર દિવસના વખતે બહાર જાત જાતની ચીજો ગોઠવીને બેસે છે અને રાત્રિમાં બધીને સમેટીને દુકાનમાં બંધ કરી દે છે, પ્રાતઃકાળે પાછો જેમ ને તેમ ફેલાવીને ગોઠવી દે છે, તેજ પ્રકારે બ્રહ્માજી રોજ વેપાર કર્યા કરે છે. બ્રહ્માજીના ત્રણસો ને સાઠ દિવસનું 'બ્રહ્મવર્ષ' થાય છે. આવાં વર્ષોથી બ્રહ્માજીની ઉમર તો સો વર્ષની હોય છે. અને કલ્પમાં તો ત્રણજ લોકોનો નાશ થાય છે. બ્રહ્માજીના આયુષ્ય પછી આ ચૌદ ભુવનવાળા બ્રહ્માંડનોજ નાશ થાય છે. એને 'મહાપ્રલય' કહે છે. ત્યારે બ્રહ્માજી બ્રહ્મલોકના મુક્ત પુરુષોની સાથે ભગવાનના શરીરમાં પ્રવેશ કરે છે, અને પછી નવા બ્રહ્મા થાય છે."

પ્રભુના મુખેથી બ્રહ્માજીનું આયુષ્ય સાંભળીને પરમ વિસ્મય પામી સનાતનજીએ પૂછ્યુ કે "પ્રભો ! આ તો મહાન્ આશ્ચર્યની વાત ! આ સાંભળીને તો ઘણોજ વૈરાગ્ય આવે છે. આ હિસાબે તો આપણું આયુષ્ય એ કંઈજ વિસાતમાં નથી; જેને આપણે સો વર્ષની મોટી ઉમર માનીએ છીએ, તે તો બ્રહ્માજીની એક ક્ષણ શું 'લવ'ના પણ કરોડમા અંશની બરાબર નથી. એના ઉપર આ મૂર્ખ પ્રાણી આટલો બધો ગર્વ કરે છે."

ચૈતન્યદેવે ઉત્તેજિત થઈને ઉલ્લાસપૂર્વક જવાબ આપ્યો. એ સમયે સનાતનને બતાવતાં બતાવતાં તેમનો

કાળને 'ત્રુટિ' કહે છે. આવી આવી ત્રણસો ત્રુટિઓનો એક 'બોધ' થાય છે. ત્રણ બોધનો એક 'લવ' અને ત્રણ લવનો એક 'નિમેષ' ગણાય છે. એવા ત્રણ નિમેષની એક ક્ષણ અને પાંચ ક્ષણના સમયને 'કાષ્ઠા' કહે છે. પંદર કાષ્ઠાનો એક 'લઘુ' અને પંદર લઘુની એક 'ઘડી' થાય છે. એવી બે ઘડીનું એક 'મુહૂર્ત' અને છ અથવા સાત (દિવસના ઘટવા-વધવાને લીધે) ઘડી થતાં મનુષ્યોનો એક 'પહોર' થાય છે. એવા ચાર પહોરનો 'દિવસ' અને ચાર પહોરની 'રાત' હોય છે; તેથી આઠ પહોરનો એક રાત્રિ-દિવસ ગણાય છે. આવા સાત રાત્રિ-દિવસનું એક 'સપ્તાહ' અને પંદર દિવસોનું એક 'પક્ષ' થાય છે વળી પક્ષ પણ શુકલ અને કૃષ્ણના ભેદથી બે છે. એવા બે પક્ષનો એક માસ થાય છે, બે માસની એક 'ઋતુ' અને એવી ત્રણ ઋતુઓનો એક 'અયન' થાય છે. ઉત્તરાયણ અને દક્ષિણાયન એમ અયન બે છે, તેથી બે અયનોનું મનુષ્યનું એક 'વર્ષ' થાય છે. ઉત્તરાયણને 'દેવતાઓનો દિવસ' અને દક્ષિણાયનને 'દેવતાઓની રાત્રિ' સમજવી જોઇએ. અર્થાત્ જેને આપણે વર્ષ કહીએ છીએ, તે 'દેવતાઓનો એક દિવસ'જ થાય છે. દેવતાઓના ત્રણસો સાઠ દિવસોનું એક દેવ-વર્ષ થાય છે, જેને 'દિવ્ય વર્ષ' કહે છે. દેવતાઓના વર્ષોથી ચાર હજાર વર્ષનો સત્યયુગ, ત્રણ હજાર વર્ષનો ત્રેતા, બે હજાર વર્ષનો દ્વાપર અને એક હજાર વર્ષનો કળિયુગ થાય છે. એક યુગ વીત્યા પછી તરતજ બીજો યુગ બેસી જતો નથી, તેથી તેના આગળ-પાછળના સમયને સંધિ અથવા સંધ્યાંશ કહે છે. દિવ્ય વર્ષોથી સત્યયુગના આઠસો વર્ષ, ત્રેતાના છસો વર્ષ, દ્વાપરના ચારસો વર્ષ અને કળિયુગનાં બસો વર્ષ સંધિ—સંધ્યાંશકાળ માનવામાં આવ્યો છે. ચાર યુગોને ભેગા કરીને 'ચોકડી' કહે છે. દેવતાઓના બાર હજાર વર્ષો (અર્થાત્ મનુષ્યોનાં તેતાલીસ લાખ વીસ હજાર વર્ષ)ની એક 'ચોકડી' થાય છે. જ્યારે એવી ૭૧ ચોકડી વીતી જાય છે, ત્યારે એક 'મન્વંતર' થાય

છે. મન્વંતર સમાપ્ત થતાંજ પાછલા ઇંદ્ર, મનુ, સપ્તર્ષિ વગેરે બદલાઈ જાય છે અને નવા બનાવવામાં આવે છે. એવા ચૌદ મન્વંતર વીતી જાય છે, ત્યારે 'બ્રહ્માજીનો એક દિવસ' થાય છે. અને એટલીજ મોટી તેમની રાત્રિ. તેમના એક દિવસમાં ચૌદ ઇંદ્ર અને ચૌદ મનુ બદલાઈ જાય છે. બ્રહ્માજીના એક દિવસને 'કલ્પ' કહે છે. દિવસમાં તેઓ સૃષ્ટિનું કામ કરે છે અને રાત્રે બધી સૃષ્ટિનો સંહાર કરીને તેને પોતામાં લીન કરીને સૂઈ જાય છે તથા દિવસ થતાંજ પાછા કામે લાગી જાય છે. જેમ દુકાનદાર દિવસના વખતે બહાર જાત જાતની ચીજો ગોઠવીને બેસે છે અને રાત્રિમાં બધીને સમેટીને દુકાનમાં બંધ કરી દે છે, પ્રાતઃકાળે પાછો જેમ ને તેમ ફેલાવીને ગોઠવી દે છે, તેજ પ્રકારે બ્રહ્માજી રોજ વેપાર કર્યા કરે છે. બ્રહ્માજીના ત્રણસો ને સાઠ દિવસનું 'બ્રહ્મવર્ષ' થાય છે. આવાં વર્ષોથી બ્રહ્માજીની ઉંમર તો સો વર્ષની હોય છે. અને કલ્પમાં તો ત્રણજ લોકોનો નાશ થાય છે. બ્રહ્માજીના આયુષ્ય પછી આ ચૌદ ભુવનવાળા બ્રહ્માંડનોજ નાશ થાય છે. એને 'મહાપ્રલય' કહે છે. ત્યારે બ્રહ્માજી બ્રહ્મલોકના મુક્ત પુરુષોની સાથે ભગવાનના શરીરમાં પ્રવેશ કરે છે, અને પછી નવા બ્રહ્મા થાય છે."

પ્રભુના મુખેથી બ્રહ્માજીનું આયુષ્ય સાંભળીને પરમ વિસ્મય પામી સનાતનજીએ પૂછ્યુ કે "પ્રભો ! આ તો મહાન્ આશ્ચર્યની વાત ! આ સાંભળીને તો ઘણોજ વૈરાગ્ય આવે છે. આ હિસાબે તો આપણું આયુષ્ય એ કંઈજ વિસાતમાં નથી; જેને આપણે સો વર્ષની મોટી ઉંમર માનીએ છીએ, તે તો બ્રહ્માજીની એક ક્ષણ શું 'લવ'ના પણ કરોડમા અંશની બરાબર નથી. એના ઉપર આ મૂર્ખ પ્રાણી આટલો બધો ગર્વ કરે છે."

ચૈતન્યદેવે ઉત્તેજિત થઇને ઉલ્લાસપૂર્વક જવાબ આપ્યો. એ સમયે સનાતનને બતાવતાં બતાવતાં તેમનો

ચહેરો ચમકતો હતો, આંખોમાંથી પ્રસન્નતાનાં કિરણો જોરથી નીકળીને સનાતનજીના શરીરમાં પ્રવેશ કરતાં હતાં. ચૈતન્યદેવે કહ્યુ કે, સનાતન ! આ પ્રાણી જ્યારે સમજતો નથી, ત્યારે તો માયામાં ફસાઇને પોતાના ક્ષુદ્ર પરિધિનેજ સર્વ કંઇ સમજે છે. કુવાનો દેડકો સમુદ્રનું અનુમાન શુ કરી શકે ? તેને માટે તો કૂવા કરતાં વિશેષ કોઈ સમુદ્રજ નથી. તમે પ્રત્યક્ષજ જુઓ છો. જેને તમે તમારો એક દિવસ કહો છો, તેમાં લાખ્ખો જીવ એવા છે કે જે અનેક વાર મરી જાય છે અને અનેક વાર નવો જન્મ ધારણ કરી લે છે. તમારો આ એકજ દિવસ થયો ને તેમના તો અનેક જન્મ વીતી ગયા. દેવતા અને બ્રહ્માજી આગળ તો આપણું આયુષ્ય અલ્પ કીટક જેવું છે. આ વિષયમાં બધાં પુરાણો-માં ઘણુંજ સુંદર વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવેલુ છે. પુરાણોમાં આને સમજાવવા માટે એક ઘણીજ મનોહર વાત આવે છે.

સત્ય યુગમાં રૈવત નામના એક અત્યંત પરાક્રમી અને સર્વશક્તિમાન એવા રાજા હતા. બ્રહ્માજીના વરદાનથી તેઓ બધા લોકોમાં આવ-જા કરી શકતા હતા. સત્ય-યુગનાં મનુષ્યો હાલનાં મનુષ્યોથી ચારગણા લાંબાં હોય છે. તેમને એક રેવતી નામની કન્યા હતી તે સામાન્ય છોકરીઓ કરતાં કંઈક ઉંચી હતી. ખૂબ શોધવા છતા પણ મહારાજને તેને યોગ્ય કોઇ વર મળ્યો નહિ ત્યારે તેમણે વિચાર્યું.-"ચાલો, બ્રહ્માજીનેજ પૂછી આવું કે હુ આ છોકરીનો વિવાહ કોની સાથે કરૂ ? બે-ચાર રાજકુમાર સારા તો છે. તેમાથી કયો રાજકુમાર સર્વશ્રેષ્ઠ હશે, એ વાતનો નિર્ણય બ્રહ્માજી પાસેથી કરાવી લાવુ." આમ વિચારીને તેઓ પોતાની છોકરીને સાથે લઇને બ્રહ્મલોકમાં પહોચ્યા. તે સમયે બ્રહ્માજી અનેક દેવતા, ઋષિ અને અન્ય લોકોના દેવોથી ઘેરાઇને 'હાહા, હુહૂ' નું ગાયન સાંભળતા હતા. મહારાજ રૈવત પણ પ્રણામ કરીને છાનામાના એક બાજુ બેસી ગયા. અધી ઘડી પછી ગાયન સમાપ્ત થઇ ગયું,

ત્યારે પિતામહ બ્રહ્માજીએ હસતાં હસતાં રાજા રૈવતને પૂછ્યું કે "કહો, ભાઈ! કેમ આવવું થયું?"

હાથ જોડીને દીનભાવે મહારાજે કહ્યું કે "ભગવન્! આપનાં શ્રીચરણોનાં દર્શનને માટે ચાલ્યો આવ્યો છું. ધાર્યું હતું કે, આ છોકરીના પતિ બાબતમાં આપને પૂછીશ. આપ જેને માટે આજ્ઞા કરશો તેનેજ હું આપી દઈશ."

હસીને ભગવાન્ બ્રહ્મદેવજીએ કહ્યું કે "તમેજ કહો, તમને કયો રાજકુમાર પસંદ છે?"

કંઇક વિચાર કરીને મહારાજે કહ્યું: "પ્રભો! અમુક રાજકુમાર મને સૌથી વધારે સારો લાગે છે; પછી આપ જેને માટે આજ્ઞા આપો તેનેજ હું આ કન્યાનું દાન આપી દઈશ. આપની આજ્ઞા લેવા તો આવ્યો છું."

આટલું સાંભળતાંજ ભગવાન બ્રહ્માજી પોતાની સફેદ દાઢી હલાવતા હલાવતા ઘણાજ જોરથી હસવા લાગ્યા અને બોલ્યા કે "રાજન્! જે રાજકુમારનું તમે નામ દો છો; તે કુળ તો ક્યારનુંયે નાશ પામી ગયું. તમને ખબર નથી કે, આ અડધી ઘડીમાંજ પૃથ્વી ઉપર વીસ વાર સત્યયુગ, ત્રેતા અને દ્વાપર વીતી ગયા. હવે તો એ વંશોનું નામનિશાન પણ નથી રહ્યું. તમારી નગરીને બીજા રાજાઓએ પોતાની રાજધાની બનાવી લીધી છે. હવે તો ત્યાં કળિયુગ આવે છે. તમે હમણાંજ જાઓ, વ્રજમાં ભગવાન શ્રી કૃષ્ણજીના મોટા ભાઈ શેષજીના અવતાર બળરામજી જન્મ્યા છે; ત્યાં જઇ આ કન્યા તેમનેજ આપો; તેઓ બધું ઠીક કરી લેશે." ભગવાન બ્રહ્મદેવની આજ્ઞા શિરોધાર્ય કરીને અને તેમનાં ચરણોમાં પ્રણામ કરીને મહારાજ પૃથ્વી ઉપર આવ્યા અને રેવતીજી શ્રી બળરામજીને આપીને તેઓ પહાડ ઉપર તપસ્યા કરવા ચાલ્યા ગયા. આ તરફ બળરામજીએ પોતાની પત્નીને બહુ ઉંચી જોઇને તેના ગળામાં પોતાનુ હળ નાખીને નીચે ખેંચી તેને પોતાની બરાબર બનાવી લીધી.

સનાતનજીએ કહ્યુ: "પ્રભો ! બહુ આશ્ચર્યની વાત છે ! બ્રહ્માજી પણ સ્થાયી રહેતા નથી. આ જગતના એકમાત્ર સ્વામીની પણ અંતમાં આ ગતિ થાય છે !"

પ્રભુએ કહ્યુ: "જે ઉત્પન્ન થયુ છે, તેનો અંત અવશ્ય થવાનો, ગમે તો આજે થાય કે કાલે. હા, હું તમને બતાવતો હતો કે, જેમ આ ચૌદ લોકવાળું બ્રહ્માંડ છે, તેવાંજ અસંખ્ય બ્રહ્માંડ આ વિશ્વમાં છે અને તેમના સ્વામી અસંખ્ય બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ છે. જેમ ઉમરડાના ઝાડ ઉપર અસંખ્ય ઉમરડાં લટકે છે, તેજ પ્રમાણે વિશ્વમાં અનંત ઉમરડાં જેવાં બ્રહ્માંડ લટકેલાં છે. બ્રહ્માંડનાં સમસ્ત પ્રાણી ઉમરડાની અંદરનાં કીટક સમાન છે. મહાવિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થાય છે અને તેઓ સૃષ્ટિ રચવા લાગે છે. અસંખ્ય બ્રહ્મા ગંગાજીના પ્રવાહની પેઠે નીકળી નીકળીને સૃષ્ટિકાર્યમાં પ્રવૃત્ત થાય છે. તેમના નિઃશ્વાસ લેવાથી બ્રહ્માંડોનો નાશ થાય છે, અને ઉચ્છ્વાસ લેવાથી બ્રહ્માજીસહિત બ્રહ્માંડ ઉત્પન્ન થઇ જાય છે. આ વ્યાપારનું નામ સંસારચક્ર છે. કુંભારના ચાકડાની પેઠે આ સંસારચક્ર ફર્યાજ કરે છે, તેથી લોકોની સૃષ્ટિ થાય છે."

સનાતનજીએ પરમ વૈરાગ્યભર્યા સ્વરે કહ્યુ "પ્રભો ! આ ચક્રથી છૂટકારો પામવાનો ઉપાય બતાવો !"

પ્રભુએ કહ્યું: "જુઓ, શ્રીકૃષ્ણ આ ચક્રથી તદ્દન અળગા છે. તેમને સંસારની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય સાથે કંઈજ કામ નથી. એમ તો બ્રહ્મા, વિષ્ણુ અને શિવ વગેરે કર્યા કરે છે. તેઓ તો નિત્ય ગોપીઓની સાથે આનંદમાં રાસક્રીડા કર્યા કરે છે. તેઓ વૃંદાવન છોડીને એક પગલુ પણ આમતેમ જતા નથી. તેથી સર્વાત્મ અને સર્વભાવે તેમનેજ શરણે જવાથી આ ચક્રથી મુક્ત થઇ શકાય છે."

સનાતન—"પ્રભો ! હું ઉપાય જાણવા ઇચ્છું છું."

પ્રભુએ કહ્યું કે "સનાતન ! મેં કહી તો દીધું. તેઓ

તપથી, જપથી, યોગ-યજ્ઞથી તથા પાઠ-પૂજાથી પ્રસન્ન થતા નથી; તેમની પ્રસન્નતાનું એકમાત્ર સાધન અનન્ય થઈને તેમની ભક્તિ કરવી એજ છે. પ્રેમભક્તિ વિના કોઇ એમને પ્રાપ્ત કરી શકતું નથી. જેને તેઓ પોતાનો કહીને પસંદ કરી લે છે, તેને પોતાનો સખા વા ગોપી બનાવીને પોતાની લીલામાં ભેળવી દે છે. સખ્ય ભાવ વિના તેમની ક્રીડાનો બીજું કોઇ અનુભવ કરીજ શકતું નથી. સખી ભક્ત કોઈ પોતાની મેળેજ થોડા બની શકે છે? જે પોતાના પુરુષાર્થથી તેમની ક્રીડામાં ભળ્યાનું અભિમાન કરે છે, તે તેમની નજીક કદી પણ પહોચી શકતા નથી. જ્યારે અનન્ય થઇને, દીન થઇને, નિરાશ્રય થઇને બધા પ્રકારના પુરુષાર્થોનો પરિત્યાગ કરીને કેવળ તેમનોજ આશ્રય ગ્રહણ કરવામાં આવે, ત્યારે કયાંક તે તરફ પગલાં માડવાનો અધિકાર પ્રાપ્ત થઇ શકે છે."

સનાતન—"પ્રભો! અનન્યતા શી રીતે પ્રાપ્ત થાય? ભક્તિનો અંકુર હૃદયમા કેમ કરીને ઉત્પન્ન થાય?"

પ્રભુએ કહ્યુ. "સનાતન! અનન્યતા પ્રાપ્ત કરવાનો એકજ સર્વોત્તમ ઉપાય છે. જેમકે પરમહંસશિરોમણિ જડભરતજીએ રાજા રહૂગણને કહ્યું છે કે—

रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा ।
न छंदसा नैव जलाग्निसूर्यैर्विना महत्पादरजोऽभिषेकम् ॥

(શ્રીમદ્ભાગવત, ૫-૧૨-૧૨)

ભગવાન જડભરત કહે છે કે "હે રાજન્ રહૂગણ! મહાત્માઓની ચરણરજમાં આળોટયા વિના ભગવત્કૃપાની પ્રાપ્તિ તપથી, યજ્ઞથી, દાનથી, ઘરબાર છોડવાથી, વેદ ભણવાથી કે જળ, અગ્નિ યા સૂર્યનું સેવન કરવાથી થઇ શકતી નથી." તેની પ્રાપ્તિનું એકજ સાધન શ્રદ્ધાપૂર્વક પરમ સમર્થ ભગવદ્ભક્ત સાધુ પુરુષોની ચરણધૂલિમા આળો-

ટવું એજ છે. તેને મસ્તક ઉપર ધારણ કરવી એજ એક-માત્ર ઉપાય છે. સાધુ–સેવા વિના જે ભગવત્કૃપાનો અનુભવ કરવા ઇચ્છે છે, તે તો નૌકા યા વહાણ વિનાજ અપાર સાગરને હાથ વડે તરીનેજ પેલે પાર જવા ઇચ્છે છે. આ વાતને લક્ષ્ય કરીને ભક્તરાજ પ્રહ્લાદજીએ પોતાના પિતા હિરણ્યકશિપુને કહ્યું છે કે–

नैषां मतिस्तावदुरुक्रमाङ्घ्रिं स्पृशत्यनर्थापगमो यदर्थः ।
महीयसां पादरजोऽभिषेकं निष्किञ्चनानां न वृणीत यावत् ॥

( શ્રીમદ્‌ભાગવત, ૭–૫–૩૨ )

હે તાત ! જેમના હૃદયમાંથી વિષયોના વિકાર તદ્દન દૂર થઇ ગયા છે, એવા પરમપૂજ્ય ભગવદ્‌ભક્તોની ચરણ-રજથી જ્યાંસુધી મનુષ્ય સારી રીતે મસ્તકથી પગ સુધી સ્નાન કરતો નથી, ત્યાં સુધી વેદવાક્યોથી ઉત્પન્ન થયેલી પણ તેની બુદ્ધિ તેને પ્રભુનાં ચરણકમળો સુધી પહોંચાડવા તદ્દન અસમર્થ થાય છે–અર્થાત્ ભગવદ્‌ભક્તોની ચરણધૂલિ મસ્તકે ધારણ કર્યા વિના કોઇ પણ પુરુષ શ્રીકૃષ્ણનાં ચરણકમળોનો સ્પર્શ કરવા માટે આગળ વધી શકતો નથી. જ્યાં સુધી તત્ત્વદર્શી જ્ઞાનીઓની શ્રદ્ધા–ભક્તિપૂર્વક સપ્રેમ સેવા કરવામાં નથી આવતી, તેમનાં ચરણોમાં જ્યાં સુધી સ્વાભાવિક સ્નેહ થતો નથી, ત્યાં સુધી તે ભગવત્કથા શ્રવણ કરવાનો પણ અધિકારી થતો નથી. ભગવાને અર્જુનને ઉપદેશ કરતાં કરતા ગીતામાં પોતેજ કહ્યું છે કે–

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

અર્થાત્ "હે અર્જુન ! તું દંડવત્ પ્રણામ, સેવા અને નિષ્કપટભાવથી કરેલા પ્રશ્નો દ્વારા તે જ્ઞાનને જાણ. (વિનમ્રભાવે પૂછવાથી) એ તત્ત્વદર્શી મહાત્માઓ તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે."

ઉપદેશનો તેજ અધિકારી છે, કે જેના હૃદયમાં દેવતા, બ્રાહ્મણ, ગુરુજન અને ભગવદ્ભક્તો પ્રત્યે શ્રદ્ધાનો ભાવ છે. જે એમનામાં શ્રદ્ધા નથી રાખતો તે પરમાર્થ તરફ આગળ વધી શકતો નથી. પછી પ્રભુની કૃપાનો અધિકારી તો બનીજ ક્યાંથી શકે? સનાતન! બહુ વાતોમાં શું ભરેલુ છે? હું તને સારમાં સારરૂપ વાત બતાવું છું. પ્રાણિમાત્રનો પરમ પુરુષાર્થ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરવાનોજ છે. પરમ આરાધ્ય તેઓજ શ્રીનંદનંદન વૃંદાવનચંદ્ર શ્રીકૃષ્ણચંદ્રજી છે. પોતાના બધા પુરુષાર્થોનો આશ્રય છોડીને અનન્યભાવથી વ્રજાંગનાઓની પેઠે સંસારી સંબંધોથી મુખ ફેરવીને પતિભાવથી તેમની આરાધના કરવી, એજ ઉપાસનાની ઉત્તમમાં ઉત્તમ પ્રણાલી છે, અને અધ્યયન કરવા-યોગ્ય શાસ્ત્રોમા શ્રીમદ્ભાગવતજ સર્વોપરિ શાસ્ત્ર છે. કેમકે એ ભગવાન વ્યાસદેવે, સર્વ પુરાણો પછી જેમ દહીને વલોવીને તેમાથી સારભૂત માખણ કાઢી લે છે તેજ પ્રકારે, સર્વ શાસ્ત્રોને વલોવીને તેનો સાર કાઢેલો છે. બસ, એજ કલ્યાણનો માર્ગ છે. આને તમે મારા મતનો સાર માનો. આથી વધારે કોઇ પણ વાતનો કોઇ આગ્રહ કરે તો તમે તેને નકામુ માનજો × મારા આ જ્ઞાનને હૃદયમાં ધારણ કરો. સાધુ–મહાત્મા–સંતો તથા ભગવદ્ભક્તોનાં ચરણોમાં દૃઢ અનુરાગ રાખો. તેઓ ગમે તેવા હોય પણ તેમની નિંદા કદી ન કરો. બધાને ઈશ્વરબુદ્ધિથી નમ્ર થઇને પ્રણામ કરો. તમારૂં કલ્યાણ થશે. હું તમને હૃદયપૂર્વક આશીર્વાદ આપું છુ. મારા આ નિર્મળ અને શુદ્ધ શાસ્ત્ર-સંમત જ્ઞાનને તમે વિસ્તારપૂર્વક ભક્તિના ગ્રંથોમાં વર્ણ-

---

આની સાથે નીચેનો શ્લોક સરખાવો —

× आराध्यो भगवान् व्रजेशतनयस्तद्धाम वृन्दावनं
रम्या काचिदुपासना व्रजवधूवर्गेण या कल्पिता।
श्रीमद्भागवतं प्रमाणममलं प्रेमा पुमर्थो महान्
श्रीचैतन्यमहाप्रभोर्मतमिदं तत्राग्रहो नापरः॥

વળો. મંગલમય ભગવાન તમારૂં મંગળ કરશે." આટલું કહીને મહાપ્રભુ ચૂપ થઇ ગયા.

મહાપ્રભુના ચૂપ થઇ ગયા બાદ સનાતનજીએ ભક્તિભાવપૂર્વક તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા અને ચૈતન્યદેવે તેમના શરીર ઉપર હાથ ફેરવતાં ફેરવતાં તેમને આશીર્વાદ આપ્યા. આ પ્રકારે બે મહિના સુધી મહાપ્રભુ પાસે કાશીમાં રહીને સનાતન જાતજાતના શાસ્ત્રીય પ્રશ્નો પૂછતા રહ્યા અને પ્રભુ તેમને પ્રેમપૂર્વક બધું ગુપ્ત તત્ત્વ સમજાવતા રહ્યા. એ બે મહિનાઓમાંજ સનાતનજીએ ચૈતન્યદેવ પાસેથી ભક્તિમાર્ગની ઘણીયે ગૂઢમાં ગૂઢ વાતો સમજી લીધી, જેનું વિસ્તારપૂર્વક વર્ણન તેમણે પોતાના અનેક ગ્રંથોમાં કર્યું છે.



# प्रकाशानंदजी भक्त कथा.

अद्वैत वीथीपथिकैरुपास्याः स्वानन्द सिंहासनलब्धदीक्षाः ।
हठेन केनापि वयं शठेन दासीकृता गोपवधूविटेन ॥
(શ્રીકૃષ્ણકર્ણામૃત)

અર્થાત્ અદ્વૈતમાર્ગના યાત્રીઓના ઉપાસ્ય અને આત્માનંદરૂપી સિંહાસનપર દીક્ષા પામેલા અને ગોપીઓના કોઈ કુટિલ કામીએ એકદમ પોતાનો દાસ બનાવી લીધો.

શ્રીપાદ પ્રકાશાનંદજીના નામથી તો વાચક પહેલેથીજ પરિચિત હશે. તેમની જન્મભૂમિ તૈલંગદેશમાં હતી. દક્ષિણ દેશની યાત્રા વખતે શ્રીરંગ ક્ષેત્રની પાસે બલગંડી નામના ગામમાં મહાપ્રભુએ વેંકટ ભટ્ટને ત્યાં ચાતુર્માસ ગાળ્યા હતા. વેંકટભટ્ટ શ્રીવૈષ્ણવ સંપ્રદાયના વૈષ્ણવ હતા. તેમના ભક્તિભાવથી પ્રસન્ન થઇને તેમણે તેમને ઘેર ચાર માસ નિવાસ કર્યો હતો. તેમના પુત્ર શ્રીગોપાલ ભટ્ટે તેમની ખૂબ ખૂબ સેવા કરી હતી અને પિતાના પરલોકગમન પછી તેઓ તેમની આજ્ઞાનુસાર ઘરબાર છોડીને વૃન્દાવન વાસ કરવા ચાલ્યા ગયા હતા અને ત્યાં આખર સુધી શ્રીરાધારમણજીની સેવા-પૂજામાં યોજાઇ રહ્યા હતા.

શ્રી ગોપાલ ભટ્ટજીના પિતા ત્રણ ભાઈ હતા. સૌથી મોટા તો એમના પિતા શ્રીવેંકટ ભટ્ટ, મધ્યમ ત્રિમલ્લ ભટ્ટ અને નાના આ શ્રીપાદ પ્રકાશાનંદજી મહારાજ હતા. સંન્યાસના પહેલાં તેમના ઘરનુ નામ શું હતું, તેની ખબર હજુ સુધી પડી નથી. તેઓ સંન્યાસી થઈ ગયા છતાં પણ પોતાના ભત્રીજા ગોપાળ ભટ્ટ ઉપર બહુ વહાલ રાખતા

હતા. તેઓ જાણતા હતા કે, ગોપાળ એક આશા આપતો યુવક છે અને કાલાન્તરે જગત્પ્રસિદ્ધ પંડિત બની શકશે. પરંતુ જ્યારે તેમણે સાંભળ્યું કે, એક બંગાળી યુવક સાધુના સંસર્ગથી ગોપાળ શાસ્ત્રોનું અધ્યયન-અધ્યાપન છોડીને 'શ્રીકૃષ્ણ-કૃષ્ણ' રટવા લાગ્યો છે, ત્યારે તેમને કંઇક માનસિક દુઃખ પણ થયુ અને તેમની ઇચ્છા એ યુવક સંન્યાસીની સાથે શાસ્ત્રાર્થ કરવાની થઇ. પ્રેમનું આકર્ષણ કેટલાયે પ્રકારે થાય છે. કોઇ વાર તો કોઇની પ્રશંસા સાંભળીને મનમાં ને મનમાંજ ઈર્ષા થાય છે અને તેના પ્રત્યે મનમાં એક પ્રકારનો સ્વાભાવિક સ્નેહ ઉત્પન્ન થઇ જાય છે. જેના ગુણોની આપણને અદેખાઇ થાય છે, તેના પ્રત્યે હૃદયમાં આપોઆપજ પ્રેમ ઉપજવા લાગે છે, તેથી ગભરાઇને આપણે તે વ્યક્તિની ખુલ્લે ખુલ્લીજ નિંદા કરવા લાગીએ છીએ. આથી આપણે આપણી સ્વાભાવિક વૃત્તિને દબાવવા ઇચ્છીએ છીએ, પરંતુ તેમ કરવાથી તે વળી વિશેષ ઉભરાય છે. દ્વેષભાવથી તો દ્વેષભાવથી પણ ચિત્ત તેને મળવાને માટે સદા વ્યાકુળ જેવું રહ્યા કરે છે. અને પ્રસંગ આવતાં રાગવશાત્ તેને માટે બે ચાર કડવા શબ્દો આપોઆપજ મોંમાંથી નીકળી પડે છે. પ્રકાશનંદજીનો પણ પ્રભુના પ્રત્યે એવોજ અનુરાગ થઇ ગયો હતો. જ્યારે તેમણે સાંભળ્યું કે, જે સંન્યાસીએ મારા ભત્રીજા ગોપાલને ભૂલાવામાં નાખ્યો છે, તેણેજ સાર્વભૌમ ભટ્ટાચાર્ય જેવા પરમ વિદ્વાન પંડિતને પોતાને વશ કરી રાખ્યો છે અને તેઓ તેને અવતાર માને છે, આથી તેમની જિજ્ઞાસા અત્યંત વધી ગઈ. તે જિજ્ઞાસાના પરિણામે તેમણે પ્રભુ પાસે વ્યંગપૂર્ણ પત્રો મોકલ્યા હતા, તે તો વાચક પહેલાંજ વાંચી ચૂક્યા હશે.

હવે જ્યારે તેમણે સાંભળ્યુ કે, એજ યુવક સન્યાસી અહીં કાશીમાં આવ્યો છે, ત્યારે તો તેઓ કોઇ પણ પ્રકારે પ્રભુનો મેળાપ કરવાનો વિચાર કરવા લાગ્યા; પરંતુ મળવું કેમ કરીને ? પ્રકાશાનંદજી કાશીના પ્રતિષ્ઠિત પંડિત અને

સન્માનવાળા સંન્યાસી હતા. તેઓ ત્યાંના મઠધારી સંન્યાસીઓમા સર્વશ્રેષ્ઠ ગણાતા હતા. તેઓ કોઈ અજાણ્યા સંન્યાસી પાસે મળવા કેમ કરીને જાય ? કોઈ વયોવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત હોત તો તેઓ કદાચ ચાલ્યા જાત પણ ખરા, પરંતુ મહાપ્રભુ યુવક હતા, તેમની દૃષ્ટિમાં તેઓ ભારે પડિત પણ નહોતા, તેઓ અહીં એટલા પ્રસિદ્ધ પણ નહોતા, તેમણે હલકા સંપ્રદાયના ભારતી સંન્યાસી પાસે દીક્ષા લીધી હતી; તેથી પોતાને પ્રસિદ્ધ પડિત અને પ્રતિષ્ઠિત સમજનારા દંડી સંન્યાસી પ્રકાશાનંદજી પ્રભુને મળવા ગયા નહિ; જો કે પ્રભુના નિવાસસ્થાનથી પ્રકાશાનદજીનો મઠ કંઈ બહુ દૂર નહોતો. તેમનો મઠ પણ બિંદુમાધવની પાસેજ હતો અને પ્રભુ પણ ત્યાંજ તપન મિશ્રને ત્યાં ઉતર્યા હતા. પ્રભુએ પોતે તેમની પાસે જવાની આવશ્યકતા માની નહિ, કેમકે મહાપ્રભુ ઘણાજ સંકોચવાળા સ્વભાવના હતા. મોટાઓની આગળ બોલતાં એમને ઘણો સકોચ થતો હતો. તેથી તેમણે વિચાર્યું કે, તેમની પાસે જઇશ તો કંઇ ને કઈ વાદવિવાદ થઇજ જશે. તેથી તેઓ પણ તેમની પાસે ગયા નહિ અને દશ-બાર દિવસ રહીને શ્રીવૃન્દાવન ચાલ્યા ગયા.

વૃંદાવનથી પાછા આવીને તેઓ બે મહિના કાશીમાં રહ્યા. આ પ્રવાસમા તેઓ ઘણાજ સામાન્ય સંન્યાસીની પેઠે રહેતા હતા તેઓ ન તો કયાય બહાર ભિક્ષા કરવા જતા કે ન તો સંન્યાસીઓના દર્શને જતા. માત્ર ચંદ્રશેખરને ઘેરથી ગગાસ્નાન માટે અને વિશ્વનાથજીનાં દર્શન કરવા જતા હતા, અને તપન મિશ્રને ઘેર ભિક્ષા કરીને ત્યાંજ ભગવાનનુ નામસંકીર્તન અને જપ કર્યા કરતા હતા. તેથી તેમના બે ચાર અંતરગ ભક્તો સિવાય તેમના મહિમાની કોઇને પણ ખબર પડી નહિ ! પ્રકાશનદજી મનોમન વિચારતા કે "સાચેજ, આ કોઇ અજાણજ સંન્યાસી છે. મારી સાથે આટલો પરિચય હોવા છતાં પણ એ મારા મઠમાં આવતા નથી અને નથી તો સંન્યાસીઓની સભામાં

આવતા. અવશ્યજ કોઇ વિલક્ષણ પુરુષ છે.”

જે મહારાષ્ટ્રીય બ્રાહ્મણ પ્રભુના ચરણોમા ઘણોજ અનુરાગ રાખતા હતા, તેમનુ ઘર શ્રી પ્રકાશાનંદજીના મઠની પાસેજ હતું તેઓ ઘણી વાર તેમની પાસે આવ-જા કરતા હતા અને તેમની યથાશક્તિ દ્રવ્યાદિથી સેવા-શુશ્રૂષા પણ કર્યા કરતા હતા. જ્યારે જ્યારે મહાપ્રભુની કંઇ વાત નીકળતી ત્યારે ત્યારે પ્રકાશાનંદજી પ્રભુના ઉપર કટાક્ષ કરતા અને તેમને માટે નિન્દાસૂચક શબ્દોનો પ્રયોગ પણ કરી બેસતા. આમ તો તેમનું હૃદય રસભર્યું હતું કવિ-સ્વભાવના હતા, ભાવિક હતા, મળતાવડા હતા, પ્રેમના અનન્ય ઉપાસક હતા, પરંતુ હજુસુધી તેમની ભાવિકતાને અદ્વૈત વેદાંતની પ્રખર યુક્તિઓએ છુપાવી રાખી હતી. હજુસુધી તેમનુ રસયુક્તપણુ અને પ્રણયોત્સુકતા ફૂટી નીકળ્યા નહોતા. ઘણી વાર જોવામા આવ્યુ છે કે આવા ભારે વિદ્વાનોની ભાવિકતા કોઈ પરમ ભાવિક મહાપુરુષના સંસર્ગથીજ એકદમ વિકસિત થઇ જાય છે ઇસુ ખ્રિસ્તના મુખ્ય શિષ્ય સેંટ પોલ પણ પહેલાં શુષ્ક અને નાસ્તિક હતા. જ્યારે તેમણે ઇસુખ્રિસ્તને શૂળી ઉપર હસતાં હસતાં ચઢતા જોયા, ત્યારે તેમની ભાવિકતા એકદમ ફૂટી નીકળી અને તેઓજ પાછળથી ખ્રિસ્તી ધર્મના સર્વશ્રેષ્ઠ પ્રચારક થયા. સ્વામી વિવેકાનંદ પહેલાં નાસ્તિક પ્રકૃતિના ઘોર કુતર્કી હતા, પરંતુ પરમહંસ રામકૃષ્ણદેવનો હાથ ફરતાજ કોણ જાણે તેમના નાસ્તિકતા ક્યાંય ભાગી ગઈ અને અંતમા તેઓજ ભગવાન રામકૃષ્ણદેવના કાર્યને વિશ્વવ્યાપી બનાવનાર મુખ્ય પુરુષ થયા. એજ પ્રકારે સ્વામી પ્રકાશાનંદજીની પણ લલિત વૃત્તિઓ શ્રીચૈતન્યના ચરણોના દર્શનથીજ વિકાસ પામી અને તેમણે શ્રીચૈતન્યના ગુણગાનમાં એટલી સુંદર કવિતા લખી કે જેથી કઠોરમા કઠોર હૃદય પણ દ્રવીભૂત થઈ શકે. તેમના બનાવેલા ‘શ્રીચૈતન્ય ચંદ્રામૃત’ કાવ્યની જેટલી પણ પ્રશંસા કરવામા આવે તેટલી ઓછીજ છે. અસ્તુ.

પેલા મહારાષ્ટ્રીય સજ્જને એક દિવસ વાત વાતમાંજ

સ્વામીજીને કહ્યું: "સ્વામીજી ! પેલા બંગાળી વૈદ્યને ત્યાં જે સંન્યાસી ઉતર્યા છે, તેમના ચહેરામાં કેટલું બધું આકર્ષણ છે ! જે એક વાર તેમને જુએ છે, તે તેમનોજ બની જાય છે. તેમની વાણીમાં અપાર કરુણા છે. ભગવાનનાં ગુણગાન કરતાં કરતાં તેઓ મૂર્છિત થઈ જાય છે અને એકદમ તન્મય થઈને શ્રીકૃષ્ણકથા કહે છે."

પ્રકાશાનંદજીએ કહ્યું કે 'અરે, શું હું એમને ઓળખતો નથી ? ખૂબ ઓળખું છું. તેઓ કોઈ આકર્ષણ મંત્ર જાણે છે, તેથી તો તેમણે સાર્વભૌમ જેવા વિદ્વાનને છેતરી પાડ્યા છે; પરંતુ અહીં એની દાળ ગળશે નહિ. આ વિશ્વનાથપુરીમાં તેની ભક્તિનો ભાવ કોઈપણ પૂછશે નહિ. અહીં તેને સ્ત્રીઓની પેઠે નાચનારા મળશે નહિ. બંગાળીઓની પેઠે અહીં ભાવિક અને ભલા-ભોળા અભણ માણસો નથી; પણ અહીંના તો ભંગી અને ચમાર સુદ્ધા બ્રહ્મજ્ઞાન જાણે છે." આ વાત સાંભળવાથી એ મહારાષ્ટ્રીય સજ્જનને ઘણું દુઃખ થયું. તેઓ વિચારવા લાગ્યા કે "આટલા મોટા વિદ્વાન અને ત્યાગી પુરુષોના હૃદયમાં પણ ઈર્ષ્યાનો અગ્નિ આટલો પ્રબળ હોય છે ! આટલા જ્ઞાની હોવા છતાં પણ લોકો બીજાની પ્રશંસા સાંભળી શકતા નથી. સાચેજ, પ્રતિષ્ઠાની ઇચ્છા અત્યંત પ્રબળ હોય છે. મહાન પંડિતમાં પંડિત પણ પ્રતિષ્ઠા જમાવવા માટે બીજાની નિંદા કરતાં પણ અચકાતા નથી. લોકૈષણા કેટલી બધી પ્રબળ છે !" બીજે દિવસે દુઃખી ચિત્તે ભાવિક સજ્જને પ્રભુને બધી વાતો કહી અને તે કરુણ સ્વરે કહેવા લાગ્યા: "પ્રભો ! સ્વામીજી કહેતા હતા કે, તમની ભક્તિની અહીં કોઈ ફૂટી બદામ પણ આપશે નહિ ... ઇ કશા લેખામાંજ ગણશે નહિ."

પ્રભુએ કહ્યું: ... કે પના ટકાને કર વાનું શું છે ? મહત ... ને ? હું તો એજ રીતે લુંટાવી દઈશ ! એમ છતા પણ કોઈ નહિ લે તો ફેંકીને

ચાલ્યો જઇશ. કોઇ દિવસ કોઈક તો ઉઠાવીજ લેશે ને!'

પ્રભુનો આવો સરળ અને ઈર્ષ્યારહિત ઉત્તર સાંભળીને મહારાષ્ટ્રીય સજ્જનની શ્રદ્ધા પ્રભુનાં ચરણોમાં વિશેષ વધી ગઇ અને તેઓ વિચારવા લાગ્યા કે, જ્યારે એમની એક એક વાતનો મારા ઉપર આટલો બધો પ્રભાવ પડે છે, ત્યારે જો પ્રકાશાનંદજી સાથે તેમને મેળાપ થઇ જાય તો તો તેમનો ઉદ્ધારજ થઇ જાય. તેઓ મૂર્ખ નથી, હઠાગ્રહી નથી, શુષ્ક હૃદયવાળા નથી. ચૈતન્યદેવ સાથે વાતો કરતાંજ તેઓ પાણી-પાણી થઈ જશે અને બધી નિંદા કરવી ભૂલીને તેમના સેવક બની જશે; પરંતુ મેળાપ કેમ કરીને થાય? તેઓ અહીં આવશે નહિ, ચૈતન્યદેવ તેમને ત્યાં જવા રાજી નહિ થાય." તે સજ્જન એજ ચિંતામાં પડયા. પોતાના મનના ભાવો તેમણે તપન મિશ્ર, ચંદ્રશેખર તથા બીજા પણ બે-ચાર પ્રભુના ભકતો આગળ પ્રગટ કર્યા. તપન મિશ્રે કહ્યું કે "એક યુક્તિ થઈ શકે તેમ છે. કોઇ બધા સંન્યાસીઓને નિમંત્રણ આપે અને ચૈતન્યદેવને પણ ત્યાં પધારવાનો ખૂબ આગ્રહ કરે તો તેઓ પોતાના પ્રિય ભક્તના આગ્રહની અવગણના કદી પણ કરશે નહિ, તેઓ અવશ્યજ પધારશે."

આ સાભળીને એ મહારાષ્ટ્રીય સજ્જને જલદીથી કહ્યુઃ "એ માટે હું પોતે તૈયાર છું. એ તે શી મોટી વાત છે! પરંતુ આપ પ્રભુને લઇ આવવાની જવાબદારી લો."

તપન મિશ્રે કહ્યુ કે "અરે, આપણે બધા તેમના પગ પકડી લઇશું, આવશે શા માટે નહિ? તમે બધું ઠીક કરો." એ સજ્જન સારા ધનવાન હતા. પાંચસો-હજાર રૂપિયા ખર્ચ કરવા એ તેમને માટે કોઇ કઠણ કામ નહોતું. વળી આવા પુણ્ય કાર્યનો અવસર તો મહા સદ્ભાગ્યે મળે છે. તેથી તેમણે કાશીના બધા મઠોના અને વિરક્ત સંન્યાસીઓને નિમંત્રણ આપ્યું. બરાબર વખતે બધા સંન્યાસીઓ પોતપોતાના સાથી અને શિષ્યો સાથે એ સજ્જનને ઘેર

આવીને હાજર થયા. મહારાષ્ટ્રીય સજ્જને બધાંને બેસવા માટે ગાદી-તકીઆ, ગાલીચા વગેરેનો ઘણોજ સુંદર પ્રબંધ કર્યો હતો. બધા મઠધારી મહંતો મોટા મોટા તકીઆને અઢેલીને ગાલીચાની ઉપર બેસી ગયા. તેમની આજુબાજુ તેમના શિષ્યો બેસી ગયા અને વેદાંતવિષયક વાતો કરવા લાગ્યા. કોઈ 'વિવેકચૂડામણિ'ના શ્લોક બોલતા તો કોઇ શાંકર ભાષ્યનીજ પંક્તિઓ બોલી ઉઠતા અને નિર્વિશેષ બ્રહ્મની સિદ્ધિમાં પોતાના સમસ્ત પાંડિત્યને ખર્ચી નાખતા. બધાની વચમાં શ્રેષ્ઠ આસન ઉપર શ્રીમદ્ પ્રકાશાનંદજી સરસ્વતી બેઠા હતા. તે સમયે દંડ ધારણ કરેલા તેઓ દેવતાઓથી ઘેરાયેલા બ્રહ્માજી જેવા લાગતા હતા અથવા નૈમિષારણ્યના પુણ્ય તીર્થમાં શૌનકજી પોતાના ઈઠ્ઠાસી-હજાર શિષ્યોની વચમાં બેઠા બેઠા તેમની શાસ્ત્ર-ચર્ચા સાંભળતા હોય તેવા જણાતા હતા. તે સમયે તે મહારાષ્ટ્રીય સજ્જન ચૈતન્યદેવની પાસે પહોંચ્યા. તેમને નિમંત્રણ તો પહેલેથીજ આપી રાખ્યું હતું. હવે તેમણે જઇને કહ્યું કે "પ્રભો ! બધા મહાત્માઓ આપની રાહ જુએ છે."

તેમણે સંકોચયુક્ત વિવશતાના સ્વરમાં કહ્યું· "ભાઇ ! આટલા મોટા મોટા મહાત્માઓની વચ્ચે મને શું કામ લઇ જાઓ છો ? હું ત્યાં જઇને શું કરીશ ? તમારે ત્યાં કોઈક બીજે દિવસે ભિક્ષા કરી જઇશ."

ચરણ ગ્રહીને ઘણીજ કરુણ વાણીથી રડતાં રડતાં એ મહારાષ્ટ્રીય સજ્જને કહ્યું. "પ્રભો ! મેં આખો સમારંભ તો આપનેજ માટે યોજ્યો છે. આપ નહિ પધારો તો મારૂ કર્યું-કારવ્યું ધૂળ મળશે. આપ આ દીન-હીન કંગાલ ઉપર અવશ્ય કૃપા કરો, અને આપની ચરણરજથી આ અધમના ઘરને પાવન કરી એને કૃતાર્થ કરો." એ સજ્જનની પ્રાર્થનાનુ બધાએ સમર્થન કર્યું. ભક્તવત્સલ ચૈતન્યદેવ પણ સહમત થઇ ગયા અને તેઓ જવાને માટે તૈયાર થઈ ગયા. તેઓ સનાતનજીના ખભા ઉપર હાથ મૂકીને

ચાલતા હતા પાછળ પાછળ ચન્દ્રશેખર, તપન મિશ્ર તથા બે-ચાર બીજા ભક્તો પણ ચાલતા હતા ઘરને દરવાજે પહોચીને તેમણે સનાતનજીના ખભા ઉપરથી હાથ ઉઠાવી લીધો, તેઓ નીચી દૃષ્ટિ રાખીને ધીરેધીરે ઘરમા પહોચ્યા સેવક જળ લાવીને તરતજ તેમના પગ ધોવા આગળ આવ્યા એટલે તેમણે સકોચથી પગ ખેચી લઇને પોતેજ પગ ધોઈ લીધા અને ત્યાજ ગમે તેમ મોરીની પાસેજ કાદવમા બેસી ગયા

સન્યાસી મડળમા સ્તબ્ધતા છવાઈ ગઈ શાસ્ત્રાર્થ કરવાનુ બધા ભૂલી ગયા બધા એકીટસે તેમના તરફ જોવા લાગ્યા ત્રીસ-બત્રીસ વર્ષની ઉમ્મરવાળા એક પરમ તેજસ્વી રૂપ-લાવણ્યયુક્ત યુવક સન્યાસી કોઇ પણ પ્રકારના દેખાવ વિના ચૂપચાપ મારી પાસે બેસી ગયા છે, એ વાતથી બધાને આશ્ચર્ય થયુ ચૈતન્યદેવનુ શરીર ઘણુજ સુકુમાર હતું, તેમની દાઢી-મૂછો ઘણીજ ઓછી ઉગેલી હતી, તે પણ તદ્દન મુડેલી હતી, તેથી દેખાવમા તેઓ સોળ વર્ષના બાળક જેવા જણાતા હતા તેમના ગુલાબની પાખડીઓ જેવા બે નાના નાના લાલ રગના એકસરખા હોઠ દૂરથીજ પોતાની ઘેરી લાલાશને લીધે ચમકતા હતા તેઓ કોઇના પણ તરફ જોયા સિવાય ચૂપચાપ મસ્તક નમાવીને બેઠા હતા હાજર રહેલા બધા સન્યાસીઓ કોઇ આગળીના ઇસારાથી, કોઇ ભમરના સકેતથી, કોઈ બહુજ ધીમા અવાજથી ચૈતન્યદેવનાજ સબધમા કઇક કહેવા લાગ્યા પ્રકાશાનદજી એમના તેજ રૂપ-લાવણ્ય, નમ્રતા, સુશીલતા અને પ્રભાવનેજ જોઇને સમજી ગયા કે, એજ મહાપ્રભુ ચૈતન્યદેવ છે, પરતુ બધાની સમક્ષ પોતાની પ્રતિષ્ઠા કાયમ રાખવાને માટે તેમણે ગૃહપતિ પેલા મહારાષ્ટ્રીય સજ્જનને પૂછ્યું કે "આ સ્વામીજી ક્યાથી આવ્યા છે ?"

તેમણે ધીરેથી કહ્યુ "તેઓ એજ બગાળી સ્વામીજી છે કે જેમના સબધમા હુ આપને કહેતો હતો"

પ્રસન્નતા દર્શાવતાં પ્રકાશાનંદજીએ કહ્યું: " ઓહો! એઓજ શ્રીકૃષ્ણચૈતન્ય ભારતી છે ! તેમની પ્રશંસા તો હું ઘણા દિવસથી સાંભળુ છું. આજ તેમનાં દર્શન થયાં એ ઉત્તમ થયું. (ચૈતન્યદેવને ઉદ્દેશીને) આપ ત્યાં કેમ બેસી ગયા ! અહીં આવો. આપે ત્યાં બેસવું શોભાસ્પદ નથી "

ચૈતન્યદેવે મસ્તક નીચું કરી ધીરેથી જવાબ આપ્યો: "ભગવન્ ! હુ હીન સંપ્રદાયવાળો છું; ભલા, આપની બરાબરીમાં કેમ કરીને બેસી શકું ? અહીંજ ઠીક છે."

પ્રકાશાનંદજી તેમની સરળતા અને નમ્રતા જોઇને તદ્દન મંત્રમુગ્ધ જેવા થઇ ગયા. જ્યારે બે–ત્રણ વાર કહેવા છતા પણ તેઓ તેમના સ્થાનેથી ઉઠયા નહિ, ત્યારે તો પ્રકાશાનદજી પોતેજ ઉઠીને ગયા અને તેમનો હાથ પકડીને તેમને પોતાની સામેજ ગાદી ઉપર બેસાડી દીધા. ઘણાજ સંકોચપૂર્વક તેઓ લાચારી બતાવતા સંકોચાઇને બેસી ગયા તેઓ ધીમે ધીમે ભગવાનનાં નામોનુ ઉચ્ચારણ કરતા હતા ભગવન્નામના ઉચ્ચારણથી જેમ વાયુના હલનચલનથી કમળની પાખડીઓ હાલે છે, તેજ પ્રકારે તેમના બિંબાફળ જેવા બે હોઠ હાલતા હતા. કંઇક વાતો કરવાની ઇચ્છાથી પ્રસંગ છેડતા પ્રકાશાનંદજીએ કહ્યુ: "સ્વામીજી ! હુ આપને એક ફરિયાદ કરવા ઇચ્છું છું કે, આપ પહેલા આવ્યા ત્યારે મને મળ્યા વિનાજ ચાલ્યા ગયા! સાધુઓના સંબંધી બાધુજ હોય છે. વારાણસીમાં આપણો એક મઠ હતો, ત્યા નહિ આવતા આપ ગૃહસ્થોને ઘેર રહ્યા અને મને મળ્યા પણ નહિ ! લાગે છે કે આપ મને આપનો માનતા નથી."

પ્રભુએ આ વાતનો કંઇ પણ જવાબ આપ્યો નહિ. તે સમયે એક ભડભડીઆ યુવક સંન્યાસીએ ધીરેથી કહ્યું: "मौनं स्वीकृतिलक्षणम्" અર્થાત્ ચૂપ રહેવુ એ સ્વીકૃતિનુ લક્ષણ છે આ વાત સાંભળતાજ સંન્યાસીમંડળીમા જોરથી હોહાકાર મચી ગયો. બધા શાંત થઇ ગયા પછી તેમણે

ધીરે ધીરે કંઇક શરમાતાં શરમાતાં કહ્યુઃ "આપ ગુરુજનો સમક્ષ હું શું મોં લઇને આવું! મારામાં એટલી યોગ્યતાજ ન લાગી કે આપનાં દર્શન કરી શકું; એટલેજ સંકોચ થી આવ્યો નહોતો."

વાત બદલી નાખીને પ્રકાશાનંદજીએ કહ્યું કે "તમે કટવાના કેશવ ભારતી પાસેજ સંન્યાસ લીધો છે ને?"

તેમણે ધીરેથી કહ્યુ કે "જી હા, તેઓજ મારા દીક્ષા-ગુરુ છે."

પ્રકાશાનંદજીએ કંઇક અચકાઈ અચકાઇને કહ્યુ કે "એક વાત પૂછવા ઇચ્છું છુ, તમે ખોટુ ન લગાડો તો પૂછું?"

તેમણે દીનતાભર્યા સ્વરે કહ્યુ કે "આપ કેવી વાત કરો છો! આપ તો મારા હિતનીજ વાત પૂછશો. આપ તો ગુરુજન છો, હંમેશાં મારૂ કલ્યાણજ ઇચ્છશો."

પ્રકાશાનંદજીએ કહ્યુ "હા, હુ એ પૂછવા ઇચ્છું છું કે, સંન્યાસીનો મુખ્ય ધર્મ છે કે તે ભિક્ષા ઉપર નિર્વાહ કરતો થકો સદા વેદાંતચિંતન કરતો રહે યુક્તિથી, શાસ્ત્ર-પ્રમાણથી તેમજ આપ્ત પુરુષોનાં વાક્યો દ્વારા આ સત્ય જેવા જણાતા જગતની નિસારતાનેજ સદા વિચારતો રહે. તમે વેદાન્તનુ ચિંતન છોડીને આ હરિનામસ્મરણ કેમ કરી રહ્યા છો?"

ચૈતન્યદેવે નમ્રતાપૂર્વક કહ્યુંઃ "ભગવન્! મારા ગુરુ દેવે મને એવોજ ઉપદેશ આપ્યો છે. તેમણે મને વેદાંત-શાસ્ત્રનો અનધિકારી સમજીને આ મંત્રનો ઉપદેશ દીધો અને આજ્ઞા આપી કે, આનોજ જપ કર્યા કરવો. તેમણે કહ્યુ હતું કે 'કળિયુગમાં બીજુ કોઇ સુગમ સાધનજ નથી.'

हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

તેથી હું રાત્રિ-દિવસ આનોજ જપ કરવા લાગ્યો. નિરંતર જપથી યા તેનુજ ધ્યાન રહેવાથી મારા મગજમાં

કંઇક ગરમી ચઢી ગઇ હતી. હું ગાંડો થઇ ગયો અને ઘર-બાર કંઇ પણ સારૂ લાગતું નહોતું. આંખોમાંથી આપો-આપજ આંસુ વહેવા લાગતાં હતાં. એટલે હું ગભરાયો અને મેં ગુરુ મહારાજને પૂછ્યુ કે "ભગવન્! આપે મને આ કેવો મંત્ર આપી દીધો! એનાથી તો હું ગાંડો થઈ ગયો છું. ત્યારે એ ગુરુ મહારાજે શ્રીમદ્ભાગવતના થોડાક શ્લોક સંભળાવીને મને કહ્યું કે "આ સ્થિતિ ખરાબ નથી. આ તો શુભ લક્ષણ છે. તું આ પ્રકારે જપ કરતો જા." તેથી ભગવન્! હું તેજ દિવસથી આ પ્રમાણે હમેશાં જપ કર્યા કરૂ છું. હમેશાં જપવાથી માનો કે અભ્યાસથી માનો પણ આ નામમાં એવી આસક્તિ થઈ ગઇ છે કે હું છોડવાની કોશિષ કરૂં તોપણ એ છૂટે તેમ નથી."

તેમની વાત સાંભળીને વાતને ઉડાવતાં પ્રકાશાનંદજી કહેવા લાગ્યા કે "હરિનામ-સ્મરણ ઘણું ઉત્તમ છે. કલિ-સંતરણ ઉપનિષદ્માં ભગવન્નામનો ઘણોજ મહિમા લખેલો છે; પરંતુ તમે બ્રહ્મસૂત્રો તરફ ઉદાસીન જેવા કેમ છો? વેદાન્તદર્શનને કેમ નથી માનતા?"

નમ્રતાપૂર્વક તેમણે કહ્યું કે "ભગવન્! એવો કયો વેદોનો માનનાર આસ્તિક પુરુષ હશે કે જે ભગવાન્ વ્યાસદેવજીનાં બ્રહ્મસૂત્રોને માનતો ન હોય?"

પ્રકાશાનંદજીએ કહ્યુ કે "વેદાંતસૂત્રોમાં નિર્વિશેષ બ્રહ્મનુ પ્રતિપાદન કરવામા આવ્યું છે. અહંગ્રહ-ઉપાસના દ્વારા નિર્વિશેષ બ્રહ્મનું ચિંતન નહિ કરતાં નામ-ગાનમાં રત રહેવું એ તો વેદાંતસૂત્રોને નહિ માનવા બરાબરજ છે."

તેમણે કહ્યું કે "હું આ વાત નથી માનતો કે, બ્રહ્મ-સૂત્રોમાં ભગવાન વ્યાસદેવે કેવળ નિર્વિશેષ બ્રહ્મનુંજ પ્રતિ-પાદન કર્યું છે. મારો મત તો એવો છે કે, એમાં સવિશેષ ગુણવિશિષ્ટ બ્રહ્મનુંજ વર્ણન પ્રધાનતઃ કરવામાં આવ્યુ હશે."

કંઇક ચમકીને અને ચારે તરફ સંન્યાસીઓના તરફ જોઇને પ્રકાશાનંદજી કહેવા લાગ્યા કે "આ તમે કેવી અ-

શાસ્ત્રીય વાત કરી રહ્યા છો ? બ્રહ્મસૂત્રના દરેક દરેક સૂત્રમાં નિર્વિશેષ નિર્ગુણ બ્રહ્મનુંજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ભગવાન્ શંકરાચાર્યે વિસ્તારપૂર્વક પોતાના ભાષ્યમાં આનું વર્ણન કરેલું છે. શું તમે શારીરક ભાષ્ય વાંચ્યું નથી અથવા શંકરાચાર્યનેજ નથી માનતા ?"

ઉત્તરમાં પ્રભુએ કહ્યું: "મેં શ્રીસાર્વભૌમ ભટ્ટાચાર્ય પાસે શારીરક ભાષ્ય સાંભળ્યું છે અને મારી તુચ્છ બુદ્ધિ પ્રમાણે કંઇક સમજ્યો છું પણ ખરો. ભલા, જગદ્ગુરુ શંકરાચાર્યને કોણ ન માને ? તેઓ તો દશનામી શાંકર સંપ્રદાયના આદિ આચાર્ય અને જગન્માન્ય ગુરુ છે. તેમનાં શ્રીચરણોમાં હું પૂર્ણ શ્રદ્ધા રાખું છું."

પ્રકાશાનંદજીએ કહ્યું કે "આ તો ન માનવા જેવુંજ થયું કે, તેમના ભાષ્ય વિરુદ્ધ તો વાતો કરો છો. ભગવાન વ્યાસના મૂળ ભાવોને તો શંકર ભગવાનજ સમજ્યા છે; તેમણે સમસ્ત ભાષ્યમાં તેજ એક નિર્ગુણ, નિર્વિશેષ ઉપાધિરહિત અખંડ સત્તાનું વર્ણન કરેલું છે જ્યારે જગત વાસ્તવમા કઇ છેજ નહિ અને જીવ-બ્રહ્મમા જ્યારે કઇ ભેદજ નથી; તો પછી સ્તુતિ કેવી ? વિનય અને પ્રાર્થના કેવાં ? બધું નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત બ્રહ્મસ્વરૂપ તો છે. બ્રહ્મ સિવાય કંઇ છેજ નહિ; જે કઇ આ દેખાય છે, તે સ્વપ્નના પદાર્થો સમાન મિથ્યા છે"

પ્રભુએ કહ્યુ: "વ્યાસ ભગવાને પોતેજ બ્રહ્મસૂત્રોનું ભાષ્ય કર્યુ છે અને તે ભાષ્ય કર્યા પછીજ તેમને શાંતિ પ્રાપ્ત થઇ છે. અને ત્યારથી તેમણે બીજું કંઈ પણ લખવાનુંજ છોડી દીધું છે. શ્રીમદ્ભાગવતજ બ્રહ્મસૂત્રોનું નિર્વિવાદ ભાષ્ય છે. ભગવાન વ્યાસદેવની એ અંતિમ કૃતિ છે. એમાં જે કંઇ કહેવામાં આવ્યુ છે તેજ સૌથી વધારે માન્ય છે.+ આપ તો સર્વશાસ્ત્રવેત્તા છો, ઠીક ઠીક બતાવો

---

\+ सर्ववेदान्तसारं हि श्रीभागवतमिष्यते ।
तद्रसामृततृप्तस्य नान्यत्र स्याद्रतिः क्वचित् ॥
(શ્રીમદ્ભાગવત, ૧૨-૧૩-૧૫)

કે, શ્રીમદ્ભાગવતમાં નિર્વિશેષ બ્રહ્મનું પ્રાધાન્ય છે કે સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રનેજ સવિશેષ પૂર્ણબ્રહ્મ પરમાત્મા બતાવવામાં આવ્યા છે?"

પ્રકાશાનંદજીએ કહ્યું કે "હા, એ તો સત્ય છે કે, શ્રીમદ્ભાગવતને ભગવાન વ્યાસદેવે બધાં શાસ્ત્રોનો સાર લઈને બનાવ્યું છે. શ્રી નારદજીના ઉપદેશથી તેમણે ભગવાનની લીલાઓનું વર્ણન કરવાથી પરમ શાંતિ પણ પ્રાપ્ત કરી છે અને આત્મારામ મુનિઓ સુદ્ધાંને માટે તેમણે ગ્રંથની શરૂઆતમાં ભગવદ્ભક્તિ કરતા રહેવાનો સંકેત કરીને તેનું કારણ બતાવ્યું છે કે:—

आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थं भूतगुणो हरिः॥

(શ્રીમદ્ભાગવત, ૧-૭-૧૦)

અર્થાત્ ભગવાનના ગુણોમાં દિવ્યતાજ એવી છે કે ગમે તેવા પણ અજ્ઞાનરહિત આત્મારામ મુનિ ભલેને હોય, તેઓ પણ ભગવાનની અહૈતુકી ભક્તિ કરેજ છે. આ વાત હું માનું છું; પરંતુ ભગવાન શંકરાચાર્યજીએ જે એકદમ સવિશેષ બ્રહ્મને ગૌણ બતાવીને અને પરમ સાધ્ય નિર્વિશેષ બ્રહ્મનેજ માન્યા છે એમ કેમ? એજ મારી શંકા છે."

પ્રભુએ કહ્યું કે "ભગવાન શંકરાચાર્ય શ્રીમદ્ભાગવતને પણ યથાવિધિ જાણતા હતા; ભાગવતમાં પણ તેમને પરમ શ્રદ્ધા હતી. વળી આ વાત તેઓ પણ જાણતા હતા કે શ્રીમદ્ભાગવત ભગવાન શ્રીવ્યાસદેવજી દ્વારા પ્રગટ થયેલું છે અને તેના પ્રતિપાદ્ય સવિશેષ સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રીકૃષ્ણજ છે. એમ હોવા છતાં પણ તેમણે નિર્વિશેષ બ્રહ્મનેજ પોતાના ભાષ્યમાં પ્રધાનતા આપતાં તેનેજ અંતિમ લક્ષ્ય માન્યું છે, એ તેમની મહાનતાજ છે. મહાન પુરુષો સિવાય આવું સાહસ બીજું કોઈજ કરી શકે નહિ. તેમણે લોકોના કલ્યાણને માટેજ આવું કર્યું છે."

પ્રકાશાનંદજીએ કહ્યુ: " સૂત્રોના અર્થનો અનર્થ કરવામાં કયુ લોકકલ્યાણ છે ?"

પ્રભુએ ધીરેથી કહ્યુ કે " ભગવન્ ! અર્થ કેવો અને અનર્થ કેવો ? એ તો બધા બુદ્ધિના વિકાર છે. અસલી પદાર્થ ક્યાંયે શબ્દો દ્વારા વ્યક્ત કરી શકાય છે અથવા તેની સિદ્ધિ તર્ક દ્વારા કરી શકાય છે ? અસલી પદાર્થ તો અનુભવગમ્ય છે. કોઇ પદનો કોઈ પણ અર્થ કરો, બધા ઠીક છે; અર્થ કરવામાં બુદ્ધિચાતુર્ય સિવાય બીજું છેજ શુ ? અર્થ કરવો, વ્યાખ્યાન કરવુ, ભાષ્ય અને પુસ્તકો રચવાં–એ બધાં લૌકિક બુદ્ધિનાં કામ છે, એનાથી મુક્તિ થોડીજ મળી શકે છે ? એ તો માત્ર લોકોનું મનોરંજન કરવાનાં સાધનજ છે."

પ્રકાશાનંદજીએ કહ્યુ કે "હા, એ તો બતાવો કે, ભગવાન શંકરે શું વિચારીને જગતને તદ્દન ઉડાવી દીધું અને નિર્વિશેષ બ્રહ્મનેજ પરમ સાધ્ય તત્ત્વ માન્યું ?"

તેમણે ધીરે ધીરે મધુર સ્વરમાં કહ્યુ કે " ભગવન્ ! શંકા અથવા તર્ક થવા એ અજ્ઞાન યા પૂર્વજન્મકૃત પાપોનુ ફળ છે. તે મહાભાગ પુરુષ ધન્ય છે, કે જેમને ઈશ્વરના અસ્તિત્વમા કોઇ પ્રકારની શંકાજ ઉઠતી નથી. તેઓ ઈશ્વરને સર્વશક્તિમાન અને સર્વાન્તર્યામી તથા ચરાચર વિશ્વના સાક્ષી માનીને તેમનુંજ ચિંતન કરતા રહે છે તેમને માટે વાંચવું, લખવું, વાતો કરવી અને ધ્યાન–ઉપાસના કરવાં આવશ્યક નથી. જે હમેશા ભગવાનને સર્વત્ર સમજીને અને બધામાં ભગવદ્બુદ્ધિ રાખીને વ્યવહાર કરશે, તેનાથી તો કદી પણ અનર્થનું કામ થવાનુ નથી અથવાર તો અજ્ઞાનનુ ચિહ્‌ન છે. જેને ભગવાનના સર્વાન્તર્યામીપણા ઉપર વિશ્વાસ નથી, જેના મનમાં જાત જાતની શંકાઓ ઉઠયાજ કરે છે, તેમને માટે શાસ્ત્ર છે, કે જે શાસ્ત્રો દ્વારા તેઓ પોતાની તાર્કિક બુદ્ધિને શ્રદ્ધાળુ બનાવી લે. ને અંતપર્યંત બુદ્ધિ તર્કમાંજ ફસાઈ રહી તો શાસ્ત્રોનું અધ્યયન

વ્યર્થ છે. શાસ્ત્રોના અધ્યયનનું ફળ તર્કાતીત થઇને શ્રદ્ધાળુ બનવાનું છે. જે જેવો તાર્કિક હોય છે, તેને માટે તેવાંજ શાસ્ત્રોની આવશ્યકતા હોય છે.

બે પ્રકારના પુરુષ હોય છેઃ– (૧) હૃદયપ્રધાન અને (૨) બુદ્ધિપ્રધાન; હૃદયપ્રધાન ઓછા હોય છે, બુદ્ધિપ્રધાન ઘણા હોય છે. બુદ્ધિપ્રાધાન્યવાળા તર્ક કર્યા સિવાય કોઇ-વાતને માનતાજ નથી. જેમ ઝેરની દવા ઝેરજ છે, અગ્નિ-થી દાઝેલાને તેલ લગાવીને અગ્નિ વડે શેકવાથીજ ઠીક થાય છે, તેજ પ્રમાણે તર્કવાળાઓની બુદ્ધિને તર્ક દ્વારાજ હરાવવી જોઇએ. તર્ક કરતાં કરતાં બુદ્ધિને એટલા સૂક્ષ્મ વિષયમાં લઇ જવી જોઇએ કે ત્યાંથી પછી આગળ જવાની બુદ્ધિની શક્તિજ રહે નહિ. તર્ક કરવાથી સ્થૂળ બુદ્ધિ સૂક્ષ્મ થઇ જાય છે, અને સૂક્ષ્મ બુદ્ધિજ પરમાર્થ તરફ આગળ વધી શકે છે. ભગવાન શંકરે તર્ક અને યુક્તિઓ દ્વારા ભગવત્તત્ત્વને એવી ખુબીપૂર્વક વર્ણવેલું છે કે ભારેમાં ભારે તાર્કિક પણ ત્યાંથી આગળ વધી શકતો નથી. સાચેજ, ભગવાન શંકરાચાર્યે તર્કનો અંત આણી દીધો છે. વેદાન્ત-શ્રવણ અને અધ્યયનનું એટલુંજ પ્રયોજન છે કે જેમની બુદ્ધિ તાર્કિક છે, તેઓ તેના દ્વારા તેને સૂક્ષ્મ અને સ્વચ્છ બનાવીને તેને પરમાર્થગામિની બનાવે. હમેશાં તર્કોમાંજ ફસાઇ રહેવું એ લક્ષ્ય નથી, કારણ કે પરમાથનો માર્ગ-જ તર્કાતીત છે.

અજ્ઞાનમાં અને શ્રદ્ધામાં આકાશ–પાતાળનું અંતર છે. અજ્ઞાનીને પણ તર્ક ઉઠતા નથી; પરંતુ તેને જ્યાં સુધી સાચી શ્રદ્ધા ન થાય ત્યાં સુધી તે પરમાર્થ તરફ થોડોજ આગળ વધી શકે છે! અને જેના હૃદયમાં શ્રદ્ધા છે, તે કદી અજ્ઞાની રહીજ શકતો નથી. કેમકે સાચી શ્રદ્ધા તો વિચારનો અંત આવ્યા પછીજ થાય છે. જ્યારે તર્ક અને શંકા ઉઠવી એ પૂર્વજન્મનાં કરેલાં પાપોનું ફળ છે, ત્યારે તર્ક ઉઠતાં આળસુ અને અજ્ઞાનીઓની પેઠે તેને દબાવવા

એ પણ મહાપાપ છે., એવો આળસુ પરમાર્થી થઇજ શકતો નથી. તે ખરો શ્રદ્ધાળુ ન હોઇને શ્રદ્ધાળુ બનવાનો ઢોંગ કરે છે અને ઢોંગીથી ભગવાન ઘણાજ દૂર છે.

જે હૃદયપ્રધાન, ભાવિક અને સરળ છે, તેના મનમાં શંકા ઉઠતીજ નથી. તે તો પોતાના વહાલાનાં ગુણગાન-જ સાંભળવા ઇચ્છે છે. તેને સવિશેષ અથવા નિર્વિશેષ-ની સિદ્ધિનુ કોઈ પ્રયોજન નથી. ભક્તિ કરતા ચાલો. સવિશેષ કે નિર્વિશેષ-જેવા પણ હશે તેવા તે આપોઆપજ પ્રગટ થઈ જશે. તેને માટે તો શ્રીકૃષ્ણના ચરણકમળજ સત્ય છે જગત ગમે તો સત્ય હો કે અસત્ય હો, તેની સાથે તેને કઇજ પ્રયોજન નથી. "*

પ્રકાશાનંદજીએ કહ્યુ· "ત્યારે તો એ દભ થયો કે સમજો છો કઇ બીજુ અને સિદ્ધ કરો છો કઇંક ત્રીજુજ! ભગવાન શકર તો આ જગતને ત્રણે કાળમા પણ સત્ય માનતા નથી, તેઓ તો એને અનિર્વચનીય બ્રહ્મની માયાનો એક ભ્રમપૂર્ણ વિસ્તારજ સમજે છે એમ માનનારા તેઓ સવિશેષ બ્રહ્મની ઉપાસના કરવાનું કેમ કરીને કહે?"

પ્રભુએ કહ્યુ કે "કહે શું? તેમણે પોતેજ કરી છે. હૃદયની ગતિને કોઇ રોકી શકે છે? જગત નથી, હું બ્રહ્મ-જ છું, એ મગજના વિચાર છે, તેમના હૃદયને તો પૂછો. તેઓ પોતે કહે છે કે–

सत्यपि भेदागमे नाथ तवाहं न मामकीनस्त्वम्।
सामुद्रो हि तरङ्गः क्व च न समुद्रो न तारङ्गः॥

"ગમે તો જીવ-બ્રહ્મમા ભેદ ન પણ હોય, તોપણ હે નાથ! હુ તમારો છુ; પરંતુ તમે પોતે મારા નથી 'સમુદ્રના તરગો' તો બધા કહે છે પરતુ તરગોનો સમુદ્ર એવુ કોઇ નથી કહેતું આ એ મહાપુરુષના વચન છે કે જે જીવનભર જીવ-બ્રહ્મની એકતાજ સિદ્ધ કરતા રહ્યા હતા"

---

* श्रीकृष्णचरणाम्भोज सत्यमेव विजानताम्।
जगत् सत्यमसत्यं वा नेतरेति मतिर्मम॥

આશ્ચર્યસહિત પ્રકાશાનંદજીએ કહ્યું: " એ તો આચાર્યનો વિનોદ છે, જેમ અહીં કલ્પિત જગત છે, તેમજ વ્યવહારમાં તેમણે આ વાત કહી દીધી છે. અસલમાં જ્યારે જગતનું અસ્તિત્વજ નથી, તો વિનતિ કેવી ને પ્રાર્થના કેવી ! હમેશાં પોતાને બ્રહ્મજ સમજતા રહેવાનો અભ્યાસ કર્યા કરવો જોઇએ. "

પ્રભુએ કહ્યું કે " ભગવન્ ! આપનું આ કથન બરાબર તો છે, પરંતુ તેમ છતાંયે હું એજ વાત ફરીથી કહું છું કે, આ સંસારથી ક્ષુબ્ધ થયેલી બુદ્ધિને બહલાવવાની વાત છે. સાચી શાંતિ તો હૃદયની વેદનાપૂર્વકની પ્રાર્થનાથીજ થાય છે. જ્યારે બધા તર્કો ભૂલી ભૂલીને એકાંતમાં ભગવાન શંકરાચાર્યજીની પેઠે આ પ્રકારે દીન થઇને પ્રાર્થના કરે ત્યારેજ હૃદયની સાચી શાંતિ મળી શકે છે. આચાર્યજી પોતાની પ્રસિદ્ધ ષટ્પદીમાં પ્રાર્થના કરે છે કે—

मत्स्यादिभिरवतारैरवतारवता सदा वसुधाम् ।
परमेश्वर परिपाल्यो भवता भवतापभीतोऽहम् ॥

સંસારને ત્રણે કાળમાં પણ સત્ય ન માનનારા ભગવાન શંકરાચાર્ય કહે છે કે, આપ મત્સ્ય વગેરે અવતાર ધારણ કરીને સદાકાળ પૃથ્વીનું પરિપાલન કરતા રહો છો. હે પ્રભો ! સંસારના તાપોથી તપેલો હું આપને શરણે આવ્યો છું, આપ મારી રક્ષા કરો. આ સાચા હૃદયનો અવાજ છે. "

પ્રકાશાનંદજીએ કહ્યું: "યથાર્થમાં તો આ જગત અસત્યજ છે અને જીવજ બ્રહ્મ છે; પરંતુ જે લોક આ નથી સમજતા અને અસત્ય જગતનેજ સત્ય સમજે છે, તેમને માટે જેમ ભગવાન શંકરે સંસારની વ્યાવહારિક સત્તા માની છે, તેજ પ્રકારે આ વ્યાવહારિક પ્રાર્થના છે. આમ તો મુક્તિ એજ જીવનું અંતિમ લક્ષ્ય છે અને ભ્રમ દૂર થતાંજ આ અજ્ઞાનનો નાશ થઇ જાય છે, અને અના-

નનો નાશ થતાંજ જીવ બ્રહ્મસ્વરૂપ થઇ જાય છે. થઇ શુ જાય છે, તેને પોતાના મૂળ સ્વરૂપનુ જ્ઞાન થઈ જાય છે!"

પ્રભુએ ઘણીજ નમ્રતાપૂર્વક કહ્યુ. "ભગવન્ ! આપ જ્ઞાની છો, પંડિત છો, શાસ્ત્રજ્ઞ છો, અમારા બધાના ગુરુ છો. આપની આગળ હું કહીજ શુ શકુ ? પરંતુ હુ ફરીથી કહીશ કે, આ હૃદયની વાત નથી વિચારોનુ સાફસાફ કરેલુ સ્વરૂપ છે ભગવન્ ! પ્રેમ એજ બ્રહ્મનુ સાચુ સ્વરૂપ છે. પ્રેમની પ્રાપ્તિ થવી એજ જીવનુ અંતિમ લક્ષ્ય છે એ કહેવાની ચીજ નથી તેનુ ગાન વાણીથી નહિ પણ હૃદયથી થાય છે. તે કહી શકાતી નથી, અનુભવ કરી શકાય છે, તે સિદ્ધ કરાતી નથી, તે સ્વત સિદ્ધ છે, તેને સાધનો દ્વારા કોઇ પ્રાપ્ત કરી શકતુ નથી, તેની પ્રાપ્તિ તો પ્રભુકૃપાથીજ થાય છે હુ ફરીથી કહુ છુ કે, ભગવાન શંકરે કેવળ મસ્તિષ્ક(બુદ્ધિ)પ્રધાન પુરુષોની બુદ્ધિને અત્યંત સૂક્ષ્મ કરવા માટેજ શારીરક ભાષ્યની રચના કરેલી છે તેમનુ હૃદય તો પ્રભુપ્રેમ આગળ મુક્તિ વગેરેને તુચ્છ સમજે છે તેઓ પોતેજ કહે છે કે—

काम्योपासनयार्थयन्त्यनुदिनं किञ्चित् फलं स्वेप्सितं
केचित् स्वर्गमथापवर्गमपरे योगादियज्ञादिभिः ।
अस्माकं यदुनन्दनाङ्घ्रियुगलध्यानावधानार्थिनां
किं लोकेन दमेन किं नृपतिना स्वर्गापवर्गैश्च किम् ॥

(પ્રબોધસુધાકર)

ઘણા લોકો પ્રતિદિન અનેક કામનાઓપૂર્વક ઉપાસના કરીને મનોવાંછિત ફળને ઇચ્છે છે, કેટલાક લોકો યજ્ઞયાગાદિ દ્વારા સ્વર્ગને ઇચ્છે છે, ઘણા યોગાદિ દ્વારા મુક્તિની પ્રાર્થના કરે છે, પરંતુ મને તો નંદનંદન શ્રીકૃષ્ણચંદ્રના ચરણકમળોના ધ્યાનમાજ તત્પરતાપૂર્વક યોજાઇ રહેવાની ઇચ્છા છે મારે ઉત્તમ લોકોનુ શુ કામ ? મારે રાજા બનીને, સ્વર્ગ પામીને અને અરે મોક્ષનું પણ મારે શુ કામ છે ?" તો ઇ [illegible]

રંગવાળાં ચરણોનું ધ્યાન રહ્યા કરે.''

આ શ્લોક કહેતાં કહેતાં ચૈતન્યદેવનું હૃદય ભરાઈ આવ્યું. તેમના શરીરમાં સઘળા સાત્વિક ભાવોનો ઉદય થઈ આવ્યો. તેમણે પોતાના ભાવનુ સંવરણ કરવા ઇચ્છ્યુ, પરંતુ તેઓ તેમ કરી શકયા નહિ. તેમની આંખો ઉંચી ચઢી ગઇ. શરીરમાંથી પરસેવો નીકળવા લાગ્યો. બેભાન થઇને તેઓ ત્યાંજ એક તકિયાને આધારે લચી પડયા. તેમની આવી દશા જોઇને પ્રકાશાનંદજી આશ્ચર્યચકિત થઇ ગયા અને પોતાના વસ્ત્ર વડે પોતેજ તેમને પવન નાખવા લાગ્યા. હાજર રહેલા બધા સંન્યાસીઓ ઉપર પ્રભુની વાતોની અને તેમની આ અદ્ભુત દશાની ઘણીજ સારી અસર થઇ. ઘણા તો તેજ સમયે 'હરિ, હરિ' ઉચ્ચારતા નાચવા લાગ્યા. પ્રકાશાનંદજીના હૃદયમાં પણ ખળભળાટ મચી ગયો. તેમનુ મન વરંવાર કહેતું હતું કે ''અરે મૂર્ખ ! તારા અજ્ઞાનને ફીટાડવાને માટે સાક્ષાત્ શ્રી હરિ સંન્યાસીનો વેષ ધારણ કરીને તારી આગળ હાજર છે. તું તેમનાં ચરણકમળો ગ્રહણ કરીને તારાં પૂર્વકૃત પાપોની માફી શા માટે માગતો નથી?'' પરંતુ આટલી મોટી પ્રતિષ્ઠાની લાલચ હજુ તેમના હૃદયમાંથી તદ્દન નાશ પામી નહોતી. તેઓ હૃદયથી તો પ્રભુનાં ચરણોના દાસ બની ચૂકયા હતા હૃદય તો તેમણે તેજ સમયે શ્રીકૃષ્ણ ચૈતન્યનામધારી હરિનાં ચરણકમળોમાં સમર્પિત કરી દીધું હતું, પરંતુ શરીરને હજુ સુધી લોકલજ્જાને લીધે સંભાળી રહ્યા હતા.

તેજ સમયે ચૈતન્યદેવને ભાન આવ્યુ; તેઓ કંઇક શરમિંદા થઇ જઇને તકિયાથી દૂર થઇને એક બાજુ બેસી ગયા. તેજ સમયે ભોજનને માટે તેડું આવી ગયુ. બધા ભોજન કરવા બેસી ગયા. તેમણે પણ ઘણાજ સંકોચથી સંન્યાસીઓ સાથે બેસીને ભિક્ષા કરી. અંતે તેઓ શ્રીપ્રકાશાનંદજીનાં ચરણોમાં પ્રણામ કરીને ભક્તો સાથે ચંદ્રશેખરને ઘેર ચાલ્યા ગયા.



# प्रकाशानंदनुं आत्मसमर्पण

भ्रातस्तिष्ठ तले तले विटपिनां ग्रामेषु भिक्षामट
स्वच्छन्दं पिब यामुनं जलमलं चीराणि कंथां कुरु ।
सम्मानं कलयाति घोरगरलं नीचापमानं सुधां
श्रीराधामुरलीधरौ भज सखे वृन्दावनं मा त्यज ॥

અર્થાત્ હે ભાઇ ! હું તમને બતાવું કે, કેવું જીવન ગાળવું જોઇએ ? ઠીક, તો સાંભળો. "જુઓ, વ્રજની પુણ્યભૂમિમાં કોઇ વૃક્ષની નીચે પડી રહો અને કદી ભૂખ લાગે તો આસપાસનાં ગામોમાં જઇને ટુકડા માગી લાવો. કોઇ સન્માનપૂર્વક ભોજન કરાવી દે અથવા બીજી કોઇ રીતે માન આપે તો તેને ભયંકર વિષ સમાન સમજો. જો ગામના મૂર્ખાઓ આવીને તમને હસે અને અપમાન કરે તો સમજવું કે, મને અમૃત પાઇ રહ્યા છે. પીવા માટે શ્યામ રંગવાળું સુંદર સ્વચ્છ યમુનાજીનું જળ અને ઓઢવા માટે રસ્તામાં પડેલાં ચીંથરાંની ગોદડી, એથી વધારે સંગ્રહ ઠીક નથી. બસ, શ્રીરાધારમણ બાંકાવિહારી મુરલીધરનું ધ્યાન કરતા કરતા વૃંદાવન છોડીને બીજે ક્યાંય પણ ન જાઓ."

ભક્તચિત્તચોર શ્રીગૌરાંગદેવે અદ્વૈત વેદાન્તના સમર્થ પંડિત શ્રી પ્રકાશાનંદજીના મનને બળપૂર્વક પોતાના તરફ આકર્ષી લીધું. તેઓ અજ્ઞાન ભોળા મનુષ્યની પેઠે ચૈતન્યદેવના મનોમન ચરણસેવક બની ગયા; કેમકે તેઓ પ્રભુના પોતાના સ્વજન હતા. પ્રભુના ચાલ્યા ગયા પછી પ્રકાશાનંદજી પોતાના મઠમાં પહોંચ્યા. ત્યાં તેમને કંઇ પણ સારૂં

લાગતું નહોતું. વેદાંતના ગ્રંથો તેમને આવા ધાતા હતા. તેમનુ ચિત્ત હવે શ્રી ચૈતન્યચરણોના ચિંતનમાંજ સુખનો અનુભવ કરવા લાગ્યું. મહાપ્રભુની મનોહર મૂર્તિ તેમના હ્રદયમાં સ્થપાઇ જ ગઇ હતી. તેઓ તો તેની અનુપમ રૂપમાધુરીનું મનોમન રસાસ્વાદન કરવા લાગ્યા. તેમના પોતાના પહેલાં કરેલા અપરાધોને માટે ઘણોજ પશ્ચાત્તાપ થવા લાગ્યો: "હાય ! જે આટલા સરળ, વિનમ્ર અને સુંદર છે, તેમના પ્રત્યે મેં કેવા કેવા કટુ શબ્દો કહ્યા હતા ! તેમનુ સ્વરૂપ કેટલુ તેજસ્વી, પ્રકાશમય અને આનંદમય છે; તેમના રોમરોમમાંથી પ્રેમનો પ્રવાહ ઉભરાઈ ઉભરાઈને નીકળ્યા કરે છે. સરળતાની તો સાક્ષાત્ સાકાર સજીવ મૂર્તિજ છે." શ્રીમત્ પ્રકાશાનંદજી એમ વિચારતાજ હતા તેવામાં મહારાષ્ટ્રીય સજ્જન ત્યાં આવી પહોંચ્યા. તેઓ સ્વામી પ્રકાશાનંદજીને પ્રણામ કરીને બેસી ગયા અને થોડી વાર પછી ધીરે ધીરે પૂછવા લાગ્યા કે "ભગવન્ ! આપે એ બંગાળી સ્વામીનાં દર્શન કર્યા. હવે તો આપે પ્રત્યક્ષજ જોયું ને કે તેમનુ શરીરજ પ્રેમમય છે."

આટલુ સાભળતાંજ પ્રકાશાનંદજીએ તેમના પગ પકડી લીધા અને રુદન કરતા કરતા કહેવા લાગ્યા કે "ભાઈ ! તમે તો મારો ઉદ્ધાર કરાવી દીધો. અભિમાનને વશ થઇને પોતાને પંડિત સમજનારા મેં પતિતે એ મહાપુરુષની કોણ જાણે કેટલીયે વાર નિંદા કરી હશે ? તેઓ તો સાક્ષાત્ ઈશ્વર છે, શરીરધારી નારાયણ છે. તેમણે જે વાતો કહી તે બધી સત્ય છે."

પોતાના પગને જલદીથી પાછા ખેંચી લઇને એ મહારાષ્ટ્રીય સજ્જને શ્રી પ્રકાશાનંદજીને કહ્યુ કે "ભગવન્ ! આપ આ મારા ઉપર કેવો ઘોર અપરાધ ચઢાવી રહ્યા છો ? મારે માટે તો આપ પણ સાક્ષાત્ શંકરરૂપ છો. આપને વળી જ્ઞાન કેવું અને અજ્ઞાન કેવું ! આપ તો સર્વજ્ઞ છો. લોકશિક્ષણને માટે અને ભક્તિનુ માહાત્મ્ય પ્રકટ કરવાને માટેજ

આપે આમ કર્યું છે. આપે આપના જીવનમાં આ વાતને પ્રત્યક્ષ કરીને બતાવી આપ્યું છે કે, ગમે તેટલો મોટો જ્ઞાની ભલેને હોય, પણ તેણે એ અરવિંદાક્ષ ભગવાન શ્રીહરિનો આશ્રય કદી પણ છોડવો જોઇએ નહિ. જે જ્ઞાનના અભિમાનમાં આવી જઇ અચ્યુતનો આશ્રય ત્યજી દે છે, તેનું અવશ્યજ અધઃપતન થઇ જાય છે. આપે તો આપના જીવનથી ભક્તિનું માહાત્મ્ય પ્રગટ કર્યું છે. ભગવન્ ! આપના ચરણોમાં મારા કોટી કોટી પ્રણામ છે હું તો આપને ઘણુંજ શ્રેષ્ઠ માનું છું."

આ પ્રકારે ઘણી વાર સુધી વાતો થતી રહી મહારાષ્ટ્રીય સજ્જન સ્વામીજી પાસેથી વિદાય લઇને પોતાને ઘેર ચાલ્યા ગયા બીજે દિવસે આ સુખદ સમાચાર સંભળાવવા માટે તેઓ પ્રભુની પાસે આવતા હતા, એટલામાં તેમને રસ્તામાંજ ગંગાસ્નાન કરીને પાછા ફરતા મહાપ્રભુ મળી ગયા જલદીથી તેમણે પ્રણામ કરીને કહ્યું "પ્રભો ! પ્રભો ! મહાન્ આશ્ચર્યની વાત ! આપની માયા અપાર છે પ્રભો ! ઓહો ! જે આપની આટલી બધી નિંદા કરતા હતા, તે વેદાંતશિરોમણિ શ્રીમત્ પ્રકાશાનંદજી હવે બાળકની પેઠે રડવા લાગ્યા છે. હવે તેમને વેદાન્તચિંતન ને શાસ્ત્રોનું પઠન-પાઠન કંઇ પણ ગમતું નથી, હવે તો તેઓ નિરંતર શ્રી ચૈતન્યચરણોનુંજ ચિંતન કર્યા કરે છે"

આ વાત સાંભળતાંજ પ્રભુ કૂદવા લાગ્યા અને પરમ પ્રસન્નતા દર્શાવતા કહેવા લાગ્યા કે "ભગવાન ઘણા દયાળુ છે, તેમણે પૂજ્યપાદ પ્રકાશાનંદજી ઉપર કૃપા કરી દીધી, તેમને પ્રેમદાન દઇને અપનાવી લીધા. અહા ! એ મહાપુરુષના ચરણોની રજને હું મારા મસ્તકે ચઢાવીને મારા જીવનને કૃતાર્થ કરીશ" આમ કહેતા કહેતા તેઓ બિંદુમાધવજીના મંદિરે દર્શન કરવા ગયા ભગવાનની એ મનોહર મૂર્તિના દર્શનોથી પ્રભુ ભાવાવેશમાં આવી જઇને નૃત્ય કરવા લાગ્યા. શ્રી સનાતન, ચંદ્રશેખર વૈદ્ય અને તપન મિશ્ર

વગેરે ભક્તો પણ તેમની સાથે તાળીઓ પાડી પાડીને નાચવા લાગ્યા અને—

हरिहरये नमः कृष्णयादवाय नमः ।
गोपाल गोविन्द राम श्रीमधुसूदन ॥

આ પદ સુંદર સ્વરે ગાવા લાગ્યા. મહાપ્રભુ બાહ્યજ્ઞાનશૂન્ય થઈને નૃત્ય કરી રહ્યા હતા. ઘણા દર્શનાર્થીઓ પ્રભુનું નૃત્ય જોવાને માટે એકઠા થઈ ગયા. સંકીર્તનનો સુમધુર ધ્વનિ સાંભળીને શિષ્યો સાથે શ્રી સ્વામી પ્રકાશાનંદજી પણ ત્યાં આવીને હાજર થયા અને તેઓ પણ પ્રભુના સ્વરમાં સ્વર મેળવીને—

हरिहरये नमः कृष्णयादवाय नमः ।
गोपाल गोविन्द राम श्रीमधुसूदन ॥

આ પદનું ગાન કરવા લાગ્યા. થોડીકજ વાર પછી પ્રભુએ સંકીર્તન બંધ કરી દીધું. તેમને હવે કંઇક બાહ્યજ્ઞાન થયું. સામેજ શિષ્યો સાથે પ્રકાશાનંદજીને જોઇને પ્રભુએ તેમનાં ચરણોમા ભક્તિભાવે પ્રણામ કર્યાં. એટલે પ્રકાશાનંદજી તેમના ચરણોમાં પડી ગયા. પોતાનાં ચરણોને જોરથી ખેંચી લઇને પ્રભુ દીનભાવે કહેવા લાગ્યા કે "ભગવન્! આ આપ કેવો અનર્થ કરી રહ્યા છો! ગુરુજન થઇને આપ મારા ઉપર આ પાપ શા માટે ચઢાવી રહ્યા છો? હું તો આપના શિષ્યોના શિષ્યોની પણ બરાબર નથી. જો કે આપની દૃષ્ટિમા બધુ બ્રહ્મરૂપજ છે, છતાં પણ લોકમર્યાદા પ્રમાણે પણ આપે આ પ્રમાણે કરવું ન જોઇએ. આપ તો મારે માટે પરમ વંદનીય છો."

ધીરે ધીરે પ્રકાશાનંદજીએ કહ્યું કે "પ્રભો! હું મારાં પૂર્વકૃત પાપોનું પ્રાયશ્ચિત્ત કરી રહ્યો છું. મેં આપની લોકો આગળ બહુ નિંદા કરી હતી."

પ્રભુએ કાનો ઉપર હાથ મૂકીને કહ્યું કે "શ્રી હરિ! શ્રી હરિ! આપ આ કેવી વાતો કરી રહ્યા છો! ગુરુજન

પોતાના શિષ્ય તથા સેવકોનું કદી બૂરૂ કરીજ શકતા નથી. તેઓ તો સદા તેમના કલ્યાણુનીજ વાતો વિચાર્યા કરે છે. આપ ભલા મારી કદી નિંદા કરી શકો ખરા?" આ પ્રકારે ઘણી વાર સુધી બન્ને મહાપુરુષો વચ્ચે વાતો થતી રહી. અંતે બન્ને એકબીજાથી વિદાય થયા.

સાયંકાળે એકલા શ્રી પ્રકાશાનંદજી પોતેજ મહાપ્રભુ પાસે આવ્યા. આવતાંજ તેમણે તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા અને એક સાધારણ શિષ્યની પેઠે નમ્રતાપૂર્વક એક બાજુ બેસી ગયા. પ્રભુએ તેમને જોરથી આલિંગન આપ્યુ અને ખેંચીને પોતાની પાસે બેસાડી દીધા.

ત્યારે પ્રકાશાનંદજીએ બન્ને હાથ જોડીને ઘણી નમ્રતાપૂર્વક કહ્યું કે "પ્રભો! મેં અત્યાર સુધી મારો અમૂલ્ય સમય અભિમાન અને આત્મશ્લાઘામાંજ વીતાવી દીધો છે. પરમાર્થથી તો હુ હજીસુધી તદ્દન અજ્ઞાનજ રહ્યો છું; તેથી હવે મારે શું કરવું જોઇએ, મારૂં મુખ્ય કર્તવ્ય શું છે? તે બધું બતાવો."

પ્રભુએ કહ્યું:–"ભગવન્! આપ સામાન્ય જીવ નથી; આપ તો જીવન્મુક્ત છો. આપ જે કંઇ કરવા ઇચ્છો છો અને આપ જે પણ કંઈ કરશો, તેનો એકમાત્ર ઉદ્દેશ્ય લોકસંગ્રહ અને લોકશિક્ષણજ હશે તેથી ભગવન્! હુ તો એજ માનું છું કે, પ્રાણિમાત્રનો પરમ પુરુષાર્થ શ્રીકૃષ્ણપ્રેમની પ્રાપ્તિ કરવાનોજ છે. પ્રભુનાં ચરણકમળોમાં પ્રીતિ થાય એજ સર્વ સાધનોનું અંતિમ ફળ છે અને બધાં કાર્ય આજ એક ઉદ્દેશની પૂર્તિને માટે કરવાં જોઇએ."

પ્રકાશાનંદજીએ પૂછયુ· "પ્રભો! પ્રભુનાં ચરણકમળોમાં પ્રેમ કેમ કરીને થાય?"

પ્રભુએ કહ્યુ· "સજાતીય અને વિજાતીય બે પદાર્થ છે. જીવ ભગવાનનો અંશ છે. જો તેને સજાતીય ભગવાન તરફ લગાડીશું, તો આનંદની પ્રાપ્તિ થશે અને વિજાતીય-સંસારી કામોમાં ફસાવી રાખીશું તો તે સદા દુઃખીજ

ા કરશે. તેથી અનન્ય ભાવથી એજ પ્રભુને શરણે જવા-
કલ્યાણ છે, એજ પ્રેમપ્રાપ્તિનો સર્વોત્તમ ઉપાય છે.”

પ્રકાશાનંદજીએ કહ્યું: “પ્રભો! શાસ્ત્રોનો સિદ્ધાંત
કે ‘**द्वितीयाद् वै भयं भवति**’ અર્થાત્ બીજાથી તો સદા
ત્રજ થયા કરે છે. એનો શો ઉદ્દેશ્ય છે? જ્યાં સુધી
ન્ય-સેવક ભાવ છે, ત્યાં સુધી દ્વૈત છે અને દ્વૈત ભયનું
રણ છે; તો પછી કયા ભાવથી શરણે જાઉં?”

પ્રભુએ કહ્યું: “ભગવન્! આપ ધ્યાનપૂર્વક આ વાતનો
ચાર કરો. વાસ્તવમાં એ વાત બરાબર છે કે, દ્વૈતમાં
દા ભયજ હોય છે. અદ્વૈત ભાવના વિના શાંતિ નથી.
રંતુ આપ વિચારો કે, અંશમાં અને અંશીમાં, સેવ્યમાં
ને સેવકમાં, સખા અને સખામાં, પિતામાં અને પુત્રમાં
થા પતિમાં અને પત્નીમાં શું દ્વિધા ભાવ રહે છે? જ્યાં
ત છે ત્યાં પ્રેમ ક્યાંથી? પ્રેમ તો એક થવાથીજ થાય
. જેને આપણે પોતાનો કહીને સ્વીકાર કરી ચૂકયા તે
ીજો રહીજ શકતો નથી. વ્યવહારમાં પણ જોવામાં
ાવે છે કે, જ્યારે કોઇ ગુપ્ત વાત કહેવાની હોય છે,
યારે કહેનાર પાસે બેઠેલા માણસો તરફ શંકાશીલ દષ્ટિ-
ી જુએ છે. ત્યારે સાંભળનારો કહે છે કે “તમે નિશ્ચિંત
ઇને કહો, અહીં કોઇ ‘બીજું’ નથી—અર્થાત્ બધા પોતા-
ાજ છે.” તેથી પોતાપણું સ્થપાઇ ગયા પછી ભયનું શું
ારણ? પછી તો રોજ બમણો આનંદ વધતોજ જાય છે.
સંબંધ પાંચજ પ્રકારે થઇ શકે છેઃ—અંશ—અંશીસંબંધ,
સ્વામી-સેવકસંબંધ; સખ્યસંબંધ, પિતા-પુત્રનો સંબંધ
અને પતિ-પત્નીનો સંબંધ. એમનેજ ક્રમ પ્રમાણે શાંત,
દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને કાન્તાભાવ કહે છે. આમાંથી
ભગવાન સાથે કોઇ પણ સંબંધ સ્થપાઇ ગયા પછી તેઓ
બીજા નથી રહેતા—પોતાનાજ થઇ જાય છે, દ્વૈત નહિ
રહેતાં અદ્વૈત બની જાય છે. શાંતભાવમાં ઐશ્વર્યની ભાવના
રહેવાથી કંઇક દ્વૈતનો અંશ બાકી રહી જાય છે. દાસ્ય-
ભાવમાં નિરંતર સેવકની ભાવના રાખવાથી શાંત કરતાં

દ્વૈતભાવ કંઇક ઓછો થઈ જાય છે; સખ્યમાં દાસ્યના કરતાં કંઇક ઓછો હોય છે; પરંતુ કંઇક દ્વૈત તો સખ્યમાં પણ રહ્યાજ કરે છે. વળી મિત્ર પોતાના મિત્ર પાસે એ ઇચ્છા તો રાખેજ છે કે તે પણ મારી સાથે સ્નેહ રાખે. સખ્ય કરતાં વાત્સલ્યભાવમાં દ્વૈત ઘણુંજ ઓછું થઇ જાય છે. કેમકે ખરો પિતા પોતામાં અને પુત્રમાં કોઈ પ્રકારનો ભેદભાવ સમજતો નથી. પુત્ર પિતાનો આત્માજ છે, પરંતુ તેમ છતાં પણ દ્વિધાભાવ તદ્દન નષ્ટ પામતો નથી. લાલન–પાલનજન્ય કંઇક સૂક્ષ્મ દ્વૈતાંશ પણ બાકી રહીજ જાય છે. હા, કાન્તાભાવમાં દ્વૈતનું નામ નથી. પત્ની પોતાના મનનેજ પતિના મનમાં મેળવી દેતી નથી, પરંતુ તે હૃદય સાથે હૃદય મેળવીને પોતાના શરીરને પણ પતિના શરીરમાં મેળવી દે છે. તેની બધી ચેષ્ટાઓ, બધી ક્રિયાઓ કેવળ પતિનાજ સુખને માટે હોય છે. તેને માટે પોતાનુ અસ્તિત્વ રહેતુંજ નથી. ત્યાં નથી તો સ્વામી–સેવક ભાવ કે નથી તો અંશાશી ભાવ. ત્યાં તો અદ્વૈતભાવ છે. પત્ની પોતાને માટે સુખ નથી ઇચ્છતી. તેને પોતાના સુખમાં પ્રસન્નતા નથી થતી. તેની પ્રસન્નતા તો પ્રિયતમની પ્રસન્નતામાં છે. વહાલો પ્રસન્ન છે માટે તેણે પણ પ્રસન્ન રહેવુ જોઈએ, કેમકે વહાલાથી અળગું તેનુ અસ્તિત્વજ નથી ત્યારે વહાલાથી તેને કોઇ ચેષ્ટા હોઇ પણ શી રીતે શકે? આનુજ નામ મધુરભાવ છે. આજ સર્વશ્રેષ્ઠ ભાવ છે. એમાં ભાવાન્વિત થયેલા પુરુષની બધી ક્રિયાઓ બંધ થઇ જાય છે, તેનુ પોતાપણું બિલકુલ નાશ પામી જાય છે, તેનુ શરીર યંત્રની પેઠે આપોઆપજ થોડી ઘણી ચેષ્ટાઓ કર્યા કરે છે. આવો ભાવ કોઇ ભાગ્યવાન પુરુષનેજ પ્રાપ્ત થઈ શકે છે. લાખોમાં શું, કરોડોમાં કોઇ એક આ ભાવવાળો પુરુષ હોય છે. પછી તેમનાં દર્શન તો કોઈ પરમ ભાગ્યશાળી પુરુષનેજ પ્રાપ્ત થઇ શકે છે. આપ તો શ્રીકૃષ્ણના પોતાના માણુસ છો. આપને માટે કયો ભાવ દુર્લભ છે? ભગવાને તો આપને પોતાના કહીને પસંદ કરી લીધા છે.



પ્રકાશાનંદજી પ્રભુને ચરણે પડ્યા.



જેને તેઓ પોતાનો કહીને સ્વીકારી લે છે, તેજ આ ભાવમાં દીક્ષિત થઇ શકે છે. યોગ-યજ્ઞ અને જપ-તપ કરીનેજ કોઈ પોતાને આ ભાવમાં દીક્ષિત થવાનો અધિકારી સમજી લે તો એ તેની અનધિકારચેષ્ટાજ કહી શકાય."

અત્યંત દીન ભાવે પ્રકાશાનંદજીએ કહ્યું કે "પ્રભો! આજે તો મારો પુનર્જન્મ થયો. હું મારૂ પરમ સદ્ભાગ્ય સમજું છું કે, ભગવાને મને પોતાને શરણે લઈ લીધો છે. હવે મારૂ પુનર્જન્મનુ નામ પાડો અને મને આજ્ઞા આપો કે હું કયાં રહુ અને શું કરું?"

પ્રભુએ પ્રેમપૂર્વક કહ્યું: "પ્રબોધાનંદજી! આપને જ્ઞાન તો પહેલેથીજ હતું, હવે પ્રભુની પરમ કૃપા થવાથી આપને શ્રેષ્ઠ જ્ઞાન થયું છે. તેથી આજથી પ્રકાશાનંદજીને બદલે આપનું નામ પ્રબોધાનંદજી થયું. રહેવાનું એકજ ઠેકાણુ છેઃ 'શ્રીવૃંદાવનધામ' અને કરવાનું એકજ કામ છેઃ શ્રીવૃંદાવનવિહારીનું અહર્નિશ નામસંકીર્તન. શ્રીકૃષ્ણ-કૃષ્ણ રટો અને વૃંદાવનમા રહો. એમાં પરમકલ્યાણ છે. પ્રાણી-માત્રના ઉદ્ધારનો આજ સર્વશ્રેષ્ઠ ઉપાય છે."

પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને શ્રીપ્રકાશાનંદજી તેજ સમયે પ્રભુની ચરણધૂલિ મસ્તક ઉપર ચઢાવીને મઠ, મંદિર, શિષ્ય, સંપત્તિ બધાને છોડીને શ્રીવૃંદાવન તરફ ચાલ્યા ગયા અને ત્યાં પહોંચીને કાલીયદમન ઘાટની પાસે રહેવા લાગ્યા અંતિમ જીવન તેમણે ઘણુાજ મધુર-ભાવથી વ્યતીત કર્યું. તેઓ પાગલની પેઠે હાથ ઉંચા કરી કરીને નૃત્ય કર્યા કરતા હતા. તેઓ હૃદયથી પોતાને શ્રીકૃષ્ણની સહચરી ગોપી સમજતા હતા. તેમનું મધુર-ભાવનું ગુપ્ત નામ હતું 'ગુણચૂડાસખી.' કાલિયદમન પાસે તેઓ એક ઝુંપડીમા રહીને અહોનિશ કૃષ્ણકીર્તન કર્યા કરતા હતા. સમર્થ પંડિત હોવાની સાથે સાથે તેઓ સં-સ્કૃતના સારા કવિ પણ હતા. તેમની કવિતા ઘણીજ સુંદર, સુલલિત તથા ભાવપૂર્ણ થતી હતી. તેમણે વૃંદાવનની પવિત્ર ભૂમિમાંજ પોતાના આ પંચભૌતિક શરીરનો ત્યાગ

કર્યો કાલિયદમનની પાસે અત્યાર સુધી તેમની સમાધિ અસ્તિત્વ ધરાવે છે

તેમના રચેલા 'શ્રીચૈતન્યચન્દ્રામૃત' 'શ્રીવૃન્દાવન-રસામૃત' 'શ્રીવૃન્દાવનશતક' અને 'શ્રીરાધા રસસુધા નિધિ'-એ ચાર ગ્રંથો જોવામા આવે છે તેમા હજારો શ્લોકો છે 'શ્રીચૈતન્યચન્દ્રામૃત' અત્યંત મધુર કાવ્ય છે. તેમના ઘણા છંદ તો એટલા ભાવપૂર્ણ છે કે વાચતાવાચતા ચિત્ત નાચવા લાગે છે તેમના એક એક પદથી મહાપ્રભુ પ્રત્યે ઉડી શ્રદ્ધા પ્રગટ થાય છે તેમને શ્રીચૈતન્યદેવના ચરણોમા ઘણીજ અનન્ય અને અહૈતુકી-નિષ્કામ ભક્તિ હતી શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણચૈતન્યના ગુણગાન કરવામાજ તેમણે પોતાની સુંદર કવિતાનો સદુપયોગ કર્યો છે સ્થાનાભાવથી અમે તેમની એ સુંદર કવિતાઓને અત્રે ઉદ્ધૃત કરી શકતા નથી 'ચૈતન્યચન્દ્રામૃત'મા એક સ્થળે શ્રીચૈતન્યદેવના ચરણોમા પોતાની પ્રગાઢ પ્રીતિ દર્શાવતા દર્શાવતા તેઓ કહે છે કે —

निष्ठां प्राप्ता व्यवहृतिततिर्लौकिकी वैदिकी वा
या वा लज्जा प्रहसनसमुद्गाननाट्योत्सवेषु ।
ये वाभूवन्नहह सहज प्राण देहार्थधर्मा
गौरश्चौरः सकलमहरत् कोऽपि मे तीव्रवीर्यः ॥

"ઘણાજ બળવાન કોઇ ગૌર વર્ણના ચોરે આવીને મારી લૌકિક અને વૈદિક વ્યવહારનિષ્ઠાને, (સંકીર્તન કરતી વખતે) ખૂબ જોરથી હસવુ, ગાવુ તેમજ નૃત્યોત્સવમા આવતી શરમને અને પ્રાણ તથા દેહના કારણસ્વરૂપ જે સ્વાભાવિક ધર્મ છે, એ બધાને જબરજસ્તીથી છીનવી લીધા-અર્થાત્ એ ગૌરાગ ચોરે મને બધી વસ્તુઓ વિનાનો બનાવી મૂક્યો" અહા ! ધન્ય છે, આવા લૂંટાયલા યાત્રીને અને લૂંટનારા ચોરને અમે લૂંટનારા ચોરને અને લૂંટાનારા મહાભાગ્યશાળી યાત્રીના ચરણોમા વારવાર પ્રણામ કરીએ છીએ



# श्री सनातन वृन्दावनमां अने प्रभु पुरीमां

कालेन वृन्दावनकेलिवार्ता लुप्तेति तां रुयापयितुं विशिष्य।
कृपामृतेनाभिषिषेच देवस्तत्रेव रूपञ्च सनातनञ्च॥
( શ્રી ચૈતન્યચન્દ્રાદય નાટક, ૮-૪૮ )

અર્થાત્ સમયના પ્રભાવથી શ્રીવૃંદાવનની કેલિકથાઓ લુપ્તપ્રાય થઇ ગઇ હતી, અને એજ લીલાઓને વિસ્તારપૂર્વક પ્રસિદ્ધ કરવાને માટે શ્રીગૌરાંગ મહાપ્રભુએ શ્રી રૂપ તથા શ્રી સનાતનને કૃપારૂપી અમૃત વડે અભિષિક્ત કરીને વૃંદાવન મોકલ્યા હતા

લગભગ બે માસ કાશીજીમા નિવાસ કરીને મહાપ્રભુએ બે મુખ્ય કાર્ય કર્યા એક તો સનાતનજીને શાસ્ત્રીય શિક્ષણ આપ્યુ અને બીજુ શ્રીમત્ પ્રકાશાનંદજીને પ્રેમ દાન દીધુ પ્રકાશાનંદજી જેવા સમર્થ પંડિતના ભાવપરિવર્તનને લીધે તેમની ખ્યાતિ સમસ્ત કાશીનગરીમા ફેલાઇ ગઇ ઘણા લોકો તેમના દર્શને આવવા-જવા લાગ્યા ઘણા વેદાંતી પંડિતો તેમને શાસ્ત્રાર્થ કરવા પડકારતા હતા. તેઓ નમ્રતાપૂર્વક કહી દેતા "શાસ્ત્રાર્થમા હું શુ જાણુ? જેમને શાસ્ત્રોના વાક્યોનાજ વાળની ખાલ ઉખડાવી હોય તેઓ ભલે ઉખેડ્યા કરે, હું તો શાસ્ત્રોનો એજ સાર સમજ્યો છુ કે, બધો સમય, સર્વત્ર અને સદાકાળ ભગવાન નારાયણનુંજ ધ્યાન કરવું જોઇએ જે આસ્તિક માણસ મારી આ વાતનું ખંડન કરે, તે મારી સામે આવે."

प्रभुनो आ जवाब सांभळीने बधा चूप थई जता अने मों फेरवीने चाल्या जता. बहु भीड अने लोकोनी अवर-जवरथी प्रभुनुं चित्त कंटाळी गयु हतुं. तेमने बहु वातो करवी प्रिय नहोती. तेओ श्रीकृष्णकथा सिवाय एक शब्द पण सांभळवा इच्छता नहोता. संसारी लोकोना समागमथी सांसारिक वातो नीकळीज पडती; ए वात प्रभुने पसंद नहोती. तेथी तेमणे तरतज पुरी जवानो निश्चय करी लीधो. प्रभुना निश्चयने समजीने दीनभावे हाथ जोडीने सनातनजीए पूछयुं के "प्रभो ! मारे माटे शी आज्ञा छे ?"

प्रभुए कह्युं के "तमे पण तमारा भाईनाज मार्गनु अनुसरण करो. वृंदावनमां रहीने तमे बन्ने भाइओ व्रज-मंडळनां लुप्त तीर्थोनो फरीथी उद्धार करो अने भगवाननी अप्रकट लीलाओनो भक्तिग्रंथद्वारा प्रचार करो. तमे बन्नेय भाइओ वैराग्यवान छो, पंडित छो, रसमर्मज्ञ छो, कवि-हृदयवाळा छो. तमारा द्वारा जे ग्रंथो रचाशे तेनाथी लोकोनु घणुज वधारे कल्याणु थशे व्रजमंडळमां आवेला गौडीय भक्तोनी देखरेखनु कार्य पण तमनेज सोंपु छु."

हाथ जोडीने लाचारीना अवाजे सनातनजीए कह्यु. "प्रभो ! हुं अधम भला आ आटला मोटा कार्यने योग्य केम करीने होइ शकुं ? परंतु मारे तेनी शी पंचात ? हु तो यंत्र छु, यंत्री जेम फेरवशे तेम फरीश. जे करा-वशो ते करीश आमा मारो पोतानो पुरुषार्थ तो कंईज काम आवशे नहि."

प्रभुए कह्यु -"तमे आ कार्यमा जोडाओ तो खरा; श्रीहरि पोतेज तमारा हृदयमा शक्तिसंचार करशे. तमारा हृदयमा आपोआपज श्रीकृष्ण-लीलाओनी स्फुरणा थवा लागशे." आ प्रकारे सनातनने समजावी-पटावीने प्रभुए तेमने वृंदावन जवा तैयार करी दीधा.

બીજે દિવસે પ્રાતઃકાળેજ પ્રભુએ ગંગાસ્નાન કરીને પુરી તરફ પ્રસ્થાન કર્યું. તપન મિશ્ર, ચંદ્રશેખર, રઘુનાથ, પરમાનંદ કીર્તનીઆ, મહારાષ્ટ્રીય બ્રાહ્મણ તથા સનાતન વગેરે પ્રભુના અંતરંગ ભક્તો તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. પ્રભુએ બધાને સમજાવી-પટાવીને પાછા વાળી દીધા. તેઓ બધાને પ્રેમપૂર્વક આલિંગન કરીને બળભદ્ર ભટ્ટાચાર્ય સાથે આગળ વધ્યા. ભક્તો મૂર્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગયા. શ્રી સનાતનજીને પ્રભુના વિયોગથી અપાર દુઃખ થયુ. ચંદ્રશેખર વૈદ્ય તેમને ગમે તેમ કરીને ઉપાડીને ઘેર લાવ્યા. બીજે દિવસે તેઓ પણ બધાની વિદાય લઇને રાજમાર્ગે વૃન્દાવન તરફ ચાલી નીકળ્યા.

આ તરફ સુબુદ્ધિરાય સાથે શ્રી રૂપજીએ બધાં વનોની યાત્રા કરી. તેઓ એક મહિના સુધી વ્રજમાં ભ્રમણ કરતા રહ્યા. પછી તેમને પોતાના ભાઈ સનાતનની ચિંતા થઇ, તેથી તેઓ તેમની શોધમાં પોતાના નાનાભાઈ અનૂપ સાથે સોરો થઇને ગંગાજીને કિનારે કિનારે પ્રયાગ થઇને કાશી પહોંચ્યા. કાશીજીમા આવીને તેમને સનાતનજી અને પ્રભુના સઘળા સમાચાર મળ્યા. શ્રી સનાતનજી મથુરામાં જઇને પોતાના બન્ને ભાઇઓની શોધ કરવા લાગ્યા. અકસ્માત્ એમને સુબુદ્ધિરાય સાથે મેળાપ થઈ ગયો. તેમની પાસેથી તેમને ખબર પડી કે, રૂપ અને અનૂપ તો કાશી થઇને પોતાનીજ શોધમા ગૌડ દેશ ગયા છે. રૂપજી ગંગાજીને કિનારેકિનારે આવ્યા હતા અને સનાતનજી સડકે સડકે ગયા હતા, તેથી રસ્તામાં એ બન્ને ભાઇઓનો મેળાપ થયો નહિ. સનાતનજી હવે પરમ વૈરાગી સન્યાસીની પેઠે ત્યાગમય જીવન ગાળતા ગાળતા વ્રજમંડળના લુપ્ત તીર્થોના ઉદ્ધારમાં પ્રવૃત્ત થયા. તેમને કોઈ ભક્ત પાસેથી મથુરામાં 'મથુરામાહાત્મ્ય' નામનુ પુસ્તક મળી ગયુ, અને તેને અનુસરીને તેઓ વ્રજમંડળનાં બધાં વનો અને કુંજોમાં ફરી ફરીને લુપ્ત તીર્થોની શોધખોળ કરવા લાગ્યા. તેઓ ઘર-ઘર ફરીને ટુકડા માગીને ખાતા હતા અને રાત્રે કોઇ ઝાડ નીચે પડી રહેતા

હતા. આ પ્રકારે તેઓ પોતાનું જીવન ગાળવા લાગ્યા.

આ તરફ મહાપ્રભુ ભક્તોથી વિદાય થઇને ઝાડીખંડને માર્ગે પુરી તરફ જવા લાગ્યા. રસ્તામાં ભિક્ષાનો પ્રબંધ પૂર્વવત્ બલભદ્ર ભટ્ટાચાર્ય કરતા હતા. કોઈ કોઈ વાર તો માત્ર શાક અને વનનાં કાચાં પાકાં ફળો પરજ નિર્વાહ કરવો પડતો. પ્રભુ રસ્તામાં—

राम राघव राम राघव राम राघव रक्ष माम् ।
कृष्ण केशव कृष्ण केशव कृष्ण केशव पाहि माम् ॥

આ પદનું સુંદર સ્વરે ઉચ્ચારણ કરતા જતા હતા. રસ્તામાં ચાલતાં ચાલતાં પ્રભુને ઘણીજ તરસ લાગી. તેમણે સામેથી આવતો એક ગોવાળનો છોકરો જોયો. તેના માથે એક મટકી હતી. પ્રભુએ તેને પૂછયુ કે "કેમ ભાઈ ! આમાં શું છે ?"

તે છોકરાએ ઘણીજ નમ્રતાથી કહ્યું કે "સ્વામીજી ! એમાં મઠો છે. હું મારા પિતાને તે આપવા માટે જાઉં છું."

પ્રભુએ કહ્યું કે "મને ખૂબ તરસ લાગી છે. તું મને આ મઠો પાઈ શકશે ?"

છોકરાએ કહ્યું કે "હું પાઇ તો દેત, પરંતુ મારા પિતા મારી રાહ જોતા હશે."

પ્રભુએ કહ્યું કે "ઠીક, તો તું આ તેમનીજ પાસે લઇ જા." આટલું કહીને તેઓ આગળ ચાલવા લાગ્યા. થોડી વારમાં એ છોકરાએ કંઇક વિચારીને કહ્યું કે "સ્વામીજી ! પાછા ફરો, આપ આ મઠો પી જાઓ."

પ્રભુએ કહ્યું કે "તારા પિતા નારાજ થશે તો પછી તું શું કહીશ ?"

તેણે કહ્યું કે "મહારાજ ! એમને માટે તો હું બીજો પણ લાવી શકીશ. મોડું થશે તો ભલે જરાક નારાજ થશે, પરંતુ આગળ કોણ જાણે આપને ક્યાંયે પાણી મળશે !

તાપ સખત પડે છે અને આપ તરસ્યા જશો, એથી મારૂં દિલ ધડકે છે. ગમે તે ભલેને થાય, પરંતુ હુ આપને તરસ્યા જવા નહિજ દઉ."

પ્રભુએ કહ્યુ કે "ના ભાઇ! ના, તારા પિતા તારા ઉપર નારાજ થાય એ બરાબર નહિ. મને તો કયાંક આગળ પાણી મળીજ જશે."

પ્રભુની આ વાત સાભળીને એ બાળકે આવીને પ્રભુના પગ પકડી લીધા અને રડતાં રડતાં મઠો પીવાની પ્રાર્થના કરવા લાગ્યો. દયાળુ પ્રભુ તેના આગ્રહને ટાળી શકયા નહિ અને તેના કહેવાથી તે માટીના મોટા વાસણ માંનો બધો મઠો પી ગયા. તે પીને પ્રભુએ જોરથી તે છોકરાને આલિંગન કર્યું. પ્રભુનુ આલિંગન પામતાજ તે પ્રેમમા ઉન્મત્ત થઇને 'હરિ, હરિ' કહી નૃત્ય કરવા લાગ્યો. તે સમયે તેની દશા અત્યંત વિચિત્ર થઇ ગઇ હતી. તેના શરીરમા સાત્ત્વિક ભાવોના ઉદય થવા લાગ્યો આ પ્રકારે પ્રભુ તે બાળકને પ્રેમદાન કરીને આગળ વધ્યા. પછી કેટલાક દિવસો બાદ પ્રભુ પુરીની નજીક પહોચી ગયા. દૂરથીજ તેમને શ્રીજગન્નાથજીની ધજા દેખાઈ શ્રીમંદિરની ધજાનાં દર્શન થતાજ, પ્રભુએ જમીન ઉપર સૂઇને જગન્નાથજીની ફરફરતી વિશાળ ધજાને પ્રણામ કર્યા અને તેઓ અઠારનાળા પહોચ્યા. અઠારનાળા પહોચીને તેમણે ભક્તોને ખબર આપવા માટે.બળભદ્ર ભટ્ટાચાર્યને મોકલ્યા અને પોતે ત્યાંજ થોડી વાર બેસીને રસ્તાનો થાક ઉતારવા લાગ્યા.





# पुरीमां भक्तोनुं पुनर्मिलन

अद्यास्माकं सफलमभवज्जन्म नेत्रे कृतार्थे
सर्वस्तापः सपदि विरतो निर्वृतिं प्राप चेतः।
किं वा ब्रूमो बहुलमपरं पश्यजन्मान्तरं नो
वृन्दारण्यात् पुनरुपगतो नीलशैलं यतीन्द्रः ॥

( શ્રીચૈતન્યચન્દ્રદય નાટક )

અર્થાત્ આજે અમારો જન્મ સફળ થયો, નેત્રોનુ અસ્તિત્વ સાર્થક થયું, શરીરના સમસ્ત તાપો આજ ક્ષણે વિલીન થઈ ગયા, હૃદય આનંદથી ઉભરાઈ ગયુ અને મનના બધા સંતાપો દૂર થઈ ગયા વધારે શુ કહીએ, આજે અમારો બીજો જન્મજ થયો છે, કેમકે યતીન્દ્ર શ્રીગૌર પ્રભુ ફરીથી નીલાચલ પધાર્યા છે

"સંન્યાસીચૂડામણિ શ્રીચૈતન્યદેવ વૃંદાવનથી પાછા નીલાચલ આવી ગયા છે" એ સુખદ સમાચારના શ્રવણ માત્રથીજ ગૌરભક્તોમા અપાર આનંદ ફેલાઇ ગયો છે તેઓ પરસ્પર પ્રસન્નતા પ્રગટ કરતા કરતા એકબીજાને આલિંગન કરવા લાગ્યા કોઇ જલદીથી દોડીને કાનોમા અમૃત સિંચન કરનાર આ પ્રિય સમાચાર બીજાને કહેતો ને સે ત્રીજા પાસે દોડી જતો આ પ્રકારે ક્ષણવારમાજ આ સમાચાર સમસ્ત જગન્નાથ પુરીમા ફેલાઇ ગયા

મહાપ્રભુ જ્યારે વૃંદાવન જતા હતા, ત્યારે બધા ભક્તોએ માની લીધુ હતું કે, પ્રભુના આ છેલ્લાજ દર્શન છે જે વૃંદાવનનુ નામ સાંભળતાજ મૂર્છિત થઇ જાય

છે, જેમની દૃષ્ટિમાં વૃંદાવનથી વધારે વિશ્વ–બ્રહ્માંડમાં કોઈ ઉત્તમ સ્થાનજ નથી, તેઓ શ્રીવૃંદાવન જઇને ત્યાંથી પાછા-જ શાના આવે ? હવે તો પ્રભુ વૃંદાવનવાસ કરતા કરતા એ બાંકાવિહારીની સાથે નિરંતર આનંદવિહારમાંજ નિમગ્ન રહેશે; પરંતુ જ્યારે ભક્તોએ સાંભળ્યું કે, તેઓ વૃંદાવનથી પાછા આવ્યા છે, ત્યારે તો તેમના આનંદની સીમાજ રહી નહિ અને બધા પ્રેમોન્મત્ત થઇને સંકીર્તન કરતા કરતા એક સ્થાને એકત્ર થવા લાગ્યા. બધા ભેગા થઇને પ્રભુને લેવા ચાલ્યા. સાર્વભૌમ ભટ્ટાચાર્ય અને રાય રામાનંદજી એ બધા ભક્તોના આગેવાન હતા. તેમણે દૂરથી જોયું કે, કાષાય વસ્ત્ર ધારણ કરેલા પ્રભુ શ્રીહરિનાં મધુર નામોનું ઉચ્ચારણ કરતા કરતા કોઇ મત્ત ગજેન્દ્રની માફક આનદમાં લવલીન થઇને શ્રી મદિર તરફ ચાલ્યા આવે છે; ત્યારે તો બધાએ જમીન ઉપર દંડવત્ પડીને તેમનાં ચરણકમળોમાં પ્રણામ કર્યાં. ચરણોમાં નીચે પડેલા બધા ભક્તોને પ્રભુએ પોતાના કોમળ હાથ વડે પોતેજ ઉઠાડ્યા અને બધાને એકે એકે ભેટયા. આજે ઘણા સમય પછી પ્રભુનુ પ્રેમાલિંગન પામીને બધાને પરમ પ્રસન્નતા થઈ અને સૌ પોતાના સદ્‌ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા.

ભક્તોને સાથે લઇને પ્રભુ શ્રીજગન્નાથજીનાં દર્શને ગયા. પૂજારીએ પ્રભુને જોતાંજ તેમનાં ચરણોમાં પ્રણામ કર્યાં અને તેમને જગન્નાથજીની પ્રસાદી માળા પહેરાવી તથા તેમના આખા શરીર ઉપર પ્રસાદી ચંદનનો લેપ પણ કર્યો. આજે ઘણા સમયે જગન્નાથજીનાં દર્શન કરીને ભક્ત-ચૂડામણિ શ્રી ગૌરાંગદેવ પ્રેમમા વિહ્વળ થઇને મોટેથી રુદન કરવા લાગ્યા. ભક્તોએ મદિરના આંગણામાંજ સકીર્તનની શરૂઆત કરી દીધી. નર્તકોના અગ્રણી શ્રીચૈતન્યદેવ બન્ને હાથ ઉચા કરી કરીને નૃત્ય કરવા લાગ્યા. મહાપ્રભુના નૃત્ય-ને જોવા માટે લોકોની અપાર ભીડ ત્યાં આવીને એકત્રિત થઈ ગઇ. બધા પ્રભુનુ ઉદ્દંડ નૃત્ય જોઇને પોતાની જાતનું ભાન ભૂલી ગયા અને ભાવાવેશમાં આવીને બધા—

हरिहरये नमः कृष्णयादवाय नमः ।
गोपाल गोविन्द राम श्रीमधुसूदन॥

નો ઉચ્ચાર કરતા નૃત્ય કરવા લાગ્યા.

થોડા સમય પછી પ્રભુએ સંકીર્તન બંધ કરી દીધું અને પોતે શ્રી મંદિરની પ્રદક્ષિણા કરીને ભક્તો સાથે કાશી મિશ્રને ઘેર પોતાના પહેલાંના નિવાસસ્થાને ગયા. મિશ્રજીએ પ્રભુનાં ચરણકમળોમાં પ્રણામ કર્યા. એટલામાંજ પરમાનંદપુરી પણ પ્રભુનું આગમન સાંભળીને અંદરથી બહાર નીકળી આવ્યા. તેમણે શ્રદ્ધાપૂર્વક પુરીજીનાં ચરણોમાં પ્રણામ કર્યા. પુરીજીએ તેમને આલિંગન કર્યું અને તેઓ તેમને હાથ ઝાલીને અંદર લઈ ગયા. બધાના બેસી ગયા પછી તેઓ પોતાની યાત્રાનો વૃત્તાંત કહેવા લાગ્યા. વ્રજમંડળની વાતો કરતાં કરતાં તેમનું મન ભરાઈ આવ્યુ અને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. એટલામાં સાર્વભૌમે પ્રભુને પોતાને ત્યાં ભિક્ષા કરવાની પ્રાર્થના કરી.

પ્રભુએ કહ્યુ કે "ભટ્ટાચાર્યજી ! આજે ઘણા સમયે હું ભક્તોને મળ્યો છું; તેમ છતાં પણ હું એકલોજ ભિક્ષા કરૂં, એ મને સારૂં લાગતું નથી. આજે તો મારી ઇચ્છા છે કે, મારા બધા ભક્તો સાથે અહીંજ ભગવાનનો પ્રસાદ જમું." આ વાતથી ભટ્ટાચાર્યને ઘણોજ આનંદ થયો. તેઓ કાશી મિશ્ર, વાણીનાથ તથા બીજા પણ બે-ચાર ભક્તોને સાથે લઇને મહાપ્રસાદ લેવા ચાલ્યા. બધા ભક્તોને જમવાયોગ્ય ઘણી ઉત્તમ ઉત્તમ અને ખૂબ પ્રસાદી વસ્તુઓ ભટ્ટાચાર્યજીએ ત્યાં લાવીને હાજર કરી દીધી. પ્રભુ ભક્તોને સાથે લઇને ઘણાજ સ્નેહપૂર્વક ભગવાનનો પ્રસાદ જમ્યા. પ્રભુના પ્રસાદ જમવાથી બધાને પરમ પ્રસન્નતા પ્રાપ્ત થઇ અને બધા પોતપોતાના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા. પ્રસાદ જમીને પ્રભુ વિશ્રામ કરવા લાગ્યા અને ભક્તો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

આ તરફ સ્વરૂપ ગોસ્વામીએ દામોદર પંડિત દ્વારા પ્રભુના આગમનના સમાચાર સુખદ નવદ્વીપમાં શચીમાતા, વિષ્ણુપ્રિયા તથા અન્યાન્ય બધા ભક્તો પાસે મોકલ્યા. પ્રભુના આગમનના સમાચાર સાંભળીને ગૌરભક્તો આનંદપૂર્વક નૃત્ય કરવા લાગ્યા. તેઓ જલદી જલદી રથયાત્રાના સમયની રાહ જોવા લાગ્યા. શ્રી શિવાનંદ સેન આ સમાચાર સાંભળતાંજ યાત્રાની તૈયારીઓ કરવા લાગ્યા. શાંતિપુરાધીશ શ્રી અદ્વૈતાચાર્ય પણ પોતાના બધા ભક્તો સાથે નીલાચલ જવામાટે તૈયાર થયા. શ્રી નિત્યાનંદજી પણ પોતાના પરિવાર સાથે પ્રભુનાં દર્શનની લાલસાથી પુરી પહોંચવાની ઉત્સુકતા પ્રગટ કરવા લાગ્યા. શ્રીખંડ, કુલિયાગ્રામ, કાંચનપાડા, કુમારહટ્ટ, શાંતિપુર તથા નવદ્વીપના સેંકડો ભક્તો પ્રભુનાં દર્શનની લાલસાથી ચાલ્યા. હમેશાંની પેઠે શ્રી શિવાનંદ સેનજીએજ બધાની યાત્રાનો પ્રબંધ કર્યો. બધા ભક્તો તથા ભક્તોની પત્નીઓ પ્રભુને માટે જાત જાતના પદાર્થો લઇને અને વિષ્ણુપ્રિયા તથા શચી માતાની આજ્ઞા લઇને પ્રભુનાં દર્શન માટે રથયાત્રાને દૃષ્ટિ સમક્ષ રાખીને પગે ચાલતાંજ પુરી તરફ ચાલી નીકળ્યાં. આ વખતે શિવાનંદજીની સાથે તેમનો કૂતરો પણ ચાલ્યો. તેમણે તેને ઘણો રોક્યો, પણ તે કોઇ પણ પ્રકારે રોકાયો નહિ. એટલે તો સેન મહાશય તેને સ્થળે સ્થળે ભોજન કરાવતા સાથોસાથજ લઇ ચાલ્યા. રસ્તામાં ઘાટવાળાઓએ કૂતરાને પાર ઉતારવામાં કેટલીયે જગ્યાએ અડચણ પણ ઉભી કરી, પરંતુ સેન મહાશય મોંમાગ્યા પૈસા આપીને તેને કોઇ પણ પ્રકારે પાર ઉતરાવીજ ગયા. એક દિવસ તેમને ઘાટવાળાઓ સાથે ઉતરામણનો હિસાબ કરતાં કરતાં ઘણી વાર થઇ ગઇ. તેમના નોકરો કૂતરાને ભાત આપવાનો ભૂલીજ ગયા. તેથી કૂતરો ગુસ્સે થઇને અને બધાનો સાથ છોડીને કોણ જાણે ક્યાંયે ચાલ્યો ગયો. જ્યારે શિવાનંદજીએ કૂતરાની શોધ કરાવી ત્યારે તેનો કંઇ પણ પત્તો [illegible]

બીજે દિવસે બધા ભક્તો પ્રભુની પાસે પહોંચ્યા. ભક્તોએ જોયું કે, એજ કૂતરો પ્રભુની પાસે બેઠો છે, અને પ્રભુ તેને પોતાના હાથ વડે ખીર ખવડાવે છે, અને હસતા હસતા તેને કહે છે કે-

કૃષ્ણ કહો રામ કહો હરિ ભજો બાવરે,
હરિકે ભજન વિનુ ખાઓગે કયા પાગરે

પ્રભુની મધુર વાણી સાંભળીને કૂતરો પ્રેમપૂર્વક પૂંછડી હલાવતો હલાવતો પોતાની ભાષામાં રામ, કૃષ્ણ, હરિ વગેરે ભગવાનનાં સુમધુર નામોનું કીર્તન કરતો હતો. શિવાનંદ સેન એ કૂતરાને પ્રભુની પાસે બેઠેલો જોઇને પરમ આશ્ચર્ય પામવા લાગ્યા. એ કૂતરો પહેલાં કદી પણ જગન્નાથ પુરી આવ્યો નહોતો અને ન તો તેણે પ્રભુનું નિવાસસ્થાન જોયુ હતું, તો પછી તે એકલોજ અહીં ક્યાંથી આવી પહોંચ્યો ? સેન મહાશય સમજી ગયા કે, આ કોઇ પૂર્વજન્મનો સિદ્ધ છે, કોઈ કારણવશાત્ તેને કૂતરાની યોનિ પ્રાપ્ત થઇ છે. ત્યારે તો પ્રભુ તેના ઉપર આટલો બધો પ્રેમ બતાવે છે. એમ વિચારીને તેમણે કૂતરાને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. કૂતરો પૂંછડી હલાવતોહલાવતો ત્યાંથી ક્યાંક બીજે ચાલ્યો ગયો આ પછી ફરીથી કોઈએ આ કૂતરાને જોયો નહિ.

મહાપ્રભુ બધા ભક્તોને મળ્યા. ભક્તોની પત્નીઓએ પ્રભુને દૂરથીજ પ્રણામ કર્યાં. પ્રભુ સ્ત્રીઓ તરફ ન તો કદી જોતા હતા, ન તો તેમનો સ્પર્શ કરતા હતા અને ન તો તેમના સંબંધી કંઇ વાત પણ સાંભળતા. સ્ત્રીઓની વાત નીકળતાંજ તેઓ ઘણા સંકોચ પામતા અને એ વાતને જલદી જલદી સમાપ્ત કરી દેતા.

નવદ્વીપમાં પ્રભુના ઘરની પાસે પરમેશ્વર નામનો એક પરમ ભક્ત રહેતો હતો. તે લાડુ વેચીને પોતાના પરિવારનો નિર્વાહ કરતો હતો. બાલ્યકાળથીજ તે તેમના પ્રત્યે પણોજ સ્નેહ રાખતો હતો. જ્યારે મહાપ્રભુ પણાજ નાના હતા,

ત્યારે પરમેશ્વર તેમને ખોળામાં બેસાડીને તેમની પાસે 'હરિ' 'હરિ' બોલાવ્યા કરતો હતો અને ખાવાને માટે રોજ લાડુ આપતો હતો. મહાપ્રભુ પણ તેના પર ખૂબ વહાલ રાખતા હતા હવે તે વૃદ્ધ થઈ ગયો હતો. આ વખતે તે પણ પોતાની પત્ની, પુત્ર અને પુત્રવધૂ સાથે તેમનાં દર્શન માટે આવ્યો હતો. અંદર પ્રભુ પાસે સ્ત્રીઓ જતી નહોતી, પણ તેઓ દૂરથીજ તેમનાં દર્શન કરતી હતી. ભક્ત પરમેશ્વરને આ વાતની શી ખબર ! તેણે પોતાના ધ્રૂજતા હાથ વડે જમીન ઉપર પડીને પ્રભુને પ્રણામ કર્યા અને પ્રેમપૂર્વક કહેવા લાગ્યો કે "પ્રભો ! આપના પરમેશ્વરને તો હવે ભૂલીજ ગયા હશો. મને હવે ભાગ્યેજ ઓળખતા હશો !"

પ્રભુએ તેને આલિંગન કરતાં કરતાં ઘણાજ સ્નેહથી કહ્યુ: "પરમેશ્વર ! તમને ભલા હું કેવી રીતે ભૂલી શકું ? તમારા લાડુ તો હજુ સુધી મારા ગળામાંજ છે, તે નીચે પણ ઉતર્યા નથી ! તમે મને પુત્રની પેઠે ચાહતા હતા."

પરમેશ્વરે ખૂબજ ઉલ્લાસપૂર્વક કહ્યુ. "પ્રભો ! આપનો પુત્ર, પુત્રવધૂ તથા ઘેરથી બધાં આપનાં દર્શન માટે આવ્યાં છે. તેઓ બધાં આપના દર્શનનાં ઉત્સુક છે." એમ કહીને ભક્તે બધાને પ્રભુનો ચરણસ્પર્શ કરાવ્યો. ભક્તવત્સલ પ્રભુ સંકોચને લીધે કશુ પણ કહી શક્યા નહિ. તેઓ શરમાઈને નીચું મસ્તક રાખીને છાનામાના બેસી રહ્યા. પરમેશ્વરના ચાલ્યા ગયા પછી ભક્તોએ તેને સમજાવ્યું કે, પ્રભુની પાસે સ્ત્રી-પરિવાર સાથે જવાતુ નથી. બિચારો સરળ ભક્ત આ વાત શુ સમજે ! તેના સમજવામાં કંઇ પણ આવ્યુ નહિ. એટલે ભક્તોએ તેને સમજાવી દીધું. આ પ્રમાણે બધા ભક્તો પ્રભુની પાસે રહીને પહેલાંની પેઠે સત્સંગસુખનો અનુભવ કરવા લાગ્યા. ભક્તોની પત્નીઓ વારી પ્રમાણે રોજ પ્રભુને નિમંત્રણ આપતી અને તેમને પોતાના નિવાસસ્થાને બોલાવીને ભિક્ષા કરાવતી.

આ તરફ પ્રભુનાં દર્શનની ... ... થી ... ૨૫...

પોતાના ભાઇ અનૂપ સાથે ગૌડ દેશ થઇને પુરી આવવા લાગ્યા. રસ્તામાં અનૂપજીને તાવ આવ્યો. દૈવવશાત્ તાવમાં ને તાવમાં તેઓ આ નશ્વર શરીરનો ત્યાગ કરીને પરલોકવાસી બની ગયા. શ્રી રૂપે અત્યંત દુઃખપૂર્વક પોતાના નાના ભાઇનું શરીર ગંગાજીના પાવન પ્રવાહમાં વહાવી દીધુ અને તેઓ સંસારની અનિત્યતાનો વિચાર કરતા કરતા પુરીમાં આવ્યા. શ્રી વૃંદાવનમાંજ તેમણે શ્રીકૃષ્ણલીલા વિષે એક નાટક લખવું શરૂ કર્યું હતું. રસ્તામાં તેઓ નાટકના વિષયને વિચારતા જતા હતા અને રાત્રે જ્યાં જ્યાં રહેતા હતા ત્યાં ત્યાં તે વિચારેલો વિષય લખી લેતા હતા. તેમની ઈચ્છા હતી કે, એકજ નાટકને બે ભાગોમાં વહેંચી નાખીશ. પૂર્વભાગમાં તો શ્રીકૃષ્ણની વૃંદાવનલીલાઓનું વર્ણન કરીને બીજા ભાગમાં દ્વારકાની લીલાઓનુ' વર્ણન કરીશ. આ વિચારથી તેઓ શ્રીકૃષ્ણની બધી લીલાઓને એકત્રરૂપેજ લખતા હતા. રસ્તામાં ચાલતાં ચાલતાં જ્યારે તેઓ ઓરિસ્સા દેશમાં 'સત્યભામાપુર' નામના ગામમાં આવ્યા, તો ત્યાં સ્વપ્નમાં શ્રી સત્યભામાજીએ પ્રત્યક્ષ થઇને તેમને આદેશ આપ્યો કે "તમે અમારી લીલાઓનું જુદુંજ વર્ણન કરો. વ્રજની લીલાઓ સાથે અમારૂ વર્ણન ના કરો." શ્રી સત્યભામાજીનો આદેશ થતાં તેમણે તેજ સમયે દ્વારકાની લીલાઓનુ જુદું વર્ણન કરવાનો નિશ્ચય કર્યો અને તેનું વર્ણન તેમણે 'લલિતમાધવ' નામના નાટકમાં કર્યું. તે સમયે 'વિદગ્ધ માધવ' અને 'લલિત માધવ' એ બે નામોની ઉત્પત્તિ થઈ.

નીલાચલમાં પહોંચીને તેઓ પ્રભુ પાસે ગયા નહિ. એ બન્નેય ભાઇ નમ્રતાની તો સજીવ મૂર્તિજ હતા, યવનોના સંસર્ગમાં રહેવાથી તેઓ પોતાને ઘણાજ નીચ સમજતા હતા અને એટલે સુધી કે મંદિરમાં દાખલ થઇને દર્શન પણ કરતા નહોતા; દૂરથીજ જગન્નાથજીની ધજાને પ્રણામ કરી લેતા હતા. તેથી રૂપજી મહાત્મા હરિદાસજીને સ્થાને જઇને ઉતર્યા. હરિદાસજી તો જાતે મુસલમાન

હતા, પરંતુ ગૌરભક્તો તેમનું ચતુર્વેદી બ્રાહ્મણોથી પણ વધારે સન્માન કરતા હતા. તેઓ પણ જગન્નાથજીના મંદિરમાં પ્રવેશ કરતા નહોતા. એટલે સુધી કે જે રસ્તેથી મંદિરના પૂજારી અને સેવક જતા હતા, તે રસ્તેથી પણ કદી જતા નહિ. પ્રભુ હમેશાં સમુદ્રસ્નાન કરીને હરિદાસજીને સ્થાને આવતા હતા. બીજે દિવસે જ્યારે પ્રભુ હમેશાંની પેઠે હરિદાસજીના આશ્રમે આવ્યા, ત્યારે શ્રી રૂપજીએ જમીન પર સૂઇને પ્રભુનાં ચરણકમળોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. પ્રભુની દૃષ્ટિ ઉંચી હતી. હરિદાસજીએ ધીરેથી કહ્યું: "પ્રભો ! રૂપજી પ્રણામ કરે છે."

રૂપનુ નામ સાંભળતાંજ ચમકીને પ્રભુએ કહ્યું: "હેં ! શું કહ્યું ? રૂપ આવ્યો છે શુ ?" એમ કહેતાં કહેતાં પ્રભુએ તેમને આલિંગન કર્યું અને તેમને ત્યાંજ રહેવાની આજ્ઞા આપી. આ પછી પ્રભુએ બધા ગૌડીય તથા પુરીના ભક્તોની સાથે શ્રી રૂપજીનો પરિચય કરાવ્યો. શ્રી રામાનંદ રાય તથા સાર્વભૌમજી બન્નેય કવિ હતા. રૂપજીનો પરિચય પામીને એ બન્નેય પરમ સંતુષ્ટ થયા અને પ્રભુને તેમની કવિતા સંભળાવવાની પ્રાર્થના કરવા લાગ્યા.

એક દિવસ પ્રભુ રાય રામાનંદજી, સાર્વભૌમ ભટ્ટાચાર્ય, સ્વરૂપ દામોદર તથા અન્યાન્ય ભક્તોને સાથે લઇને હરિદાસજીના નિવાસસ્થાન પર શ્રી રૂપજીનાં નાટકો સાંભળવા માટે આવ્યા. બધાના બેસી ગયા પછી પ્રભુએ રૂપજીને કહ્યું કે "રૂપ ! તમે તમારાં નાટકો આ લોકોને સંભળાવો. એ બધા કાવ્યમર્મજ્ઞ, રસજ્ઞ અને કવિ છે."

– આટલું સાંભળતાંજ રૂપજી શરમને લીધે જમીન તરફ જોવા લાગ્યા. તેમના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ; ત્યારે પ્રભુએ ઘણાજ સ્નેહપૂર્વક કહ્યુ કે "વાહ જી ! આ તો ભારે કરી ! અમે અહીં તમારી કવિતા સાંભળવા આવ્યા છીએ અને તમે શરમાઓ છો ! ! શરમાવાની શી વાત છે ? કવિતાનુ તો ફળજ એ છે કે, તે રસિકો

આગળ સભળાવવામાં આવે હાં, સભળાવો, સકોચ ના કરો. જુઓ, આ રાય ઘણા મોટા રસમર્મજ્ઞ છે. એમને તો અમે પકડી લાવ્યા છીએ ”

રાયે કહ્યુ કે “હા જી, સભળાવો. આ પ્રકારે શર માવાથી કામ નહિ ચાલે પહેલા તો આપના નાટકોના નામ કહો, પછી વિષય બતાવો, પછી તેના કેટલાક પ્રસગો વાચી સભળાવો ” આ પછી પણ રૂપ ચૂપજ રહ્યા. ત્યારે પ્રભુ પોતે કહેવા લાગ્યા –“ એમણે ‘લલિતમાધવ’ ‘વિદગ્ધ માધવ’–એ બે નાટક લખ્યા છે. ‘વિદગ્ધ માધવ’મા તો ભગવાનની વ્રજની લીલાઓનુ વર્ણન છે અને ‘લલિત માધવ’મા દ્વારકાપુરીની લીલાઓનુ છે એમની પાસેથીજ સાભળો એમણે રથની સમક્ષ નૃત્ય કરતા કરતા મારા ભાવોને સમજી જઈ જે શ્લોકો બનાવ્યા હતા, તે તો મે આપને સભળાવીજ દીધા છે, હવે એમના નાટકમાથી કઇક સાભળો ”

રાયે કઇક પ્રેમપૂર્વક ઠપકાના સ્વરમા કહ્યુ “ કેમ, કેમ ? સભળાવતા કેમ નથી ? જુઓ, પ્રભુ પણ કહે છે ! પ્રભુની આજ્ઞા નથી માનતા ? હા, પહેલા ‘વિદગ્ધ માધવ’નુ મગળાચરણ સંભળાવો નાન્દીના મુખેથી ભગવાનની વદ નામા જે પ્રારભમા શ્લોક કહ્યો છે, તેજ સભળાવો ” આટલુ સાભળતાજ શરમાતા શરમાતા શ્રી રૂપજી ધીરે ધીરે ‘વિદગ્ધમાધવ’નુ મગળાચરણ વાચવા લાગ્યા—

सुधानां चान्द्रीनामपि मधुरिमोन्माददमनी
दधाना राधादिप्रणयघनसारैः सुरभिताम् ।
समन्तात् सन्तापोद्गमविषमसंसारसरणी-
प्रणीतां ते तृष्णां हरतु हरिलीलाशिखरिणी ॥
(વિદગ્ધમાધવ નાટક ૧–૧)

અર્થાત્ જે ચદ્રમામા ઉત્પન્ન થયેલા અમૃતની મધુરતાના મદને પણ ચૂર્ણ કરનારી છે—એટલે કે ચદ્રામૃતથી પણ મીઠી છે, અને શ્રીરાધા વગેરે વ્રજાગનાઓના પ્રેમ-

રૂપી કપૂર વડે ખાસ સુગંધીદાર બનેલી છે. એ હરિ-લીલા-રૂપી શિખંડ સંતાપ ઉત્પન્ન કરનારા વિષમ સંસારમાર્ગ-માં ભ્રમણ કરવાથી ઉત્પન્ન થયેલી તૃષ્ણાને સર્વ બાજુથી મટાડી દો. ( દહીં, ખાંડ, કપૂર, ઇલાયચી, કેસર વગેરે નાખીને શ્રીખંડ-શિખંડ બનાવે છે. અહીં પ્રેમ, પ્રેમયુક્ત લીલા, હાવભાવ, કટાક્ષ અને વ્રજાંગનાઓનો પ્રબળ પ્રણય વગેરેને ભેળવીને હરિલીલારૂપી શિખંડ તૈયાર કરવામાં આવ્યો છે. )

શ્લોક સાંભળતાંજ બધા એકે અવાજે 'વાહ! વાહ!' કહેવા લાગ્યા. શ્રીરૂપજીનુ મુખ શરમને લીધે લાલ થઇ ગયું, તેઓ નીચું જોઇ રહ્યા હતા આથી રાયે કહ્યું કે " રૂપજી ! આપ તો ઘણાજ વધારે સંકોચાઓ છો. તેથી હવે, હું આપના કાવ્યની પ્રશંસાજ નથી કરતો. ઠીક, તો આ તો ભગવાનની વંદના થઈ. હવે ભગવત્ જે ગુરુદેવ છે, જે પ્રાણીઓના એકમાત્ર ભજન કરવા યોગ્ય અને ઇષ્ટ છે, ભગવત્-વંદના પછી તેમની વંદનામાં જે કંઇ કહ્યું હોય, તે પણ સંભળાવો. "

આ સાંભળીને શ્રી રૂપજી વળી વધારે સંકોચ પામ્યા. મહાપ્રભુ સમક્ષ તેમના સંબંધીજ શ્લોક વાંચવામાં તેમને ઘણોજ ગભરાટ થવા લાગ્યો; પરંતુ તેમ છતાંયે રાય મહાશયના આગ્રહથી અચકાઇ અચકાઇને તેઓ શરમાતા શરમાતા વાંચવા લાગ્યા—

अनर्पितचरीं चिरात् करुणयावतीर्णः कलौ
समर्पयितुमुन्नतोज्ज्वलरसां स्वभक्तिश्रियम् ।
हरिः पुरटसुन्दरद्युतिकदम्बसंदीपितः
सदा हृदयकन्दरे स्फुरतु वः शचीनन्दनः॥

( વિદગ્ધમાધવ નાટક ૧-૨ )

અર્થાત્ પોતાની ઉત્કૃષ્ટ અને ઉજ્જવળ રસમયી ભક્તિ-સંપત્તિને, જે ઘણા દિવસોથી કોઇને અર્પણ કરવામાં આવી

નથી, તે વહેંચવાને માટેજ જેમણે દયાવશ થઇને કલિયુગમાં અવતાર ધારણ કર્યો છે, તેઓ સુવર્ણ સમાન સુંદર કાંતિથી પ્રકાશમાન શચીનંદન (શ્રી ગૌરંગદેવ) તમારા હૃદયમાં આવિર્ભાવ-સ્ફૂર્તિ પામો.

આ સાંભળતાંજ પ્રભુ કહેવા લાગ્યાઃ "ભગવાન જાણે આ કવિઓને રાજાઓ સજા કેમ કરતા નહિ હોય? કોઇની પ્રશંસા કરવા લાગે છે તો આકાશ-પાતાળ એક કરી દે છે. એમનાથી વધારે જૂઠું બીજું કોણ હશે? આ શ્લોકમાં તો અતિશયોક્તિની હદ કરી નાંખી છે."

રાયે કહ્યું કે "પ્રભો! એ તો અમે સમજી શકીએ છીએ, યથાર્થ વર્ણનજ આ શ્લોકમાં કરવામાં આવ્યું છે. આવા સ્વાભાવિક ગુણપૂર્ણ શ્લોકની રચના બધા કવિઓ નથી કરી શકતા." આટલું કહીને રાયે 'વિદગ્ધમાધવ'ના બીજા પણ ઘણા પ્રસંગો સાંભળ્યા અને સાંભળીને તેમના કાવ્યની હૃદયપૂર્વક અત્યંત પ્રશંસા કરી. 'વિદગ્ધમાધવ' સાંભળીને રાય રામાનંદજી કહેવા લાગ્યા કે "આપના બીજા નાટક 'લલિત માધવ'ની મધુરતાની વાનગી પણ આ બધા હાજર રહેલા ભક્તોને ચખાડો. હા, તેનો પણ પહેલો મંગલાચરણનો શ્લોક સંભળાવો."

આ સાંભળીને શ્રીરૂપજી ફરીથી એજ હલકથી શ્લોક વાંચવા લાગ્યા-

सुररिपुसुदृशामुरोजकोकान् मुखकमलानि च खेदयन्नखण्डः।
चिरमखिलसुहृच्चकोरनन्दी दिशतु मुकुन्दयशःशशी मुदं वः॥

(લલિતમાધવ નાટક ૧-૧)

અર્થાત્ અસુરોની સ્ત્રીઓના સ્તનરૂપી ચકવાકોને અને મુખરૂપી કમળસમૂહોને જે શોકગ્રસ્ત બનાવે છે અને પોતાના ચકોરવૃંદસમાન સમસ્ત સુહૃદ્વર્ગને (પોતાનાં સુંદર શીતળ કિરણોથી) સુખી બનાવે છે, તેઓજ શ્રીમુકુંદના યશરૂપી પૂર્ણચંદ્ર તમને ચિરકાળ પ્રસન્નતા આપ્યા કરો,

ધન્ય છે, ધન્ય છે અને 'સાધુ સાધુ'નો ધ્વનિ સમાપ્ત થયા પછી રાય મહાશયે કહ્યું કે "શ્રીભગવાનની સ્તુતિ પછી ઇષ્ટસ્વરૂપ શ્રી ગુરુદેવની સ્તુતિમાં જે શ્લોક હોય તે પણ સંભળાવો. તેના શ્રવણથી અહીં હાજર રહેલા બધા ભક્તોને ઘણોજ આહ્‌લાદ થશે. હા, સંભળાવો."

પ્રભુના તરફ નહિ જોતાં ધીરે ધીરે શ્રીરૂપજી વાંચવા લાગ્યા—

निजप्रणयितां सुधामुदयमाप्नुवन् यः क्षितौ<br>
किरत्यलमुरीकृतद्विजकुलाधिराजस्थितिः ।<br>
स लुञ्चिततमस्ततिर्मम शचीसुताख्यः शशी<br>
वशीकृतजगन्मनाः किमपि शर्म विन्यसतु ॥

(લલિતમાધવ, ૧-૨)

અર્થાત્ જે અવનિ ઉપર ઉદય પામીને દ્વિજરાજની સ્થિતિમાં રહેતા થકા પોતાના પ્રેમરૂપી રસામૃતને વહેંચી રહ્યા છે અને અજ્ઞાનરૂપી અંધકારના સમૂહને દૂર કરે છે, તેઓજ સમસ્ત જગતના મનને વશ કરનારા 'શચીનંદન' નામના ચંદ્રમા અમારૂં કલ્યાણ કરો—અમારે માટે મંગલ વિધાન કરો.

આ શ્લોક સાંભળતાજ પ્રભુ કંઇક બનાવટી ક્રોધના અવાજે કહેવા લાગ્યાઃ "રૂપે બીજું આખું કાવ્ય તો ઘણુંજ સુંદર બનાવ્યું છે. તેનો એક એક શ્લોક અમૂલ્ય રત્ન સમાન છે, પરંતુ કોણ જાણે શું યે સમજીને તેમણે આ બે એક અતિશયોક્તિપૂર્ણ શ્લોકો મણિઓમાં કાચના ટુકડાઓની પેઠે ભેળવી દીધા છે."

આથી ભક્તોએ એકે અવાજે કહ્યુ કે "અમને તો એજ શ્લોકો સર્વશ્રેષ્ઠ જણાયા છે." વાતને અહીંજ સમાપ્ત કરવા માટે રાય મહાશયે કહ્યું કે "ઠીક, જવા દો આ વાત કાવ્યની મધુરતાનું આગળ પાન કરો. હા, રૂપજી ! આ નાટકના પણ ભાવપૂર્ણ સારા સારા ભાગો વાંચી સંભળાવો."

આટલુ સાંભળતાંજ શ્રી રૂપજી નાટકના બીજા બીજા ભાગોને સુંદર સ્વર સાથે સંભળાવવા લાગ્યા. બધા રસ-મર્મજ્ઞ ભકતો તેમના ભક્તિભાવપૂર્ણ કાવ્યની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યા. અંતે પ્રભુ રૂપજીનુ પ્રેમપૂર્વક આલિંગન કરીને ભકતોને સાથે લઇને પોતાને સ્થાને ચાલ્યા ગયા.

આ પ્રકારે ભકતો સાથે રથયાત્રા અને ચાતુર્માસના બધા તહેવારો તથા પર્વોને પહેલાની પેઠે ધામધૂમથી ઉજવીને આસોની દશેરા પછી ભકતોને ગૌડ જવા વિદાય કર્યા. નિત્યાનંદજીને પ્રભુએ પ્રતિવર્ષ પુરી ન આવવાનો પુન: આગ્રહ કર્યો, પરંતુ તેમણે પ્રભુપ્રેમને લીધે તેનો સ્વીકાર કર્યો નહિ. બધા ભકતો ગૌડ દેશ પાછા ફર્યા. શ્રી રૂપ થોડા દિવસો પ્રભુ પાસે વધારે રહ્યા. અંતે થોડા સમય પછી પ્રભુએ તેમને વૃંદાવનમાંજ જઇને રહેવાની આજ્ઞા આપી. પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને તેઓ ગૌડ દેશ થઇને વૃંદાવન જવા તૈયાર થયા. આજ તેમનો પ્રભુ સાથે છેલ્લો મેળાપ હતો. અહીંથી જઇને તેઓ અંતિમ સમય સુધી શ્રીવૃંદાવનની પવિત્ર ભૂમિમાંજ શ્રીકૃષ્ણકીર્તન કરતા કરતા નિવાસ કરવા લાગ્યા. વ્રજની પરમ પાવન ભૂમિને છોડીને તેઓ એક રાત પણ વ્રજની બહાર ગયા નહિ, પ્રભુએ જતી વખતે તેમને પ્રેમપૂર્વક આલિંગન કર્યું અને ભક્તિવિષયક ગ્રંથો રચવાની આજ્ઞા આપી. તેમણે તેમની આજ્ઞા શિરોધાર્ય કરીને શ્રીકૃષ્ણના ગુણગાનમાંજ પોતાનો બધો સમય ગાળ્યો. ગૌડમાં તેમની જે કંઇ ધન-સંપત્તિ હતી, તે કુટુંબીઓમાં રીતસર ભાગ કરી આપવા તેમને ગૌડ પણ જવુ હતું; તેથી તેઓ પ્રભુની વિદાય લઇને ગૌડ દેશમાંજ ગયા અને ત્યાં તેમને લગભગ એક વર્ષ ધનસંપત્તિની વ્યવસ્થા કરવા માટે રોકાવું પડયુ.



# नीलाचलमां सनातनजी

वृन्दावनात् पुनः प्राप्तं श्रीगौरः श्रीसनातनम् ।
देहपाताद्वन् स्नेहाच्छुद्धं चक्रे परीक्षया ॥
( શ્રી ચૈતન્ય ચરિ. અ લી. ૪-૧ )

અર્થાત્ શ્રી વૃંદાવનથી પાછા ફરેલા શ્રી સનાતનને મહાપ્રભુ શ્રીગૌરાંગદેવે શ્રીજગન્નાથજીના રથના ચક્ર નીચે કચરાઇ મરવાના વિચારથી હઠાવીને અને કઠિન પરીક્ષા કરીને શુદ્ધ બનાવી દીધા.

શ્રી રૂપ તો સપત્તિની વ્યવસ્થા કરવા માટે ગૌડ દેશમા રોકાયા છે હવે તેમના ભાઇ શ્રી સનાતનજીના સમાચાર સાંભળો. સનાતનજીએ 'મથુરામાહાત્મ્ય' પ્રાપ્ત કરીને તેને અનુસરીને વ્રજમ ડળની સમસ્ત તીર્થોની યાત્રા કરી. યાત્રા પછી તેમને પોતાના ભાઇને મળવાની તથા પ્રભુનાં દર્શન કરવાની ઇચ્છા થઇ. પોતાના ભાઇઓના સમાચાર જાણવા માટે તેઓ વ્રજથી નીલાચલ તરફ ચાલી નીકળ્યા. ગૌડ તો તેમને જવુજ નહોતુ, કેમકે જેલરને તેઓ એ વાતનુ વચન દઇ આવ્યા હતા. તેથી પ્રયાગથી કાશી થઇને ઝાડીના વિકટ માર્ગેથી તેઓ પુરી તરફ જ ઉપડયા. તેમણે બધા લોકોથી વપરાતા રાજમાર્ગે યાત્રા કરવાનુ ઉચિત માન્યુ નહિ, તેથી તેઓ જંગલના કાંટાળા ભયંકર માર્ગનાજ મુસાફર બન્યા. રસ્તામા જંગલની ઝાડીઓની ઝેરી હવા લાગવાથી તેમના આખા શરીરમાં ભયંકર દરાજ થઇ ગઇ. દરાજ પાકી પણ ગઇ અને તેમાંથી પરૂ વહેવા લાગ્યું હતું. ગમે તેમ કરીને તેઓ પુરી

પહોંચ્યા. પુરીમાં તેઓ ક્યાં ઉતરે? પહેલાં કદી આવ્યા નહોતા. એટલું તેમણે સાંભળી રાખ્યું હતું કે, મહાપ્રભુ ક્યાંક મંદિરની પાસેજ રહે છે; પરંતુ મુસલમાનોના સંસર્ગમાં રહેલા હોવાથી તેઓ પોતાને મંદિર પાસે જવાના અધિકારી જ માનતા નહોતા; તેથી તેઓ મહાત્મા હરિદાસજીનું સ્થાન પૂછતા પૂછતા ત્યાં જઈ પહોંચ્યા. હરિદાસજી તેમને જોતાંજ ખીલી ઉઠયા અને તેમને યથાયોગ્ય માન આપ્યું. સનાતન પ્રભુનાં દર્શનને માટે ઘણા ઉત્સુક થઇ રહ્યા હતા; પરંતુ મંદિરની પાસે ન જઇ શકવા માટે લાચાર હતા, એટલે હરિદાસજીએ તેમને ધીરજ આપતાં કહ્યું કે "આપ ગભરાઓ નહિ, પ્રભુ અહીં હંમેશાં આવે છે, તેઓ હમણાં આવતાજ હશે." એટલામાં જ બન્નેએ શ્રીહરિનાં મધુર નામોનું સંકીર્તન કરતા કરતા પ્રભુને દૂરથી આવતા જોયા. પ્રભુને જોતાંજ એક બાજુ ખસી જઇને શ્રી સનાતનજી જમીન પર દંડવત્ પડીને પ્રણામ કરવા લાગ્યા હરિદાસજીએ કહ્યું: "પ્રભો! સનાતન સાષ્ટાંગ પ્રણામ કરે છે." 'સનાતન અહીં ક્યાંથી?' એમ કહેતાં કહેતાં પ્રભુ જલદીથી સનાતનને આલિંગન કરવા દોડયા. પ્રભુને પોતાના તરફ આવતા જોઇને સનાતનજી જલદીથી ઉઠીને એક બાજુ દોડયા અને ભયભીત સ્વરે કહેવા લાગ્યા કે "પ્રભો! પ્રભો! હું નીચ એક તો આમેય અધમ, નીચ અને યવનનો સંસર્ગી હતો, તેમાં વળી મારા આખા શરીરે દરાજ થયેલી છે. આપ મારો સ્પર્શજ ના કરતા." પરંતુ પ્રભુ ક્યાં સાંભળે તેમ હતા! જલદીથી દોડીને તેમણે બળપૂર્વક સનાતનજીને પકડી લીધા અને તેમને ગાઢ આલિંગન કરતાં કરતાં તેઓ કહેવા લાગ્યા કે "આજે હું કૃતાર્થ થયો. સનાતનના શરીરનો સુંદર સુગંધ સૂંઘીને મારા લોકપરલોક બન્નેય સુધરી ગયા." સાચેજ, પ્રભુએ સનાતનજીના દિવ્ય શરીરમાંની દરાજમાંથી એક પ્રકારની દિવ્ય સુગંધનો અનુભવ કર્યો. સનાતનજી સંકોચને લીધે બેબાકળા થઈ ગયા. મહાપ્રભુની અપાર અનુ-

કંપાના ભારથી દબાયેલા તેઓ વિવશ થઇને જમીન તરફ જોવા લાગ્યા. મહાપ્રભુની નિષ્કામ કૃપાના સ્મરણથી તેમનું હૃદય પીગળી રહ્યું હતું અને તે પાણી બની બનીને આંખોદ્વારા વહેવાથી પ્રભુનાં ભગવા રંગનાં વસ્ત્રો ભીંજાઇ રહ્યાં હતાં.

થોડી વાર પછી પ્રભુ ત્યાંજ એક આસન ઉપર બેસી ગયા. નીચું મસ્તક કરીને સનાતનજી અને હરિદાસજી બેસી ગયા. પ્રભુએ ધીરે ધીરે શ્રીરૂપના આવ્યાનો અને તેમના મળવા વગેરેનો વૃત્તાંત સંભળાવ્યો. આ પ્રસંગમાં પ્રભુએ શ્રી અનૂપના પરલોકગમનના સમાચાર પણ સંભળાવી દીધા. ભાઇના વૈકુંઠવાસના સમાચાર સાંભળીને વીતરાગી મહાત્મા સનાતનજીનું પણ હૃદય ભરાઇ આવ્યું. તેઓ પોતાનાં અશ્રુઓના પ્રવાહને રોકી શક્યા નહિ. પ્રભુના કમળ જેવા મુખ ઉપર પણ કંઇક દુઃખના ભાવ જણાવા લાગ્યા. પ્રભુએ ધીરે ધીરે ગળગળા કંઠે કહ્યું કે "સનાતન! તમારા ભાઇએ સદ્‌ગતિ મેળવી છે. તેઓ પરમ ભાગવત પુરુષોના લોકમાં પરમાનંદ–સુખનો અનુભવ કરતા હશે. તેમનાથી વધારે સૌભાગ્યશાળી હોઇજ કોણ શકે! જેમણે દેહત્યાગ કરવા પહેલાં પોતાનાં ઘરબાર છોડયાં, વ્રજમંડળનાં બધાં તીર્થોની યથાવિધિ યાત્રા કરી અને અંતિમ સમયમાં પોતાના પરમ ભાગવત ગુરુસ્વરૂપ મોટા ભાઇ શ્રી રૂપજીના ખોળામાં મસ્તક રાખીને ભગવતી ભાગીરથીના રમ્ય તટ ઉપર આ નશ્વર શરીરનો ત્યાગ કર્યો અને શ્રીવૈકુંઠવાસી બની ગયા. એ મહાભાગ્યશાળીને માટે તમારે શોક કરવો ન જોઇએ. આવા મૃત્યુ માટે તો ઇન્દ્રાદિ દેવતાઓ પણ તલસે છે."

રૂંધાયેલા કંઠથી આંસુ લૂછતાં લૂછતાં શ્રીસનાતનજીએ કહ્યું: "પ્રભો! હું એ મહાભાગના શરીર માટે રુદન કરી રહ્યો નથી. તેઓ તો નિત્ય છે, શાશ્વત ધામમાં જઇને પોતાના ઇષ્ટદેવ શ્રીસીતારામજીના ચરણોના સેવક બની ગયા હશે; પરંતુ મને એ વાતનો અફસોસ રહી ગયો

કે, અંતિમ સમયે હું તેમનાં દર્શન કરી શકવા પામ્યો નહિ. હું અભાગીઓ તેમના મૃત્યુસમયનાં દર્શનથી ખરેખર વંચિત જ રહ્યો."

પ્રભુએ કરુણ સ્વરે કહ્યું: "રૂપ કહેતા હતા કે, તેમની નિષ્ઠા અલૌકિક હતી, અંતિમ સમયમાં તેમણે શ્રી સીતારામજીનું ધ્યાન અને સ્મરણ કરતાં કરતાં પ્રસન્નતાપૂર્વકજ શરીરનો ત્યાગ કર્યો હતો."

*સનાતનજીએ પશ્ચાત્તાપના સ્વરે કહ્યું:* "પ્રભો ! હું તેમની નિષ્ઠા આપની આગળ શું બતાવું ! આમ તો તેઓ મારા નાના ભાઇ હતા, પરંતુ નિષ્ઠામાં તેઓ અમારા બન્નેથી ચઢિયાતા હતા. તેમના જેવી નિષ્ઠા મેં આજ પર્યંત કોઇનામાં પણ જોઈ નથી. અમારી તો નિષ્ઠાજ શું, તેમની આગળ તો અમારી નિષ્ઠા નહિ બરાબરજ છે. તેઓ સદા અમારી સાથે રહેતા અને અમે ત્રણેય મળીને શ્રીમદ્ભાગવતની કથા સાંભળ્યા કરતા હતા. તેમના ઇષ્ટદેવ શ્રીસીતારામજી હતા. અમે બન્નેએ એક દિવસ પરીક્ષાને ખાતર તેમને કહ્યું કે "અનૂપ ! તમે પોતેજ સમજો છો, શ્રીરામચંદ્રજીની લીલાઓ કરતાં શ્રીકૃષ્ણચંદ્રજીની લીલાઓમાં વધારે માધુર્ય છે, તેથી તમે શ્રીકૃષ્ણને જ તમારા ઉપાસ્ય દેવ કેમ બનાવતા નથી? આથી ત્રણે ભાઇઓ શ્રીકૃષ્ણોપાસક થઈને સાથે સાથેજ ઉપાસના-ભજન અને કથા-કીર્તન કર્યા કરીશું." તેઓ અમને બન્નેને ખૂબ માન આપતા હતા. અમારી વાત તેમણે કદી પણ ઉથાપી નથી. અમારા આ કથનને તેમણે સ્વીકારી લીધું અને કહ્યું:- આપ બન્ને ભાઇજ મારા ગુરુ, માતા, પિતા તથા શિક્ષક છો. આપ જે પ્રમાણે કહેશો તેજ પ્રમાણે કરીશ. કાલે મને શ્રીકૃષ્ણમંત્રનીજ દીક્ષા આપી દેજો." એટલું કહીને તેઓ સૂવા ચાલ્યા ગયા. અમે જોયું તો તેઓ આખી રાત શોક કરતા રહ્યા હતા; એક ક્ષણ પણ સૂતેલા નહિ. પ્રાતઃકાળે તેમણે આવીને અમને કહ્યું કે "ભાઇઓ ! હું શું કરું ? આ

મસ્તક તો હું શ્રી રામચંદ્રજીનાં ચરણોમાં સમર્પણ કરી ચૂકયો છું. રાત્રે મેં ઘણો પ્રયત્ન કર્યો કે, મસ્તક પાછું ફેરવી લઉં, પરંતુ મારી હિંમત ચાલી નહિ. હું આ શરીરનો પ્રસન્નતાપૂર્વક ત્યાગ કરી શકું છું, પરંતુ મારાથી શ્રી સીતારામજીની ઉપાસના છોડી શકાશે નહિ. તેમની આવી અનન્ય નિષ્ઠા જોઇને અમને પરમ આશ્ચર્ય થયુ અને અમારી નિષ્ઠાને વારંવાર ધિક્કારવા લાગ્યા. એટલે પ્રભો! તેઓ મારા ભાઈ સાચેસાચજ અનૂપ હતા. તેમની ઉપમા કોઈની સાથે દઈજ શકાય તેમ નથી."

પ્રભુએ કહ્યું કે "યથાર્થ નિષ્ઠાજ એનું નામ છે; બરાબર આજ પ્રકારે મેં શ્રીરામોપાસક મુરારી ગુપ્તને પણ આજ વાત કહી હતી અને તેમણે પણ આજ ઉત્તર આપ્યો હતો. સેવ્ય–સેવકનો ભાવ આજ પ્રકારે અનન્ય અને દૃઢ હોવો જોઇએ, કે જે કોઇપણ પ્રકારનાં પ્રલોભન આવવા છતાં પણ ડગી શકે નહિ; અને ત્યારેજ તો પ્રભુપ્રેમની પ્રાપ્તિ થઇ શકે છે." આ પ્રકારે પ્રભુ ઘણી વાર સુધી શ્રી સનાતનજી સાથે વાતો કરતા રહ્યા. અંતે તેમને ત્યાં હરિદાસજીનીજ પાસે રહેવાની આજ્ઞા આપીને પોતે પોતાના સ્થાને ચાલ્યા ગયા. અને ગોવિંદને હાથે બન્નેને માટે શ્રી જગન્નાથજીનો મહાપ્રસાદ મોકલાવ્યો. આ પ્રકારે સનાતનજી પુરીમાંજ હરિદાસજીની પાસે રહેવા લાગ્યા. પ્રભુ નિયમિતપણે એ બંનેને મળવા આવ્યા કરતા હતા.

શ્રી સનાતનજી લગભગ ચૈત્ર માસમાં પુરી પધાર્યા હતા. તેઓ અંદર મંદિરમાં દર્શન કરવા નહિ જતાં દૂરથીજ મંદિરની ધજાને પ્રણામ કરી લેતા હતા. દેહના દંડ સારા સારા મહાપુરુષોને પણ ભોગવવા પડે છે. સનાતનજીની ભયંકર દરાજ હજુ સારી થઇ નહોતી. ખજવાળતાં ખજવાળતાં તેમના આખા શરીરમાં મોટાં મોટાં ચાંદાં પડી ગયાં અને તેમાંથી હમેશાં પરૂ વહ્યા કરતું હતું.

જેઠ મહિનો હતો. પ્રભુ પુરીથી ચાર–પાંચ માઇલ

દૂર યમેશ્વર ટોટામાં ગયા હતા. બાર વાગે તેમણે સનાતનને પણ ભિક્ષાને માટે ત્યાંજ બોલાવ્યા હતા. યમેશ્વર જવા માટે બે માર્ગ હતાઃ-એક તો સિંહદ્વાર થઇને સીધા સડકે સડકે જવાનું હોય છે અને બીજું સમુદ્રને કિનારે કિનારે પણ યમેશ્વર જઇ શકાય છે. જેઠના પ્રખર તાપને લીધે સમુદ્રકિનારાની રેતી ધગધગતી હતી. જો તેમાં કાચા ચણા નાખવામાં આવે તો ક્ષણવારમાં શેકાઈ જાય. તે રેતીમાં મનુષ્યની તો વાતજ શું, પશુ પણ બાર વાગે જતાં અચકાય; પરંતુ જ્યારે સનાતનજીએ સાંભળ્યું કે, પ્રભુએ મને બોલાવ્યો છે, ત્યારે તેઓ પોતાના ભાગ્યની પ્રશંસા કરતા કરતા એ રેતીવાળા માર્ગે ખુલ્લે પગેજ પ્રભુની પાસે પહોંચ્યા. શરીરને તો ટાઢ-તડકાનાં સુખ-દુઃખ અસર કરેજ છે. સનાતનજીના પગમાં મોટા મોટા ફોલ્લા પડી ગયા. પ્રભુએ તેમને જોતાંજ પૂછ્યું કે 'અરે, તમે આટલા તડકામાં કયાં થઇને આવ્યા છો?'

સરળતાપૂર્વક સનાતનજીએ કહ્યુંઃ "પ્રભો! સમુદ્રતટના રસ્તેથીજ આવ્યો છું."

પ્રભુએ તેમના પગ પરના ફોલ્લા જોઇ કહ્યુંઃ "જુઓ, ખુલ્લે પગે તપેલી રેતીમાં આવવાથી તમારા પગમાં ફોલ્લા પડી ગયા છે! તમે સિંહદ્વારને રસ્તેથી કેમ ન આવ્યા?"

સનાતનજીએ દીનતાપૂર્વક કહ્યુંઃ "પ્રભો! સિંહદ્વાર થઇને શ્રીજગન્નાથજીના સેવક તથા દર્શનાર્થીઓ આવે જાય છે, તેમને કયાંક ભૂલથી સ્પર્શ થઇ જાય તો હુંજ પાપનો ભાગીદાર બનું. એવા ભયથીજ હું સિંહદ્વાર થઇને નથી આવ્યો."

પ્રભુ એમની આવી મર્યાદા, દીનતા અને સરળતા જોઇને મનોમન ઘણાજ પ્રસન્ન થયા અને તેમને જોરથી ગાઢ આલિંગન કરતા કરતા કહેવા લાગ્યા કે "સનાતન! તમે ધન્ય છો, તમેજ વૈષ્ણવતાના સાચા રહસ્યને સમજ્યા છો. જોકે તમારે માટે સ્વયં કોઇ વિધિ-નિષેધ નથી, તેમ છતાં

પણ તમે લોકમર્યાદા માટે આવો વ્યવહાર કરો છો, એ સર્વશ્રેષ્ઠ છે. મનુષ્ય ગમે તેટલી ઉન્નતિ ભલેને કરી લે, પણ તેણે મર્યાદાનું ઉલ્લંઘન ન કરવું જોઇએ. કેમકે મર્યાદાભંગ કરવાથી લોકનિંદા થાય છે અને લોકનિંદાથી હમેશાં પતનનો ભય રહ્યા કરે છે." સનાતનના આલિંગનથી પ્રભુનાં સુવર્ણ સમાન સુંદર શરીરમાં કેટલીયે જગાએ પરૂ લાગી ગયું હતું, તેથી સનાતનજીને અપાર દુઃખ થયું. તેઓ વિચારવા લાગ્યાઃ "શું કરૂં, પ્રભુ તો મારૂં આલિંગન કર્યા વિના રહેતાજ નથી ! તેથી હવે આ ભયંકર શરીરને રાખીનેજ શું કરવું છે ? પ્રભુનાં દર્શન તો થઇજ ગયાં છે. રથયાત્રાને દિવસે જગન્નાથજીનાં એક વાર વધારે દર્શન કરીને તેમનાજ રથ નીચે ચગદાઇને મરી જઇશ."

મહાપ્રભુ તેમનો મનોભાવ સમજી ગયા. તેઓ એક દિવસ ભક્તોની સાથે આવીને સનાતનજી સાથે વાતો કરવા લાગ્યા. તેમણે વાતો કરતાં કરતાંજ કહ્યું કે "સનાતન ! શરીર ત્યાગવાથી તમે શો લાભ મેળવવા ધાર્યો છે ? મનુષ્યનો અંતિમ પુરુષાર્થ પ્રભુપ્રાપ્તિ છે. જો શરીરનો ત્યાગ કરવાથી પ્રભુપ્રાપ્તિ થઇ શકે તો હું હજારો વાર શરીર ધારણ કરીને તેને ત્યાગવા તૈયાર છું. આ પ્રકારે શરીર છોડી દેવું એ તામસી પ્રવૃત્તિ છે. જે સંસારી તાપોથી ખિન્ન થઇને, કોઈ કારણથી શરીરથી કંટાળી જઇને પ્રાણ ત્યાગે છે, તેમની સદ્‌ગતિ નથી થતી. તેમને પછી કર્મો ભોગવવા માટે આસુરી પ્રકૃતિનું શરીર ધારણ કરવું પડે છે. શરીરનો સદુપયોગ શ્રીકૃષ્ણસંકીર્તન કરવામાંજ છે. જો ભગવન્નામચિંતન અને સ્મરણ થયા કરે તો પછી શરીર ભલેને ગમે તેવી દશામા રહે, વિવેકી પુરુષે શરીરની કંઇ પણ પરવા કરવી ના જોઇએ"

પ્રભુની વાત સાંભળીને નીચું મસ્તક રાખીને સનાતનજીએ કહ્યુંઃ "પ્રભો ! આ નકામા અને અપવિત્ર શરીર-

થી તો હવે બીજાઓને દુઃખ દેવા સિવાય કોઇ પ્રકારનો લાભ થઈ શકશે નહિ.”

પ્રભુએ કહ્યું: “ તમારે નફા-નુકસાનની શી પરવા ? તમે તો તમારું શરીર મને સોંપી ચૂકયા છો. દાનમાં આપેલી વસ્તુને પાછી લઇને કોઇ તેનો મનમાં આવે તેવો ઉપયોગ કરી શકે કે ? તમારા આ શરીરનો હું ગમે તે ઉપયોગ કરૂ, પરંતુ તમને એને નષ્ટ કરવાનો અધિકાર નથી. એના વડે તો મારે મોટાંમોટાં કામ કરાવવાં છે.”

સનાતનજીએ ધીરેથી કહ્યું: “ પ્રભો ! આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની શક્તિજ કોનામાં છે ? આપ જેવી આજ્ઞા આપશો તેજ પ્રમાણે હું કરીશ.”

આ પ્રકારે સનાતનજીને સમજાવી-પટાવીને પ્રભુ ભકતો સાથે પોતાને સ્થાને ચાલ્યા ગયા.

સનાતનજીએ આત્મઘાતનો વિચાર તો છોડી દીધો, પરંતુ પ્રભુના આલિંગન કરવાને કારણે તેમને હમેશાં સંકોચ રહ્યાજ કર્યો. તેઓ હમેશાં પ્રભુથી દૂરજ રહેતા હતા, પરંતુ ચૈતન્યદેવ તેમને શોધી શોધીને આલિંગન કરતા. આથી તેઓ હમેશાં દુઃખી જેવા રહ્યા કરતા. એક દિવસ તેમણે પોતાની મનોવ્યથા પુરીમાંજ પ્રભુની પાસે નિવાસ કરનારા જગદાનંદ પંડિતને કહી. જગદાનંદજીએ કહ્યુ કે “આપે પુરીમાંજ રહેવું ઠીક નથી. અષાઢમાં રથયાત્રાનાં દર્શન કરીને અહીંથી સીધા વૃંદાવન ચાલ્યા જાઓ. આપને માટે પ્રભુએ એજ દેશ આપ્યો છે, તે પ્રભુએ આપેલા દેશમાં જઇને ભગવન્નામના જપ કરતા કરતા સમય ગાળો.”

સનાતનજીએ પ્રસન્નતા પ્રગટ કરતાં કરતાં કહ્યુ કે “પંડિતજી ! આપે આ ઘણીજ ઉત્તમ સલાહ આપી છે. અષાઢ પછી હું અહીંથી અવશ્યજ ચાલ્યો જઇશ.” આવો નિશ્ચય કરીને તેઓ રથયાત્રાની રાહ જોવા લાગ્યા. એક દિવસ વાતની વાતમાંજ તેમણે પ્રભુને કહ્યું: “પ્રભો ! મને

પંડિત જગદાનંદજીએ ઘણીજ સુંદર સલાહ આપી છે. રથ-યાત્રા કરીને હું વૃંદાવન ચાલ્યો જઈશ અને ત્યાંજ રહીશ.”

પ્રભુ જગદાનંદજીનો આવો ભાવ સમજીને તેમના ઉપર પ્રેમ-પ્રકોપ દર્શાવતા કહેવા લાગ્યા કે “જગદાનંદ હવે પોતાને ખૂબ મોટો પંડિત માનવા લાગ્યો છે કે, સનાતનજીને પણ શિખામણ આપવા લાગી ગયો છે. મને શિખામણ આપે તો તો ઠીક પણ કહેવાય, પરંતુ સનાતનજી તો હમણાંજ તેને સેંકડો વર્ષો સુધી ભણાવી શકે તેમ છે. મૂર્ખ ક્યાંનો આવ્યો છે! આજ કાલનો છોકરો થઈને આટલા મોટા માણસને સલાહ આપવા બેઠો છે.”

આ વાત સાંભળીને જગદાનંદજી તો સ્તબ્ધજ થઈ ગયા, કાપો તો શરીરમાંથી લોહી પણ ન નીકળે! તેઓ અશ્રુ ભરેલી આંખો વડે જમીન તરફ જોવા લાગ્યા. ત્યારે સનાતનજીએ ઘણાજ વિનમ્રભાવે પ્રભુના પગ પકડીને કહ્યું કે “પ્રભો! જગદાનંદજીએ તો મારા હિતનીજ વાત કહી છે. આપ મુજ પતિતનો સ્પર્શ કરો છો, આ વાતથી કોને દુઃખ નહિ થાય? હું પોતેજ સંકોચ પામ્યા કરૂં છું.”

પ્રભુએ ફરીથી તેજ સ્વરમાં કહ્યુઃ “એને મારા શરીરની આટલી બધી ચિંતા કેમ લાગી છે? એ તો શરીરનેજ સર્વ કંઇ સમજે છે. એને વૈષ્ણવોના માહાત્મ્યની કંઇ જ ખબર નથી. સનાતનજીના શરીરને એ બીજા સામાન્ય માણસોના શરીર જેવુ ગણે છે. એને એટલી ખબર નથી કે, સનાતનજીનુ શરીર ચિન્મય છે. એમને દરાજ અને કોઢ ક્યાં છે? આ તો તેમણે મારા પ્રેમની પરીક્ષા માટે પોતાના શરીરમાં ઉત્પન્ન કરેલી છે કે હું તિરસ્કાર કરીને તેમના શરીરનો સ્પર્શ ન કરૂ કોઇ ભાગ્યવાન પુરુષ સનાતનજીના શરીરને સૂંઘે તો ખરા! તેમાંથી દિવ્ય સુગંધજ નીકળ્યા કરે છે. હું કંઈ સનાતનજીના ઉપર કૃપા કરવા તેમનુ આલિંગન થોડાજ કરૂં છું! હુ તો તેમના શરીર-સ્પર્શથી મારા દેહને પાવન બનાવું છું.”

પ્રભુના મુખેથી પોતાની આટલી બધી પ્રશંસા સાંભળીને સનાતનજી રડતા રડતા કહેવા લાગ્યા કે "પ્રભો! મેં એવો કયો ભયંકર અપરાધ કર્યો છે, મારાં કયા જન્મોનાં અનંત પાપો આજે ઉદય પામ્યા છે કે આપ મને આ પ્રશંસારૂપી હળાહળ વિષ પાઇ રહ્યા છો. જગદાનંદજીનો આજે ભાગ્યોદય થયો છે. આજે ત્રણે લોકમાં તેમનાથી વધારે ભાગ્યવાન્ કોણ હશે કે જેમની વાત્સલ્યસ્નેહથી પુત્રની પેઠે પ્રભુ નિંદા કરી રહ્યા છે. હાય! આવી પ્રેમમય નિંદા જેમના ભાગ્યમા છે, તે પરમ સદ્ભાગી પુરુષ છે. હે કરુણાસાગર પ્રભો! આ અધમને કયા અપરાધથી પોતાપણાથી અળગો કરીને આપે આ પ્રશંસારૂપી સાપણને બળપૂર્વક મારા ગળામાં ભરવી દીધી છે! નાથ! હું હવે વધારે સહન કરી શકીશ નહિ"

સનાતનજીની આવી ભયભીત વાણી સાભળીને પ્રભુ કંઇક શરમિંદા થઇ ગયા અને ઘણાજ પ્રેમપૂર્ણ અવાજે જગદાનંદ તરફ જોઇને કહેવા લાગ્યા કે "જગદાનંદે મારા શરીરના સ્નેહથી અને તમારા આગ્રહથીજ આવી સલાહ આપી દીધી હશે મેં મારા ક્રોધના આવેશમા આવી વાતો તેમને માટે કહી નાખી, તેનુ કારણ મારો તમારા ઉપર સ્વાભાવિક સ્નેહજ છે. તમે આટલુ વર્ષ અહી મારી પાસેજ રહો. આવતે વર્ષે વૃંદાવન જજો" આટલુ કહીને પ્રભુએ સનાતનજીને ફરીથી જોરથી આલિંગન કર્યું. બસ, પછી શી વાત! કોણ જાણે એ દરાજ અને પીડા કયાયે ચાલ્યાં ગયા!! તેજ સમયે તેમની દરાજ સારી થઇ ગઇ અને બે–ચાર દિવસમાં તેમના ચાઠાં રૂઝાઇ જઇને તેમનું શરીર સુવર્ણ સમાન કાંતિવાળું બની ગયુ.

રથયાત્રા સમયે અદ્વૈતાચાર્ય, નિત્યાનંદ વગેરે બધા ગૌડીય ભક્તો દર વર્ષની પેઠે પોતાના સ્ત્રી–બાળકોની સાથે પુરી આવ્યા પ્રભુએ એ બધા સાથે સનાતનજીનો પરિચય કરાવ્યો સનાતનજી પ્રભુના પરમ કૃપાપાત્ર એ બધા

પ્રેમી ભક્તોનો પરિચય પામીને પરમ પ્રસન્ન થયા અને તેમણે બધાંનાં ચરણોમાં વંદન કર્યા. બધાએ સનાતનજીની શ્રદ્ધા, દીનતા અને તિતિક્ષાની ઘણી ઘણી પ્રશંસા કરી. વરસાદના ચાર મહિના રહીને બધા ભક્તો દેશ પાછા ફર્યા, પરંતુ સનાતનજી તો ત્યાંજ રહ્યા. તેઓ બીજે વર્ષે પ્રભુની વિદાય લઇને અને તેમની આજ્ઞા શિરોધાર્ય કરીને પુરીથી સીધાજ કાશી થઇને વૃંદાવન પહોંચ્યા. પુરીથી નીકળતી વખતે તેઓ બલભદ્ર ભટ્ટાચાર્ય પાસેથી તે રસ્તાના બધા સ્થાનોનાં નામ લખી ગયા હતા. જે રસ્તેથી પ્રભુ વૃંદાવન ગયા હતા તે બધા સ્થાનોનાં દર્શન કરતા કરતા અને પ્રભુની લીલાઓનુ સ્મરણ કરતા કરતા તેજ રસ્તેથી સનાતનજી વૃંદાવન સુધી જઈ પહોચ્યા. ત્યાં સુધી રૂપજી વૃંદાવનમા પહોચ્યા નહોતા. સનાતનજી ત્યાં વૃંદાવનનાં વૃક્ષોની નીચે પોતાનો સમય ગાળવા લાગ્યા. થોડા દિવસો પછી ગૌડ દેશથી શ્રી રૂપજી પણ વૃંદાવન પહોચી ગયા અને બન્ને ભાઇઓ સાથેજ શ્રીકૃષ્ણકથાકીર્તન કરતા કરતા સમય ગાળવા લાગ્યા.





# श्रीरघुनाथदासजीनो गृहत्याग

गुरुर्न स स्यात् स्वजनो न स स्यात्
पिता न स स्याज्जननी न सा स्यात् ।
दैवं न तत् स्यान्न पतिश्च सस्या-
न्न मोचयेद्यः समुपेतमृत्युम् ॥
( श्रीमद्‌भागवत, ५-५-१८ )

અર્થાત્ મૃત્યુના પાશથી બંધાયેલા પુરુષને જે સંસાર-બંધનથી છોડાવવા સમર્થ નથી થતા તે અક્ષરો શીખવવા છતા પણ વાસ્તવિક ગુરુ નથી. કુટુંબમા જન્મ લીધા છતા પણ સ્વજન નથી, વીર્યથી ઉત્પન્ન કરનાર હોવા છતા પણ સાચા પિતા નથી, શરીરને જન્માવનાર હોવા છતા પણ તે વાસ્તવિક માતા નથી, માનનીય હોવા છતા પણ તે યથાર્થ દૈવ નથી અને પાણિગ્રહણ કરવા છતા પણ તે સાચો પતિ નથી

સપ્તગ્રામના જમીનદાર શ્રી ગોવર્ધનદાસ મજૂમદારના પુત્ર શ્રી રઘુનાથદાસજીને વાચક ભૂલ્યા નહિ હોય શાતિપુરમા અદ્વૈતાચાર્યજીને ઘેર ઉતરેલા પ્રભુના તેમણે દર્શન કર્યા હતા અને પ્રભુએ તેમને વાદર–વૈરાગ્યનો ત્યાગ કરીને ઘરમાજ રહ્યા રહ્યા ભગવદ્‌ભજન કરવાનો ઉપદેશ આપ્યો હતો અને તેમણે ગૃહત્યાગનો અત્યત આગ્રહ કરતા પ્રભુએ કહી દીધું હતું કે "ઠીક, જોયું જશે, હમણા તો તમે ઘેર ચાલ્યા જાઓ, હુ તરતજ વૃદાવન જઇશ ત્યાથી પાછો ફરીને જ્યારે આવુ, ત્યારે જેમ ઉચિત લાગે તેમ કરજો"

હવે જ્યારે રઘુનાથજીએ સાંભળ્યું કે, પ્રભુ વ્રજ-મંડળની યાત્રા કરીને પુરી પાછા ફર્યા છે, ત્યારે તો તેઓ ચૈતન્યચરણોનાં દર્શન માટે ઘણાજ આતુર થઇ ગયા. તેમનું મન પ્રભુનાં ચરણકમળોના મકરંદનું પાન કરવા ગાંડું ગાંડું થઇ ગયું અને તેઓ ગૌરાંગનું ચિંતન કરતા કરતાજ સમય વ્યતીત કરવા લાગ્યા. ઉપરથી તો બધાં સંસારી કામો કર્યા કરતા, પરંતુ અંદર તેમના હૃદયમાં ચૈતન્યવિરહ-જન્ય અગ્નિ સળગ્યા કરતો હતો. તેઓ તેજ સમયે સર્વ કાંઇ છોડી દઇને ચૈતન્યચરણોનો આશ્રય લેઇ લેત, પરંતુ તે સમયે તેમના પરિવારમાં એક વિચિત્ર ઘટના બની ગઇ.

સપ્તગ્રામનો ઇજારો પહેલાં એક મુસલમાન જમીન-દારની પાસે હતો. તે તે ×મંડળનો ચોધરી–મુખી હતો, તેમાંથીજ તેને આ ઈલાકાનો અધિકાર પ્રાપ્ત થયો હતો. તે દર વર્ષે આવકનો ચોથો ભાગ પોતાની પાસે રાખીને ત્રણ ભાગ બાદશાહના દરબારમાં જમા કરાવતા હતા. એ મંડળની સઘળી આવક વાર્ષિક વીસ લાખ રૂપિયાની હતી. હિસાબ પ્રમાણે એ મજૂમદાર ભાઇઓએ પંદરલાખ રૂપિયા-રાજદરબારમાં જમા કરાવવા જોઇએ અને પાંચ લાખ પોતા-ની પાસે રાખવા જોઇએ; પરંતુ તેઓ પોતાના કાયસ્થ-પણાના બુદ્ધિકૌશલ્યથી બારજ લાખ જમા કરાવતા અને આઠ લાખ પોતે રાખી લેતા હતા. ઘણા સમયથી ઈજારો તેમનીજ પાસે હોવાથી તેમને જમીનદાર થવાનો સ્થાયી અધિકાર પ્રાપ્ત થવો જોઇતો હતો, કેમકે બાર વર્ષે ઈજારો સ્થાયી થઈ જાય છે. આથી એ જૂના ચોધરીને રીસ ચઢી. તેણે રાજદરબારમાં પોતાનો અધિકાર જણાવીને એ બન્ને ભાઈઓ ઉપર મુકર્દમો ચલાવ્યો અને રાજમંત્રીને પોતાના પક્ષમાં મેળવી લીધો; તેથી તેમને પકડવાને માટે રાજ્યના

× દરેક બાજુએ વીસ વીસ અથવા ચાલીસ ચાલીસ યોજન જમીન ફેલાયલી હોય એવા ભાગને મંડળ કહે છે. જેમકે વ્રજમંડળ, કોરો-મંડળ [illegible]

અમલદારો આવ્યા. પોતાની ગિરફતારીના સમાચાર સાભળીને હિરણ્યદાસ અને ગોવર્ધનદાસ–એ બન્ને ભાઇઓ ઘર છોડીને નાસી ગયા. ઘર આગળ એકલા રઘુનાથદાસજીજ રહી ગયા. ચોધરીએ તેમનેજ પકડાવી દીધા અને કેદખાનામાં મોકલી આપ્યા. અહીં તેમને રોજ એટલા માટે ડરાવવામાં અને ધમકાવવામા આવતા હતા કે, તેઓ પોતાના કાકા (પિતાના મોટા ભાઈ) અને પિતાનું ઠેકાણુ બતાવી દે; પરંતુ તેમને તેમની કયાં ખબર હતી? તેથી તેઓ કઇ પણ બતાવી શકે તેમ નહોતા. આથી ગુસ્સે થઈને ચોધરી તેમને જાત જાતના દુ:ખ દેવાનો પ્રયત્ન કરતો. બુદ્ધિમાન અને કુશાગ્રબુદ્ધિ રઘુનાથદાસજીએ વિચાર્યું કે "આ રીતે કામ નહિ ચાલે કોઇ ને કોઇ પ્રકારે આ ચોધરીનેજ વશમા લેવો જોઇએ" એવો નિશ્ચય કરીને તેઓ મનોમનજ ઉપાય વિચારવા લાગ્યા. એક દિવસ જ્યારે ચોધરી તેમને બહુ હેરાન કરવા ઇચ્છતો હતો, ત્યારે તેમણે સ્વાભાવિક સ્નેહ દર્શાવતાં ઘણાજ કોમળ સ્વરે કહ્યુ કે "ચોધરીજી! આપ મને શું કામ હેરાન કરો છો? મારા કાકા, પિતા અને આપ, એ ત્રણે તો ભાઇ–ભાઇ છો. અત્યાર સુધી તો હું આપ ત્રણેને ભાઇજ માનું છુ. આપ ત્રણે ભાઇ ગમે તો આપસમાં લડો કે પ્રેમપૂર્વક રહો, તેમાં વચમાં મને શું કરવા હેરાન કરો છો? આપ તો આજે લડો છો, કાલે પાછા બધા ભાઇઓ એક થઇ જશો. હું તો જેવો તેમનો દીકરો તેવોજ આપનો દીકરો. હું તો આપને પણ મારા મોટા કાકાજ માનુ છું, આપ કઇ કોઈ અભણ તો નથીજ; બધી વાતો જાણો છો. મારી સાથે આવું વર્તન રાખવું આપને શોભા આપતું નથી."

ગુલાબના સરખા ખીલેલા મુખમાથી સ્નેહ અને સરળતાના આવા શબ્દો સાંભળીને ચોધરીનુ કઠોર હૃદય પણ પીગળી ગયું. તેણે પોતાના મોટામોટા હાથો વડે રઘુનાથદાસજીને છાતી સરસા દબાવ્યા અને આંખોમાં આંસુ લાવીને ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગ્યો કે "બેટા! સાચેજ,

ધનના લોભથી મેં ભારે પાપ કર્યું છે. તું તો મારા સગા પુત્રના સમાન છે; આજથી તું મારો પુત્ર થયો. હું હમણાંજ રાજમંત્રીને કહીને તને છોડાવી દઉં છું. તારા કાકા અને પિતા ભલેને ગમે ત્યાં હોય, તેમને ખબર પહોંચાડી દેજે કે, હવે ડરવાનું કંઇજ કામ નથી. તેઓ ખુશીથી પોતાના ઘરમાં આવીને રહે." આમ કહીને તેણે રાજમંત્રી દ્વારા રઘુનાથદાસજીને મુક્ત કરાવી દીધા અને તેઓ પોતાને ઘેર આવીને રહેવા લાગ્યા. હવે તો તેમને આ સંસારનું યથાર્થ રૂપ માલમ પડી ગયું. હજુ સુધી તેઓ માનતા હતા કે, આ સંસારમાં સંભવ છે કે થોડું ઘણું સુખ પણ હશે; પરંતુ આ બનાવથી તેમને ખબર પડી ગઇ કે, સંસાર દુઃખ અને કલહનું ઘરજ છે. કયાંક તો ગરીબાઇના દુઃખે દુઃખી થઇને લોકો મરી રહ્યા છે, તો ક્યાંક કામથી પીડાતા કામીલોકો કામિનીઓની પાછળ કૂતરાઓની પેઠે રખડ્યા કરે છે; કયાંક કોઈ ભાઇની સાથે લડી રહ્યો છે, તો કોઇ જગાએ પિતા-પુત્ર વચ્ચે કલહ ચાલે છે. કયાંક કોઇને દશ-વીસ ગામોની જમીનદારી મળી ગઇ છે અથવા રાજ્યની કોઇ સારી નોકરી અથવા રાજપદવી પ્રાપ્ત થઈ ગઇ છે, તો તે તેના મદમા ચકચૂર થઇને લોકોને તુચ્છ સમજે છે. કોઈની કવિતાની કલાકોવિદોએ પ્રશંસા કરી છે, તો તે પોતાનેજ ઉશના અને વેદવ્યાસ સમજે છે. કોઈ વિદ્યાના મદમાં, કોઇ ધનના મદમાં, કોઇ સંપત્તિ, અધિકાર અને પ્રતિષ્ઠાના મદમાં ચકચૂર છે. કોઇનો પુત્ર મૂર્ખ છે, તો તે તેનીજ ચિંતામાં સદા દુઃખી રહ્યા કરે છે. આથી ઉલટું કોઇનો પુત્ર સર્વગુણસંપન્ન હોય છે, તો તેને થોડોક રોગ થવાથી પિતાનુ હૃદય ધડકવા લાગી જાય છે. જો કયાંક તે મરણ પામ્યો તો પછી પ્રાણના નાશ જેટલુ દુઃખ થાય છે. આવા સંસારમાં સુખ કયા, શાંતિ કયાં, આનંદ તથા ઉલ્લાસ કયાં ? અહીં તો જ્યાં જુઓ ત્યા ખેદ, ભયંકર દુઃખ અને જાત જાતની ચિંતાઓનુ સામ્રાજ્ય છે. સાચું સુખ તો

જવાથી પરમ શાંતિ પ્રાપ્ત થઈ શકે છે. જે પ્રતિષ્ઠા નથી ઇચ્છતા, નેતૃત્વ નથી ઇચ્છતા, માન, સન્માન કે મોટાઈ અને ગુરુપણાની જેમને ઈચ્છા નથી, વળી જે આ સંસારમાં પ્રખ્યાત પુરુષ થવાની વાસનાને બિલકુલ છોડી ચૂકયા છે, તેમને માટે શ્રીગુરુચરણો સિવાય કોઇ બીજું સુખકર, શાંતિકર, આનંદકર તથા શીતળતા આપનારૂ સ્થાન નથી; તેથી હવે હું સંસારી ભોગોથી ભરેલા આ ઘરમાં નહીં રહું. હવે હું શ્રી ચૈતન્યદેવનાં ચરણોનોજ આશ્રય ગ્રહણ કરીશ, તેમના શાંતિદાયી સુખમય ખોળામાં બાળકની પેઠે ક્રીડા કરીશ. તેમના અરુણ રંગવાળાં સુંદર ચરણતલને મારી જીભ વડે ચાટીશ અને તેજ અમૃતોપમ માધુરીથી મને તૃપ્તિ થઇ શકશે. ચૈતન્યદેવનાં ચરણકમળોના પાવન પરાગના સિવાય સુખનુ કોઈ પણ બીજું સાધન નથી. એમ વિચારીને તેઓ કેટલીયે વાર પુરી તરફ ભાગ્યા પણ ખરા; પરંતુ ધનવાન પિતાએ પોતાના સુચતુર અમલદારો દ્વારા તેમને ફરીથી પકડાવી મગાવ્યા અને હમેશાં તેમની દેખરેખ રાખવા માટે પાંચ-દશ પહેરેગીર તેમના ઉપર ગોઠવી દીધા. હવે તેઓ કેદીની પેઠે પહેરા નીચે રહેવા લાગ્યા. લોકોની દૃષ્ટિ બહાર તેઓ ક્ષણવાર પણ કયાંય એકલા જઇ શકતા નહોતા. આથી તેમની વિરહવ્યથા વળી વિશેષ વધી ગઇ. તેઓ "હા ગૌર! હા પ્રાણવલ્લભ!" કહી કહીને જોરથી રુદન કરવા લાગતા હતા. કોઈ કોઇ વાર જોરથી રુદન કરતાં કરતાં કહેવા લાગતા કે "હે હૃદયરમણ! આ વેદનાપૂર્ણ સાગરથી કયારે ઉગારશો? આપનાં ચરણોનુ શરણ કયારે આપશો? કયારે આ અધમને અપનાવશો? કયારે આને આપની પાસે બોલાવશો? આપની એ મધુમય અમૃતવાણીથી ભક્તિ-તત્ત્વનાં અમૃતભર્યાં વચનોથી આ હૃદયની ભડભડતી જવાળાને કયારે બુઝાવશો? ઓ મારા જીવનસર્વસ્વ! ઓ મારી હલેસાંવિનાની નૌકાના નાવિક! મારી જીર્ણશીર્ણ હોડલીના તારનાર પ્રભો! મને આ અંધારા કૂવામાંથી બાંય પકડીને બહાર કાઢો." એમના

આવા મોં-માથા વિનાના પ્રલાપ સાંભળીને પ્રેમમયી માતા-ને તેમને માટે અપાર દુઃખ થવા લાગ્યું. તેમણે પોતાના પતિ એમના પિતા ગોવર્ધનદાસ મજૂમદારને કહ્યું કે "આપણા કુળનો એકમાત્ર આધાર આ રઘુ ગાંડો થઈ ગયો છે. એને બાંધી રાખો; એ ક્યાંય નાસી જાય નહિ."

પિતાએ માર્મિક સ્વરે નિસાસો નાખતાં કહ્યું: "રઘુને બીજા પ્રકારનું ગાંડપણુ છે. તે સંસારી બંધનને છિન્ન ભિન્ન કરવા ઇચ્છે છે. દોરડાવડે બાંધવાથી એ રોકાશે નહિ. જેને કુબેરના જેટલી અતુલ સંપત્તિ, રાજાના સમાન અપાર સુખ, અપ્સરાના સરખી સુંદર પત્ની અને ભાગ્યહીનોને કદી પ્રાપ્ત ન થનારૂં અતુલનીય ઐશ્વર્ય પણુ ઘરમાં બાંધી રાખવા સમર્થ નથી, તેને બિચારૂં નિર્જીવ દોરડું કેટલા દહાડા બાંધી રાખી શકે ? માતા પોતાના પતિના ઉત્તરથી અને પુત્રના ગાંડપણુથી ઘણીજ દુઃખી થઈ અને પિતા સારી રીતે રઘુનાથ ઉપર નજર રાખવા લાગ્યા.

તેજ દિવસોમાં શ્રીપાદ નિત્યાનંદજી ગામડામાં ફરી ફરીને સંકીર્તનની ધૂમ મચાવતા હતા. તેઓ ચૈતન્ય-પ્રેમમાં પાગલ બનેલા પોતાના સેંકડો ભકતોને સાથે લઇને અહીં તહીં ઘૂમતા હતા. તેમના ઉદ્દંડ નૃત્યને જોઇને લોકો આશ્ચર્યચકિત થઈ જતા હતા, ચારે બાજુ તેમના યશ અને કીર્તિની ધૂમ મચી ગઈ હતી. હજારો, લાખો મનુ-ષ્યો નિત્યાનંદજીનાં દર્શન માટે આવવા લાગ્યા. તે દિવ-સોમાં ગૌડદેશમાં નિતાઇના નામની ધૂમ ચાલતી હતી. સારા સારા શેઠ-શાહુકારો અને જમીનદારો તેમનાં ચરણોમાં આવીને આળોટતા અને તેઓ તેમનાં મસ્તકો ઉપર નિર્ભય થઇને ચરણુ મૂકતા. તેઓ કૃતકૃત્ય થઇને પાછા ફરતા. લાખો રૂપિયા ભેટમાં આવવા લાગ્યા. નિત્યાનંદજી અતિ ઉદારતાપૂર્વક તેમને ભકતોમાં વહેંચવા લાગ્યા અને સત્ક-ર્મોમાં દ્રવ્યનો વ્યય કરવા લાગ્યા. પાણીહાટી સંકીર્તન-નું મુખ્ય કેન્દ્ર બનેલું હતું. ત્યાંના રાઘવ પંડિત મહાપ્રભુ

તથા નિત્યાનંદજીના અનન્ય ભક્ત થયેલા હતા. નિત્યાનંદજી તેમનેજ ત્યાં વધારે ઉતરતા હતા. રઘુનાથજીએ જ્યારે નિત્યાનંદજીના સમાચાર સાંભળ્યા એટલે તેઓ પિતાની રજા લઈને વીસેક સેવકો સાથે પાણીહાટીમાં તેમનાં દર્શનને માટે ચાલી નીકળ્યા. તેમણે દૂરથીજ ગંગાજીના કિનારે ઘણા ભકતોથી ઘેરાયેલા દેવરાજ ઇન્દ્ર સમાન દેદીપ્યમાન ઉચ્ચાસને બેઠેલા નિત્યાનંદજીને જોયા. તેમને જોતાંજ તેમણે જમીન ઉપર પડીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. કોઇ ભકતે કહ્યું કે " શ્રીપાદ હિરણ્ય મજૂમદારના કુંવર શાહ રઘુનાથદાસજી આવ્યા છે, તેઓ પ્રણામ કરે છે. " ખડખડાટ હસતાં હસતાં નિત્યાનંદજીએ કહ્યું કે " અહા ! રઘુ આવ્યો છે ? આજે આ ચોર જેલમાંથી કેમ કરીને નાસી આવ્યો ? એને અહી આવવાની રજા કયાંથી મળી ગઇ ? (પછી રઘુનાથજી તરફ જોઇને કહેવા લાગ્યા) રઘુ ! આવ, અહી આવીને મારી પાસે બેસ."

હાથ જોડીને અત્યંતજ વિનીત ભાવથી ડરતાડરતા અને સંકોચપૂર્વક રઘુનાથદાસજી બધા ભકતોની પાછળ જોડા આગળ બેસી ગયા. નિત્યાનંદજીએ હવે રઘુનાથજી ઉપર પોતાની કૃપા કરી. મહાપુરુષ ધનવાનોને જો કોઇ કામ કરવાની આજ્ઞા આપે તો તેને તેમની પરમ કૃપા જ સમજવી જોઇએ. કેમકે ધન અનિત્ય પદાર્થ છે, અને વળી તે એકની પાસે સદા સ્થાયી પણ રહેતું નથી. મહાપુરુષ આવી અસ્થિર વસ્તુને પોતાની અમોઘ સફળ–સાચી આજ્ઞા આપીને સ્થિર અને સાર્થક બનાવી દે છે. ધનનો સર્વશ્રેષ્ઠ ઉપયોગ જ એ છે કે, તેનો વપરાશ મહાપુરુષોની ઇચ્છા પ્રમાણે થાય, પરંતુ આવો સુયોગ બધાના ભાગ્યમાં નથી હોતો. કોઇ ભાગ્યશાળીનેજ આવો અમૂલ્ય અને દુર્લભ અવસર પ્રાપ્ત થઈ શકે છે. નિત્યાનંદજીના કહેવાથી રઘુનાથદાસજીએ બે–ચાર હજાર રૂપિયાજ ખર્ચ્યા હશે, પરંતુ એટલાજ ખર્ચથી તેમનું તે કામ અમર થઇ ગયું અને

આજે પણ દર વર્ષે પાણીહાટીમાં ઉજવાતો 'ચૂરા ઉત્સવ' તેમના આ કામની યાદ આપી રહ્યો છે. લાખો મનુષ્યો તે દિવસો રઘુનાથદાસજીના પૌંઆનું સ્મરણ કરીને-તેમની ઉદારતા અને ત્યાગવૃત્તિનું સ્મરણ કરીને ગદ્ગદ કંઠે અશ્રુ વહાવતાં વહાવતાં પ્રેમમાં લવલીન થઇ જઇને નૃત્ય કરે છે. મહામહિમાવાન રઘુનાથદાસજી સદ્ભાગી હતા, ત્યારે તો નિત્યાનંદજીએ કહ્યું કે "રઘુ! આજે તો તમે પૂરા ફસાયા છો, હવે અહીંથી સહેજમાં તમે નીકળીજ શકશો નહિ. મારા બધા સાથી ભક્તોને આજે દહીં–પૌંઆ ખવડાવવા પડશે." બંગાળ તથા બિહારમાં પૌંઆ એ સર્વશ્રેષ્ઠ ભોજન મનાય છે. ખબર નથી કે ત્યાંના લોકોને એમાં શો સ્વાદ આવતો હશે! પૌંઆ, પલાળેલી ડાંગરને શેકયા પછી ખાંડીને બનાવવામાં આવે છે અને તેને દહીંમાં ભીંજવીને ખાય છે. ઘણા લોકો દૂધમાં ભીંજવીને પણ પૌંઆ ખાય છે. દહીં–પૌંઆજ સર્વશ્રેષ્ઠ ભોજન છે. એના બે ભેદ છે:–"દહીં–પૌંઆ' અને 'પૌંઆ–દહીં.' જેમાં પૌંઆની સાથે પૂરતાં દહીં–ખાંડ આપવામાં આવે તેને તો 'દહીં–પૌંઆ' કહે છે અને જ્યાં દહીં–ખાંડ ઓછાં હોય અને પૌંઆ વધારે હોવાને લીધે પાણીમાં ભીંજવીને દહીં–ખાંડમાં મેળવવામાં આવે, તેને 'પૌંઆ–દહીં' કહે છે. ઘણા લોકો તો પહેલાં પૌંઆ દૂધમાં ભીંજવી લે છે, પછી તેમને દહીં અને ખાંડની સાથે ખાય છે. અજબ સ્વાદ આવે છે. ભિન્ન ભિન્ન પ્રાંતોના ભિન્ન-ભિન્ન પદાર્થો સાથે તેમનો સ્વાદ પણ ભિન્ન ભિન્ન છે. એક વાત વધારે. પૌંઆમાં સ્પર્શાસ્પર્શ નથી હોતો. જે બ્રાહ્મણ કોઇના હાથની બનેલી પૂરી તો શું પણ ફળાહારી મિઠાઇ પણ નથી ખાતા, તેઓ પણ 'દહીંપૌંઆ' અથવા 'પૌંઆદહીં' પ્રસન્ન થઇને ખાઇ શકે છે.

નિત્યાનંદજીની આજ્ઞા થતાંજ રઘુનાથદાસજીએ તરતજ માણસોને આમ તેમ મોકલી દીધા. કોથળાઓમાં ભરીને કેટલાયે મણ ઉત્તમ પૌંઆ આવવા લાગ્યા આ

તેમથી દૂધ-દહીંના સેંકડો ઘડા માથા ઉપર મૂકીને સેવકો આવી પહોંચ્યા. જે પણ સાંભળતો તે 'પૌંઆ ઉત્સવ' જોવા માટે દોડી આવતો. આ પ્રકારે થોડીજ વારમાં ત્યાં એક ઘણો મોટો મેળો ભરાઇ ગયો, ચારે તરફ મનુષ્યોનાં માથાંજ માથાં દેખાતાં હતાં. સામે સેંકડો ઘડાઓમાં દહીં-દૂધ ભરી રાખ્યાં હતાં. હજારો મોટાં મોટાં માટીનાં શકોરાં દહીં-પૌંઆ ખાવાને માટે રાખ્યાં હતાં. દૂધ અને દહીંના અલગ અલગ પૌંઆ ભીંજવવામાં આવ્યા. દહીંમાં કપૂર, કેસર વગેરે સુગંધીવાળાં દ્રવ્યો મેળવવામાં આવ્યાં; કેળાં, સંદેશ, નાળિયેર વગેરે પણ ખૂબખૂબ મેળવવામાં આવ્યાં. જે કોઈ ત્યાં આવ્યું તે બધાને બબ્બે શકોરાં આપવામાં આવ્યાં. નિત્યાનંદે મહાપ્રભુનું આવાહન કર્યું. નિત્યાનંદજીને જણાયું કે, જાણે પ્રત્યક્ષ શ્રી ચૈતન્યદેવ 'પૌંઆ ઉત્સવ' જોવા માટે પધાર્યા છે. તેમણે તેમને માટે જુદાં જુદાં પાત્રોમાં પૌંઆ પીરસ્યા અને હરિ નામના ધ્વનિ સાથે બધાને પ્રસાદ જમવાની આજ્ઞા આપી. પચાસ-સાઠ માણસો પીરસતા હતા. જેને જ્યાં જગા મળી તે ત્યાંજ બેસીને પ્રસાદ જમવા લાગ્યા. બધાને તે દિવસના પૌંઆમાં એક પ્રકારના દિવ્ય સ્વાદનો અનુભવ થયો, સઘળા ખૂબ તૃપ્ત થઇને પ્રસાદ જમ્યા. સાંજ સુધીમાં જે કોઇ આવ્યુ તેને પ્રસાદ આપતાજ રહ્યા. રઘુનાથદાસજીને નિત્યાનંદજીનો ઉચ્છિષ્ટ પ્રસાદ મળ્યો. તે દિવસે રાઘવ પંડિતને ત્યાં નિત્યાનંદજીનુ ભોજન થયેલું હતું. તે બધા ભક્તો મળીને સાંજે જમ્યા. રઘુનાથદાસ તે દિવસે ત્યાંજ રાઘવ પંડિતને ઘેર રહ્યા.

બીજે દિવસે તેમણે નિત્યાનંદજીનાં ચરણોમાં પ્રણામ કરીને તેમની પાસે રજા માગી. નિત્યાનંદજીએ 'ચૈતન્ય-ચરણપ્રાપ્તિ'નો આશીર્વાદ આપ્યો. આ આશીર્વાદ પામીને રઘુનાથદાસજીને પરમ આનંદ થયો. વળી તેમણે રાઘવ પંડિતને બોલાવ્યા અને ભક્તોને પણ કંઇક ભેટ આપવાની

ઇચ્છા દર્શાવી. રાઘવ પંડિતે તેમને સહર્ષ સંમતિ આપી એટલે રઘુનાથદાસજીએ નિત્યાનંદજીના ભંડારીને બોલાવીને સો રૂપિયા અને સાત તોલા સોનું નિત્યાનંદજી માટે આપ્યું, અને તેને કહી દીધું કે, હું ચાલ્યો જાઉં ત્યારેજ તેમને આ વાતની ખબર પડવી જોઇએ. પછી બધા ભકતોને બોલાવીને યોગ્યતા પ્રમાણે પાંચ, દશ, વીશ અથવા પચીસ-પચાસ રૂપિયા ભેટ આપી આપીને બધાનાં ચરણોમાં વંદન કર્યાં. જતી વખતે રાઘવ પંડિતને પણ તેઓ સો રૂપિયા અને બે તોલા સોનું આપી ગયા. આ પ્રકારે બધાની યથા-યોગ્ય પૂજા કરીને રઘુનાથદાસજી પોતાને ઘેર પાછા ફર્યા.

તેઓ શરીરથી તો પાછા ફર્યા, પરંતુ તેમનું મન નીલાચલમાં પ્રભુની પાસે પહોંચી ગયું. હવે તેમને નિલાચલ સિવાય કંઇ સૂઝતુંજ નહોતું. ત્યારે તેમણે સાંભળ્યું કે, ગૌડ દેશના સેંકડો ભકતો હમેશાંની પેઠે રથયાત્રાને પ્રસંગે શ્રીચૈતન્યદેવનાં ચરણોમાં ચાર મહિના રહેવા માટે નીલાચલ જાય છે; ત્યારે તો તેમની ઉત્સુકતા હદ વટાવી ગઈ; પરંતુ તેઓ બધાની સાથે ખુલ્લેખુલ્લા નીલાચલ જઇજ કેમ કરીને શકે તેમ હતું? તેથી તેઓ કોઇક દિવસ એકાંતમાં છુપાઇને ઘેરથી નાસી જવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

સમય આવતાં પ્રારબ્ધ બધા સુયોગો પોતેજ લાવીને હાજર કરી દે છે. એક દિવસ અરુણોદય વખતે રઘુનાથજીના ગુરુ તથા આચાર્ય યદુનંદનજી તેમની પાસે આવ્યા. તેમને જોતાંજ રઘુનાથદાસજીએ તેમને ભક્તિભાવથી પ્રણામ કર્યા. આચાર્યે સ્નેહપૂર્વક એમના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું કે "ભાઇ રઘુ! તું પેલા પૂજારીને કેમ સમજાવતો નથી? તે ચાર-પાંચ દિવસથી મારે ત્યાં પૂજા કરવા માટે આવ્યોજ નથી. જો તે ન કરી શકે તો કોઇ બીજા માણસને નીમો."

ધીરે ધીરે રઘુનાથદાસજીએ કહ્યું કે "ના, હું એને સમજાવી દઇશ." એમ કહીને તેઓ ધીરે ધીરે આચાર્યની

સાથે જવા લાગ્યા. તેમની સાથેજ તેઓ મોટા દરવાજા-થી બહાર આવી ગયા. પ્રાતઃકાળ સમજીને રાતના જાગેલા પહેરેગીર સૂઇ ગયા હતા. રઘુનાથદાસજીને બહાર જતા કોઇએ જોયા નહિ. જ્યારે તેઓ વાતો કરતા કરતા યદુનંદનાચાર્યજીના ઘર પાસે પહોંચ્યા, ત્યારે તેમણે ધીરેથી કહ્યું કે "ઠીક, તો હું હવે જાઉં ?"

કંઇક ઉતાવળા ઉતાવળા આચાર્યે કહ્યું કે હા, હા, તમે જાઓ. લ્યો, મને તો ખબર પણ ના રહી કે તમે વાતો-માં ને વાતોમાં આટલે સુધી ચાલી આવ્યા છો ! તમે હવે જઇને જે કરવાયોગ્ય કાર્ય હોય તે કરો." બસ, આનેજ તેઓ ગુરુઆજ્ઞા સમજીને અને પોતાના આચાર્યદેવનાં ચર-ણોમાં વંદન કરીને એક જંગલ તરફ ચાલી નીકળ્યા.

તેમની પાસે શરીર ઉપર પહેર્યાં હતાં તેજ કપડાં હતાં. પાસે ન તો પાણી પીવાનું પાત્ર હતું કે ન તો વાટખર્ચી માટે એક પૈસો. બસ, ચૈતન્યદેવનાં ચરણોનો આશ્રય એજ તેમનું પાવન પાથેય-ભાથું વગેરે હતું. તેનેજ કલ્પતરુ સમ-જીને તેઓ નિશ્ચિંત ભાવથી પગદંડીને રસ્તે ચાલી નીકળ્યા. ટાઢ-તડકાની કંઈ પણ પરવા ન કરતાં તેઓ ખાધા પીધા વિના 'ગૌર-ગૌર' કહી રુદન કરતા કરતા ચાલ્યા જતા હતા. જેઓ ઘર પાસેના બગીચામાં પણ પાલખીમાં જતા હતા, જેમણે કદી એકાદ કોસ પણ પગરસ્તે મુસાફરી કરી નથી; તેઓજ ગોવર્ધનદાસ મજૂમદારના એકના એક લાડકવાયા પુત્ર કુંવર રઘુનાથદાસ આજે પંદર કોસ (૩૦ માઇલ) સાંજ સુધી ચાલ્યા અને સાંજે એક ગોવાળના ઘરમાં પડી રહ્યા. ભૂખ-તરસનો એમને ખ્યાલ નહોતો. ગોવાળે થોડું દૂધ લાવીને તેમને આપ્યું; તેજ પીને તેઓ સૂઇ ગયા અને પ્રાતઃકાળે ઘણાજ વહેલા પાછા ચાલી નીકળ્યા. તેઓ વિચારતા હતા કે, જો પુરી જનારા વૈષ્ણવો પણ મને જોઇ લેશે તો પાછો હું પકડાઈ જઈશ. તેથી તેઓ ગામોમાં નહિ જતાં પગદંડીને રસ્તે જતા હતા.

આ તરફ પ્રાતઃકાળ થતાંજ રઘુનાથદાસજીની શોધ થવા લાગી. 'રઘુનાથ કયાં' 'રઘુનાથ કયાં' એજ અવાજ ચારે બાજુ સંભળાવા લાગ્યો. પરંતુ રઘુનાથ એટલા તેટલામાં હતાજ કયાં ? એ તો જ્યાંના હતા ત્યાંજ પહોંચી ગયા. હવે રોયા કરો. માતા તરફડવા લાગી, સ્ત્રી માથું કૂટવા લાગી, પિતા આંખો ચોળવા લાગ્યા અને કાકા બેભાન થઇને જમીન ઉપર પડી ગયા. તેજ સમયે ગોવર્ધનદાસ મજૂમદારે પાંચ ઘોડેસ્વારોને બોલાવીને તેમની મારફત શિવાનંદ સેનને એક ચિઠ્ઠી મોકલાવી કે, 'રઘુ ઘેરથી નાસીને તમારી સાથે પુરી જવા નીકળ્યો છે. તેને તરતજ આ લોકો સાથે પાછો મોકલી આપો.' ઘોડેસ્વાર ચિઠ્ઠી લઇને જનારા વૈષ્ણવો પાસે રસ્તામાં પહોંચ્યા. પત્ર વાંચીને સેન મહાશયે ઉત્તર લખી મોકલ્યો કે "રઘુનાથદાસજી અમારી સાથે નથી આવ્યા કે નથી તો અમને તેમનો ભેટો થયો. જો તેઓ મને પુરીમાં મળશે તો આપને જણાવીશ." ઉત્તર લઇને નોકર પાછા આવ્યા. પત્ર વાંચીને રઘુનાથદાસજીનાં બધાં કુટુંબીઓ શોકસાગરમાં ડૂબી ગયાં.

આ તરફ રઘુનાથદાસજી રસ્તાની મુસ્કેલીઓની કંઇ પણ પરવા નહિ કરતાં, ભૂખ-તરસ અને ટાઢ-તડકા તરફ બેપરવા થઇને પચીસ-ત્રીસ દિવસનો રસ્તો કેવળ બાર દિવસમાંજ વટાવીને પ્રભુસેવિત શ્રી નીલાચલપુરીમાં જઈ પહોંચ્યા. તે સમયે મહાપ્રભુ શ્રી સ્વરૂપ વગેરે ભક્તો સાથે બેઠા બેઠા કૃષ્ણકથા કરતા હતા. તે સમયે દૂરથીજ જમીન ઉપર સૂઇ જઇને રઘુનાથદાસજીએ પ્રભુનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યાં. બધા ભક્તો સંભ્રમપૂર્વક તેમના તરફ જોવા લાગ્યા. કોઇએ તેમને ઓળખ્યાજ નહિ. રસ્તાનો થાક અને શરદી-ગરમીને લીધે તેમનો ચહેરો એકદમ બદલાઈ ગયો હતો. મુકુંદે ઓળખીને જલદીથી પ્રભુને કહ્યું: 'પ્રભો ! રઘુનાથદાસજી છે.' પ્રભુએ ઘણાજ ઉલ્લાસપૂર્વક કહ્યું: 'હા, રઘુ આવી પહોંચ્યો ? ખૂબ આનંદની વાત.' એમ કહીને

તેમણે ઉઠીને રઘુનાથદાસજીનું આલિંગન કર્યું. પ્રભુનું પ્રેમાલિંગન પામતાંજ રઘુનાથદાસજીનો રસ્તાનો બધો થાક એકદમ ઉતરી ગયો. તેઓ પ્રેમમાં લવલીન થઇને રુદન કરવા લાગ્યા, પ્રભુ પોતાના કોમળ હાથો વડે તેમનાં અશ્રુ લૂછતા લૂછતા ધીરે ધીરે તેમના મસ્તક ઉપર હાથ ફેરવવા લાગ્યા. પ્રભુના સુખદ સ્પર્શથી સંતુષ્ટ થઇને રઘુનાથદાસજીએ હાજર રહેલા બધા ભક્તોનાં ચરણોમાં શ્રદ્ધાપૂર્વક પ્રણામ કર્યાં અને બધાએ તેમને આલિંગન કર્યું.

રઘુનાથદાસજીનો ઉતરી ગયેલો ચહેરો જોઇને પ્રભુએ સ્વરૂપ દામોદરજીને કહ્યું કે "સ્વરૂપ! જુઓ છો ને કે રઘુનાથ કેટલા કષ્ટથી અહીં આવ્યો છે! એને પગે ચાલવાનો અભ્યાસ નથી બિચારાને શું કામ પડયું હોય? એના પિતા અને કાકાને તો તમે જાણો જ છો! ચક્રવર્તીજી (પ્રભુના પૂર્વાશ્રમના માતામહ-માતાના બાપ (શ્રી નીલામ્બર ચક્રવર્તી) સાથે એ બન્નેનો ભ્રાતૃભાવનો વ્યવહાર હતો. આ સંબંધથી એ બન્ને પણ મને પોતાના ભાણેજ તરીકે માને છે. ખૂબજ સંસારી છે. તેઓ આમ તો સાધુવૈષ્ણવોની શ્રદ્ધાપૂર્વક સેવા-પૂજા પણ કરે છે, પરંતુ તેમને માટે ધન-સંપત્તિ એજ સર્વશ્રેષ્ઠ વસ્તુ છે. તેઓ પરમાર્થથી તો ઘણા દૂર છે. રઘુનાથના ઉપર ભગવાને પરમ કૃપા કરી કે આને એ અંધારકૂવામાંથી કાઢીને અહીં લઇ આવ્યા."

રઘુનાથદાસજીએ ધીરે ધીરે કહ્યું કે "હું તો આને શ્રી ચરણોનીજ કૃપા માનું છું, મારે માટે તો એજ યુગલચરણો સર્વસ્વ છે."

મહાપ્રભુએ સ્નેહભર્યા સ્વરે સ્વરૂપ ગોસ્વામીને કહ્યું "રઘુનાથને આજથી હું તમને સોંપું છું. તમેજ આજથી એના પિતા, માતા, ભાઇ, ગુરુ અને સખા-સર્વ કંઇ છો. આજથી હું એને 'સ્વરૂપનો રઘુ' કહ્યા કરીશ." એમ કહીને તેમણે રઘુનાથદાસનો હાથ પકડી સ્વરૂપ ગોસ્વામી-

ના હાથમાં આપી દીધો. રઘુનાથદાસજીએ ફરીથી સ્વરૂપ દામોદરજીનાં ચરણોમા પ્રણામ કર્યાં અને સ્વરૂપ ગોસ્વામીએ પણ તેમને આલિંગન કર્યું.

તે સમયે ગોવિંદે ધીરેથી રઘુનાથને બોલાવીને કહ્યું: "રસ્તામા કોણ જાણે કયારે ખાવાનુ મળ્યુ હશે, થોડો પ્રસાદ જમી લ્યો." રઘુનાથજીએ કહ્યું: "સમુદ્રસ્નાન અને શ્રી જગન્નાથજીના દર્શન પછી પ્રસાદ જમીશ." એમ કહીને તેઓ સમુદ્રસ્નાન કરવા ચાલ્યા ગયા અને ત્યાંથી શ્રીજગન્નાથજીના દર્શન કરીને પ્રભુના નિવાસસ્થાને પાછા ફર્યા.

મહાપ્રભુના ભિક્ષા કરી લીધા પછી ગોવિંદે તેમનો ઉચ્છિષ્ટ મહાપ્રસાદ રઘુનાથદાસજીને આપ્યો. પ્રભુનો પ્રસાદી મહાપ્રસાદ જમીને રઘુનાથજી ત્યાંજ નિવાસ કરવા લાગ્યા. ગોવિંદ તેમને હમેશા મહાપ્રસાદ આપતો હતો અને રઘુનાથ તે ભક્તિભાવે જમી લેતા હતા. આ પ્રકારે તેઓ ઘર છોડીને વિરક્ત જીવન ગાળવા લાગ્યા.





# રઘુનાથદાસનો ઉત્કટ વૈરાગ્ય

यः प्रव्रज्य गृहात् पूर्वं त्रिवर्गावपनात् पुनः ।
यदि सेवेत तान् भिक्षुः स वै वान्ताश्यपत्रपः ॥
आत्मानं चेदविजानीयात् परं ज्ञानधुताशयः ।
किमिच्छन् कस्य वा हेतोर्देहं पुष्णाति लंपटः ॥

( શ્રીમદ્દભાગવત ૭-૧૫-૩૬-૪૦ )

અર્થાત્ જે ત્રણ વર્ગના ક્ષેત્રરૂપ ઘરમાથી પ્રથમ વિરક્ત થઇને ફ્રીથી તે ત્રણ વર્ગોનુ જ સેવન કર્યા કરે છે, તે નિર્લજ્જ જાણે ઉલટી કરેલા અન્નને ફ્રીથી ખાય છે

જો જ્ઞાન દ્વારા કામનાઓ–ઇચ્છાઓને નાબુદ કરીને પોતાને પરબ્રહ્મરૂપ જાણી લીધો, તો લ પટ પુરુષ પછી શા માટે અને શી ઇચ્છાથી આ નાશવાન્ દેહને માલ ખવડાવી–ખવડાવીને મોટો બનાવે છે?

વૈરાગ્ય એજ જેમનુ ભૂષણ છે એવા શ્રી રઘુનાથદાસજી પુરીમા આવીને પ્રભુના ચરણોની પાસે રહેવા લાગ્યા પાચ દિવસ સુધી તો તેઓ ગોવિંદ પાસેથી મહાપ્રસાદ લઇને જમતા રહ્યા પછી તેમણે વિચાર્યું કે " રોજ મહાપ્રસાદ આ પ્રકારે અહીથી ખાવો બરાબર નથી અહી પ્રભુની પાસે બીજા પણ વિરક્ત વૈષ્ણવો છે, તેઓ બધા પોતપોતાની ભિક્ષા લઈ આવે છે મારે પણ મારી ભિક્ષા પોતેજ લાવવી જોઇએ વૈરાગી થઇને જો ભિક્ષા માગવામા સકોચ થાય, તો મારા એવા વૈરાગ્યને ધિક્કાર છે " એમ વિચારી તેમણે પ્રભુને ત્યાથી મહાપ્રસાદ લેવો બધ કરી દીધો

રાત્રે જગન્નાથજીની પુષ્પાંજલિ પછી ભગવાનને શયન કરાવીને સેવકો પોતપોતાને ઘેર ચાલ્યા જાય છે. તે સમયે સિંહદ્વાર આગળ ઘણા અન્નાર્થી દરિદ્ર ભિક્ષુકો પોતપોતાનું લૂગડું ધરીને ઉભા રહે છે. સેવકો મંદિરમાથી નીકળીને કંઇક થોડો ઘણો વધેલો પ્રસાદ તેમને વહેંચી દે છે. ઘણા યાત્રીઓ પણ પ્રસાદ વેચાતો મંગાવી લઇને થોડો થોડો એ ભિક્ષુઓને વહેંચાવી દે છે, તો કોઇ પૈસો-અધેલો પણ આપી દે છે. તે સમયનુ ત્યાંનુ દૃશ્ય ઘણુંજ કરુણાજનક હોય છે. સઘળા ભિખારીઓ ઇચ્છે છે કે, સૌથી પહેલાં પોતાનેજ પ્રસાદ મળી જાય. કેમકે પ્રસાદ વહેંચાઇ ગયા પછી જેમને નથી મળતો તેમને માટે વહેંચનારા ફરીથી થોડોજ લાવે છે ! તેથી તેઓ વહેંચનારાઓને ચારે બાજુથી ઘેરી લે છે. જેને મળી ગયો એને મળી ગયો, જે રહી ગયો તે રહી ગયો; પરંતુ ત્યા થોડો-ઘણો લગભગ બધાને મળેજ છે. રઘુનાથદાસજી પણ એજ ભિક્ષુઓમા પોતાની ફાટલી ગોદડી ઓઢીને ઉભા રહી જતા. માગ્યા વિનાજ કોઇએ બધાની સાથે આપી દીધો તો લઇ લીધો તથા કોઇ દિવસ ના મળ્યો તો એમજ ચાલ્યા આવ્યા. તેઓ વહેંચનારાઓ ઉપર બીજા ભિક્ષુઓની પેઠે તૂટી પડતા નહોતા.

મહાપ્રભુએ જ્યારે બેએક દિવસ રઘુનાથદાસજીને મહાપ્રસાદ જમતા ન જોયા, ત્યારે તેમણે ગોવિંદને પૂછ્યુ: "ગોવિંદ ! રઘુ પ્રસાદ નથી જમતો તો તે ખાય છે ક્યાથી ?"

ગોવિંદે કહ્યુ કે "પ્રભો ! તેઓ તો હવે સિંહદ્વાર આગળ બીજા ભિખારીઓ સાથે ઉભા રહીને ભિક્ષા માગે છે."

પ્રભુ આ વાત સાભળીને અત્યંત સંતુષ્ટ થયા અને હૃદયપૂર્વકની પ્રસન્નતા પ્રગટ કરતા ગોવિંદને કહેવા લાગ્યા કે "ગોવિંદ ! સાચેજ રઘુ રત્ન છે, તેને સાચો વૈરાગ્ય છે. વૈરાગ્ય થયા પછી માન, પ્રતિષ્ઠા, ઇંદ્રિયસ્વાદ અને લોક લાજની પરવાજ નથી રહેતી ત્યાગી થઇને જેઓ બીજાના

મુખ તરફ જોનારા–પરાવલંબી રહ્યા કરે છે, તેઓ તો કૂતરા સમાન છે. ત્યાગીએ હમેશાં પોતાની વૃત્તિ–આજીવિકા સ્વતંત્ર રાખવી જોઇએ. ભિક્ષા માગીને ખાવું એજ તેને માટે પરમ ભૂષણ છે, અને બીજાઓના અન્નની ઇચ્છા રાખવી એજ પરમ દૂષણ છે. જે ત્યાગી થઇને પોતાની જીભને વશમાં રાખી શકતો નથી, ઘર છોડવા છતાં જેને ભિક્ષાનો સંકોચ રહે છે, તે તો ઇંદ્રિયોનો ગુલામ છે. પરમાર્થનો માર્ગ તેનાથી ઘણોજ દૂર છે. વૈરાગીએ હમેશાં સતત નામ-જપ કર્યા કરવા જોઇએ. વખતે જે કંઇ લૂખું સૂકું ભિક્ષામાં મળી આવે, તેનાજ ઉપર નિર્વાહ કરીને કેવળ કૃષ્ણકથા–કીર્તન નિમિત્તેજ આ શરીરને ધારણ કરી રાખવું જોઇએ. રઘુએ આ ઘણુંજ સુંદર કામ કર્યું."

આટલા ત્યાગથી રઘુનાથદાસજીને કંઈક કંઇક શાંતિનો અનુભવ થવા લાગ્યો. હજારો માણસો જેમના આશ્રયે જમતા હતા, આજથી પંદર દિવસ પહેલાં જેઓ હજારો માણસોના સ્વામી હતા, સેવકો જેમના આગળ હમેશાં હાથ જોડીને ઉભા રહેતા હતા, તેઓજ મજમુદારના વહાલા પુત્ર રઘુનાથદાસ એક મૂઠી રાંધેલા અન્નમાટે કલાકો સુધી સિંહદ્વાર આગળ ઉભા ઉભા વહેંચનારાઓની રાહ જોયા કરે છે અને કોઈ કોઇ વાર તો એમજ ચાલ્યા જાય છે. પોતાના આસને જઇને જળ પીનેજ કંઇ પણ ખાધા પીધા વિના સૂઈ જાય છે, કોઇ વાર ભાત ન મળતાં કોઇ દયાળુ માણસ પૈસા–અધેલાના ચણા અપાવી દે છે, તેજ ખાઇને પડયા રહે છે. ઉત્તમ ઉત્તમ વાનીઓના થાળોને આજથી પંદર દિવસ પહેલાં સેવકો એવા ભયથી ડરતા ડરતા લાવતા હતા કે કયાંક કશાકમાં વધારે મીઠું તો નહિ પડી ગયું હોય! કોઈ પદાર્થ વધારે નરમ તો નહિ રહી ગયો હોય. તેજ રઘુ આજે સૂકા ચણા પાણી સાથે ગળા નીચે ઉતારે છે. વાહ રે વૈરાગ્ય! ધન્ય છે તારી શક્તિને કે જે મહાન્ વિલાસીને પણ પરમ તિતિક્ષાવાન બનાવી દે છે!

રઘુનાથદાસજીએ એક દિવસ વિનમ્રભાવે સ્વરૂપ ગોસ્વામીને જણાવ્યું કે "પ્રભુએ મને ઘરબાર છોડાવીને કયા નિમિત્તે અહીં બોલાવ્યો છે, તે જાણવાની મને ખૂબ અભિલાષા છે. મારે શુ કરવુ જોઇએ ? હું મારૂ કર્તવ્ય જાણવા ઇચ્છું છું." રઘુનાથજી ઘણાજ સંકોચવાળા હતા, તેઓ પ્રભુની આગળ કદી પણ પોતાના મુખેથી કોઈ વાત કાઢતા નહિ. તેમના તરફ કદી પણ આંખો ઉંચી કરીને જોતા નહિ, જે કંઇ કહેવરાવવું હોય તે કાં તો સ્વરૂપ ગોસ્વામી દ્વારા કહેવડાવતા અથવા ગોવિંદ દ્વારા. તેઓ પોતે તેમની આગળ કોઈ વાત પૂછતા નહોતા.

એક દિવસ મહાપ્રભુ સ્વરૂપ ગોસ્વામીની સાથે કથા-વાર્તા કરી રહ્યા હતા, તે સમયે રઘુનાથદાસજીએ આવીને પ્રભુનાં ચરણોમાં પ્રણામ કર્યા અને પછી સ્વરૂપ ગોસ્વામીને વંદન કરીને છાનામાના પાછળ એક બાજુ બેસી ગયા.

પ્રભુએ હસતાં હસતા કહ્યુ કે " તમારો આ રઘુ તો ખૂબ સંકોચવાળો છે, મારી સાથે તો બોલતો પણ નથી. મને તો ખબર પણ નથી કે તે શુ કર્યા કરે છે ! તમને તો બાધી વાતો કહેતો હશે, તમેજ એની વાતો કહો." એક ઘુંટણુ ઉભો રાખીને તથા તેના ઉપર પોતાનો જમણો ગાલ અઢેલીને નીચી દૃષ્ટિ કરતા રઘુનાથદાસજી છાનામાના બેઠા હતા. પોતાનાજ સંબંધનો પ્રસંગ નીકળતાં તેઓ વળી વધારે સંકોચાવા લાગ્યા. સંકોચને લીધે તેઓ પોતાનાં અંગોમાં સમાઇ જવા ઇચ્છતા હતા. સ્વરૂપ ગોસ્વામીએ ધીરે ધીરે કહ્યુ કે " રઘુ ઘણો પુરુષાર્થ કરે છે. આપની સાથે વાતો કરવામાં એને સંકોચ થાય છે. કાલે મને કહેતો હતો (પછી રઘુનાથજી તરફ જોઇને તેમનેજ કહેવા લાગ્યા) હા, ભાઈ ! તું જે મને કાલે પ્રભુને કહેવાનુ કહેતો હતો તે તુંજ તેમને પૂછ."

પ્રભુએ સ્નેહપૂર્વક બોલાવતા કહ્યુ કે " હાં, ભાઈ ! કહે, શી વાત પૂછવા ઇચ્છતો હતો ?"

રઘુનાથદાસજી કંઈક પરવશપણે મસ્તકને થોડું વધારે નીચું કરીને છાનામાનાજ બેસી રહ્યા; તેમણે કઇ પણ કહ્યું નહિ. ત્યારે પ્રભુએ સ્વરૂપ ગોસ્વામીને કહ્યું કે "ઠીક, તમેજ કહો કે શું પૂછવા ઈચ્છતો હતો ?"

સ્વરૂપજીએ કંઈક અચકાઇ અચકાઇને કહ્યું કે "એ કહેતો હતો કે મારાં ઘરબાર શા માટે છોડાવ્યા છે ? મારૂં કર્તવ્ય શું છે ? મારે શું કરવું જોઇએ ? એ વાતો પ્રભુને પૂછો."

આ સાંભળીને પ્રભુ હસવા લાગ્યા અને રઘુનાથજીને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે "તમારા ગુરુ તો આ સ્વરૂપજીજ છે. મેં તો તમને એમનેજ સોંપી દીધા છે. સાધ્ય-સાધન તત્ત્વ તો તેઓ મારાથી પણ વધારે જાણે છે. મારે પણ કોઈ વાત પૂછવી હોય છે તો હું એમનેજ પૂછું છું." આટલું કહીને તેઓ ચૂપ થઇ ગયા અને પછી પોતાની મેળેજ કહેવા લાગ્યા કે "જો તમારી ઇચ્છા એવીજ છે કે હુંજ તમને કંઇક કહું તો મે તો બધા શાસ્ત્રોનો સાર એજ માન્યો છે કે, શ્રીકૃષ્ણકીર્તન અને નામસ્મરણ એજ સંસારમાં સુખનું સર્વશ્રેષ્ઠ સાધન છે. પ્રેમની પ્રાપ્તિ નામ-સ્મરણથીજ થઇ શકે છે. હવે નામસ્મરણ કેવા બનીને કરવું જોઇએ, બસ એજ સમજવાની વાત છે.

જેને પ્રેમની પ્રાપ્તિ કરવી હોય તેણે સૌથી પહેલાં સાધુસમાગમ કરવો જોઇએ. ભજન, કીર્તન, સત્સંગ અને ભગવાનની લીલાઓનું સ્મરણ એજ મુખ્ય ધર્મ છે. એ ધર્મોનું પાલન કરવું જોઇએ. સંસારી લોકો સાથે વિશેષ સંબંધ રાખવો, તેમની સાથે આડીઅવળી ઘણી વાતો કરવી, બીજાઓની નિંદા-સ્તુતિ કરવી, એનેજ ઋષિઓએ લોકધર્મ કહેલો છે, એ બાબતોથી સદાકાળ બચતા રહેવું જોઇએ. બીજાઓના ગુણ-દોષોનું કથન એકદમ છોડીજ દેવું જોઇએ. જો કંઈ કહેવુંજ હોય તો બીજાઓના ગુણોજ કહેવા જોઇએ. બીજાઓના અવગુણો ઉપર તો ધ્યાનજ આપવું જોઇએ નહિ. ભલેને કોઇ ગમે તેટલો મહાજ્ઞાની, ધ્યાની,

માની અને પંડિત કેમ ન હોય, જ્યાં તેમણે બીજાઓની નિંદાઓનાં વાક્યો મુખમાંથી કાઢયાં કે ત્યાંજ તે પતિત થયો સમજવો જોઇએ. બીજાઓના યથાર્થ ગુણોની સ્તુતિ પછી જ્યાં આ વાક્ય નીકળ્યું કે "ભાઈ! બીજું બધું તો ઠીક છે, પણ એમનામાં આજ એક દોષ છે." ત્યાંજ તે દોષ એ મનુષ્યના હૃદયમાં પ્રવેશ કરી જાય છે. કેમકે દોષોના પરમાણુ અત્યંત સૂક્ષ્મ હોય છે. જ્યાં સુધી તેઓ હૃદયમાં પ્રવેશ કરતા નથી, ત્યાં સુધી બીજાઓની નિંદા થઇજ શકતી નથી. નિંદા કરવા આપણે ત્યારેજ સમર્થ થઇ શકીશું કે જ્યારે દોષોના પરમાણુ આપણા હૃદયમાં આવશે. જેમ જેમ બીજાઓની નિંદા કરશો, તેમ તેમ તે પરમાણુઓ વધવાજ લાગશે અને તેઓ તમારા હૃદયની પવિત્રતા, સરળતા, સુચારિત્ર્ય અને જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા વગેરે સદ્‌વૃત્તિઓને દબાવીને ત્યાં અજ્ઞાન અને મોહનું સામ્રાજ્ય સ્થાપી દેશે. તેથી 'અદોષદર્શી' થવું એજ વૈષ્ણવો માટે સૌથી મુખ્ય કામ છે. જે ભગવદ્‌ભક્ત મહાત્મા છે, ભાગવત અને સાધુ પુરુષ છે, તેમની નિરંતર સેવા કરતા રહેવું જોઇએ. માન-પ્રતિષ્ઠા અને વિષયભોગોની ઇચ્છા-એ બધાને કામતૃષ્ણા કહે છે. વિરક્ત પુરુષોએ સદા એનાથી બચતા રહેવું જોઇએ. આ પ્રકારે સૌથી વિરક્ત થઇને નિરંતર ભગવન્નામોના જપ, ભગવાનની લીલાઓનું શ્રવણ અને ભગવદ્‌ગુણોનું કીર્તન-એજ બધા પરમાર્થના યાત્રીઓનું કર્તવ્ય કર્મ છે. એ કર્મોના કરનારને કદી સંસારનો મોહ થતો નથી. હું સંક્ષેપમાં તને વૈષ્ણવોનાં મુખ્ય મુખ્ય કાર્ય બતાવું છું.

(૧) ગ્રામ્ય વાતો કદી પણ સાંભળવી નહિ. ગ્રામ્ય વાતો સાંભળવાથી ચિત્તમાં એજ વાતો યાદ આવ્યા કરે છે ને તેથી ભજનમાં ચિત્ત લાગતું નથી.

(૨) ગ્રામ્ય વાતો કહેવી પણ ન જોઇએ. વિષયી લોકોની વાતો કરવાથી ચિત્ત વિષયમય બની જાય છે

(૩) સારા સારા સ્વાદિષ્ટ પદાર્થો ન ખાવા જોઇએ; કેમકે એવા પદાર્થોથી વિષયલોલુપતા વધે છે.

(૪) સારાં, ચમકતાં અને અત્યંત સ્વચ્છ કપડાં ન પહેરવાં; કેમકે તે પહેરવાથી જીવનમાં ઠાઠમાઠ આવી જાય છે અને ઠાઠમાઠથી વૃત્તિ બહિર્મુખ બની જાય છે.

(૫) સદા અભિમાનરહિત થઇને વર્તવું જોઇએ. હૃદયમાં અભિમાન આવતાંજ બધાં સાધન નાશ પામી જાય છે.

(૬)બીજાઓને સદા માન આપ્યા કરવું જોઇએ, બીજાઓને માન આપવાથી આત્માનુ સન્માન થાય છે અને આત્મસન્માન એજ સર્વશ્રેષ્ઠ સન્માન છે એની આગળ બધાં સન્માન હલકામા હલકા છે

(૭) હમેશા, સર્વત્ર અને સર્વ અવસ્થાઓમાં ભગવન્નામના જપ કરતા રહેવુ જોઈએ. નામજપથી શ્રીકૃષ્ણના ચરણોમા પ્રેમ ઉત્પન્ન થાય છે

(૮) શુદ્ધ અને શ્રેષ્ઠ ભાવથી શ્રીભગવાનની પૂજા કરતા રહેવુ જોઇએ. માનસિક પૂજા એજ સર્વશ્રેષ્ઠ પૂજા છે

આ પ્રકારે આ ધર્મોનુ પાલન કરનારા વૈષ્ણવનેજ પ્રભુપ્રેમની પ્રાપ્તિ થઈ શકે છે.

મહાપ્રભુના પ્રેમામૃતનુ પાન કરીને રઘુનાથદાસજીની સાધ્ય–સાધનતત્ત્વ જિજ્ઞાસારૂપી પિપાસા સારી રીતે શાંત થઇ ગઇ તે દિવસથી તેઓ અહોનિશ નામસંકીર્તનજ કરતા રહેતા. રાત્રિદિવસના આઠ પહોરોમાથી તેઓ સાડાસાત પહોર ભગવન્નામોના જપ કરતા રહેતા અને અર્ધો પહોર ભોજન તથા શયનમા ગાળતા.

તે સમયે પાછળ આવનારા ગૌડીય ભક્તો પણ પુરી આવી ગયા, અને હમેશાની પેઠે ચાર મહિના રહીને દેશમા પાછા ગયા ગોવર્ધનદાસજી મજૂમદારે જ્યારે ભક્તોના પુરીથી પાછા આવ્યાના સમાચાર સાભળ્યા, ત્યારે તેમણે

તેજ સમયે પોતાનો માણસ શિવાનંદજીની પાસે મોકલીને રઘુનાથદાસજીનો પત્તો મેળવ્યો. સેન મહાશયને ત્યાં જઇને માણસે તેમને પ્રણામ કરીને પૂછયું–'મારા સ્વામીએ આપને પૂછાવ્યું છે કે, તેમનો પુત્ર રઘુનાથદાસ અહીંથી પુરી નાસી ગયો છે, તે આપને પુરીમાં ન મળ્યો ?'

સેનજીએ કહ્યું કે "પુરીમાં બધા વિરક્ત વૈષ્ણવોથી વધારે તિતિક્ષાવાળા રઘુનાથદાસ છે. તેમનું નામ ત્યાં બધા જાણે છે. તેઓ સિંહદ્વાર આગળ જે ભિક્ષા મળે છે, તેનાથીજ ચલાવી લઇ અહોનિશ શ્રીકૃષ્ણકીર્તન કર્યા કરે છે. તેઓ સકુશળ પ્રભુનાં ચરણકમળો પાસે નિવાસ કરે છે."

સેવકે બધી હકીકત સપ્તગ્રામમાં જઇને પોતાના શેઠને કહી દીધી કે "મારો એકનો એક પુત્ર એક મુઠ્ઠી ભાતને માટે મંદિરના દ્વાર આગળ ઉભો રહે છે." આ સમાચાર સાંભળતાંજ ધનસંપત્તિનેજ સર્વ કંઇ સમજનારને પિતા શોકથી 'હાય, હાય' કરવા લાગ્યા. માતા અશ્રુઓથી જમીન ભીંજાવવા લાગી અંતે પિતાએ પોતાના પુત્રને માટે ૪૦૦) રૂપિયા આપીને એક સેવક અને રસોઇઓ શિવાનંદજી સેનને ત્યાં મોકલ્યો. સેનજીએ કહ્યુઃ "હમણાં ઠંડીના દિવસો છે, તમે લોકો કયાં જશો ? ચાર પાંચ મહિના રોકાઇ જાઓ. જ્યારે અમે જઇએ ત્યારે સાથે આવજો." સેવક તો આ ઉત્તર સાંભળીને પાછા ફર્યા અને જ્યારે સેનજી બીજી વાર વર્ષાની શરૂઆતમાં નીકળ્યા, ત્યારે રૂપિયા લઇને તે સેવકો પણ તેમની સાથે ચાલ્યા. પુરીમાં જઇને સેવકોએ રઘુનાથદાસજીને એમના પિતાના બધા સમાચાર સંભળાવ્યા અને જે દ્રવ્ય તેઓ સાથે લાવ્યા હતા, તે પણ તેમને આપવા ઇચ્છયુ, પરંતુ તેમણે દ્રવ્યનો સ્વીકાર કર્યો નહિ. રઘુનાથદાસજીએ અસ્વીકાર કર્યા છતાં પણ સેવકો દ્રવ્ય લઇને ત્યાં રહેવા લાગ્યા.

રઘુનાથદાસજીએ વિચાર્યું કે "જ્યારે દ્રવ્ય આવીજ ગયુ છે, તો તેના દ્વારા પ્રભુની સેવા શા માટે ન કરવી!"

એમ વિચારીને તેઓ મહિનામાં બે વાર તેમને નિમંત્રણ આપતા અને તેમને ભગવાનની પ્રસાદીના સુંદર સુંદર પદાર્થો લાવીને ભોજન કરાવતા. પ્રભુ તેમની પ્રસન્નતા ખાતર તેમના નિમંત્રણનો સ્વીકાર કરી ભિક્ષા કરી આવતા હતા. આ પ્રકારે બે વર્ષો સુધી રઘુનાથદાસજી પ્રભુને નિમંત્રણ આપતા રહ્યા. તેમાં ખર્ચજ શુ થવાનું હતું? મહિનામાં લગભગ આઠ આના ખર્ચ થતા હતા.

એક દિવસ રઘુનાથદાસજીએ વિચાર્યું: "જ્યારે મેં ઘરબાર અને કુટુંબ-પરિવાર એ બધાંને છોડી દીધાં છે અને બધાની સાથેનો સંબંધ તોડી નાખ્યો છે, તો પછી હું પિતાના રૂપિયા વડે પ્રભુને નિમંત્રણ શા માટે આપું? આ નિમંત્રણથી પ્રભુ સંતુષ્ટ થોડાજ થતા હશે! તેઓ તો મારી પ્રસન્નતાને માટે અહીં આવીને ભિક્ષા કરી જાય છે." એમ વિચારીને તેમણે પ્રભુને નિમંત્રણ આપવાનું બંધ કરી દીધું.

એક દિવસ પ્રભુએ સ્વરૂપ ગોસ્વામીને પૂછયુ: "સ્વરૂપ! કોણ જાણે કેમ, હવે રઘુ મને નિમંત્રણ આપતો નથી. કયાંક નારાજ તો નથી થઇ ગયા ને?"

સ્વરૂપ ગોસ્વામીએ કહ્યું કે "પ્રભો! રઘુએ વિચાર્યું હશે કે વિષયી લોકોના દ્રવ્યવડે પ્રભુને નિમંત્રણ આપવાથી શો લાભ? આથી પ્રભુ પણ સંતુષ્ટ નહિ થતા હોય અને મારા મનમાં પણ સંકલ્પ-વિકલ્પ થાય છે, એમજ વિચારીને તેમણે નિમંત્રણ આપવાનુ છોડી દીધું હશે."

પ્રભુએ કહ્યું: "સ્વરૂપ! તમે બરાબર કહો છો. વિષયી લોકોનુ અન્ન ખાવાથી રજોગુણના ભાવોમાં વૃદ્ધિ થાય છે. વિષયી લોકોના અન્નમાં કામનાઓનાં પરમાણુ રહે છે. સંસારી લોક કામનાશૂન્ય થઇને તો પોતાના જમાઇને પણ નથી ખવરાવતા. સકામ પરમાણુઓને લીધે બુદ્ધિ મેલી થઇ જાય છે અને મલિન બુદ્ધિથી શ્રીકૃષ્ણકીર્તન થઇ શકતું નથી; તેથી જ્યાં સુધી બને ત્યાં સુધી વિષયી ધન-

વાન પુરુષોના અન્નથી બચતાજ રહેવું જોઈએ. હું તો રઘુના પ્રેમને લીધે આજ સુધી ચાલ્યો જતો હતો, તેણે નિમંત્રણ બંધ કરી દીધું, એ ઘણું સારું કર્યું." આટલું કહીને પ્રભુ સ્વરૂપ ગોસ્વામીની આગળ રઘુનાથજીના ત્યાગ અને વૈરાગ્યની પ્રશંસા કરવા લાગ્યા.

આ તરફ હવે રઘુનાથદાસજીને સિંહદ્વાર આગળ ઉભા રહીને માગવું કંઇ ખરાબ જેવું જણાવા લાગ્યું. લોકો તેમને ઓળખી ગયા હતા, તેથી ઘણા સુંદર સુંદર પદાર્થ આપવા લાગ્યા હતા. પ્રભુએ સુંદર સ્વાદિષ્ટ પદાર્થો ખાવાનો નિષેધ કર્યો હતો, તેથી તેમણે સિંહદ્વારની ભિક્ષા પણ બંધ કરી દીધી. હવે તેઓ ભિક્ષુઓની સાથે ક્ષેત્રમાં જઇને ત્યાંથી પ્રસાદી ભાત લઈ આવતા હતા.

મહાપ્રભુ સાયંકાળે રોજ રઘુનાથજીને સિંહદ્વાર આગળ ઉભેલા જોઈ જતા હતા. જ્યારે તેમણે બે-ચાર દિવસથી રઘુનાથદાસજીને ત્યાં ન જોયા, ત્યારે તેમણે એક દિવસ ગોવિંદને પૂછ્યું કે "ગોવિંદ! રઘુ હવે સિંહદ્વારે દેખાતો નથી; ખબર નથી કે તે હવે ક્યાંથી ભિક્ષા કરે છે?"

ગોવિંદે કહ્યું: "પ્રભો! હવે તેમણે સિંહદ્વારની ભિક્ષા બંધ કરી દીધી છે, હવે તેઓ ક્ષેત્રમાં જઇને દિવસેજ ભિક્ષા માગી લાવે છે."

પ્રભુએ સંતોષના સ્વરમાં કહ્યું: "રઘુએ આ સર્વોત્તમ કાર્ય કર્યું. સિંહદ્વાર આગળ ભિક્ષાની લાલસાથી ઉભા રહેવું એ વેશ્યાવૃત્તિ છે. મુખેથી ભલેને નામ-જપ કરતા રહો, પરંતુ ચિત્તમાં સદા એજ વૃત્તિ રહ્યા કરે છે કે, કોઇ હવે આપનારો મળી આવે તો સારૂં. આ આવશે તો જરૂર કંઈક ને કંઇક આપશે. બસ, એજ ભાવ ઉઠ્યા કરે છે. અન્નક્ષેત્રમાં સારૂં છે. એક વાર જઇને લઈ આવ્યા અને શ્રીકૃષ્ણકીર્તન કરતા રહ્યા." એટલામાંજ સ્વરૂપ ગોસ્વામી આવી પહોંચ્યા. તેમને જોતાંજ પ્રભુ ઉલ્લાસના સ્વરમાં

કહેવા લાગ્યા કે "હાં, હાં, તમે ઠીક આવી પહોંચ્યા; ઠેવા બરાબર વખતે આવ્યા! હમણાં તમારા રઘુનીજ વાત ચાલતી હતી. તેણે સિંહદ્વારની ભિક્ષા કેમ બંધ કરી છે?"

સ્વરૂપ ગોસ્વામીએ ધીરેથી કહ્યું: "એ વિચિત્ર છે, જ્યાં એને કંઈ પણ વૈરાગ્યમાં ઉણપ દેખાય છે, કે તરતજ તે તે કામ બંધ કરી દે છે. તેણે સિંહદ્વારની ભિક્ષામાં કંઈક દોષ જોયો હશે."

ત્યારે પ્રભુએ કહ્યું કે "તેની આ વાતથી હું ઘણોજ વધારે સંતુષ્ટ છું. તેને બોલાવો તો ખરા, એ ક્યાં છે?"

ગોવિંદ તેજ સમયે જઈને રઘુનાથદાસને બોલાવી લાવ્યો. પ્રભુને અને સ્વરૂપ ગોસ્વામીને પ્રણામ કરીને ધીરે ધીરે ભગવન્નામોનુ ઉચ્ચારણ કરતા કરતા સ્વરૂપના રઘુ એક બાજુ બેસી ગયા. પ્રભુ જલદીથી ઉઠ્યા અને અંદરથી કંઈક ચીજ ઉઠાવીને લઈ આવ્યા.

પ્રભુ આવીને રઘુનાથજીનીજ પાસે બેસી ગયા. રઘુનાથદાસજી સંકોચને લીધે વળી વધારે સંકોડાઈ ગયા. પ્રભુ તેમના સુંદર વાળો ઉપર ધીરે ધીરે હાથ ફેરવતા ફેરવતા કહેવા લાગ્યા કે "રઘુનાથદાસ! હું તારા ઉપર ઘણોજ સંતુષ્ટ છું. હું પ્રસન્ન થઈને તને કંઈક આપવા ઈચ્છું છું, પરંતુ મુજ નિષ્કિંચનની પાસે આપવાનું બીજું છેજ શું? જે મારી સૌથી વહાલી સંપત્તિ છે, તેજ હું તને આપીને સંતોષ પામીશ. શંકરારણ્ય સરસ્વતી વૃંદાવન ગયા હતા. તેમણે વૃંદાવનથી પાછા આવીને આ ગુંજામાળા અને આ ગોવર્ધન પર્વતની શિલા પ્રસાદીરૂપે મને આપી હતી. તું તો જાણતોજ હશે કે, ગિરિરાજ ગોવર્ધન તો શ્રીકૃષ્ણનું સાક્ષાત્ સ્વરૂપજ છે. શ્રીકૃષ્ણમાં અને ગોવર્ધનમાં કોઈ પણ પ્રકારનો ભેદભાવ નથી. તેથી આજ ત્રણ વર્ષોથી હું આ સુંદર શિલાને મારા નેત્રજળથી સ્નાન કરાવતો રહ્યો છું. મારી વ્યાકુળતાની અવસ્થામાં આ શિલા મારા હૃદયને

શીતળ બનાવતી રહી છે. એના સ્પર્શમાત્રથી મારી આંખો પવિત્ર થઇ છે, લલાટ ધન્યતાને પામ્યુ છે, અનેક વાર એણે મારા હૃદયને પરમ શીતળતા આપી છે. ભગવાનને ગુંજા-માળા ઘણીજ પ્રિય હતી. તેઓ ગોવર્ધન પર્વતમાંથી ગુંજા-ને મૂળ સાથે ઉખાડી ઉખાડીને તેની માળાઓ બનાવીને પોતે પહેરતા અને પોતાના સાથી ગોપ–ગોવાળોને પણ પહેરાવતા. તેથી હુ એ ભજન વખતે પહેર્યા કરૂં છું. આ બન્ને વસ્તુઓ મને ઘણીજ વહાલી છે, એ હું તને સોંપું છું. તું આજથી આ ગોવર્ધનશિલાની સાત્વિક પૂજા કર્યા કરજે. સાત્વિક પૂજામાં એક કમડળ જળ અને તુલસીપત્ર, બસ એટલીજ વસ્તુઓની આવશ્યકતા હોય છે. જળથી સ્નાન કરાવી દીધું, તુલસી ચઢાવી અને ભક્તિભાવથી દંડ-વત્ કર્યા, એજ સાત્વિક સેવાનો વિધિ છે. તુલસી તથા જળના અભાવે કેવળ શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરવાથી પણ કામ ચાલી શકે છે. લ્યો, સભાળો તમારી ચીજોને.”

ચૈતન્યદેવની આપેલી એ બન્ને વસ્તુઓ પામીને રઘુ-નાથજીની પ્રસન્નતાની હદ રહી નહિ. તેઓ પ્રભુની આ અપાર કૃપાના બોજથી દબાઈ ગયા, તેમણે ઘણાજ પુલ-કિત શરીરે ચૈતન્યદેવના ચરણકમળોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ભક્તિભાવથી એ બન્ને પૂજ્ય વસ્તુઓ હાથ લબાવીને દીન ભિક્ષુકની પેઠે સ્વીકારી લીધી. તે દિવસથી તેઓ એ શિલાની પૂજા કરવા લાગ્યા. પૂજાને માટે એક-એક વેંતના બે વસ્ત્ર અને એક લાકડાનું આસન સ્વરૂપ ગોસ્વામીએ તેમને આપ્યા અને માટીનો એક નળીવાળો કરવો (લોટો) પણ લાવીને તેમને આપ્યો. તેના વડે તેઓ ભગવાનની સાત્વિક પૂજા કરતા એમનો વૈરાગ્ય ઘણોજ ઉત્કટ હતો. સાધારણ લોકોને તો તેમના વૈરાગ્યની વાત સાંભળીને વિશ્વાસજ નહિ બેસે.

તેઓ વસ્ત્રોમા બસ એક ફાટેલી ગોદડીજ રાખતા. ગોદડી સિવાય બીજુ કોઇ પણ વસ્ત્ર પહેરતા નહિ. રાત્રે

માત્ર કલાક બે કલાક સૂતા હતા, નહિ તો નિરંતર ભગવન્નામ-સ્મરણજ કર્યા કરતા. જીભનો સ્વાદ તો તેમણે ઘર છોડ્યા પછી કદી લીધોજ નહોતો. ભિક્ષામાં જે પણ લૂખું સૂકું, મીઠું-કડવું જે કંઈક મળી જતું તે બધાને ભેગું કરીને ખાઇ લેતા હતા. હવે એમના જબરદસ્ત વૈરાગ્યની એક અદ્ભુત વાત સાંભળો. આથી તેમની તિતિક્ષા, સહનશીલતા, જીભના સંયમની કડકાઇ અને નિષ્કિંચનતાની ખબર પડી જશે.

તેઓ બપોરે અન્નક્ષેત્રમાંથી ભિક્ષા લઈ આવતા હતા. તેમાં પણ કંઇક પરતંત્રતા જેવું જણાવા લાગ્યુ. ભંડારી એમને વધારે ભિક્ષા આપવા લાગ્યા તથા તેમાં તેમને સંગ્રહની ભાવના પણ જણાવા લાગી. તેથી તેમણે ક્ષેત્રમાંથી અન્ન લાવવાનું પણ બંધ કરી દીધું. હવે તેઓ બીજીજ રીતે આ પેટના ખાડાને પૂરવા લાગ્યા.

અમે પહેલા બતાવી ચૂકયાજ છીએ કે, જગન્નાથજીમા દુકાનોમાં ભગવાનનો પ્રસાદી ભાત વેચાય છે. દુકાનદારોની દુકાને જ્યારે બે ત્રણ દિવસ ભાત વેચાતો નથી, ત્યારે તે સડી જાય છે તે સડેલા ભાતને તેઓ ગાયોને માટે રસ્તામાં ફેંકી દે છે. તૈલંગ દેશ ત્યાંથી પાસેજ છે. પુરીમા મોટી મોટી તૈલગી ગાયો એમ ને એમજ અહીં તહીં ઘૂમ્યા કરે છે. તે ગાયોનુ પેટ આ પ્રકારના ભાતવડે ભરાઇ જાય છે. સિંહદ્વારની પાસે ઘણી દુકાનો છે, ત્યાં પ્રસાદ વેચાય છે. સડેલા ભાતને તેઓ ત્યાંજ નાખી દે છે. ગાયો પણ પેટ ભરાયા પછી એ સડેલો ભાત નથી ખાતી. એ ભાતને સાયંકાળ વખતે રઘુનાથદાસજી ઉઠાવી જતા હતા. પછી તેમાં ઘણું પાણી નાખીને ધોતા હતા. તેમાંના ઘણા સડેલા દાણાઓને તેઓ વીણી વીણીને કાઢી નાખતા અને જે કઇ સારા ભાતના દાણા બાકી રહેતા તેજ થોડા મીઠા—નિમક સાથે ખાઇને તેઓ પાણી પીતા હતા. બસ, આ પ્રકારે તેઓ સમય ગાળવા લાગ્યા.

આ બધું કામ તેઓ રાત્રેજ કરતા હતા, કે જેથી કોઈ જોવા ન પામે.

એક દિવસ સ્વરૂપ ગોસ્વામીએ તેમને આ ભાત ખાતાં જોઇ લીધા. તેમણે હસીને કહ્યું: "કેમ રઘુ! એકલો એકલોજ આવો સુસ્વાદિષ્ટ પદાર્થ ખાઇ જાય છે! મને એક દિવસ પણ આપતો નથી!" રઘુનાથજી કંઇક શરમાઇને ચૂપ થઇ ગયા.

મહાપ્રભુ તો પોતાના ભક્તોની એકે એક વાતની તપાસ રાખતા હતા. એક દિવસ પ્રભુએ ગોવિંદને પૂછયું: "ગોવિંદ! જણાય છે કે, રઘુ હવે ક્ષેત્રમાંથી પણ ભિક્ષા લાવતો નથી; તે ભિક્ષા કયાં કરે છે?"

ગોવિંદે રઘુનાથદાસજીની બધીજ હકીકત સંભળાવી દીધી. એ સાંભળીને તેમના આનંદનું ઠેકાણુંજ રહ્યું નહિ. તેજ દિવસે સાયંકાળે તેઓ રઘુનાથજીને સ્થાને ગયા. તે સમયે તેઓ ધીરે ધીરે એ સ્વાદિષ્ટ ભોજન જમતા હતા. પ્રભુ ધીમે રહીને ત્યાં ગયા અને તેમની પાછળ ઉભા રહી ગયા. રઘુનાથદાસજીને શું ખબર કે, મારી પાછળ કોણ ઉભું છે? તેમણે જેવો કોળિયો મોંમાં મૂકયો કે તરતજ પ્રભુએ ધીરેથી કહ્યું કે "કેમ ભાઇ! સ્વરૂપના રઘુ! મને નિમંત્રણ આપવાનું પણ બંધ કરી દીધું અને આવા સુંદર સુંદર પદાર્થો પણ ભલા એકલો એકલો છુપાઇને છાનોમાનો ખાઈ જાય છે, અને મને એમાંથી કંઈ પણ આપતો નથી ને!" એમ કહીને પ્રભુએ તેમના પાત્રમાંથી એક મુઠ્ઠી ભાત જલદીથી ઉપાડી લઇને પોતાના મોંમાં મૂકી દીધો.

"અરે, અરે" કરતા કરતા અત્યંતજ કરુણ સ્વરથી રઘુનાથદાસજી રડતા રડતા અને તે પાત્રને બન્ને હાથો વડે પકડીને કહેવા લાગ્યા કે "પ્રભો! આ આપ શું કરી રહ્યા છો? નાથ! આ અન્ન આપને યોગ્ય નથી. પ્રભો! આ સડેલા ઉચ્છિષ્ટ અન્નને ખાઇને મને પાપભાગી ન બનાવો." મોંમાં

ભરેલા કોળિયાને જલદી જલદી તેઓ ખાઇ જઇને ફરીથી બીજો કોળિયો લેવા ગયા. એટલામાં હો હા સાંભળીને સ્વરૂપ ગોસ્વામી પણ ત્યાં આવી પહોંચ્યા. પ્રભુને રઘુનાથદાસ પાસેથી ભાત ઝૂંટવી લેતા જોઇને તેમણે તેમનો હાથ પકડી લીધો અને કહેવા લાગ્યા કે "પ્રભો ! આ આપને યોગ્ય નથી."

ચૈતન્યદેવ એ લૂખા લૂખા ભાતને ગળે ઉતારતાં ઉતારતાં કહેવા લાગ્યા કે "સ્વરૂપ ! તમને હું સાચુંજ કહું છું કે, જેટલો સ્વાદ આજના આ ભાતમાં મને આવ્યો છે, તેટલો જીવનપર્યંત કોઇ પણ પદાર્થમાં નથી મળ્યો." અહો, ધન્ય છે આવી ભક્તવત્સલતાને ! હે પ્રભો ! આ આપના વૈરાગ્યનોજ સ્વાદ છે. હે ગૌરાંગદેવ ! તમેજ જીવોને પ્રેમદાન દો છો અને પછી તમેજ તેનો રસાસ્વાદ લઇને ખુશી થાઓ છો. હે ચૈતન્યદેવ ! તમારી લીલા વિચિત્ર છે, તમારી માયા અપરંપાર છે. અમે પાપ–પંકમાં (કાદવમાં) ફસાયેલા વિષયોનેજ સર્વશ્રેષ્ઠ સુખ માનનારા ક્ષુદ્ર પ્રાણીઓ આપની લીલાઓના રહસ્યને સમજીજ શું શકીએ ? જેના ઉપર આપ કૃપા કરો છો, તે સંસાર–સાગરમાંથી જલદીજ પાર ઉતરી જાય છે."

આ પ્રકારે મહાત્મા શ્રી રઘુનાથદાસજી ચૈતન્યદેવનાં ચરણોની અપાર અનુકંપાનો અનુભવ કરતા કરતા સોળ વર્ષો સુધી પુરીમાં આજ પ્રકારનું ત્યાગ–વૈરાગ્યવાળું પ્રેમમય જીવન ગાળતા રહ્યા.





# श्रीचैतन्य महाप्रभु

पंचम खंड



॥ श्री हरिः ॥

# समर्पण

हे नाथ हे रमानाथ व्रजनाथार्तिनाशन ।
मग्नमुद्धर गोविन्द गोकुलं वृजिनार्णवे ॥

વહાલા ! લ્યો, તમારૂં કામ તો પૂરૂં થઇ ગયું; પરંતુ હ્રદયમાં ભારે ઉત્પાત મચી રહ્યો છે. બધા પ્રિય બંધુઓ છોડીને ચાલ્યા ગયા છે. ગંભીરા મંદિરમાં ઉન્મત્ત થયેલા ચૈતન્યદેવનું ચિત્ર હ્રદયપટ ઉપર જેમનું તેમજ અંકિત થયેલું છે. વહાલા ! હવે આવું જીવન ક્યાં સુધી વિતાવરાવશો ? હ્રદયરમણ ! ચૈતન્યદેવના રુદનમાં, તેમની મસ્તીમાં, તેમના વિરહમાં, તેમની વ્યાકુળતા અને બેચેનીમાં શું મારો કંઇ પણ ભાગ નથી ? બસ, જીવનમાં હ્રદયથી, સાચા દિલથી, એક વાર જોરથી પોકારી ઉઠાય કે-

हा हन्त हा हन्त कथं न यामि ।

'આ આવા શુષ્ક જીવનભારને હું ક્યાં સુધી વહન કરતો રહીશ ?' બસ, આ પ્રમાણે થઇ જાય તો તો જીવન ધન્ય થઇ જાય. વહાલા ! શું કોઈ દિવસ આવી દુઃખાર્ત્ત વાણી મારા અંતરમાંથી નીકળશે ?

વૈશાખી પૂર્ણિમાની સંધ્યા
સંવત ૧૯૮૯

તમારોજ અકિંચન
'પ્રભુ'

# मूळ लेखकनुं अंतिम निवेदन

भ्रमन् वनान्ते नवमञ्जरीषु न षट्पदो गन्धफलीमजिघ्रत् ।
सा किं न रम्या स च किं न रन्ता 'बलीयसी केवलमीश्वरेच्छा' ॥
( સુભાષિત રત્નભાંડા ॥૨ ૯૬–૫૧ )

અર્થાત્ બગીચામાં નવી નવી મંજરીઓ ઉપર ભમતા ભમરાએ ચંપાની ગંધ ના લીધી ! શું તે સુંદર નહોતો કે તે ભમરોજ રખડેલ હતો ? ના, 'સાચી વાત તો એ છે કે માત્ર ભગવાનની ઇચ્છાજ પ્રબળ છે.'

વિધિનું કેવું વિચિત્ર વિધાન છે! દયાનિધિની ગતિને કોણ સમજી શકે છે! 'વિશ્વમાં તેમની ઇચ્છા વિના પાંદડું પણ હાલતું નથી' એ કેટલું ધ્રુવ–અટલ–સત્ય છે. જેને આપણે કરવા નથી ઇચ્છતા તે દૈવ કરાવી દે છે. જે આપણે કરવા ઇચ્છીએ છીએ, તે દૈવ પ્રતિકૂળ થવાથી કરી શકતા નથી આપણે એક અદૃશ્ય શક્તિના હાથનાં રમકડાં છીએ, એટલે તો કહ્યુ છે કે 'बलीयसी केवलमीश्वरेच्छा' અર્થાત્ ઈશ્વરની ઇચ્છાજ ઘણી બળવાન છે.

ગઈ સાલના વિચારોનુ સ્મરણ આવે છે, કંઇક શરમ પણ આવે છે અને હસવું પણ આવે છે. શરમ તો મારી દુર્બળતા અને કમજોરીને લીધે આવે છે અને હસવું મારા અજ્ઞાનજન્ય વિચારો પર આવે છે. ગઈ સાલ આજ વૈશાખ–જેઠ મહિનો હતો, ગંગાજીના કિનારાની ગરમ ગરમ રેતીમા બરાબર ખરા બપોરે ચાલતો હતો. કોઈ દિવસ વીસ માઈલ તો કોઈ દિવસ પચ્ચીસ માઇલ, પ્રાતઃકાળથી બાર વાગ્યા સુધી ચાલતોજ રહેતો. બાર એક વાગતાં જ્યાં પણ ગામ આવી ગયું, ત્યાં રોટી માગી લીધી, ખાઈ લીધી ને પાછો ચાલી નીકળતો એ દિવસોમાં ચાલતા રહેવું, એજ એક જીવનવ્યાપાર હતો. આજે તો ગંગાજીની એ ગરમ

त्यागवैराग्यप्रेमाब्धेः श्रीचैतन्यमहाप्रभोः ।
भक्तानन्दकरी भूयात् चैतन्यचरितावली ॥

ત્યાગ, વૈરાગ્ય અને પ્રેમના સાગરસ્વરૂપ શ્રીચૈતન્ય મહાપ્રભુનું આ ચરિત્ર ભક્તોને આનંદકારી થાઓ.

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहम् ।
श्रवणमङ्गलं श्रीमदाततं भुवि गृणन्ति ये भूरिदा जनाः ॥

હે પ્રભો ! આપની કથા તેજ ખરેખર અમૃત છે, કેમકે સંસારથી સંતાપ પામેલાઓને તે નવજીવન અર્પનાર છે, બ્રહ્મવેત્તા મહાપુરષોએ પણ તેનીજ સ્તુતિ કરેલી છે, (દેવોના ભોગ્યરૂપ અમૃતને તો તુચ્છકાર્યુંજ છે,) કામ તથા કર્મનો તે નાશ કરે છે, (ત્યારે પેલું અમૃત તો કામ તથા કર્મને વધારે છે,) શ્રવણ કરતાંજ તે મંગળ અર્પે છે, (ત્યારે પેલું અમૃત તો યજ્ઞ-યાગાદિ કરવાથીજ પ્રાપ્ત થઇ શકે છે.) અને અત્યંત શાંત છે—શાન્તિજનક છે. (ત્યારે પેલું અમૃત તો માદક છે) આવા આપના કથામૃતનું જેઓ વિસ્તારથી પૃથ્વી પર વર્ણન કરે છે તે મનુષ્યો મોટામા મોટા દાના છે.

॥ श्री हरि ॥

# मंगलाचरण

वंशीविभूषितकरान्नवनीरदाभात्
पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात् ।
पूर्णेन्दुसुन्दरमुखादरविन्दनेत्रात्
कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥

અર્થાત્ મધુરી મોરલી બજાવવામાં જેઓ પ્રવીણ છે, પીતાંબરજ જેમનું પરમપ્રિય પરિધાન-વસ્ત્ર છે, પાકેલા બિંબાફળ જેવા લાલ રંગના જેમના હોઠ છે, સુંદર, શીતળ, સુખકારક, સૌમ્ય અને સુશોભિત જેમનું મુખારવિંદ છે, જેઓ હમેશાં મંદ મંદ હાસ્ય કરતાજ રહે છે, વિષાદ, શોક અને દુઃખ સાથે જેમને વેર છે, અને કમળ સમાન ખીલેલાં, ઉઘડેલાં, કંઇક કંઇક વાંકાં વળેલા અને કાનો સુધી પહોચેલાં જેમના બે નેત્ર છે, તે કાળા કૃષ્ણને છોડીને હું જવા ઇચ્છું, તો પણ બીજા કોને શરણે જાઉં ? તેથી એ નિષ્ઠુરનીજ ચરણરજને હું મસ્તકે ચઢાવું છું.

॥ श्री हरि ॥

# समर्पण

हे नाथ हे रमानाथ व्रजनाथार्तिनाशन ।
मग्नमुद्धर गोविन्द गोकुलं वृजिनार्णवे ॥

વહાલા ! લ્યો, તમારૂ કામ તો પૂરૂં થઇ ગયું; પરંતુ હૃદયમાં ભારે ઉત્પાત મચી રહ્યો છે. બધા પ્રિય બંધુઓ છોડીને ચાલ્યા ગયા છે ગંભીરા મંદિરમાં ઉન્મત્ત થયેલા ચૈતન્યદેવનું ચિત્ર હૃદયપટ ઉપર જેમનું તેમજ અંકિત થયેલું છે. વહાલા ! હવે આવું જીવન ક્યાં સુધી વિતા વરાવશો ? હૃદયરમણ ! ચૈતન્યદેવના રુદનમાં, તેમની મસ્તીમાં, તેમના વિરહમાં, તેમની વ્યાકુળતા અને બેચેની માં શું મારો કંઇ પણ ભાગ નથી ? બસ, જીવનમાં હૃદય-થી, સાચા દિલથી, એક વાર જોરથી પોકારી ઉઠાય કે-

हा हन्त हा हन्त कथं न यामि ।

'આ આવા શુષ્ક જીવનભારને હું ક્યાં સુધી વહન કરતો રહીશ ?' બસ, આ પ્રમાણે થઇ જાય તો તો જીવન ધન્ય થઇ જાય વહાલા ! શું કોઇ દિવસ આવી દુખાર્ત્ત વાણી મારા અંતરમાંથી નીકળશે ?

વૈશાખી પૂર્ણિમાની મધ્યા
સંવત ૧૯૮૯

તમારોજ અકિંચન
'પ્રભુ'

# મૂક લેખકનું અંતિમ નિવેદન

भ्रमन् वनान्ते नवमञ्जरीषु न षट्पदो गन्धफलीमजिघ्रत् ।
सा किं न रम्या स च किं न रन्ता 'बलीयसी केवलमीश्वरेच्छा' ॥
( સુભાષિત રત્નભાંડાગાર ૯૬–૫૧ )

અર્થાત્ બગીચામાં નવી નવી મંજરીઓ ઉપર ભમતા ભમરાએ ચંપાની ગંધ ના લીધી ! શું તે સુંદર નહોતો કે તે ભમરોજ રખડેલ હતો ? ના, 'સાચી વાત તો એ છે કે માત્ર ભગવાનની ઇચ્છાજ પ્રબળ છે.'

વિધિનું કેવું વિચિત્ર વિધાન છે! દયાનિધિની ગતિને કોણ સમજી શકે છે! 'વિશ્વમાં તેમની ઇચ્છા વિના પાંદડું પણ હાલતું નથી' એ કેટલું ધ્રુવ–અટલ–સત્ય છે. જેને આપણે કરવા નથી ઇચ્છતા તે દૈવ કરાવી દે છે. જે આપણે કરવા ઇચ્છીએ છીએ, તે દૈવ પ્રતિકૂળ થવાથી કરી શકતા નથી. આપણે એક અદૃશ્ય શક્તિના હાથનાં રમકડાં છીએ, એટલે તો કહ્યું છે કે 'बलीयसी केवलमीश्वरेच्छा' અર્થાત્ ઈશ્વરની ઇચ્છાજ ઘણી બળવાન છે.

ગઈ સાલના વિચારોનું સ્મરણ આવે છે, કંઇક શરમ પણ આવે છે અને હસવું પણ આવે છે. શરમ તો મારી દુર્બળતા અને કમજોરીને લીધે આવે છે અને હસવું મારા અજ્ઞાનજન્ય વિચારો પર આવે છે. ગઈ સાલ આજ વૈશાખ–જેઠ મહિનો હતો, ગંગાજીના કિનારાની ગરમ ગરમ રેતીમાં બરાબર ખરા બપોરે ચાલતો હતો કોઈ દિવસ વીસ માઈલ તો કોઈ દિવસ પચ્ચીસ માઇલ, પ્રાતઃકાળથી બાર વાગ્યા સુધી ચાલતોજ રહેતો બાર એક વાગતા જ્યાં પણ ગામ આવી ગયું, ત્યાં રોટી માગી લીધી, ખાઈ લીધી ને પાછો ચાલી નીકળતો. એ દિવસોમાં ચાલતા રહેવું, એજ એક જીવનવ્યાપાર હતો. આજે તો ગંગાજીની એ ગરમ

રેતીમાં થઇને બાર વાગે ખુલ્લા પગે સ્નાન કરવા જાઉં છું તો દુઃખ થતું લાગે છે, પરંતુ તે દિવસોમાં તો એક ધૂન લાગેલી હતી. ધૂનમાં દુઃખ કેવું ? ત્યાં તો માત્ર લક્ષ્ય-સ્થાને પહોંચવું, એજ એકમાત્ર ધ્યેય હોય છે. કષ્ટ અને અગવડો એ બધું પાછળજ રહી જાય છે. ગઇ સાલ એ દિવસોમાં સ્વપ્નમાં પણ વિચાર નહોતો કે, હવે આ સ્થિતિમાં પાછા ફરીને પાછું આ જગાએ ગંગાકિનારે આવવું પડશે. હું મને પૂર્ણત્યાગનો અધિકારી માની બેઠો હતો. વિચારતો હતો કે, ચાલો હવે પિંડ છૂટ્યો; હવે નથી તો લખવું કે નથી તો વાચવું. બસઃ—

श्रीकृष्णगोविन्द हरे मुरारे, हे नाथ नारायण वासुदेव ।

એજ જીવનપર્યંત એકમાત્ર રટન રહ્યા કરશે. કલમનું હવે શું કામ છે ?"

કાનપુરની પાસે નાનામઉ નામના એક સ્થાનમાં પૂજ્યપાદ શ્રી અનંગ બોધાશ્રમજી મહારાજ મળ્યા. તેમની સાથે ત્રણ–ચાર વર્ષ પહેલાનો પરિચય હતો. તિતિક્ષાની તો તેઓ સાક્ષાત્ મૂર્તિ છે. મેં મારા જીવનમાં એટલી તિતિક્ષા કરનાર બીજી કોઇ વ્યક્તિ આજ સુધી જોઇ નથી. તે મહાપુરુષ દશ–પંદર વર્ષથી હમેશાં દિગંબર વેષમાંજ રહે છે ઠંડી હોય કે ગરમી અથવા ભલેને મૂસળધાર વરસાદ પડતો હોય, તેઓ સદા નાગાજ રહે છે પોષ–મહાની ઠંડીમાં ગંગાકિનારા પર કેટલી ટાઢ પડે છે, તે તો ગંગાજીને કિનારે વસવાટ કરનારાજ સમજી શકે છે, પરંતુ ત્યાં નાગી રહેનારી વ્યક્તિઓ મેં બીજી પણ ઘણી જોઈ છે, પરંતુ આ મહાપુરુષ તો જેઠ–વૈશાખના તાપમાં બાર વાગ્યાથી ચાર વાગ્યા સુધી ગંગાજીની ધગધગતી રેતીમાં જાણી–જોઇને પડી રહે છે કોઇ પુરુષ એનુ અનુમાન પણ કરી શકશે નહિ, પરંતુ આ કવિની કલ્પના થોડીજ છે, પ્રત્યક્ષ વાત છે તે મહાપુરુષ ચાલ્યા થોડા ગયા છે ! હજુ પણ ગંગાકિનારે તેઓ ક્યાંક તપી ગયેલી રેતીમાંજ પડ્યા

હશે. તેઓ ઘણુંખરૂ કાનપુર (યા કદાચ ઉન્નાવ) જીલ્લામાં 'બકસર' નામના ગામમાં કોઇ કોઈ વાર બે ચાર મહિના રોકાઇ જાય છે; નહિ તો કાશીથી ઋષિકેશ સુધી ગંગાને કિનારે કિનારેજ વિચરતા રહે છે. કાશીથી આગળ વધતા નથી અને ઋષિકેશથી ઉપર જતા નથી. તેઓ અચાનક પડી રહેલા મને મળ્યા. મને તાપડાની લંગોટી પહેરેલો જોઇને હસવા લાગ્યા અને બોલ્યા: "લખવા-વાંચવાનું તદ્દન છોડી દીધું ને? હવે તો લખવાવાંચવાની કોઈ વાસના નથી ને?" મેં કંઈક ગર્વભરી નમ્રતાથી કહ્યું કે "જી ના, હવે કોઇ ઈચ્છા નથી. બધું ફેંકી દઇને આવ્યો છું." તેઓ હસવા લાગ્યા અને બોલ્યા કે "આ શાસ્ત્રવાસના પણ ભારે પ્રબળ વાસના હોય છે; તે છૂટવી ઘણી કઠણ છે. ચાલો, ભગવાનની તમારા ઉપર ઘણી કૃપા થઇ કે તમારી એ વાસના છૂટી ગઇ." હું ચૂપ રહ્યો. ત્યાંજ નક્કી થયુ કે, હરિદ્વાર સુધી સાથે સાથે ચાલીશું; પરંતુ મારો ને એમનો સાથ કેવો! એ મહાપુરુષ જો ચાલે તો દિવસમાં પચાસ-પચાસ, સાઠ-સાઠ માઇલ ચાલે અને ના ચાલે તો દસ-દસ વીસ-વીસ દિવસ એકજ સ્થાને પડ્યા રહે. ચાલતી વખતે તેઓ રાત્રિ, દિવસ, બપોર, વરસાદ કશાની પણ પરવા કરતા નહોતા. અસ્તુ. મેં કહ્યું કે "જ્યાંસુધી ચાલી શકાશે ત્યાં સુધી સાથે સાથે ચાલીશ."

એ મહાપુરુષની સાથે હું ચાલવા લાગ્યો. તેમની સાથે કોઈ પ્રકારનો સંકોચ કે ડર તો હતોજ નહિ. જે પ્રકારે નિર્ભય પુત્ર પોતાના સરળ પિતાની સાથે બધી વાતો કોઇ પણ પ્રકારના સંકોચ વિના કરે, તેજ પ્રમાણે તેમની સાથે વાતો ચાલતી. તેમના જીવનમાં સાચેજ મસ્તી હતી. મારાથી તેઓ આશરે બેવડા લાંબા હશે. ઉંચું અને એક વડું પાતળું શરીર હતું, ઘણા ઘણા સમયની ઉગ્ર તિતિક્ષાને લીધે તેમના શરીરની ચામડી જંગલી પાડાના જેવી કાળી અને બરછટ થઈ ગઈ હતી; દૂરથી જોતાં તદ્દન પ્રેત જેવા જણાતા હતા. જ્યારે તેઓ પોતાના સમસ્ત શરીરે

ગંગારજ ચોળતા, ત્યારે તો તેઓ કોઇ દેવ છે, એમ જણાયા વિના રહેતુંજ નહિ. ગંગાજીનો ધારાપ્રવાહ છોડીને તેઓ એક પણ પગલું આઘા પાછા ચાલતા નહિ. તદ્દન કાંઠા ઉપરજ કોઈ ગામ આવી જાય તો ભિક્ષા કરી લેતા, નહિ તો હરિ-ઇચ્છા. ગંગા માતાનાં દર્શનોથી તેઓ પોતાને વંચિત રાખવા ઈચ્છતા નહોતા. વિરક્તિ પણ મસ્તીજ છે ને! દિવસમાં કેટલીયે વાર ગંગાજી પાર કરતા, કોઇ વાર આ કાંઠે ચાલતા તો કોઈ વાર પેલે પાર પહોંચી જતા. ગરમીના દિવસોમાં લગભગ બધેજ ગંગાજી પાર ઉતરી શકાય તેવી થઇ જાય છે. તેઓ ઘાટ કે ઓવારાની કંઈ પણ પરવા કરતા નહોતા, જ્યાં મોજ આવી ત્યાં પાર ઉતરી ગયા. ભય તો તેમને હોય જ શાનો! હું તો તેમનુ અનુકરણ અને અનુસરણ કરવા લાગ્યો. એક જગાએ પાર ઉતરતા હતા; તેમની પાસે તો કંઈ વસ્ત્ર કે જળપાત્ર હતુંજ નહિ, એટલે જલદીથી પાર ઉતરી ગયા. મારી પાસે જળપાત્ર હતું, લંગોટી હતી તેમજ તાપડાની એક ચાદર હતી. પાણી વધારે હતું, મારી લંગોટી વગેરે ભીંજાઇ ગયુ. એ મહાપુરુષ હસીને બોલ્યા કે "બ્રહ્મચારી! આ લંગોટીની પણ જંજાળજ છે! એને પણ ફેંકી દો." બસ એટલું સાંભળતાંજ મેં લંગોટી ફેંકી દીધી, ચાદર ફેંકી દીધી અને કમંડળ પણ આમતેમ ગબડવા લાગ્યુ. તે સમયે મારી જાતને દિગંબર વેશમાં જોઇને મને ઘણોજ આનંદ થયો. એ મહાપુરુષ જોરથી હસતા હસતા કહેવા લાગ્યા: "હમણાં નહિ ભાઇ! હમણાં નહિ. હજુ તો આટલાં વસ્ત્ર બરાબરજ છે. જ્યારે લંગોટી છોડવાનો સમય આવશે ત્યારે હું કહીશ." મેં પણ કંઈ તદ્દન છોડવાની ઈચ્છાથી લંગોટી ફેંકી નહોતી, એટલે તેમની આજ્ઞા થતાજ લંગોટી પહેરી લીધી.

એ વાતનો કડવો અનુભવ મને ત્યાંજ થયો. ખરેખર, શરીરનું પ્રારબ્ધ મહાપુરુષોને પણ છોડતું નથી.

શારીરિક સુખ-દુઃખ બધાને ભોગવવા પડે છે, પરંતુ

ભગવત્પરાયણ વિજ્ઞાની પુરુષો તેને પોતામાં સમજતા નથી. તે દ્રષ્ટાની પેઠે દૂર દૂર ઉભા રહીને સુખ-દુઃખને જોતા રહે છે. આટલા મોટા તિતિક્ષાવાળા મહાપુરુષને પણ શારીરિક પીડા બેચેન બનાવતી હતી. તેમના અર્ધા મસ્તકમાં ભયંકર દર્દ થતું હતું. તેની પીડા અસહ્ય હતી; પરંતુ તેઓ તેને ખૂબ હિંમતપૂર્વક સહન કરી રહ્યા હતા. મને પેટની ભયકર પીડા ઘણી વાર થાય છે, તેના અનુભવને આધારે હું કહી શકું છું કે, તેમની પીડા ઘણીજ ભયંકર હતી; તેને લીધે તેઓ બેચેન હતા. તેમને ક્યાંક ધારીને જવું-આવવું તો હતુંજ નહિ. તેમની મોજમાં આવે ત્યારે પાછા ફરવા લાગતા પરંતુ મારૂં લક્ષ્ય તો વહેલામાં વહેલા શ્રી બદ્રીનારાયણ પહોંચવાનું હતું; તેથી તેઓ એક સ્થાને રોકાઈ ગયા. હું રામપાલજીની સાથે તેમનાં ચરણોમાં વંદન કરીને આગળ ચાલી નીકળ્યો. તેમના દુઃખમાં હું કોઈ પણ પ્રકારે ભાગ પડાવી શકતો નહોતો અને જવાની ઉતાવળને લીધે હું તેમના સાથ માટે રોકાઈ શક્યો પણ નહિ.

રસ્તામાં હું વિચારતો હતો કે "આ મહાપુરુષ કહે છે કે હમણાં નહિ, હજી તો વાર છે. મારે હવે શી વાર છે? નીચે લોકોનો કઇક સંકોચ અવશ્ય છે. પહાડ ઉપર આપોઆપ લંગોટી ઉતરીજ જશે, પછી પ્રયત્ન નહિ કરૂં. પણ કોણ જાણતું હતું કે લંગોટીની સાથે કામળો અને ઓઢવા-પાથરવાનુ પણ રાખવું પડશે!

પૂજ્યપાદ શ્રી ઉડિયાબાબા તે દિવસોમાં કાસગંજ પધારેલા હતા. સોરોંથી અમે ગંગાકિનારો છોડીને તેમનાં દર્શન માટે ગયા. પરમ વાત્સલ્યસ્નેહ દર્શાવતાં દર્શાવતાં રામપાલજીને મારી બધી નાની મોટી વાતો પૂછી, મારા પગમાં મોટા મોટા ચીરા પડેલા જોઇ તેમનુ માખણ જેવું સ્નેહાળ હૃદય વાત્સલ્યસ્નેહને લીધે દ્રવીભૂત થવા લાગ્યું. તેમણે ઘણાજ સ્નેહપૂર્વક કહ્યું કે "ભાઈ! આટલી

બધી તિતિક્ષા કરવી ઠીક નથી. થોડું થોડું ઓછું ચાલો." પરંતુ હું તો આને તિતિક્ષા સમજતોજ નહોતો. વહેલામાં વહેલું શ્રીબદ્રીનારાયણ પહોંચવું, એજ મારૂં ધ્યેય હતું. તે દિવસોમાં 'કલ્યાણ' માસિકનો શ્રીકૃષ્ણાંક નીકળવાનો હતો. મહારાજ તેને માટે માગવામાં આવેલા લેખોની યાદી વંચાવતા હતા. વચમાંજ તેઓ કહેવા લાગ્યા કે "અમુક વિષય ઉપર તો બ્રહ્મચારીજી ઘણું સરસ લખે છે."

કોઈ સત્સંગી ભાઈએ કહ્યું: "બ્રહ્મચારીજીએ લખવાનું હવે કલમથી છોડીજ દીધું છે."

મહારાજે સરળતાપૂર્વક કહ્યું: "ભાઈ! હમણાં શી ખબર પડે! હા, આ સમયે તો છોડીજ દીધું છે; ભવિષ્યની વાત તો ભગવાન જાણે."

આથી મને કંઈક કંઈક ભય લાગ્યો કે, શું સાચેજ મારે ફરીથી પાછા આવીને લખવું-વાંચવું પડશે? મહાપુરુષોનાં વાક્યો ખોટાં થોડાંજ પડે છે! શ્રાવણમાંજ મારે પહાડથી પાછા ફરીને અહીં આવવું પડયું અને જે કંઈ થયું તે વાચકોની સમક્ષ મોજુદ છે. માગશરની પૂર્ણિમાએ શ્રીચૈતન્યચરિતાવલી લખવાનુ શરૂ કર્યું અને આજે વૈશાખી પૂર્ણિમાએ તેની સમાપ્તિ થઇ. એની વચમાં જે શારીરિક વિપત્તિઓ આવી તેનો ઉલ્લેખ કરવાથી વિષયાન્તર થઇ જશે અને વાચકોને તેની સાથે કોઇ ખાસ પ્રયોજન પણ નથી; એ તો મારૂ પોતાનુ રુદન છે.

મને નથી તો મારા આ પાછા ફર્યાનું દુઃખ કે નથી તો મારા પહેલા લક્ષ્યમાં કોઇ પ્રકારનુ પરિવર્તન પણ થયું. એ વાત હું હજુ પણ માનું છું કે, સર્વસ્વનો ત્યાગ કર્યા વિના શ્રીકૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થવી ઘણી કઠિનજ નહિ, પરંતુ અસંભવિત છે. અને ત્યાગમય જીવન ગાળવા માટે (૧) ભક્ત અને ભગવાનની લીલાઓનું શ્રવણ, (૨) નામજપ અને (૩) મહાત્માઓનું ચરણોદક-પાન, એ ત્રણેજ

મુખ્ય અને સર્વશ્રેષ્ઠ સાધન છે. જેને ભગવાનના કોઇ પણ નામમાં શ્રદ્ધા નથી, જેને ભગવાન અને ભક્તોની લીલાઓના શ્રવણમાં આનંદ આવતો નથી અને જે મહાત્માઓની ચરણધૂલિને મસ્તક પર ધારણ કરવામાં તથા તેમના ચરણોદકનુ પાન કરવામાં સંકોચ રાખે છે, તે કદી પણ શ્રીકૃષ્ણના પ્રેમનો અધિકારી થઈ શકતો નથી. એ સાધનો દ્વારાજ જીવન આપોઆપ ત્યાગમય બની જાય છે અને ત્યાગમય જીવન થયા પછી શ્રીકૃષ્ણ-પ્રેમની પ્રાપ્તિ થઇ જવી અનિવાર્યજ છે. શ્રીકૃષ્ણ કોણ જાણે કેમ, હૃદયમાં એકલાજ રહેવાનું પસંદ કરે છે! જે હૃદયમાં સંસારી પ્રિય પદાર્થો પ્રત્યે પરિગ્રહનો ભાવ છે, જ્યાં વિષયસુખની વાસનાઓ વિરાજમાન છે, જ્યાં સંસારી દ્રવ્યને સંગ્રહ કરવાની ઇચ્છા છે, તે સ્થાનથી શ્રીકૃષ્ણ દૂર દૂર ભાગી જાય છે. એ કૃપાળુ કૃષ્ણે કહ્યુ કે "હજુ તારે વધારે સાધના કરવી પડશે. સાધના કરો, ભક્તોના ચરણોદકનું પાન કરો, શ્રીમદ્ ભાગવતનું શ્રવણ કરો, ભક્તોનાં ચરિત્ર સાંભળો, ત્યારે તમને મારી પ્રાપ્તિ થઈ શકશે." શુ કરૂ ? કોઇને સ્ત્રી-પુત્રોનો, કોઇને ધનનો, કોઇને તપ-વૈરાગ્યનો અને કોઇને વિદ્યાનો આશરો હોય છે, પરંતુ અહીં તો એમાંથી કોઇ પણ વસ્તુ મારી પાસે નથી. જો થોડાઘણો કંઇક આશરો કે વિશ્વાસ હોય તો તે માત્ર ગિરિધર ગોપાલનોજ છે. આ ઉભયભ્રષ્ટ વ્યક્તિને બીજો કોણ આશરો આપી શકે તેમ છે? તે કૃપાળુ કૃષ્ણે અપાર કૃપા કરી, અહીં લાવીને ફેંકી દીધો, સાધુ-સંગનો સુયોગ પ્રાપ્ત કરાવ્યો, ચૈતન્યચરિત્ર લખાવ્યું, પોતાનો સુયશ સંભળાવ્યો અને ગંગા માતાનું હમેશાંનું 'દર્શન, સ્પર્શ અને મજ્જન-પાન' પ્રદાન કર્યું. તેઓ ધારત તો અહીં લાવીને વિષયોમાં પણ ફેંકી દેત, પરંતુ તેઓ દયામય અત્યંત કૃપાળુ છે. નિર્બળોની તેઓ પોતેજ રક્ષા કરે છે, પરંતુ નિર્બળ પણ સાચો અને સરળ હોવો જોઈએ, જેને બીજાનો આશરોજ ન હોય. અહીં તો એટલી સચ્ચાઈ અને સરળતા જણાતી નથી, તેમ છતાં

પણ તેઓ પોતાની નિઃસીમ કૃપા દર્શાવે છે, એ તેમની સ્વાભાવિક ભક્તવત્સલતાજ છે

એ પાંચ મહિનાઓમાં નિરંતર ચૈતન્ય ચરિત્રોનું ચિંતન થતું રહ્યું ઉઠતાં, બેસતાં, ઉંઘતાં, જાગતાં, નહાતાં-ધોતાં, ખાતાં-પીતાં, ભજન-ધ્યાન, પાઠ-પૂજા અને જપ કરતાં દરેક વખતે શ્રીચૈતન્યજી સાથે રહ્યા કર્યા મેં તેમને શચીમાતાની ગોદમાં બાળકરૂપે જોયા અને ગંભીરા મંદિરમાં રડતા રડતા પણ તેમના દર્શન કર્યાં વહાલા સખાની જેમ છાયાની પેઠે, તેઓ સદા મારી સાથેજ રહ્યા કર્યા. મેં તેમને ખેલતા જોયા, ભણતા જોયા, ભણાવતા જોયા, ગયા જતા જોયા, આવતા જોયા, રડતા-બૂમો પાડતા જોયા, સંકીર્તન કરતા જોયા, ભાવાવેશમાં જોયા, ભક્તોની પૂજા સ્વીકારતા જોયા, ઉન્માદ અવસ્થામાં જોયા, વિક્ષિપ્ત-છિન્ન ભિન્ન અવસ્થામાં જોયા, ગૃહાદિનો ત્યાગ કરતા જોયા, સંન્યાસ લેતા જોયા, પુરી જતા જોયા, સાર્વભૌમનો ઉદ્ધાર કરતા જોયા, દક્ષિણના તીર્થોમાં ભ્રમણ કરતા જોયા, રાય રામાનંદજીની સાથે વાર્તાલાપ કરતા જોયા, તીર્થયાત્રા કરતા જોયા, વળી પુરીમાં પાછા ફરતા જોયા, ભક્તો સાથે વાતો કરતા જોયા, તેમને ત્યાં ભિક્ષા કરતા જોયા, રથની આગળ હાથ ઉંચા કરી કરીને નૃત્ય કરતા જોયા, પ્રતાપરુદ્રરાયને પ્રેમદાન આપતા જોયા, લીલા કરતા જોયા, નાચતા જોયા, ભક્તો સાથે રડતા જોયા, વૃંદાવન પ્રતિ જતા જોયા, શાંતિપુરમાં અદ્વૈતાચાર્યને ઘેર રહેતા જોયા, વિષ્ણુપ્રિયાજીને પાદુકાનું અર્પણ કરતા જોયા, રૂપ-સનાતન સાથે વાતો કરતા જોયા, પાછા ફરતા જોયા, ફરી પાછા વનમાર્ગે વૃંદાવન તરફ જતા જોયા, કાશીમાં જોયા, પ્રયાગમાં જોયા, વૃંદાવનમાં જોયા, આવતા જોયા, શ્રીમદ્‌વલ્લભાચાર્ય સાથે પ્રેમ-વાર્તા કરતા જોયા, સંન્યાસવેષધારી રૂપને ઉપદેશ આપતા જોયા, કાશીમાં અત્યંત નમ્ર થઇને સંન્યાસીઓની સભામાં તેમની મનોમોહિની સરળ વાતો સાંભળી ત્યાં તેમને પરમ વિનયીની પેઠે સરળ અને સીધા સંન્યાસીના

રૂપમાં જોયા, ત્યાથી ચાલતાં ચાલતાં તેમની સાથે સાથે-જ પાછો પુરીમાં આવ્યો. પુરીમાં તેમનો જે ભક્તો સાથે મેળાપ થયો, જેની જેની સાથે તેમણે વાતો કરી, તે હું એક તટસ્થ વ્યક્તિ તરીકે દૂર દૂર ઉભો ઉભો સાંભળતો રહ્યો. નિરંતર મહાપ્રભુની સાથે રહેવાથી હુ તેમના બધા ભકતો સાથે સારી રીતે પરિચિત થઈ ગયો. તેઓ કેમ વાતો કરતા હતા, પ્રભુ તેમને કેવા ઉત્તર આપતા હતા, વાત કરતી વખતે ભકતોની કેવી ચેષ્ટાઓ થતી હતી, પ્રેમના આવેશમાં પ્રભુ કેવી હલક વડે વાતો કરતા હતા, એ વાતોને મેં મારી સમક્ષજ પ્રત્યક્ષ રીતે સાંભળી. અવધૂત નિત્યાનંદજી, રાય રામાનંદજી, સાર્વભૌમ ભટ્ટાચાર્યજી, સ્વરૂપ ગોસ્વામી, જગદાનંદ પડિત, વક્રેશ્વર પડિત, હરિદાસ, રૂપ, સનાતન, જીવ, ગોપાલ ભટ્ટ, રઘુનાથદાસજી તથા બીજા બીજા જેટલા પણ જુદા જુદા સ્થાનોના ભક્ત છે, તે બધાની સાથે ગાઢ પરિચય થઇ ગયો. ઉપરોક્ત મહાનુભાવોમાથી હમણા પણ કોઇ આવી જાય તો મને જાણે પહેલાના પરિચિતજ જણાશે. આ હુ કઈ અભિમાનથી નથી કહેતો, સાચેસાચી ઘટના કહી રહ્યો છું કે, લખતી વખતે મને કઇ પણ ખબર રહેતી નહોતી, કે હુ શુ લખુ છુ અને કયા લખુ છુ ? હાથ કઇક લખતો જતો હતો અને હુ પ્રત્યક્ષ એ બનાવને મારી આંખો આગળ બનતો જોતો હતો, શુ લખાયુ અને શુ નથી લખાયું, તેની મને કશી પણ ખબર પડતી નથી. જાણે કોઈ લખનાર વ્યક્તિ જુદીજ છે અને હુ તો એ લીલાઓનો માત્ર દ્રષ્ટાજ છું. ચૈતન્ય મને જાણે છે, તેઓ મને ગમે ત્યાં લઈ જવામાં અડચણ માનતા નથી એટલુજ નહિ પરંતુ તેઓ મને હમેશા પોતાની સાથેને સાથેજ રાખે છે અને હુ તેમનાથી છુપાઇને તેમની બધી વાતો જોઈ–સાંભળી રહ્યો છુ–એજ ભાવ મારો રહેતો. આ ગ્રથ આટલો જલદી કેમ કરીને લખાયો, તેની મને પોતાનેજ ખબર નથી. શું લખાયું છે, તે તો હુ જ્યારે ગ્રથ છપાઇને મારી પાસે આવી જશે,

ત્યારે એકાદ વાચકની પેઠે વાંચીને બતાવી શકીશ. હજુ સુધી તો લખતી વખતે એજ પ્રતીત થયા કર્યું છે કે કોઇ લખાવી રહ્યું છે; હાથ લખે છે, હું એ ઘટનાઓના આનંદ લૂંટી રહ્યો છું. રાત્રિને વખતે લખેલાની જે કથા સંભળાવતો, તેમાં મારી દૃષ્ટિ એક 'ભાષાસંશોધક' વ્યક્તિ જેવીજ રહેતી. જાણે કોઇની લખેલી ભાષાનું સંશોધન કરી રહ્યો છું. 'ના'ની જગ્યાએ 'ની' કેમ કરી દીધી, અહીં આ વિભક્તિ બરાબર નથી, અમુક શબ્દ પડી ગયો છે, બસ એટલોજ વિચાર રહેતો; તેથી શું લખાયું છે, તે હું જાણુ-તો નથી. પુસ્તક છપાઇને આવશે, ત્યારે વાંચકોને તે જેટલું નવું હશે, તેટલુંજ મારે માટે પણ નવું હશે. હું પણ એ વાંચીને મનન કરીશ.

હું ફરીથી પણ સ્પષ્ટ કહી દઉં છું કે, માત્ર 'ચૈતન્ય ભાગવત' અને 'ચૈતન્ય ચરિતામૃત'માંથી આના કથા-પ્રસંગોજ માત્ર લેવામાં આવ્યા છે, બાકી તો આ વિવિધ પુરા-ણો અને ધર્મશાસ્ત્રસંમત જે જ્ઞાન છે તેનાજ આધારે લખ-વામાં આવ્યું છે. 'અમિય નિમાઇચરિત'નુ તો મેં કેવળ સૂચીપત્રજ જોયું છે, હું તે જરા પણ વાંચી ગયો નથી. તો પછી હું કેવી રીતે કહું કે તેમાં શું છે? બનાવો તો તેમણે પણ આજ ગ્રંથોમાંથી લીધા હશે. બીજું શું છે તેની મને કંઇ ખબર નથી. 'ચૈતન્યમંગલ' ભાવિક ભક્તો-ની ચીજ છે, તેથી મારા જેવા શુષ્ક ચરિત્રલેખકોને એ ખાસ કામની નથી, તેથી તેના બનાવોનો આધાર ઘણોજ ઓછો લેવામાં આવ્યો છે. ઘટનાઓનો ક્રમ જોવા માટે પુસ્તકો વાંચતો, નહિ તો રાતદહાડો ચિંતનમાંજ વીતતો.

પહેલાં ઇચ્છા હતી કે, ચૈતન્ય સંપ્રદાયના સિદ્ધાંતે-નું વિસ્તારપૂર્વક વર્ણન કરવું, ચૈતન્યના જીવનમાંથી શું શીખવું જોઇએ, એ વાત ભૂમિકામાં બતાવું તથા બીજી બીજી ઘણી વાતોનો મોટી ભૂમિકામાં ઉલ્લેખ કરૂં; પરંતુ હવે વિચાર્યું છે કે "એ વાતોને ચૈતન્યના ચરિત્ર સાથે શો

સંબંધ ? તું યથાશક્તિ જેમ તેઓ કરાવે તેમ ઘટનાઓનો ઉલ્લેખ કરી જા. વાચક પોતેજ નિર્ણય કરી લેશે.” આ વાત મને પણ યોગ્ય લાગી. તેથી આ બાબતોનો ભૂમિકામાં ઉલ્લેખ કર્યો નથી. ચૈતન્ય મહાપ્રભુના ચરિત્રમાંથી આપણે શું શીખવું જોઇએ, ચૈતન્યદેવના ભાવ કેવા હતા; તેમનું જીવન કેટલું વિશુદ્ધ, પ્રેમમય, વિરહમય અને મસ્તીમય હતું, એ બધી વાતોને વાચક આ આખા પુસ્તકને વાંચીને પોતેજ સમજવાનો પ્રયત્ન કરે. લેખકની બુદ્ધિ ઉપર અવલંબી ન રહે.

એક નિવેદન એ પરમ પૂજ્ય સાંપ્રદાયિક ભક્તોનાં શ્રીચરણોમાં વિશેષરૂપે કરવાનું છે કે, જેઓ શ્રીચૈતન્યદેવને સાક્ષાત્ શ્રીકૃષ્ણ અને અવતારી પુરુષ સમજે છે, પૂજે છે અને સત્કારે છે, એ પરમ શ્રદ્ધાસ્પદ મહાનુભાવોનાં પૂજ્ય ચરણોમાં એટલુંજ નિવેદન છે કે, આ પુસ્તકમાં કયાંય પણ તેમની માન્યતામાં આઘાત થાય એવો લેશપણ પ્રયત્ન કરવામાં નથી આવ્યો. પરંતુ એ વાત અચળ સત્ય છે કે, આ ચરિત્ર ભક્ત ગૌરાંગનું છે, ભગવાન ગૌરાંગનુ નથી. અને પરમ ભાગવત ભક્ત ઈશ્વરનુંજ સ્વરૂપ છે, તેમાં અને ઈશ્વરમાં કંઇ અંતરજ નથી; તેથી તેઓ મારા ઉપર કોપ ન કરે. તેઓ એમજ સમજે કે, આ પુસ્તક અપૂરૂજ છે. શ્રીચૈતન્યદેવે ભક્તવેશ તો ધારણ કર્યોજ હતો. ભક્ત બનીનેજ તેમણે સર્વ લીલાઓ કરી હતી. બસ, એટલુંજ આ પુસ્તકમાં સમજે. “ તેઓ સાક્ષાત્ પરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ ” હતા, તે વાતનું આ પુસ્તકમાં કયાંયે ખંડન કરવામાં આવ્યું નથી, તેમજ એ પ્રમાણે એ સિદ્ધ કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો નથી. લેખક એ બાબતથી તદ્દન તટસ્થજ રહ્યો છે. આ ગ્રંથ સાંપ્રદાયિક પ્રચારની દૃષ્ટિએ લખાયો પણ નથી. સાંપ્રદાયિક ભાવોનો પ્રચાર કરનારા તો ઘણા ગ્રંથો છે, આ તો ચૈતન્યદેવને ભક્ત માનીને તેમના ત્યાગ, વૈરાગ્ય અને પ્રેમના ભાવોને સર્વદેશી બનાવવાની ઇચ્છાથી લખવામાં [illegible] છે ‘ચૈતન્યચરિતાવલી’ના [illegible]

દેશ, એકજ સંપ્રદાય અને એકજ ભાવના લોકોના નહિ હોઇને સર્વદેશી છે. તેમના ઉપર બધાનો સમાન અધિકાર છે, તેથી સાંપ્રદાયિક બંધુઓ મારી આ ધૃષ્ટતાને માફ કરે. મારામાં નથી તો વિદ્યા, નથી તો બુદ્ધિ. ચૈતન્યચરિત્ર લખવા માટે જેટલી ધીરજ, જેટલી કુશળતા, લાયકાત, ઉચ્ચ ચારિત્ર્ય, એકનિષ્ઠા, સહનશીલતા, ભક્તિ, શ્રદ્ધા અને પ્રેમની આવશ્યકતા છે, તેનો શતાંશ પણ હું મારામાં નથી જોતો. તેમ છતાં પણ આ કાર્ય કરાવવા માટે મનેજ નિમિત્ત બનાવવામાં આવ્યો છે, તે પેલા શ્યામસ્વરૂપ ચૈતન્યની ઇચ્છા. તે તો મૂંગાને પણ વાચાળ બનાવી દે છે અને લંગડા-ને પણ પર્વત ઓળંગાવી શકે છે, તેથી મારા બધા પ્રેમી બંધુઓને મારી એજ પ્રાર્થના છે કે, તેઓ મારા કુલ-શીલ અથવા વિદ્યા-બુદ્ધિ તરફ ધ્યાન ન આપે. તેઓ માત્ર ચૈતન્યરૂપી મધુર મધના રસાસ્વાદથીજ પોતાની રસનાને-આનંદમય બનાવે.

શ્રીસ્વામી વિષ્ણુપુરી નામના એક પરમહંસજીએ શ્રીમદ્ભાગવતમાંથી થોડાક સુંદર સુંદર શ્લોકો ચૂંટીને 'ભક્તિરત્નાવલી' નામનુ એક પુસ્તક બનાવ્યું છે. તેના અંતમાં તેમણે જે શ્લોક લખ્યો છે, તેજ લખીને હું આ છેલ્લું વક્તવ્ય સમાપ્ત કરૂ છું:—

एतस्यामहमल्पबुद्धिविभवोऽप्येकोऽपि कुत्र ध्रुवं
मध्ये भक्तजनस्य मे कृतिरियं न स्यादवज्ञास्पदम् ।
किं विद्याः शरघाः किमुज्ज्वलकुलाः किं पौरुषाः किं गुणा-
स्तत् किं सुन्दरमादरेण रसिकैर्नापीयते तन्मधु ॥

"જો કે મુજ બુદ્ધિહીન વ્યક્તિમાં એક પણ ગુણ નથી, તોપણ હું રસિક ભક્તોની વચ્ચે અવજ્ઞાપાત્ર તો થઇ શકીશ નહિ. મધુર રસના ઉપાસક ભક્તો તો મીઠાશના લાલચુ હોય છે, તે મિઠાશ કોના દ્વારા લાવવામાં આવી છે, તેની તેઓ કંઇ પણ પરવા કરતા નથી; મધમાખમાં



# श्री चैतन्य महाप्रभु

पंचम खंड–सचित्र

## नान्हा हरिदासने स्त्रीदर्शननी सजा

निष्किंचनस्य भगवद्भजनोन्मुखस्य
पारं परं जिगमिषोर्भवसागरस्य ।
संदर्शनं विषयिणामथ योषिताञ्च
हा हन्त ! हन्त ! विषभक्षणतोऽप्यसाधु ॥

( શ્રી ચૈતન્યચન્દ્રોદય નાટક ૮–૨૪ )

મહાપ્રભુ ચૈતન્યદેવ સાર્વભૌમ ભટ્ટાચાર્યને કહે છેઃ– "ખેદપૂર્વક કહેવું પડે છે કે, જે લોકો આ અસાર સંસાર-રૂપી સમુદ્રને પેલે પાર જવા ઇચ્છે છે અને જેમનું વલણ ભગવાનના ભજન તરફ થવા લાગ્યુ છે, એવા નિષ્કિંચન ભગવદ્ભક્તોને માટે સ્ત્રીઓ અને વિષયી પુરુષોનું સ્વેચ્છા પૂર્વક દર્શન કરવું, એ ઝેર ખાઈ લેવા કરતાં પણ ખરાબ છે–અર્થાત્ સ્ત્રીઓ અને વિષયી લોકોના સંસર્ગ કરતાં ઝેર ખાઇને મરી જવું સર્વશ્રેષ્ઠ છે.

સાચેજ, સંસારના આદિકાળથી સર્વે મહાપુરુષો એકે અવાજે નિષ્કિંચન ભગવદ્ભક્ત અથવા જ્ઞાનનિષ્ઠ વૈરાગીને

માટે કામિની અને કાંચન–એ બન્ને વસ્તુઓને ઝેર ગણાવતા આવ્યા છે. એ મહાપુરુષોએ સંસારના પ્રિય લાગતા સઘળા પદાર્થોનું વર્ગીકરણ કરીને સમસ્ત વિષયસુખોનો સમાવેશ એ બેજ શબ્દોમાં કરી દીધો છે. જે એ બન્નેથી બચી ગયો તે આ અગાધ સમુદ્રને પેલે પાર પહોંચી ગયો અને જે એમાં ફસાઈ ગયો તે વચમાંજ ડુબકીઓ ખાતો તરફડતો રહ્યો. કબીરદાસે કેવું સુંદર કહ્યું છે કેઃ–

ચલન ચલન સબ કોઇ કહે, વિરલા પહુંચે કોય;
એક 'કનક' અરૂ 'કામિની', ઘાટી દુરલભ હોય.

યથાર્થમાં આ બે વિકટ માર્ગોજ પસાર કરવા અત્યંત કઠણ છે, તેથી મહાપુરુષો પોતે તેમનાથી અલગ રહીને પોતાના અનુયાયીઓને કહીને, લખીને, ગ્રસન્ન થઇને અને નારાજ થઇને તેમજ વિવિધ પ્રકારે સમજાવી સમજાવીને એ બે વસ્તુઓથી અળગા રહેવાનો ઉપદેશ આપે છે. ત્યાગ અને વૈરાગ્યના સાકાર સ્વરૂપ મહાપ્રભુ ચૈતન્યદેવજી પણ પોતાના વિરક્ત ભક્તોને સદા તેમનાથી બચતા રહેવાનો ઉપદેશ કરતા અને પોતે પણ તેમના ઉપર કડક દૃષ્ટિ રાખતા. ત્યારે તો આજે ત્યાગીશિરોમણિ શ્રી ગૌરાંગની યશસૌરભ દિશા–વિદિશાઓમાં ફેલાઇ રહી છે. વ્રજ ભૂમિનાં અસંખ્ય સ્થાનો મહાપ્રભુના અનુયાયીઓનાં ત્યાગવૈરાગ્યનાં સ્મરણો હજુસુધી તાજાં કરાવ્યા કરે છે.

વાચક મહાત્મા હરિદાસજીના નામથી તો પરિચિતજ હશે. મહાત્મા હરિદાસજી વયોવૃદ્ધ હતા, અને હમેશાં નામજપજ કર્યા કરતા હતા. તેમના સિવાય એક બીજા કીર્તનિયા હરિદાસ હતા. તેઓ હરિદાસજીથી ઉંમરમાં ઘણા નાના હતા, ગૃહત્યાગી હતા અને મહાપ્રભુને સદા પોતાના સુમધુર સ્વરથી સંકીર્તન સંભળાવ્યા કરતા હતા. ભક્તોમાં તેઓ 'નાના હરિદાસ'ના નામથી પ્રસિદ્ધ હતા. તેઓ પુરીમાંજ પ્રભુની પાસે રહીને ભજનસંકીર્તન કરતા હતા.

પ્રભુની પાસે ઘણા વિરક્ત ભકતો જુદાં જુદાં સ્થાનોમાં રહેતા હતા. તેઓ બધા ભક્તિને લીધે કોઈ કોઇ વાર

તેમને પોતાને સ્થાને બોલાવીને ભિક્ષા કરાવ્યા કરતા હતા. ભક્તવત્સલ ગૌરાંગ પણ તેમની પ્રસન્નતાને માટે તેમને ત્યાં ચાલ્યા આવતા અને તેમના ભોજનની પ્રશંસા કરતાં કરતાં ભિક્ષા પણ કરી લેતા હતા. ત્યાંજ ભગવાનાચાર્ય નામના એક વિરક્ત પંડિત રહેતા હતા. તેમના પિતા સતાનન્દખાં બહુ સંસારી પુરુષ હતા, તેમના નાના ભાઈનુ નામ ગોપાલ ભટ્ટાચાર્ય હતું. ગોપાળ શ્રી કાશીજીથી વેદાંત ભણીને આવ્યા હતા. તેમની ઉત્કટ ઇચ્છા હતી કે હુ મારૂ ભણેલું શારીરક ભાષ્ય પ્રભુને સંભળાવું; પરંતુ ત્યાં તો બધા શ્રીકૃષ્ણકથાના શ્રોતા હતા. જેમને જગતનો પ્રપંચ સમજવો હોય, અને જીવ-બ્રહ્મની એકતાનો નિર્ણય કરવો હોય, તે વેદાંતભાષ્યને સાંભળે અથવા શીખે. જ્યાં શ્રીકૃષ્ણપ્રેમનેજ જીવનનું એકમાત્ર ધ્યેય માનનારા મનુષ્યો હોય, જ્યાં ભેદાભેદને અચિંત્ય દર્શાવીને તેનાથી ઉદાસીન રહીને શ્રીકૃષ્ણકથાનેજ પ્રધાનતા આપવામાં આવતી હોય ત્યાં પદાર્થોની સિદ્ધિની વાતો સાભળવાનું કોઈ શાનુ પસંદ કરે ? તેથી સ્વરૂપ ગોસ્વામીના કહેવાથી એ ભટ્ટાચાર્ય મહાશય પોતાના વેદાંતજ્ઞાનને જેમનું તેમજ લઈને પોતાને નિવાસસ્થાને પાછા ફર્યા. આચાર્ય ભગવાનજી ત્યાં પુરીમાંજ રહ્યા. તેમને સ્વરૂપ દામોદરજી સાથે અત્યંત સ્નેહ હતો. તેઓ વચમા વચમાં કોઈ કોઈ વાર પ્રભુને નિમંત્રણ આપીને તેમને ભિક્ષા કરાવતા હતા.

જગન્નાથજીમા રાધીને તૈયાર કરેલા પદાર્થોનો ભોગ ધરાવાય છે અને ભગવાનના મહાપ્રસાદને દુકાનદારો વેચે પણ છે. પરંતુ જે ચોખા રાંધ્યા સિવાય કાચાજ ભગવાનને અર્પણ કરાય છે, તેને 'પ્રસાદી' યા 'અમાની' અન્ન કહે છે. તેનો લોકો ઘર આગળજ ભાત બનાવે છે. ભગવાનજીએ પ્રભુને માટે ઘેરજ એવો ભાત બનાવવાનો નિશ્ચય કર્યો.

સભવ છે કે, વાચકોને શિખિ માહિતીનું નામ યાદ હશે. તેઓ શ્રી જગન્નાથજીના મદિરમાં નામુઠામું લખવાનું કામકાજ કરતા હતા. તેમને મુરારી નામનો એક નાનો

ભાઈ અને માધવી નામની એક બહેન હતી. દક્ષિણની યાત્રાએથી પાછા આવ્યા પછી સાર્વભૌમ ભટ્ટાચાર્યે એ ત્રણે ભાઇબહેનોનો પ્રભુને પરિચય કરાવ્યો હતો. તેઓ ત્રણેય શ્રીકૃષ્ણભક્ત હતાં અને પરસ્પર ઘણોજ સ્નેહ રાખતાં હતાં. માધવી દાસી પરમ તપસ્વિની અને સદાચરણી હતી. એ ત્રણેયનો પ્રભુનાં ચરણોમાં દઢ પ્રેમ હતો. મહાપ્રભુ માધવી દાસીની ગણના રાધાજીના ગણોમાં કરતા હતા. તે દિવસોમાં રાધાજીના ગણોમાં સાડાત્રણ પાત્રોની ગણના થતી હતી:-(૧) સ્વરૂપ દામોદર, (૨) રાય રામાનંદ, (૩) શિખિ માહિતી અને અર્ધા પાત્રમાં માધવીદેવીની ગણના થતી હતી. એ ત્રણેનો મહાપ્રભુ પ્રત્યે ઘણોજ મધુર શ્રીમતીજીના જેવો સરસ ભાવ હતો.

ભગવાનાચાર્યજીએ પ્રભુના નિમંત્રણને માટે ઘણાજ ઉંચી જાતના, પાતળા, સુંદર, સ્વચ્છ ચોખા લાવવા માટે નાના હરિદાસજીને કહ્યું. નાના હરિદાસજી માધવી દાસીના ઘરમાં અંદરજ ચાલ્યા ગયા અને અંદર જઇને તેમની પાસેથી ચોખા માગી લાવ્યા. આચાર્યે વિધિપૂર્વક ચોખા બનાવ્યા. કેટલા પ્રકારનાં દાળ, શાક, પનુ તથા બીજી પણ કેટલાયે પ્રકારની ચીજો તેમણે પ્રભુને માટે તૈયાર કરી. નક્કી કરેલે સમયે પ્રભુ પોતેજ આવી પહોંચ્યા. આચાર્યે તેમના ચરણો ધોયા અને સુંદર-સ્વચ્છ આસન ઉપર બેસાડીને તેમની આગળ ભિક્ષા પીરસી. સુગંધીવાળા ઉત્તમ ચોખા જોઇને પ્રભુએ પૂછયુ કે "ભગવન્! આ આવા સુંદર ચોખા કયાંથી મંગાવ્યા ?"

સરળતાપૂર્વક ભગવાનજીએ કહ્યું:-"પ્રભો! માધવી દેવીને ત્યાંથી મંગાવ્યા છે."

આ સાંભળતાંજ મહાપ્રભુના ભાવમાં એક પ્રકારનું વિચિત્ર પરિવર્તન થઇ ગયુ. તેમણે ગંભીરતાપૂર્વક પૂછયુઃ "માધવીને ત્યાંથી લાવવા કોણ ગયું હતું ?"

તેજ પ્રકારે તેમણે જવાબ આપ્યોઃ-"પ્રભો! નાના હરિદાસ ગયા હતા."

આ સાંભળીને મહાપ્રભુ ચૂપ થઈ ગયા, અને મનમાં ને મનમાં કંઇક વિચારવા લાગ્યા. ખબર નથી કે તેઓ હરિદાસજીની કઇ વાતથી પહેલેથીજ અસંતુષ્ટ હતા. તેમનું નામ સાંભળતાંજ તેઓ ભિક્ષાથી ઉપરવા જેવા બની ગયા. પછી કંઇક વિચાર કરીને તેમણે ભગવાનના પ્રસાદને પ્રણામ કર્યા અને અનિચ્છાપૂર્વક કંઈક થોડો ઘણો પ્રસાદ જમી લીધો. આજે તેઓ પ્રસાદ જમતી વખતે હમેશાંની પેઠે પ્રસન્ન દેખાતા નહોતા, તેમના હૃદયમાં કોઈ ગહન વિષય ઉપર દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું. ભિક્ષા કરીને તેઓ સીધા પોતાને સ્થાને આવ્યા. આવતાં વેંતજ તેમણે પોતાના ખાસ સેવક ગોવિંદને બોલાવ્યો. ગોવિંદ હાથ જોડીને પ્રભુની સન્મુખ હાજર થયો. તેને જોતાંજ પ્રભુ રોષના સ્વરમાં કંઇક દૃઢતાપૂર્વક બોલ્યા કે "જોજે, આજથી નાનો હરિદાસ આપણે ત્યાં કદી આવવા પામે નહિ. જો તેણે ભૂલમાં પણ મારા બારણામાં પ્રવેશ કર્યો તો પછી હું ઘણોજ નાખુશ થઈશ. મારી આ વાતનું ધ્યાન રાખજે અને દૃઢતાપૂર્વક તેનું પાલન કરજે."

ગોવિંદ આ સાંભળતાંજ સ્તબ્ધ થઈ ગયો. તે પ્રભુની આ આજ્ઞાનો કંઈ પણ અર્થ સમજી શક્યો નહિ. ધીરે ધીરે તે પ્રભુની પાસેથી ઊઠીને સ્વરૂપ ગોસ્વામીની પાસે ચાલ્યો ગયો. તેણે બધી હકીકત તેમને કહી સંભળાવી. બધા પ્રભુની આ ભીષણ આજ્ઞા સાંભળતાંજ ચકિત થઇ ગયા. પ્રભુ તો આવી આજ્ઞા કદી પણ આપતા નહોતા. તેઓ તો પતિતો ઉપર પણ પ્રેમ રાખતા હતા અને આજે કોણ જાણે આ શી વાત થઇ ગઇ! તેઓ દોડતા દોડતા હરિદાસ પાસે આવ્યા અને તેમને બધી વાત કહીને પૂછવા લાગ્યા કેઃ—"તમે એવો તે કયો અપરાધ કરી દીધો કે પ્રભુ આટલા બધા ગુસ્સે થઈ ગયા છે!" આ વાત સાંભળતાંજ નાના હરિદાસનું મોં ફિક્કું પડી ગયુ. તેમના હોશકોશ ઉડી ગયા. ઘણાજ દુઃખ અને પશ્ચાત્તાપના સ્વરે તેમણે કહ્યું: "બીજો તો મેં કોઈ અપરાધ કર્યો નથી; હા, ભગવા-

નાચાર્યના કહેવાથી માધવી દાસીને ઘેરથી હુ થોડા ચોખાની ભિક્ષા તો અવશ્ય માગી લાવ્યો હતો ”

બધા ભક્તો સમજી ગયા કે, આ વાતમા અવશ્યજ કોઈ ગુપ્ત રહસ્ય છે પ્રભુ આ રીતે ભક્તોને ત્યાગવૈરાગ્યની કઠોરતા સમજાવવા ઇચ્છે છે બધા એકઠા થઇને પ્રભુની પાસે ગયા અને પ્રભુના ચરણ ગ્રહી પ્રાર્થના કરવા લાગ્યા કે “ પ્રભો ! હરિદાસ પોતાના અપરાધને માટે હૃદયથી ઘણાજ દુ ખી છે તેમને ક્ષમા મળવી જોઇએ ભવિષ્યમા તેમનાથી આવી ભૂલ કદી પણ થશે નહિ તેમને દર્શનોથી વ ચિત ન રાખો ”

પ્રભુ પહેલાની માફકજ કડકાઇભર્યા સ્વરે કહેવા લાગ્યા કે “ તમે હવે આ સ બ ધમા મને કઇ પણ ના કહો. હુ એવા માણસનુ મુખ પણ જોવા ઇચ્છતો નથી કે જે વૈરાગીનો વેષ ધારણ કરીને સ્ત્રીઓ સાથે વાતચીત કરે છે ”

ઘણીજ દીનતાપૂર્વક સ્વરૂપ ગોસ્વામીએ કહ્યુ “ પ્રભો ! તેમનાથી ભૂલ થઇ ગઇ. વળી માધવી દેવી તો પરમ સાધ્વી હોઇને ભગવદ્ભક્તિપરાયણ દેવી છે તેમના દર્શનના અપરાધ ઉપર આટલો બધો કઠોર દ ડ ન દેવો જોઇએ ”

પ્રભુએ દૃઢતાપૂર્વક કહ્યુ કે “ ગમે તે ભલેને હોય ! સ્ત્રીઓ સાથે વાતો કરવાની ટેવ પડવી એજ વિરક્ત સાધુને માટે ઠીક નથી શાસ્ત્રોમા તો એટલે સુધી કહ્યુ છે કે, પોતાની સગી માતા, બહેન અને યુવતી પુત્રી સાથે પણ એકાતમા વાતો ન કરવી જોઇએ આ ઇન્દ્રિયો એટલી બધી પ્રબળ છે કે સારા સારા વિદ્વાનોનુ મન પણ પોતાના તરફ ખેચી લે છે ” પ્રભુનો આવો દૃઢ નિશ્ચય જોઇને અને તેમના સ્વરમા દૃઢતા જોઇને પછી કોઇની કઇજ કહેવાની હિમ્મત ચાલી નહિ

હરિદાસજીએ જ્યારે સાભળ્યુ કે, પ્રભુ કોઈ પણ પ્રકારે ક્ષમા કરવા રાજી નથી, ત્યારે તો તેમણે તદ્દન અન્ન–જળ છોડી દીધા તેમને અન્ન–જળ વિના ત્રણ દિવસ થઇ ગયા, પરતુ પ્રભુ તેમના નિશ્ચયથી તલમાત્ર પણ

ડગ્યા નહિ. ત્યારે સ્વરૂપ ગોસ્વામીજીને ખૂબ ચિંતા થઇ. પ્રભુની પાસે રહેલા બધા વિરક્ત ભક્તો ડરવા લાગ્યા. તેમણે નેત્રોથી તો શું પરંતુ મનથી પણ સ્ત્રીઓનું ચિંતન કરવું છોડી દીધુ. થોડાક વિરક્તો સ્ત્રીઓ પાસેથી ભિક્ષા લઈ આવતા હતા; તેમણે પણ તેમની પાસેથી ભિક્ષા લાવવાનુંજ બંધ કરી દીધું. સ્વરૂપ ગોસ્વામી ડરતા ડરતા એકાંતમાં પ્રભુની પાસે ગયા. તે સમયે પ્રભુ સ્વસ્થ થઇને કંઇક વિચારતા હતા. સ્વરૂપજી પ્રણામ કરીને બેસી ગયા. પ્રભુ પ્રસન્નતાપૂર્વક તેમની સાથે વાતો કરવા લાગ્યા. પ્રભુને પ્રસન્ન જોઇને ધીરે ધીરે સ્વરૂપ ગોસ્વામી કહેવા લાગ્યાઃ– "પ્રભો! નાના હરિદાસે ત્રણ દિવસથી કંઇ પણ ખાધું નથી. તેના ઉપર આટલા બધા નાગજ કેમ છે? તેને પોતાની કરણીની ઘણીજ સજા થઇ ચૂકી છે, હવે તો તેને માફી મળવી જોઇએ."

પ્રભુએ અત્યંત સ્નેહપૂર્વક પરવશપણાના સ્વરમાં કહ્યુ કે "સ્વરૂપજી! હુ શુ કરૂ? હુ પોતે મારી જાતને સમજાવવા અશક્ત છુ. જે પુરુષ સાધુ થઇને પ્રકૃતિના સંસર્ગ રાખે છે અને તેની સાથે વાતચીત કરે છે, તેની સાથે હુ વાતો કરવા ઇચ્છતો નથી. જુઓ, હુ તમને એક ઘણીજ રહસ્યપૂર્ણ વાત કહુ છું, તે ધ્યાનપૂર્વક સાંભળો અને સાંભળીને હ્રદયમા ધારણ કરો. તે એ છે કેઃ—

शृणु हृदयरहस्यं यत्प्रशस्तं मुनीनां
न खलु न खलु योषित्सन्निधिः संनिधेयः।
हरति हि हरिणाक्षी क्षिप्रमक्षिक्षुरप्रैः
पिहितशमतनुत्रं चित्तमप्युत्तमानाम्॥
(સુભાષિત રત્નભાડાગાર ૩૬૫–૭૨)

અર્થાત્ હું તમને આંતરિક રહસ્ય બતાવું છું, જેની બધા ઋષિ-મુનિઓએ ઘણી ઘણી પ્રશંસા કરી છે; તે સાંભળો. (વિરક્ત પુરુષોએ) સ્ત્રીઓની નજીકમાં ના રહેવું જોઇએ, ના રહેવું જોઇએ, કેમકે હરિણીના સરખાં સુંદર

નેત્રોવાળી કામિની પોતાનાં તીક્ષ્ણ કટાક્ષબાણોથી મોટા મોટા મહાપુરુષોના ચિત્તને કે જે શાંતિના કવચથી ઢંકાયેલુ હોય છે, તેને પણ તરતજ પોતાના તરફ ખેંચી લે છે

"તેથી ભાઇ ! તે ભૂખે ભલેને મરી જાય, પણ હવે હું જે નિશ્ચય કરી ચૂકયો છું તેનાથી પાછો ફરીશ નહિ." સ્વરૂપજી ઉદાસ થઇને પાછા ફર્યા. તેમણે વિચાર્યું કે "પ્રભુ પરમાનંદપુરી મહારાજને ખૂબ માન આપે છે. જો પુરી તેમને આગ્રહ કરે તો સંભવ છે કે તેઓ કદાચ માની જાય એમ વિચારીને તેઓ પુરી મહારાજ પાસે ગયા. બધા ભક્તોના આગ્રહ કરવાથી પુરીજી પ્રભુ પાસે જઇને કહેવા તૈયાર થયા તેઓ પોતાની ઝૂંપડીમાથી નીકળીને પ્રભુના શયનસ્થાનમાં ગયા. પુરીને પોતાને ત્યા આવતા જોઇને પ્રભુ ઉઠીને ઉભા થઇ ગયા અને તેમને વિધિપૂર્વક માન આપીને તેમને બેસવાને માટે આસન આપ્યુ વાત વાતમાં પુરીજીએ નાના હરિદાસનો પ્રસંગ છેડયો અને કહેવા લાગ્યા કે "પ્રભો ! આ અલ્પ શક્તિવાળા જીવો સાથે આવી સખ્તાઇ બરાબર નથી. બસ, બહુ થઇ ગયુ, હવે બધાને ખબર પડી ગઇ. હવે કોઇ ભૂલથી પણ આવું વર્તન નહિ કરે. હવે આપ તેને માફી આપો અને આપની પાસે બોલાવીને તેને અન્ન-જળ ગ્રહણ કરવાની આજ્ઞા આપો."

ખબર નથી કે, પ્રભુએ પહેલા તેનું બીજું પણ કોઈ આવું નિંદ્ય આચરણ જોયું હતું કે તેઓ આ બહાને બધા ભક્તોને તીવ્ર વૈરાગ્યની શિખામણ આપવા ઇચ્છતા હતા ? આ બાબતમા તો અમે સમજીજ શુ શકીએ ? મહાપ્રભુ પુરીના કહેવા છતાં પણ રાજી થયા નહિ. તેમણે તેજ પ્રકારે દૃઢતાભર્યા અવાજે કહ્યુ કે "ભગવન્ ! આપ મારા પૂજ્ય છો, આપની યોગ્ય-અયોગ્ય આજ્ઞાઓનું પાલન કરવાનું હુ મારૂ કર્તવ્ય માનુ છુ; પરંતુ કોણ જાણે કેમ, આ વાતને મારૂ હૃદય સ્વીકારતું નથી. આપ આ સબંધમાં મને કંઇ પણ ન કહો."

પુરી મહારાજે પોતાના વૃદ્ધપણાના સરળ ભાવથી પોતાનો અધિકાર વ્યક્ત કરતાં કહ્યું કે "પ્રભો ! આવી હઠ કરવી બરાબર નથી, જે થઇ ગયુ તે થઇ ગયું, તેને માટે આટલા બધા દુઃખનુ શું કામ ? સૌ પોતપોતાના સ્વભાવને વશ હોય છે."

પ્રભુએ કંઈક ઉત્તેજિત થઇને નિશ્ચયાત્મક સ્વરે કહ્યું: "શ્રીપાદ ! એ તો હું પણ જાણું છું કે બધા પોતાના સ્વભાવના ગુલામ છે. પછી હું પણ તેનાથી કેમ કરીને બચી શકું ? હું પણ આમ કરવાને લાચારજ છું. તેનો એકજ ઉપાય છે, આપ અહીં બધા ભક્તોને સાથે લઇને રહો અને હું એકલો અલાલનાથમાં જઇને રહીશ. બસ, ઉપરનાં કામો માટે ગોવિંદ મારી સાથે ત્યાં રહેશે." આમ કહીને પ્રભુએ ગોવિંદને જોરથી બૂમ પાડી અને પોતે પોતાની ચાદર ઉપાડીને અલાલનાથ તરફ ચાલવા લાગ્યા. જલદીથી ઉઠીને પુરી મહારાજે પ્રભુને પકડયા અને કહેવા લાગ્યા કે "આપ સ્વતંત્ર ઈશ્વર છો, આપની માયા જાણી શકાતી નથી. ખબર નથી કે આપ શુ કરાવવા ઈચ્છો છો ! સારી વાત છે, આપને જે સારૂ લાગે તે કરો. મારૂં પણ અહી શુ છે ? માત્ર આપને માટેજ હુ અહીં રહુ છું. આપના વિના હું અહીં રહુજ શામાટે ? આપે એવોજ નિશ્ચય કરી લીધો છે તો ભલે. હવે હુ આ સબંધમાં કદી કંઈ પણ કહીશ નહિ.' એમ કહીને પુરીજી પોતાની ઝૂંપડીમા ચાલ્યા ગયા, અને પ્રભુ પાછા ત્યાંજ સૂઈ ગયા.

જ્યારે સ્વરૂપ ગોસ્વામીએ જાણી લીધુ કે, પ્રભુ હવે કોઇનુ પણ સાંભળવાના નથી, ત્યારે તેઓ જગદાનંદ, ભગવાનાચાર્ય, ગદાધર ગોસ્વામી વગેરે પાંચ–દશ ભક્તોની સાથે નાના હરિદાસ પાસે ગયા અને તેમને સમજાવવા લાગ્યા કે "ઉપવાસ કરીને પ્રાણ ગુમાવવાથી શો ફાયદો ? જીવશો તો ભગવન્નામના જપ થશે. તેમના સ્થાને જઇને નહિ તો ભલે, પણ જ્યારે પ્રભુ જગન્નાથજીનાં દર્શન કરવા જાય, ત્યારે દૂરથી દર્શન કરી લીધા કરજો. તેમના થઇને

તેમના દરબારમાં પડયા રહેશો, તો કોઈ ને કોઈ વાર તેઓ પ્રસન્ન થઈજ જશે.”

કીર્તનિયા હરિદાસના મગજમાં આ વાત આવી ગઈ. તેમણે ભક્તોના આગ્રહથી અન્નજળ ગ્રહણ કરી લીધાં. તે હમેશાં મંદિરમાં દર્શન કરવા જતી વખતે પ્રભુનાં દૂરથી દર્શન કરી લેતા અને પોતાને અભાગી સમજીને કેદીની પેઠે જીવન ગાળવા લાગ્યા. તેમને ખાવા પીવાનું કંઈ પણ સારૂં લાગતું નહિ, કોઈને મળવાની ઇચ્છા થતી નહોતી, ગાવું, વગાડવું તેમણે તદ્દન છોડી દીધું હતું. હમેશાં તે પોતાના અયોગ્ય વર્તન વિષેજ વિચાર્યા કરતા હતા. એમ થતાં થતાં તેમને સંસાર ઉપર વૈરાગ્ય આવી ગયો. આવું પ્રભુકૃપા વિનાનું જીવન ગાળવું, એ તેમને ભાર જેવું જણાવા લાગ્યું. હવે તેમને ભક્તો આગળ મોં દેખાડતાં પણ શરમ આવવા લાગી. તેથી તેમણે આ જીવનનોજ અંત લાવવાનો દૃઢ નિશ્ચય કરી લીધો.

એક દિવસ અરુણોદય વખતે તે ઉઠયા. પ્રભુ તે સમયે સમુદ્રસ્નાન કરવા જતા હતા. સ્નાન કરવા જતા પ્રભુનાં તેમણે દર્શન કર્યાં અને પાછળથી તેમની ચરણરજને મસ્તકે ચઢાવીને અને કંઇક વસ્ત્રમાં બાંધીને શ્રીનીલાચલથી ચાલી નીકળ્યા. કાશી થઇ તેઓ પ્રયાગમા ત્રિવેણીતટે જઇ પહોંચ્યા. જ્યાં ગંગા–યમુનાના શ્વેત–શ્યામ જળનું સંમેલન થાય છે, તે સ્થાને પ્રવાહમા ઉભા રહીને તેમણે ઉચ્ચ સ્વરે કહ્યું કે “ જે શરીરે મહાપ્રભુની ઇચ્છા વિરુદ્ધ વર્તન કર્યું છે, તે આ અપવિત્ર શરીરને હે માતા જાહ્નવિ ! હે પતિતપાવની શ્રીકૃષ્ણસેવિતા કાલિન્દી માતા ! બન્ને માતાઓ મળીને આપના પરમ પાવન પ્રવાહમાં વહાવીને પાવન બનાવી દો. હે અંતર્યામી પ્રભો ! જો મેં જીવનમાં કંઇ પણ થોડાં ઘણાં સુકૃત કર્યાં હોય, તો તેના ફળસ્વરૂપ મને જન્મજન્માન્તરો સુધી આપનાં ચરણોની પાસે રહેવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાઓ.” એમ કહીને તેઓ જોરથી પ્રવાહ તરફ કૂદી પડયા. તેમની પ્રાર્થના પૂર્ણ કરવા માટે બન્નેય

માતાઓ એક થઇને પોતાનાં વેગવાળા પ્રવાહની સાથે વહાવીને તેમના શરીરને સાથે લઇ ગઈ.

કોઇ ગૌડીય વૈષ્ણવ ભક્ત તેમની આ વાતો સાંભળતો હતો, તેણે નવદ્વીપમાં આવીને શ્રીવાસ પંડિતને આ સમાચાર સંભળાવ્યા. તેઓ મનોમન વિચારવા લાગ્યા કેઃ— "હરિદાસે એવું કયું દુષ્કૃત્ય કરી નાખ્યું ?"

રથયાત્રા વખતે હમેશાંની પેઠે તેઓ આ વખતે પણ અદ્વૈતાચાર્ય વગેરે ભક્તોની સાથે નીલાચલ પધાર્યા, ત્યારે તેમણે પ્રભુને પૂછ્યુઃ "પ્રભો ! નાના હરિદાસ કયાં છે ?"

પ્રભુએ હસીને કહ્યું કે "કયાંક પોતાનાં દુષ્કર્મનું ફળ ભોગવતો હશે."

ત્યારે તેમણે પેલા વૈષ્ણવના મુખેથી જે વાત સાંભળી હતી, તે કહી સંભળાવી. આની પહેલાંજ ભક્તોને હરિદાસજીનો અવાજ એકાંતમાં પ્રભુની પાસે સંભળાયો હતો, જાણે તેઓ સૂક્ષ્મ શરીરે પ્રભુને ગાયન સંભળાવતા ન હોય ! ત્યારે ઘણાએ એમ અનુમાન કર્યું હતું કે, હરિદાસે ઝેર ખાઇને અથવા બીજા કોઇ પણ પ્રકારે આત્મઘાત કરી લીધો છે અને તેના પરિણામે તેને પ્રેતયોનિ પ્રાપ્ત થઇ છે અથવા તે બ્રહ્મરાક્ષસ થયો છે, ને તેજ શરીરે તે પ્રભુને ગાયન સંભળાવે છે. પરંતુ કેટલાક ભક્તોએ કહ્યું કે "જે આટલા દિવસ પ્રભુની સેવામાં રહ્યા હોય, અને નિત્ય શ્રીકૃષ્ણકીર્તન કરતા રહ્યા હોય તેમની આવી દુર્ગતિ થવી સંભવિત નથી. અવશ્યજ, તેઓ ગંધર્વ બનીને અદૃશ્ય ભાવથી પ્રભુને ગાયન સંભળાવી રહ્યા છે." આજે શ્રીવાસ પંડિત પાસે નિશ્ચિત રૂપે હરિદાસજીના મરણના સમાચાર સાંભળીને બધાને પરમ આશ્ચર્ય થયું અને બધા તેમના ગુણનાં વખાણ કરવા લાગ્યા. પ્રભુએ દૃઢતાપૂર્ણ પ્રસન્નતાના સ્વરમાં કહ્યું કે "સાધુ થઇને સ્ત્રીઓનો સંસર્ગ રાખનારાઓને આવુંજ પ્રાયશ્ચિત્ત ઉચિત પણ છે. હરિદાસે પોતાના પાપનું ઉચિતજ પ્રાયશ્ચિત્ત કર્યું છે."



# धन मागनारा नोकरने सजा

धनमपि परदत्तं दुःखमौचित्यभाजां
भवति हृदि तदेवानन्दकारीतरेषाम् ।
मलयजरसबिन्दुर्बाधते नेत्रमन्त-
र्जनयति च स एवाह्लादमन्यत्रगात्रे ॥
( સુભાષિત રત્નભાંડાગાર ૬૭-૧૮ )

અર્થાત્ વિષયોના ત્યાગથીજ પૂર્ણ શાંતિ પ્રાપ્ત થઇ શકે છે, એવો જેને દૃઢ વિશ્વાસ થઇ ગયો છે, તે ઔચિત્યના ઉપાસક મહાપુરુષોને બીજાઓ દ્વારા અપાયલું ધન પણ દુઃખદાયી પ્રતીત થાય છે તેજ ધન જો વિષયી પુરુષોને આપી દેવામા આવે તો તેમના હૃદયમા એ પરમ આનંદ અને આહ્લાદ ઉત્પન્ન કરનાર થાય છે જે પ્રકારે સુગંધિત મલયાચલ ચંદનનો રસ આંખોમાં નાખવાથી દુઃખદાયી જણાય છે, અને બીજા અંગોમાં લગાવવાથી શીતળતા આપનાર થાય છે

પ્રેમરૂપી ધનની પ્રાપ્તિમાજ જે સદા યત્નશીલ રહે છે, તેઓ ઉદરપૂર્તિને માટે ને અન્ન અને શરીરના રક્ષણ માટે સાધારણ વસ્ત્રો સિવાય કોઈ પ્રકારના ધનનો સંગ્રહ કરતા નથી. ધનનો સ્વભાવજ એવો છે કે લોભ ઉત્પન્ન કરવો અને લોભ સાથે દ્વેષને ગાઢ મિત્રતા છે જ્યા લોભ રહેશે ત્યાં બીજાઓ પ્રત્યે દ્વેષ અવશ્ય રહેવાનોજ છે દ્વેષથી ઘૃણા–તિરસ્કાર થાય છે અને મનુષ્યોપ્રત્યે તિરસ્કાર કરવો એ નાશનુ કારણ છે બધી વાતોનો વિચાર કરીએ તો ત્યાગી મહાપુરુષો દ્રવ્યનો સ્પર્શ કરતા નથી. તેઓ બને ત્યા સુધી દ્રવ્યથી દૂરના દૂરજ રહે છે ગૃહસ્થોને તો દ્રવ્ય વિના કામ ચાલવુ જ મુશ્કેલ છે. તેમણે તો ઘર ચલાવવા

માટે દ્રવ્ય રાખવુંજ પડશે; પરંતુ તેમણે પણ અધર્મથી અથવા અનુચિત ઉપાયોથી ધન મેળવવાની પ્રવૃત્તિનો તદ્દન ત્યાગ કરવો જોઇએ. ધર્મપૂર્વક ન્યાયોચિત રીતે પ્રાપ્ત કરેલું ધનજ ફળીભૂત થાય છે; તેજ એને સંસારી બંધનોથી છોડાવીને ધીરે ધીરે પરમાર્થ તરફ લઇ જાય છે. જો ઝેર વગર વિચાર્યે એમ ને એમજ ખાઈ લેવામાં આવે તો તે મૃત્યુનું કારણ બને છે, અને તેજ જો વૈદ્યના કહ્યા પ્રમાણે શોધીને ખાવામાં આવે તો તેનાથી શરીર નીરોગી થઇને મધળાં અંગો પુષ્ટ થાય છે. તેથી વૈદ્યરૂપી શાસ્ત્રે બતાવેલા ધર્મરૂપ વિધિથી સેવન કરાતું વિષરૂપ ધન પણ અમરતા આપનારૂં નીવડે છે. મહાપ્રભુ ચૈતન્યદેવ જેમ સ્ત્રીસંગીઓથી ડરતા હતા, તેજ પ્રમાણે ધનના લાલચુઓથી પણ તેઓ સદા ચેતતા રહેતા હતા. જે સ્ત્રીસેવન અવિધિપૂર્વક કામવાસનાની પૂર્તિ માટે કરવામાં આવે છે, તેનીજ શાસ્ત્રોમાં નિંદા કરવામાં આવી છે અને તેજ સ્ત્રીને નરકનું દ્વાર કહી છે. જેનું પાણિગ્રહણ શાસ્ત્રની મર્યાદાથી વિધિપૂર્વક કરવામાં આવ્યું છે, તે તો કામિની નહિ, ધર્મપત્ની છે. તેનો ઉપયોગ કામવાસના તૃપ્તિ ન હોઇને ધાર્મિક કૃત્યોમાં મદદ આપવાનો છે. આવી સ્ત્રીઓનો સંગ તો પ્રવૃત્તિમાર્ગવાળા ગૃહસ્થો માટે પરમ ધર્મ છે. આ પ્રકારે ધર્મપૂર્વક, વિધિસર, વિનય અને નમ્રતાપૂર્વક મેળવેલું ધન, ધર્મ તથા સુખનું મુખ્ય કારણ થાય છે. તે ધનને કોઇ અન્યાયથી અપનાવવા ઇચ્છે તો તે વિષયી છે. આવા વિષયી લોકોનો સંગ કદી પણ ન કરવો જોઇએ.

શ્રી અદ્વૈતાચાર્ય ગૃહસ્થ હતા, એ વાત તો વાચકો જાણતાજ હશે. તેમને બે સ્ત્રીઓ હતી, છ પુત્ર હતા, બે–ચાર દાસદાસીઓ પણ હતાં; મોટા પુત્ર અચ્યુતાનંદ સિવાય બધા ઘર–કુટુંબવાળા હતા. સારાંશ કે, તેમનો પરિવાર ઘણો મોટો હતો. આટલો મોટો પરિવાર હોવા છતાં પણ તેઓ પરમ ભક્ત હતા. ભક્તોને ઘણા ખરા લોકો ગાંડા કહ્યા કરે છે. એક કહેવત પણ છે કેઃ—

ભક્ત ખાવલે જ્ઞાની અલ્હડ, યોગી બડે નિખટ્ટૂ;
કર્મકાંડી ઐસે ડોલે, જ્યોં ભાડકે ટટ્ટૂ.

અસ્તુ ગાંડા ભક્તોને ત્યાં તો 'આ મારૂં છે અને આ તારૂં છે' એનો તો હિસાબજ નથી. જે કોઈ આવો, તે ખૂબ ખાઓ. જેને જે ચીજની જરૂર હોય તે લઈ જાઓ. સૌ કોઇને માટે તેમના બારણાં ખુલ્લાં રહે છે. વાસ્તવમાં ઉદારતા એનુંજ નામ છે. જેને ત્યાં મિત્ર, અતિથિ, સ્વજન અને બીજા માણસો વિના સંકોચે ઘરની પેઠે રોજ ભોજન કરે છે, જેનો હાથ સદા ખુલ્લો રહે છે, તેજ સાચો ઉદાર છે, તેજ શ્રીકૃષ્ણના પ્રેમનો અધિકારી પણ હોય છે. જેને પૈસામાં પ્રેમ છે, જે દ્રવ્યનો લોભી છે, તે ભગવાન સાથે પ્રેમ કરી શકેજ શી રીતે ? વૈષ્ણવોને માટે અદ્વૈતાચાર્યજીનું ઘર ધર્મશાળાજ નહિ પરંતુ મફત ભોજનાલય પણ હતું ! જે કોઇ આવે તે જ્યાંસુધી રહેવા ઈચ્છે ત્યાં સુધી આચાર્યને ઘેર પડયો રહે. આચાર્ય સત્કારપૂર્વક તેને ખવરાવતા–પીવરાવતા હતા. આવી ઉદાર વૃત્તિને લીધે આચાર્યને માથે કઇક દેવું પણ થઇ ગયું હતું.

તેમને ત્યાં બાઉલ વિશ્વાસ નામનો એક નોકર હતો. આચાર્યનાં ચરણોમાં તેને અનન્ય શ્રદ્ધા હતી અને તે તેમના પરિવારની હમેશા તનમનથી સેવા કર્યા કરતો હતો. વળી તે આચાર્યની સાથે પુરી પણ જતો હતો. આચાર્યને દ્રવ્યની તાણ પડે છે, તેથી તેને માનસિક દુ:ખ થતું હતું. તેમના માથે કંઈક દેવું પણ થઇ ગયું હતું, તેની તેમને પોતાને પણ ચિંતા થતી હતી ! પુરીમાં તેણે પ્રભુનો આટલો બધો પ્રભાવ જોયો. મહારાજ પ્રતાપરુદ્રજી પ્રભુને ઈશ્વર તુલ્ય માનતા હતા, અને ગુરુભાવથી તેમની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરવા માટે તત્પર રહેતા હતા. વિશ્વાસે વિચાર્યું કે "મહારાજનેજ આચાર્યનું દેવું ચૂકવાઇ જાય તેમ કરવા શા માટે ન કહેવું ? જો મહારાજના કાન સુધી વાત પહોંચી જશે, તો સદાને માટે તેમના ખર્ચનો ઉત્તમ પ્રબંધ થઇ જશે." એમ વિચારીને તેણે આચાર્યથી છુપા-

ઇ પોતે જઇને મહારાજ પ્રતાપરુદ્રજીને એક પ્રાર્થનાપત્ર આપ્યો. તેમાં તેણે આચાર્યને સાક્ષાત્ ઈશ્વરના અવતાર દર્શાવીને તેમના દેવાનો નિકાલ કરાવી દેવાની અને ખર્ચનો સ્થાયી પ્રબંધ કરી દેવાની પ્રાર્થના કરી હતી.

મહારાજે તે પત્ર પ્રભુ પાસે પહોંચાડી દીધો. પત્ર વાંચતાંજ પ્રભુ આશ્ચર્યચકિત થઇ ગયા. તેમના પ્રભાવનો આ રીતે દુરુપયોગ કરવામાં આવે છે, એમ વિચારીને તેમને વિશ્વાસ ઉપર ગુસ્સો આવ્યો. તેજ સમયે ગોવિંદને બોલાવીને પ્રભુએ કઠોરતાપૂર્વક આજ્ઞા આપી કે "ગોવિંદ! જોજે, આજથી બાઉલ વિશ્વાસ મારે ત્યાં આવવા ન પામે. તે મારા અને આચાર્યના નામને બદનામ કરનાર છે." ગોવિંદ મસ્તક નીચું નમાવીને ચૂપચાપ ત્યાંથી ચાલ્યો ગયો. તેણે નીચે જઇને ત્યાં આવેલા ભક્તોને વાત કરી. ભક્તો દ્વારા આચાર્યને આ વાતની ખબર પડી. તેઓ જલદીથી પ્રભુની પાસે દોડી આવ્યા અને તેમના પગ પકડીને ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યા કે "પ્રભો! આ અપરાધ તો મારો છે. બાઉલે જે કંઈ કર્યું છે, તે માત્ર મારે માટેજ કર્યું છે. આ માટે તેને શિક્ષા નહિ કરતાં મને સજા કરો. અપરાધનું મૂળ કારણ તો હુંજ છું." મહાપ્રભુ આચાર્યની પ્રાર્થનાની ઉપેક્ષા કરી શક્યા નહિ. આચાર્ય અવતારી હતા એ વાતમાં તેમને કંઇ પણ વાંધો નહોતો, પરંતુ અવતારી થઇને ક્ષુદ્ર દ્રવ્યને માટે વિષયી પુરુષોને પ્રાર્થના કરવામાં આવે એ અવતારી પુરુષોને માટે મહાન કલંક છે. જરૂર જણાતાં યાચના કરવી એ પાપ નથી, પરંતુ અવતારપણાના બહાના નીચે પૈસા માગવા એ મહાપાપ છે. બિચારો મૂર્ખ બાઉલ તે શું જાણે? એ અશિક્ષિત નોકરને એટલી સમજણ ક્યાંથી હોય? તેણે તો પોતાના તરફથી સારૂં સમજીનેજ આ કામ કર્યું હતું. પ્રભુએ અજ્ઞાનવશાત્ કરેલા અપરાધની ક્ષમા આપી અને ભવિષ્યમાં ફરી એવું ન કરવા માટે તેને સમજાવી દીધો.



# गोपीनाथ पट्टनायकनो शूळीथी बचाव

अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः ।
तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥
( શ્રીમદ્દભાગવત ૨–૩–૧૦ )

અર્થાત્ ગમે તો નિષ્કામ ભાવથી કે સમસ્ત સાંસારિક સુખોની ઇચ્છાથી અથવા મોક્ષની ઇચ્છાથી બુદ્ધિમાન પુરુષે હમેશાં તીવ્ર ભક્તિયોગથી તે પરમ પુરુષ શ્રીકૃષ્ણની ( નામસ્મરણ, સંકીર્તન અને લીલા–કથારૂપી યજ્ઞો દ્વારા ) આરાધના કરતા રહેવું જોઇએ.

વાચકો રાય રામાનંદજીના પિતા રાજા ભવાનંદજીને તો ભૂલ્યાજ નહિ હોય. તેમને રાય રામાનંદ, ગોપીનાથ, પટ્ટનાયક અને વાણીનાથ વગેરે પાંચ પુત્ર હતા, જેમને પ્રભુ પાંચ પાંડવોની ઉપમા આપ્યા કરતા હતા અને ભવાનંદજીને પાંડુ કહીને સન્માન તથા સત્કાર કરતા હતા. વાણીનાથ તો હમેશાં પ્રભુનીજ સેવામાં રહેતા હતા. રાય રામાનંદ પહેલાં વિદ્યાનગરના રાજ્યકર્તા હતા, પાછળથી તે કામ છોડીને તેઓ હમેશાં પુરીમાજ પ્રભુનાં ચરણકમળોની સમીપમાં નિવાસ કરતા હતા અને મહાપ્રભુને નિરંતર શ્રીકૃષ્ણની કથાઓ શ્રવણ કરાવ્યા કરતા. તેમના નાના ભાઇ ગોપીનાથ પટ્ટનાયક 'માલ જાઠ્યા દંડપાટ' નામના ઓરિસ્સા રાજયમાં આવેલા એક પ્રાંતના રાજ્યકર્તા હતા. તેઓ ખૂબ શોખીન હતા, તેમની રહેણી–કરણી, ઠાઠમાઠ સઘળું રાજસી પદ્ધતિનું હતું. ધન મળતાં જેમ ઘણાખરા

લોકો વિષયી બની જાય છે, તેજ પ્રકારના તેઓ વિષયી બનેલા હતા. વિષયી લોકોની ઇચ્છા સર્વભક્ષી અગ્નિના સરખી હોય છે, તેમાં ધનરૂપી લાકડાં ગમે તેટલાં ભલેને નાખવામાં આવે, પણ તેની તૃપ્તિ થતી નથી. ત્યારે તો વિષયી પુરુષોને શાસ્ત્રકારોએ અશ્રદ્ધાળુ કહ્યા છે. વિષયી લોકોનાં વચનોનો કદી પણ વિશ્વાસ કરવો જોઈએ નહિ. તેમની પાસે કોઈ ચીજ અનામત મૂકીને પછી તે પ્રાપ્ત કરવાની આશા રાખવી નકામી છે. જ્યારે હૃદયમાં અવિવેક હોય છે, ત્યારેજ વિષય ઉત્પન્ન થાય છે. અને અવિવેકમાં પોતાના કે પારકાનું અને નફા કે નુકસાનનું ધ્યાન રહેતું નથી. તેથી વિષયી પુરુષ પોતાને તો આપત્તિની જાળમાં ફસાવેજ છે, ને સાથે સાથે પોતાના સંસર્ગમાં આવનારાઓને પણ હમેશાં દુઃખ દીધા કરે છે. વિષયીઓની સોબતથી કોને કલેશ થયો નથી ? તેથી નીતિકારોએ કહ્યું છે કેઃ-

दुर्वृत्तसंगतिरनर्थपरम्पराया
हेतुः सतां भवति किं वचनीयमत्र।
लङ्केश्वरो हरति दाशरथेः कलत्रं
प्राप्नोति बंधनमसौ किल सिन्धुराजः॥

અર્થાત્ આમાં વિશેષ કહેવા-સાંભળવાની વાતજ શી છે? એ તો સનાતન રીત ચાલી આવી છે કે, વિષયી પુરુષોનો સંસર્ગ રાખવાથી સારા પુરુષોને પણ કલેશ થાય છેજ. જુઓ, પેલા વિષયી રાવણે હરણ કર્યું તો જનકનંદિની સીતાજીનું અને બંધનમાં પડયો બિચારો સમુદ્ર ! સાથીઓના સુખદુઃખનો ઉપભોગ સૌ કોઇને કરવો પડે છે. જે સુખમાં સાથે રહે છે અને દુઃખમાં દૂર થઈ જાય છે તે સંબંધીજ નથી; પરંતુ એક વાત છે. જે ખરાબ માણસને સદ્ભાગ્યવશાત્ કોઈ મહાપુરુષ સાથે કોઇ પણ પ્રકારે સંબંધ થઇ જાય છે, તો તેમના આ લોક તથા પરલોક બન્નેય સુધરી જાય છે. સાધુ પુરુષ તો સદા વિષયી પુરુષોથી દૂરજ રહે છે, પરંતુ વિષયી કોઇ પણ પ્રકારે તેમને શરણે

જાય તો પછી તેનો બેડો પાર જ થઇ ગયો સમજવો. મહાપુરુષોને જે-કોઇના દુઃખને જોઇને દુઃખ થઇ આવે તો પછી તે એ દુઃખથી છૂટીજ જાય છે. જ્યારે સંસારી દુઃખ મહાપુરુષોની સહેજ ઇચ્છાથી છૂટી જાય છે, તો પછી શુદ્ધ હૃદયથી અને શ્રદ્ધાભક્તિપૂર્વક જે તેમને શરણે જાય છે, તેમનું કલ્યાણ તો થવાનુંજ. એમાં કહેવાનુંજ શું ? રાજા ભવાનંદજી શુદ્ધ હૃદયથી પ્રભુના ભક્ત હતા. તેમના પુત્ર ગોપીનાથ પટ્ટનાયક મહાન વિષયી હતા. પિતાનો મહાપ્રભુ સાથે સંબંધ હતો. આ સંબંધથી તેમનો પ્રભુ સાથે થોડો ઘણો સંબંધ હતો. આ સંબંધીના સંબંધ-સંસર્ગનેજ લીધે તેઓ શૂળી ઉપર ચઢયા છતાં પણ બચી ગયા. મહાપુરુષોનો મહિમા એવોજ છે !

ગોપીનાથ એક પ્રદેશના રાજ્યકર્તા હતા. આખા પ્રાંતની આવક તેમની પાસે આવતી હતી. તેઓ તેમાંથી પોતાનો નક્કી કરેલો પગાર રાખીને બાકીના રૂપિયા રાજદરબારમાં મોકલી આપતા હતા. પરંતુ વિષયીઓમાં એટલો સંયમ કયાંથી હોય કે તેઓ બીજાના દ્રવ્યની પરવા કરે ? અમે કહી ગયા છીએ કે, વિષયીઓને અવિવેકને લીધે પોતાના કે પારકાનું જ્ઞાન રહેતું નથી. ગોપીનાથ પટ્ટનાયક પણ રાજ્યભંડારમાં મોકલવાના દ્રવ્યને પોતાના ખર્ચમાં વાપરી નાખતા. આ પ્રકારે ઓરિસ્સાના મહારાજાના બે લાખ રૂપિયા તેમને ખાતે થઇ ગયા હતા. મહારાજે તેમની પાસે પોતાના રૂપિયા માગ્યા, પરંતુ તેમની પાસે રૂપિયાજ કયાંથી ? એ તો વેશ્યા અને કલાલોએ પોતાના બનાવી લીધા હતા. ગોપીનાથે મહારાજને પ્રાર્થના કરી કે "મારી પાસે રોકડા રૂપિયા તો નથી. મારી પાસે આ દસ વીસ ઘોડા છે, કંઇક બીજો સામાન પણ છે, એ જેટલામાં ગણો તેટલામાં લઇ લ્યો; બાકીના રૂપિયા હું ધીરે ધીરે આપતો રહીશ." મહારાજે તેમની પ્રાર્થના સ્વીકારી લીધી અને ઘોડાઓની કિંમત નક્કી કરવા માટે પોતાના એક પુત્રને મોકલ્યો.

તે રાજકુમાર ઘણો બુદ્ધિશાળી હતો, તેને ઘોડા-

ઓની સારી પરખ હતી, તે પોતાના દશ–વીસ નોકરોની સાથે ઘોડાઓની કિંમત નક્કી કરવા ત્યાં ગયો. રાજકુમારનો સ્વભાવ એવો હતો કે, તે ઉંચુ માથું કરીને વારેવારે આમ તેમ મોં ફેરવીને વાતો કર્યા કરતો હતો. પોતે રાજપુત્ર હતો, તેને પોતાના રાજપાટ અને અધિકારનુ અભિમાન હતું, તેથી કોઇ તેની સમક્ષ બોલતું પણ નહોતું. તેણે ચારે બાજુ ઘોડાઓને જોઇને કિંમત નક્કી કરવાનું શરૂ કર્યું. જેને ગોપીનાથ બે ચાર હજારની કિંમતનો માનતા હતા, તેનું તેણે ઘણુંજ થોડું મૂલ્ય કહ્યું. મહારાજ ગોપીનાથને ભવાનંદજીના સંબંધથી પુત્રની પેઠે માનતા હતા, તેથી તેઓ ઘણા નીડર થઈ ગયા હતા. રાજપુત્રોને તેઓ કંઇ વિસાતમાંજ ગણતા નહોતા. જ્યારે રાજપુત્રે બે–ચાર ઘોડાનું આટલુ ઓછું મૂલ્ય ગણ્યુ, ત્યારે ગોપીનાથનાથી રહેવાયુ નહિ. તેમણે કહ્યુ કે "શ્રીમાન્! આ તો આપ ઘણું ઓછું મૂલ્ય ગણો છો!"

રાજપુત્રે કઇક રોષપૂર્વક કહ્યુ કે "તમે શું એમ ઇચ્છો છો કે, બે લાખ રૂપિયા આ ઘોડાઓમાંજ વસુલ થઈ જાય? જેટલાના હશે તેટલાજ ગણાશે."

ગોપીનાથે પોતાના ગુસ્સાને રોકતાં કહ્યુઃ "શ્રીમાન્! ઘોડા ઘણી ઉમદા ઓલાદના છે. આટલી કિંમત તેમને માટે ઘણીજ ઓછી છે."

આ વાતથી કઇક કોપાયમાન થઇને રાજપુત્રે કહ્યુઃ "આખી દુનિયાના નકામા ઘોડા એકઠા કરી રાખ્યા છે અને એના વડેજ બે લાખ રૂપિયાના દેવામાથી છૂટી જવા ઇચ્છો છો એ કદી નથી બનવાનું. ઘોડા જેટલાના હશે, તેટલીજ કિંમત ગણવામા આવશે."

રાજ્યનાં માન–પાન પામેલા ગોપીનાથ પોતાના આ અપમાનને સહન કરી શકયા નહિ. તેમણે રાજપુત્રની અવગણના કરીને ધીરેથી વ્યંગમાં કહ્યુ કે "કંઇ નહિ તો

મારા આ ઘોડાઓ તમારી પેઠે ઉંચું મોં કરીને આમતેમ જોતા તો નથી.” તેમનો કહેવાનો ભાવ એવો હતો કે તમારા કરતાં ઘોડાઓની કિંમત વધારે છે.

સ્વમાનને સમજનારો રાજકુમાર આ અપમાન સહન કરી શક્યો નહિ. તે ક્રોધને લીધે બળવા લાગ્યો. તે સમયે તો તેણે કંઈ પણ કહ્યું નહિ. તેણે વિચાર્યું કે, અહીં હું કંઈક કહું તો વાત વધી જાય અને કોણ જાણે મહારાજ એનો શોયે અર્થ કરે. રાજ્યકારભારમાં હજુ હું સ્વતંત્ર નથી. એમ વિચારીને તે ત્યાંથી છાનોમાનો મહારાજ પાસે ચાલ્યો ગયો. ત્યાં જઈને તેણે ગોપીનાથની ઘણી ઘણી ફરિયાદો કરતાં કહ્યું કે ‘ પિતાજી ! એ તો મહાવિષયી છે, અને એક પણ પૈસો આપવા ઇચ્છતો નથી. ઉલટું તેણે મારૂ ઘણું અપમાન કર્યું છે. તેણે મને એટલી બધી ખગણ વાતો કહી છે કે જે આપની આગળ કહેતાં મને શરમ આવે છે. બધા લોકો આગળ એ મારી આવી નિંદા કરી જાય ? નોકર હોવા છતાં તેની આટલી બધી હિમ્મત ! આ બધુ આપની ઢીલનુંજ કારણ છે. તેને જ્યાં સુધી ચાંગ ઉપર ચઢાવવામાં નહિ આવે ત્યાં સુધી રૂપિયા વસુલ થવાના નથી એ આપ નક્કી સમજજો.”

મહારાજે કહ્યુઃ “ આપણને તો રૂપિયા મળવા જોઇએ. સાચેજ, જ્યાં સુધી તેને ભારે ભય નહિ દેખાડવામાં આવે ત્યાં સુધી તે રૂપિયા નહિ આપે. એક વાર તેને ચાંગ ઉપર ચઢાવવાની આજ્ઞા આપી દો. બનવા જોગ છે કે એ ભયથી રૂપિયા આપી દેશે; નહિ તો પછી તેને મારી ખાસ આજ્ઞાથી છોડી મૂકીશું. ભવાનંદના પુત્રને ભલા હુ બે લાખ રૂપિયા માટે થોડોજ ચાંગ ઉપર ચઢાવી શકું તેમ છું ? હમણાં કહી દઉં જેથી રાજકુમારનો ક્રોધ પણ શાંત થઈ જશે અને રૂપિયા પણ કદાચ મળીજ જશે.” એમ વિચારીને મહારાજે કહી દીધુ.–“ઠીક ભાઇ ! જે ઉપાયથી રૂપિયા મળે તે કામ કરો. ચઢાવી દો એને ચાંગ ઉપર.”

બસ, પછી શું વાર હતી ! રાજપુત્રે તરતજ આજ્ઞા આપી કે, ગોપીનાથને બાંધીને અહીં લઇ આવો. ક્ષણુવારમાં તેની આજ્ઞાનું પાલન થયું. ગોપીનાથને બાંધીને ચાંગ આગળ ઉભા કરવામા આવ્યા. હવે વાચકોને ચાંગનો પણ પરિચય કરાવી દઇએ કે આ ચાંગ એ શી વસ્તુ છે. ખરી રીતે તો ચાંગ એ એક પ્રકારે શૂળીનુંજ નામ છે. શૂળીમાં અને ચાંગમાં ફેર એટલોજ હોય છે કે, શૂળી ગુદામાંથી નાખવામાં આવે છે અને મસ્તકમાંથી પાર કાઢવામાં આવે છે; તેથી પ્રાણ જલદી નીકળતા નથી, ઘણી વારે તરફડી તરફડીને પ્રાણ નીકળે છે. ચાંગ એનાથી કંઇક હળવી પ્રાણનાશક ક્રિયા છે. એક મોટો માંચડો હોય છે. તે માંચડાની નીચેના ભાગમાં તીક્ષ્ણ ધારવાળું એક ઘણું મોટું ખડ્ગ રાખેલું હોય છે. એ માંચડા ઉપરથી અપરાધીને એવી રીતે ફેંકવામાં આવે છે કે જેથી તેના ઉપર પડતાંજ તેના પ્રાણ ખલાસ થઇ જાય. આનુ નામ 'ચાંગ ઉપર ચઢાવવું' છે. ભારેમાં ભારે અપરાધીઓનેજ ચાંગ ઉપર ચઢાવવામાં આવે છે.

"ગોપીનાથ પટ્ટનાયકને ચાંગ ઉપર ચઢાવવામાં આવશે" આ વાત ચારે તરફ ફેલાઈ ગઇ. બધા લોકોને આ વાતથી મહાન્ આશ્ચર્ય થયુ. મહારાજ જે રાજા ભવાનંદને પોતાના પિતા સમાન માનતા હતા, તેમના પુત્રને તેઓ ચાંગ ઉપર ચઢાવી દેશે ! સાચેજ, આ રાજાઓના ચિત્તની વાત સમજ્યામાં આવતી નથી ! તેઓ ક્ષણુવારમાં પ્રસન્ન થાય છે અને પળવારમા ગુસ્સે થાય છે. તેમનુ કોઇ પોતાનુ નથી. તેઓ સર્વ કંઇ કરી શકે છે. આ પ્રકારે જાત જાતની વાતો કહેતા સેંકડો માણુસો મહાપ્રભુને શરણે ગયા અને બધી હકીકત સંભળાવીને પ્રભુને તેમનો અપરાધ માફ કરાવવાની પ્રાર્થના કરવા લાગ્યા.

પ્રભુએ કહ્યુ કે "ભાઇ ! હુ શુ કરી શકું તેમ છું ? રાજાની આજ્ઞાને કોણુ ટાળી શકે તેમ છે ? બરાબરજ છે.

વિષયી માણસોને એવીજ સજા થવી જોઇએ. જ્યારે તે રાજ-દ્રવ્યને પણ પોતાના વિષય-ભોગમાં ઉડાવી દે છે તો પછી રાજાને તેનાથી શો લાભ? બે લાખ રૂપિયા કંઇ થોડા તો નથી ને! જેવું તેણે કર્યું, તેવું ફળ તે ભોગવે. હું શું કરૂં?"

ભવાનંદજીનાં સગાં સંબંધી અને સ્નેહીઓ પ્રભુને જાત જાતની વિનતિઓ અને પ્રાર્થનાઓ કરવા લાગ્યાં. પ્રભુએ કહ્યું કે "ભાઇ! હું તો ભિક્ષુક છું, જો મારી પાસે બે લાખ રૂપિયા હોત તો આપીને તેને છોડાવી લાવત; પરંતુ મારી પાસે તો બે કોડી પણ નથી. હું તેને કેમ કરીને છોડાવું? તમે સૌ જગન્નાથજીને પ્રાર્થના કરો; તે દીનાનાથ છે, બધાની પ્રાર્થના ઉપર અવશ્ય ધ્યાન આપશે."

એટલામાંજ કેટલાક માણસો દોડતા પ્રભુની પાસે આવ્યા. તેમણે ખબર આપ્યા કે "ભવાનંદ, વાણીનાથ વગેરે સઘળા કુટુંબીજનોને રાજ્યના અધિકારીઓ બાંધીને લઇ જાય છે."

સૌ લોકોને આશ્ચર્ય થયું. ભવાનંદજીને કેદ કર્યાના સમાચાર સાંભળીને તો પ્રભુના બધા વિરક્ત અને અંતરંગ ભક્તો ચમકી ઉઠ્યા. સ્વરૂપ દામોદરજીએ ગભરાઇને કહ્યું: "પ્રભો! ભવાનંદ તો સકુટુંબ આપના ચરણોના સેવક છે. તેમને આટલું બધું દુઃખ શા માટે? આપના કૃપાપાત્ર હોવા છતાંયે તેઓ વૃદ્ધાવસ્થામાં આટલુ બધુ દુઃખ સહન કરે, એ ઉચિત જણાતું નથી. આથી આપની ભક્તવત્સલતાની નિંદા થશે."

મહાપ્રભુએ કંઈક પ્રેમયુક્ત રોષના સ્વરે કહ્યું: "સ્વરૂપ! તમે આટલા સમજુ હોવા છતાં પણ આવી બાળક જેવી વાત કરો છો? તમારી એવી ઈચ્છા છે કે હું રાજદરબારમાં જઇને ભવાનંદને માટે રાજાને પ્રાર્થના કરૂં કે એઓ તેમને છોડી દે? ઠીક, માની લો કે હું જાઉં અને હું પણ ખરો અને રાજા કહી દે કે, આપજ બે લાખ

રૂપિયા આપી જાઓ; તો હું શો જવાબ આપું ? રાજદરબારમાં સાધુબ્રાહ્મણોને કોઈ તણખલા તોલેય ગણતું નથી."

સ્વરૂપ ગોસ્વામીએ કહ્યું: "આપને દરબારમાં જવાનું કહે છેજ કોણ ? આપ તો આપની ઇચ્છામાત્રથીજ વિશ્વ–બ્રહ્માંડને ઉંધુંચતું કરી શકો તેમ છો. તો પછી ભવાનંદને સહકુટુંબ આ દુ:ખમાંથી બચાવવા એ તો સાધારણ વાત છે. આપે બચાવવાજ પડશે; નહિ બચાવો તો તો આપની ભક્તવત્સલતાજ જૂઠી ઠરશે, તે જૂઠી નથીજ. ભવાનંદ આપના ભક્ત છે, અને આપ ભક્તવત્સલ છો; આ વાતમાં તો કોઇને કશો સંદેહજ નથી."

રાજદરબારમાં ચારે તરફ હાહાકાર મચી રહ્યો હતો ! સૌ કોઇના મુખમાંથી ગોપીનાથના ચાંગ ઉપર ચઢવાનીજ વાત નીકળી હતી. બધા આ અસંભવિત અને અદ્ભુત ઘટનાને લીધે ભયભીત જેવા જણાતા હતા. આ સમાચાર મળતાં મહારાજના મુખ્ય મંત્રી ચંદનેશ્વર મહાપાત્ર મહારાજ પાસે પહોંચ્યા અને ઘણુંજ વિસ્મય દર્શાવતા કહેવા લાગ્યા કે "શ્રીમાન્ ! આપે આ કેવી આજ્ઞા આપી દીધી ? ભવાનંદના પુત્ર ગોપીનાથ પટ્ટનાયક તો આપના ભાઇ સમાન છે. તેમને આપ દેહાંત દંડની સજા કરો છો અને તે પણ બે લાખ રૂપિયા માટે ? તેઓ જો આપવાનો ઇન્કાર કરતા હોય તો તો તમે ગમે તેમ કરો તે ઉચિત કહેવાય, પરંતુ તેઓ તો આપવા તૈયાર છે. તેમના ઘોડા વગેરે યોગ્ય કિંમતે લઇ લ્યો અને જે બાકી રહેશે તે તેઓ ધીરે ધીરે આપ્યા કરશે."

મહારાજની પોતાની ઇચ્છા નહોતી. મહામંત્રીની વાત સાંભળીને તેમણે કહ્યું કે "સારી વાત છે. મને આ વાતની શું ખબર ? જો તેઓ રૂપિયા આપવા ઇચ્છે છે તો તેમને છોડી દો. મારે તો રૂપિયાનું કામ છે, તેમના પ્રાણ લેવાથી મને શો લાભ ?"

મહારાજની આવી આજ્ઞા મળતાંજ તેમણે દરબાર-માં જઇને ગોપીનાથજીને સહકુટુંબ મુક્ત કરી દેવાની આજ્ઞા લોકોને સંભળાવી દીધી. આ હુકમ સાંભળતાંજ લોકોના હર્ષનો પાર ન રહ્યો, ક્ષણ વારમાંજ ઘણા મનુષ્યો આ સુખદ ખબર સંભળાવવા માટે પ્રભુની પાસે પહોંચ્યા અને બધા એક સ્વરે કહેવા લાગ્યા કે "પ્રભુએ ગોપીનાથને ચાંગ ઉપરથી ઉતરાવી દીધા."

પ્રભુએ કહ્યું: "આ બધું તેના પિતાની ભક્તિનુંજ ફળ છે. જગન્નાથજીએજ તેને આ વિપત્તિમાંથી બચાવ્યો છે."

લોકોએ કહ્યું કે "ભવાનંદજી તો આપને સર્વસ્વ માને છે અને તેઓ કહે છે પણ ખરા કે, મહાપ્રભુનીજ કૃપાથી અમે આ વિપત્તિમાંથી બચી શક્યા છીએ."

પ્રભુએ લોકોને પૂછ્યું:–"ચાંગ પાસે ઉભેલા ભવા-નંદજીની તે સમયે કેવી અવસ્થા હતી ?"

લોકોએ કહ્યું: "પ્રભો ! એમની વાત કંઇજ ના પૂછો. પોતાના પુત્રને ચાંગ ઉપર ચઢતો જોઇને પણ તેમને ન તો હર્ષ હતો કે ન તો વિષાદ. તેઓ આનંદપૂર્વક પ્રેમમાં ગદ્‌ગદ્ થઇને:—

हरे राम हरे राम राम राम हरे हरे।
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे॥

—આ મહામંત્રનો જપ કરતા હતા. બન્ને હાથની આંગળીઓના વેઢા વડે તેઓ મંત્રની સંખ્યા ગણતા જતા હતા. તેમને આપના ઉપર દૃઢ વિશ્વાસ હતો."

પ્રભુએ કહ્યું: "બધી પુરુષોત્તમ ભગવાનની કૃપા છે. તેમની ભગવદ્‌ભક્તિનુજ ફળ છે કે આટલી ભયંકર વિપત્તિ-માંથી સહેજમાંજ છૂટકારો મળી ગયો, નહિ તો રાજા-ઓનો ક્રોધ કદી નિષ્ફળ જતો નથી."

એટલામાંજ ભવાનંદજી પોતાના પાંચે પુત્રોને સાથે લઇને પ્રભુનાં દર્શને આવી પહોંચ્યા. તેમણે પુત્રો સહિત, પ્રભુનાં ચરણકમળોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યાં અને ગદ્‌ગદ્‌ કંઠથી દીનતાપૂર્વક તેઓ કહેવા લાગ્યા કે "હે દયાળો! હે ભક્તવત્સલ! આપેજ અમારો ભયંકર વિપત્તિમાંથી ઉદ્ધાર કર્યો છે. પ્રભો! આપની અસીમ કૃપા વિના આવું અસંભવિત કાર્ય કદી થઈ શકે નહિ કે ચાંગ ઉપર ચઢેલો મનુષ્ય જીવતોજ પાછો ઉતરી આવે!"

પ્રભુ તેમની ભગવદ્‌ભક્તિની પ્રશંસા કરતા કરતા કહેવા લાગ્યા કે "આને સમજાવી દો કે, હવે કદી એવું કામ ન કરે. રાજાના પૈસાને કદી પણ પોતાના ખર્ચમાં ન વાપરે." આ પ્રકારે સમજાવી–પટાવીને પ્રભુએ એ બધા પિતા–પુત્રોને વિદાય કર્યા. તે સમયે કાશી મિશ્ર પણ આવી પહોંચ્યા. પ્રભુને પ્રણામ કરીને તેમણે કહ્યું કે "પ્રભો! આજે આપની કૃપાથી આ પિતા–પુત્ર તો ભારે વિપત્તિમાંથી બચી ગયા."

પ્રભુએ કંઈક ખેદ પ્રગટ કરતાં કહ્યું કે "મિશ્રજી! શું કહું? હું તો આ વિષયી લોકોના સંસર્ગથી ઘણો દુઃખી છું. હું ઈચ્છું છું કે, એમની કોઇપણ વાત મારા કાને ન પડે; પરંતુ જ્યારે અહીં રહું છું, ત્યારે લોકો મને આવીને કહીજ દે છે. સાંભળીને મને દુઃખ થાય છેજ, તેથી પુરી છોડીને હવે હું અલાલનાથ જઇને રહીશ. ત્યાં ન તો આ વિષયી લોકોનો સંસર્ગ થશે કે ન તો આવી વાતો સાંભળવામાં આવશે."

મિશ્રજીએ કહ્યું: "આપને આ વાતોથી શું? આ તો સંસાર છે. એમાં તો એવી વાતો થતીજ રહે છે. આપ શાનો શાનો શોક કરશો? આપને શું? કોઇ ગમે તે ભલે કરે! આપના ભક્તો તો બધા વિષયત્યાગી વૈરાગી છે. રઘુનાથદાસજીને જુઓ. સર્વ કંઇ છોડી દઇને ક્ષેત્રના ટુક-

ડાઓ ઉપરજ નિર્વાહ કરે છે અને રામાનંદ તો પૂરા સંન્યાસી છેજ."

પ્રભુએ કહ્યું: "ગમે તેવા ભલેને હોય, પરંતુ મારો કંઈક સંબંધ રહેવાથી સુખદુઃખ પ્રતીત થાય છેજ. એ વિષયી રહ્યા, રૂપિયા ચોર્યા સિવાય રહેવાના નહિ, ને મહારાજ એમને ચાંગ ઉપર ચઢાવશે. આજે બચી ગયા તોપણ ફરીથી કોઇ ને કોઇ દિવસ એજ થવાનુ છે."

મિશ્રજીએ કહ્યું કે "ના ના, એમ નહિ બને. મહારાજ ભવાનંદજી ઉપર ખૂબ વહાલ રાખે છે" આ પછી બીજી પણ ઘણી વાતો થઇ. અંતે કાશી મિશ્ર પ્રભુની આજ્ઞા લઇને ચાલ્યા ગયા.

મહારાજ પ્રતાપરુદ્રજી પોતાના કુલગુરુ શ્રીકાશી મિશ્રજીના અનન્ય ભક્ત હતા. પુરીમાં જયારે પણ તેઓ રહેતા, ત્યારે રોજ તેમને ઘેર આવીને પગ દબાવતા હતા. મિશ્રજી પણ તેમના ઉપર અત્યંત વહાલ રાખતા હતા. એક દિવસ રાત્રે મહારાજ આવીને મિશ્રજીના પગ દબાવવા લાગ્યા વાતની વાતમા મિશ્રજીએ વાત કાઢી કે, મહાપ્રભુ તો હવે પુરી છોડીને અલાલનાથ જવા ઇચ્છે છે.

પગ પકડીને ગભરાઇ જઇ મહારાજે કહ્યુ· "કેમ, કેમ? તેમને અહી શું દુ:ખ છે? જે કઈ કષ્ટ હોય તે દૂર કરો. હુ આપનો સેવક સર્વ પ્રકારે તેમની સેવા કરવા હાજર છું."

મિશ્રજીએ કહ્યુ· "તેમને ગોપીનાથવાળી ઘટનાથી ઘણું કષ્ટ થયુ છે. તેઓ કહે છે કે, વિષયીઓના સંસર્ગમાં રહેવુ ઠીક નથી"

મહારાજે કહ્યું· "શ્રીમહારાજ! મેં તો તેને ધમકાવવાને માટે એમ કર્યું હતું. આમ પણ ભવાનંદજી ઉપર મને ખૂબ શ્રદ્ધા છે આ નાનકડી વાતની પાછળ પ્રભુ પુરીનો કેમ ત્યાગ કરી રહ્યા છે? બે લાખ રૂપિયાની શી

વિસાત છે? હું રૂપિયા છોડી દઇશ. આપ ગમે તેમ કરીને પ્રભુને અહીં રાખો."

મિશ્રજીએ કહ્યું કે "રૂપિયા છોડી દેવાનું તેઓ નથી કહેતા. રૂપિયાની વાત સાંભળીને તો તેમને વળી વધારે દુ:ખ થશે. આમ પણ તેઓ આ જંજાળથી દૂર રહેવા ઇચ્છે છે. કહે છે કે:–"રોજ રોજ આ ઝગડો ચાલતો રહેશે. ગોપીનાથ ફરીથી આવુંજ કરશે."

મહારાજે કહ્યું: "આપ તેમને રૂપિયાની વાત કહેતાજ નહિ. ગોપીનાથ તો આપણાજ માણસ છે. હવે ઝગડો શું કરવા થશે? હું તેમને સમજાવી દઇશ, આપ મહાપ્રભુને જવા ન દેતા. ગમે તે પ્રકારે પ્રાર્થના-વિનતિ કરીને પણ તેમને અહીંજ રાખો."

મહારાજના ચાલ્યા ગયા પછી બીજે દિવસે મિશ્રજીએ આવીને બધી વાતો પ્રભુને કહી. એ સઘળી વાતો સાંભળીને પ્રભુ કહેવા લાગ્યા કે "આ આપે શું કર્યું? આ તો બે લાખ રૂપિયા આપે મનેજ અપાવી દીધા. આ રાજ–દાન લઇને હું ઉલટો પાપભાગી બન્યો"

મિશ્રજીએ બધી વાતો પ્રભુને સમજાવી દીધી. મહારાજના ચારિત્ર્ય, સ્વભાવ, નમ્રતા અને સદ્‌ગુણોની પ્રશંસા કરી. પ્રભુ તેમના ભક્તિભાવની વાતો સાંભળીને સંતુષ્ટ થયા અને તેમણે અલાલનાથ જવાનો વિચાર છોડી દીધો.

આ તરફ મહારાજે આવીને ગોપીનાથજીને બોલાવ્યા અને તેમને પુત્રની પેઠે સમજાવીને કહેવા લાગ્યા કે "જુઓ, આ પ્રકારે નકામુ ખર્ચ કરવું ન જોઇએ. તમે પૂછયા વિનાજ આટલા રૂપિયા ખર્ચી નાખ્યા, તેથી મને ક્રોધ આવી ગયો. જાઓ, એ રૂપિયા માફ કરવામા આવે છે. હવે ફરીથી આવું કામ કદી પણ ન કરતા. જો આટલા પગારથી તમારૂ પૂરૂ ન થતું હોય તો મને કહેવું જોઇતું હતું. હજુ સુધી આ વાત તમે મને કદી કહી પણ નથી.

આજથી હું તમારો પગાર પણ બમણો કરી આપું છું" આ પ્રકારે બે લાખ રૂપિયા માફ થઇ જવાથી અને પગાર પણ બમણો થઇ જવાથી ગોપીનાથજીને પરમ આનંદ થયો. તેજ સમયે તેઓ આવીને પ્રભુનાં ચરણોમાં પડ્યા અને રડતાં રડતા કહેવા લાગ્યા કે "પ્રભો! મને હવે આપના ચરણોને શરણે લ્યો, હવે મને આ વિષય-જંજાળથી છોડાવી દો."

પ્રભુએ તેમને પ્રેમપૂર્વક આલિંગન કર્યું અને ફરીથી કદી આવું કામ ન કરવાનું કહીને વિદાય કર્યા.

જ્યારે મહાપુરુષોની સહેજ પણ કૃપા થતાં ગોપીનાથ સહકુટુંબ શૂળીથી બચી ગયા, બે લાખ રૂપિયા માફ થઈ ગયા, પગાર બમણો થઈ ગયો અને પહેલા કરતા પણ વધારે રાજાના પ્રેમપાત્ર બની ગયા, ત્યારે જે અનન્યભાવે મહાપુરુષોના ચરણોની સેવા કરે છે અને તેમના ઉપર જે મહાપુરુષોની કૃપા થાય છે, તે કૃપાના ફળનુ તો કહેવુંજ શુ ? તે કૃપાથી તો પછી મનુષ્યનો આ સંસારથીજ સબંધજ છૂટી જાય છે તે તો પછી સર્વભાવે પ્રભુનોજ બની જાય છે ધન્ય છે આવી કૃપાળુતાને !





# शिवानंद सेननी सहनशीलता

न भवति भवति च न चिरं भवति चिरं चेत् फले विसंवादी ।
कोपः सत्पुरुषाणां तुल्यः स्नेहेन नीचानाम् ॥

( સુભાષિત રત્નભાંડાગાર ૪૯–૧૦–૧૦૭ )

અર્થાત્ સજ્જનોનો ક્રોધ અને નીચ પુરુષોનો સ્નેહ થતોજ નથી. જો કદાચ થઇ જાય છે તો વધારે વાર સુધી ટકતો નથી અને જો થોડો વખત પણ રહ્યો તો તેનું પરિણામ ઉલટુંજ આવે છે. આ પ્રકારે સત્પુરુષોનો કોપ નીચ પુરુષોના સ્નેહની જ બરાબર છે.

પહેલાં તો મહાપુરુષોને ક્રોધ થતોજ નથી. જો કોઇ ખાસ કારણને લીધે ક્રોધ થઈ પણ જાય તો તે સ્થાયી રહેતો નથી, ક્ષણ વારમાં જ શાંત થઇ જાય છે. જો કોઇ એવુંજ ભારે કારણ આવી ઉભું અને મહાપુરુષોનો કોપ થોડાક સમય ચાલુ રહ્યો, તો તેનું પરિણામ સુખકારકજ થાય છે. મહાપુરુષોનો ઘણો ભારે કોપ અને નીચ પુરુષોનો ઘણો ઘણો સ્નેહ એ બન્ને એકસરખાજ છે. બલ્કે ખરાબ પુરુષોના પ્રેમથી સત્પુરુષોનો ક્રોધ લાખ દરજ્જે સારો છે; પરંતુ સત્પુરુષોના ક્રોધને સહન કરવાની શક્તિ સર્વ કોઇમાં નથી હોતી. કોઇ પરમ ભાગ્યવાન ક્ષમાશીલ ભગવદ્ભક્તજ મહાપુરુષોના ક્રોધને મનમાં વિકાર લાવ્યા સિવાય સહન કરવા સમર્થ થાય છે અને તેથી તેઓ સંસારમાં સુયશના ભાગીદાર બને છે. કેમકે શાસ્ત્રોમાં મનુષ્યનું ભૂષણ સુંદર રૂપ બતાવેલું છે; અને સુંદર રૂપ પણ જ્યારે તેની સાથે સદ્ગુણ હોય ત્યારેજ સુશોભિત થાય

છે. સદ્ગુણોનું ભૂષણ જ્ઞાન છે અને જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે.* મનુષ્ય ગમે તેટલો જ્ઞાની ભલેને હોય, તેનામાં ગમે તેટલા સદ્ગુણ ભલેને હોય, તેનું રૂપ ગમે તેટલું સુંદર ભલેને હોય, જો તેનામાં ક્ષમા નથી, જો તે લોકોએ કહેલી કડવી વાતોને પ્રસન્નતાપૂર્વક સહન કરી શકતો નથી, તો તેનું રૂપ, જ્ઞાન અને સર્વ પ્રકારના સદ્ગુણ નકામાજ છે, ક્ષમાવાન તો કોઈ લાખો–કરોડોમાં શિવાનંદજી સેનના જેવા એકાદજ મળશે. મહાત્મા શિવાનંદજી તો ક્ષમાના અવતારજ હતા, એ વાચક નીચેના બનાવથી સમજી શકશે.

વાચકોને ખબરજ છે કે, ગૌડીય ભક્તો રથયાત્રાને નિમિત્તે પ્રતિવર્ષ જેઠની આખરમા પોતાનાં સ્ત્રી–બાળકો સાથે શ્રી જગન્નાથપુરીમાં આવતા હતા અને વરસાદના ચાર માસ ગાળીને અંતે પોતપોતાને ઘેર પાછા ફરતા હતા. એ બધાને લાવવાનો અને માર્ગમાં બધી જાતનો પ્રબંધ કરવાનો ભાર પ્રભુએ શિવાનંદજીને જ સોંપ્યો હતો. તેઓ પણ દર વર્ષે પોતાની પાસેના હજારો રૂપિયા ખરચીને ખૂબ સાવધાનીપૂર્વક ભક્તોને પોતાની સાથે લાવતા હતા. સૌથી વધારે મુશ્કેલી ઘાટો ઉપર ઉતરવાની હતી. એક–એક, બે–બે રૂપિયા ઉતરામણ લેવા છતાં પણ ઘાટવાળાઓ યાત્રીઓને બરાબર સમયે ઉતારતા નહોતા. જો કે મહાપ્રભુના દેશવ્યાપી પ્રભાવને લીધે ગૌરભક્તોને એટલી બધી અગવડ થતી નહોતી, તેમ છતાં પણ કોઈ દુર્બુદ્ધિ ખલાસી તેમની પાસે કંઇક ને કંઇક વધારે પૈસા પડાવતોજ હતો. તેઓ ઘણા સરળ હતા. બધા ભક્તોનો ભાર તેમનાજ ઉપર હતો, તેથી તે સૌથી પહેલાં તેમનેજ પકડતો હતો.

એક વાર નીલાચલ આવતાં પુરીની પાસેજ કોઈ ઘટવારિયાએ—ઘાટવાળાએ શિવાનંદ સેનજીને રોકી રાખ્યા. તેમને ત્યાંજ બેસાડી રાખ્યા હતા. તેથી નિત્યાનંદજીને

---

* नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥

. ઉપર ઘણો ક્રોધ આવ્યો. એક તો તેઓ આખા દિવસ-
ભૂખ્યા હતા, બીજું રસ્તે ચાલીને આવ્યા હતા અને
જું ભક્તોને આશ્રય વિનાના જોઇને તેમનો ક્રોધ ઉભ-
ઈ આવ્યો. તેઓ સેન મહાશયને ગમે તેમ સંભળા-
ા મંડયા, એજ ક્રોધના આવેશમાં તેમણે એટલે સુધી
ી નાખ્યું કે "આ શિવાનંદના ત્રણે પુત્રો મરી જાય,
મની ધન-સંપત્તિ નાશ પામી જાય, એમણે મારા તથા
ક્તોના રહેવાનો અને ખાવા-પીવાનો કઇ પણ પ્રબંધ
ી નથી." નિત્યાનંદજીએ ક્રોધમાં દીધેલો આવો શાપ
ંભળીને સેન મહાશયનાં પત્નીને અત્યંત દુઃખ થયુ.
ઓ ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગ્યાં. જ્યારે ઘણી રાત વીત્યા
છી ઘાટવાળાઓ પાસેથી ગમે તેમ પિંડ છોડાવીને શિવા-
દજી પોતાનાં બાળબચ્ચાં પાસે આવ્યા ત્યારે તેમનાં
ર્મપત્નીએ રડતાં રડતાં કહ્યું કે "સ્વામીજીએ ગુસ્સે થઇને
ાપણને ઘણોજ ભયંકર શાપ આપી દીધો છે. આપણે
ેમનુ એટલુ બધુ શુ બગાડયુ હતું ? હજી પણ તેઓ ક્રોધે
રાયેલા છે, આપ તેમની પાસે ન જતા."

શિવાનંદજીએ દૃઢતાપૂર્વક પત્નીની વાતને નહિ ગણ-
ારતાં કહ્યુ કે "ગાંડી રે ગાંડી ! તું એ મહાપુરુષના મહિ-
ાને શુ જાણે ? મારા ત્રણે પુત્રો ભલેને ગમે તો હમણાંજ
ારી જાય, અને ધનસંપત્તિની તો મને કઇ પરવાજ નથી.
ા તો બધી મહારાજજીની જ છે; તેઓ ઈચ્છે તો આજેજ
ધી છીનવી લે. હું હમણાં તેમની પાસે જઈશ અને
ેમનાં ચરણ પકડીને તેમને શાંત કરીશ." એમ કહીને
ેઓ નિત્યાનંદજી પાસે ગયા. તે સમયે પણ નિત્યાનંદ-
જીનો ક્રોધ શાંત થયો નહોતો. વૃદ્ધ શિવાનંદજીને પોતાના
રફ આવતા જોઇને તેમણે ઉઠીને તેમની પીઠમાં જોરથી
ાત મારી. સેનજીએ કઇ પણ કહ્યું નહિ. તેજ સમયે
ેમના રહેવાની અને ખાવા-પીવાની બરાબર વ્યવસ્થા
રીને તેઓ હાથ જોડીને કહેવા લાગ્યા કે "પ્રભો ! આજે
ારો જન્મ સફળ થયો, જે ચરણોની રજને માટે ઇંદ્રા-

પછી પ્રભુની પાસે પ્રણામ કરવા જજો." પરંતુ તેણે ગોવિંદની વાત સાંભળી નહિ. પ્રભુ પણ સમજી ગયા કે જરૂર, દાળમાં કંઇક કાળું છે. તેથી તેમણે ગોવિંદને કહી દીધું કે "શ્રીકાંતને માટે શિષ્ટાચાર અને નિયમ કેવા? તે જે કરે છે, તે બરાબરજ કરે છે; તેને તું રોક નહિ. આજ દશામાં એને વાતો કરવા દે." આટલું કહીને પ્રભુ તેમને ભક્તોના સંબંધમાં ઘણી ઘણી વાતો પૂછવા લાગ્યા. જૂના ભક્તોની વાત પૂછીને પ્રભુએ નવીન ભક્તોના સંબંધમાં પૂછ્યું કે, આ વખતે બાલભક્તોમાંથી કોણ કોણ આવ્યું છે? પ્રભુની પાછળ જે બાળકો થયાં હતાં, તેઓ પણ આ વખતે પોતપોતાની માતાઓ સાથે પ્રભુનાં દર્શનની ઉત્કંઠાથી આવ્યાં હતાં. શ્રીકાંતે બધાં બાળકોનો પરિચય આપતાં શિવાનંદજીના પુત્ર પરમાનંદ દાસનો પણ પરિચય આપ્યો અને તેની પ્રખર પ્રતિભા તથા પ્રભુનાં દર્શનની ઉત્કંઠાની પણ પ્રશંસા કરી. પ્રભુ તે બાળકને જોવા માટે આતુર થયેલા જણાયા. આ બધી વાતોમાં શ્રીકાંત નિત્યાનંદજીની ફરિયાદ કરવાનું ભૂલીજ ગયા. એટલામાંજ બધા ભક્તો આવીને હાજર થયા. પ્રભુએ હમેશાંની પેઠે તે બધાનાં સ્વાગત-સત્કાર કર્યાં અને તેમને રહેવા માટે યથાયોગ્ય સ્થાન અપાવીને બધાના પ્રસાદની વ્યવસ્થા કરાવી.



દિ દેવતાઓ પણ તલસ્યા કરે છે, તેજ ચરણ આપે મારી પીઠે અડકાડયા. હું સાચેજ કૃતાર્થ થઇ ગયો. મહારાજજી ! અજાણતાં મારો જે ગુન્હો થયો હોય, તે ક્ષમા કરો. હું મારી મૂર્ખતાને લીધે આપને ક્રોધાયમાન કરવાનું કારણ બન્યો. આ અપરાધ માટે હું શરમાઉં છું. પ્રભો ! મને આપનો સેવક સમજીને મારા સમસ્ત અપરાધોને ક્ષમા કરો અને મારા ઉપર પ્રસન્ન થાઓ."

શિવાનંદજીની આટલી સહનશીલતા, આવી ક્ષમા અને આવી અનન્ય નિષ્ઠા જોઇને નિત્યાનંદજીનું હૃદય ભરાઈ આવ્યું. તેઓ જલદીથી ઉઠીને શિવાનંદજીને ભેટી પડયા અને તેમને આશીર્વાદ આપતાં કહેવા લાગ્યા કે "શિવાનંદ ! તમે સાચેજ પ્રભુના પરમ કૃપાપાત્ર બનવાને યોગ્ય છો. જેનામાં આટલી બધી ક્ષમા છે, તે પ્રભુનો અંતરંગ ભક્ત અવશ્યજ બની શકે છે." સાચેજ, નિત્યાનંદજીનો આ આશીર્વાદ ફળીભૂત થયો અને પ્રભુએ સેન મહાશય ઉપર અપાર કૃપા દર્શાવી. પ્રભુએ પોતાનો ઉચ્છિષ્ટ મહાપ્રસાદ શિવાનંદજીના સમસ્ત પરિવારને માટે મોકલવાની ગોવિંદને પોતેજ આજ્ઞા આપી. તેમની આવી તપસ્યાના પરિણામે તો કવિ કર્ણપૂર જેવા પરમ પ્રતિભાવાન મહાકવિ અને ભક્ત તેમને ત્યાં પુત્રરૂપે અવતર્યા.

નિત્યાનંદજીનું આવું વર્તન શિવાનંદજી સેનના ભાણેજ શ્રીકાન્તને ઘણુજ અરુચિકર જણાયુ તે યુવક હતો, શરીરમાં યુવાવસ્થાનું નવું લોહી વહેતું હતું. આ વાતથી તેણે પોતાના મામાનું ભયંકર અપમાન થયેલું માન્યું અને તેની ફરિયાદ કરવા માટે તે બધા ભક્તોથી અળગો થઇને સૌથી પહેલાં પ્રભુ પાસે પહોંચ્યો. કપડાં ઉતાર્યા વિનાજ તે પ્રભુને પ્રણામ કરવા લાગ્યો. આથી ગોવિંદે કહ્યું: "શ્રીકાંત ! તમે આ શિષ્ટાચારથી વિરુદ્ધ વર્તન કેમ કરો છો? અંગરખું ઉતાર્યા પછી સાષ્ટાંગ પ્રણામ કરાય છે. પહેલાં વસ્ત્ર ઉતારી લો, રસ્તાનો થાક ઉતારી લો, હાથ–મોં ધોઇ લો,

બળવાન અને વીર બનાવ્યા. ત્યારે તો હું કહું છું કે, કવિ ઈશ્વર છે, અચતુર્ભુજ વિષ્ણુ છે, એક મુખવાળા બ્રહ્મા છે અને બે નેત્રવાળા શિવ છે. કવિ વંદ્ય છે, પૂજ્ય છે, આદરણીય અને સમ્માનનીય છે. કવિનાં ચરણોમાં વંદન કરવાં એ ઈશ્વરને વંદન કર્યા બરાબર છે. કવિતારૂપે શ્રીહરિજ તેના મુખેથી ભાષણ કરે છે, જે સાંભળીને સુકૃત્યોવાળા અને ભાગ્યવાન પુરુષોનું મન-મયૂર પીંછાં ફેલાવીને નૃત્ય કરવા લાગે છે અને નૃત્ય કરતાં કરતાં અશ્રુ વિમોચન કરે છે. એ અશ્રુઓનું બુદ્ધિરૂપ ઢેલ પાન કરે છે અને એજ આંસુઓથી આહ્લાદરૂપી ગર્ભ ધારણ કરે છે, ને તેનાથી આનંદરૂપી પુત્રની ઉત્પત્તિ થાય છે. તે પિતા ધન્ય છે કે જેના ઘરમાં પ્રતિભાશાળી કવિ ઉત્પન્ન થાય છે. એવું સદ્ભાગ્ય શ્રી શિવાનંદ સેન જેવા સદ્ભાગી, સાધુસેવી અને ભગવદ્ભક્ત પુરુષોનેજ પ્રાપ્ત થઇ શકે છે, કે જેઓને ત્યાં કવિ કર્ણપૂર જેવા નૈસર્ગિક પ્રતિભાસંપન્ન કવિ પુત્ર ઉત્પન્ન થયા. કવિતાનું કંઈ નક્કી નથી કે, તે ક્યારે ફૂટી નીકળે! કોઇ કોઈમાં તો જન્મથીજ તે શક્તિ અસ્તિત્વ ધરાવતી હોય છે. જ્યાં તેઓ બોલવા લાગે છે કે તરતજ તેમની પ્રતિભા ફૂટવા લાગે છે. કવિ કર્ણપૂર એવાજ સ્વાભાવિક કવિ હતા.

મહાપ્રભુ જ્યારે સંન્યાસ લઇને પુરીમાં વિરાજમાન હતા, ત્યારે ઘણા ભક્તોની પત્નીઓ પણ પોતાના પતિઓની સાથે પ્રભુના દર્શનની ઈચ્છાથી પુરી ગયા કરતી હતી. એક વાર જ્યારે શિવાનંદ સેનજી પોતાની પત્નીની સાથે ભક્તોને લઇને પુરી પધાર્યા, ત્યારે શ્રીમતી સેન ગર્ભવતી હતાં. પ્રભુએ આજ્ઞા આપી કે, આ વખતે જે પુત્ર થાય, તેનું નામ પુરી ગોસ્વામીના નામ ઉપર રાખવું. પ્રભુભક્ત સેન મહાશયે એજ પ્રમાણે કર્યું. જ્યારે તેમને પુત્ર થયો ત્યારે તેનું નામ પરમાનંદ દાસ રાખ્યું. પરમાનંદ દાસ જ્યારે મોટા થયા ત્યારે તેઓ પ્રભુનાં દર્શન માટે પોતાની ઉત્કંઠા પ્રગટ કરવા લાગ્યા. તેમની પ્રભુપરાયણ માતાએ બાલ્યકાળથીજ તેમને ગૌર-ચરિત્રનું રટણ કરાવ્યું હતું, અને



# પુરીદાસ યા કવિ કર્ણપૂર

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥
( ભર્તૃહરિ નીતિશતક ૨૪ )

અર્થાત્ એ પરમપુણ્યવાન રસસિદ્ધ કવીશ્વરોનો જય થાઓ, કે જેમના યશરૂપી શરીરને અવસ્ય પ્રાપ્ત થનારી વૃદ્ધાવસ્થા અને મરણનો ભય નથી—અર્થાત્ કવિઓનુ યથાર્થ શરીર તેમનો સુયશજ છે તેમનો સુયશ સદા અમર રહ્યા કરે છે, તેનો નાશ કદી પણ થતો નથી

કવિતા એ એક ભગવાનની આપેલી વસ્તુ છે જેના હૃદયમા સુદર કવિતા કરવાની કળા વિદ્યમાન છે, તેને પછી રાજ્યસુખની શી પરવા ? ઇન્દ્રાસન તેને માટે તુચ્છ છે કવિતા ગણિતની પેઠે અભ્યાસ કરવાથી નથી આવડતી, તે તો અલૌકિક પ્રતિભા છે, કોઇ ભાગ્યવાન પુરુષનેજ પૂર્વજન્મોના પુણ્યોના ફળરૂપે તે પ્રાપ્ત થઇ શકે છે. કવિ શુ કરી શકતો નથી ? જેને ઇચ્છે તેને અમર બનાવી શકે છે જેને ઇચ્છે તેને પાતાળમા પહોચાડી શકે છે ભોજ અને વિક્રમ જેવા અબજ–ખર્વ નહિ પણ અસખ્ય રાજાઓ થઇ ગયા છે તેમનુ નામ કોઇ કેમ જાણતું નથી ? એટલાજ માટે કે તેઓ કાળિદાસ જેવા કવિકુલચૂડામણિ મહાપુરુષના શ્રદ્ધાભાજન બની શક્યા નહિ થોડી વાર માટે ભગવાન રામકૃષ્ણના અવતારીપણાની વાત છોડી દો સામાન્ય દૃષ્ટિએ તેઓ કેવળ પોતાના બાહુબળને કારણે બળવાન બની શકયા નહોતા વાલ્મીકિ અને વ્યાસે એમને

બળવાન અને વીર બનાવ્યા. ત્યારે તો હું કહું છું કે, કવિ ઈશ્વર છે, અચતુર્ભુજ વિષ્ણુ છે, એક મુખવાળા બ્રહ્મા છે અને બે નેત્રવાળા શિવ છે. કવિ વંદ્ય છે, પૂજ્ય છે, આદરણીય અને સમ્માનનીય છે. કવિનાં ચરણોમાં વંદન કરવાં એ ઈશ્વરને વંદન કર્યા બરાબર છે. કવિતારૂપે શ્રીહરિજ તેના મુખેથી ભાષણ કરે છે, જે સાંભળીને સુકૃત્યોવાળા અને ભાગ્યવાન પુરુષોનું મન-મયૂર પીંછાં ફેલાવીને નૃત્ય કરવા લાગે છે અને નૃત્ય કરતાં કરતાં અશ્રુ વિમોચન કરે છે. એ અશ્રુઓનું બુદ્ધિરૂપ ઢેલ પાન કરે છે અને એજ આંસુઓથી આહ્લાદરૂપી ગર્ભ ધારણ કરે છે, ને તેનાથી આનંદરૂપી પુત્રની ઉત્પત્તિ થાય છે. તે પિતા ધન્ય છે કે જેના ઘરમાં પ્રતિભાશાળી કવિ ઉત્પન્ન થાય છે. એવું સદ્ભાગ્ય શ્રી શિવાનંદ સેન જેવા સદ્ભાગી, સાધુસેવી અને ભગવદ્ભક્ત પુરુષોનેજ પ્રાપ્ત થઇ શકે છે, કે જેઓને ત્યાં કવિ કર્ણપૂર જેવા નૈસર્ગિક પ્રતિભાસપન્ન કવિ પુત્ર ઉત્પન્ન થયા. કવિતાનુ કંઈ નક્કી નથી કે, તે કયારે ફૂટી નીકળે! કોઇ કોઈમા તો જન્મથીજ તે શક્તિ અસ્તિત્વ ધરાવતી હોય છે. જ્યાં તેઓ બોલવા લાગે છે કે તરતજ તેમની પ્રતિભા ફૂટવા લાગે છે. કવિ કર્ણપૂર એવાજ સ્વાભાવિક કવિ હતા.

મહાપ્રભુ જ્યારે સંન્યાસ લઇને પુરીમાં વિરાજમાન હતા, ત્યારે ઘણા ભક્તોની પત્નીઓ પણ પોતાના પતિઓની સાથે પ્રભુના દર્શનની ઈચ્છાથી પુરી ગયા કરતી હતી. એક વાર જ્યારે શિવાનંદ સેનજી પોતાની પત્નીની સાથે ભક્તોને લઇને પુરી પધાર્યા, ત્યારે શ્રીમતી સેન ગર્ભવતી હતાં. પ્રભુએ આજ્ઞા આપી કે, આ વખતે જે પુત્ર થાય, તેનું નામ પુરી ગોસ્વામીના નામ ઉપર રાખવું. પ્રભુભક્ત સેન મહાશયે એજ પ્રમાણે કર્યું. જ્યારે તેમને પુત્ર થયો ત્યારે તેનુ નામ પરમાનંદ દાસ રાખ્યું. પરમાનંદ દાસ જ્યારે મોટા થયા ત્યારે તેઓ પ્રભુના દર્શન માટે પોતાની ઉત્કંઠા પ્રગટ કરવા લાગ્યા. તેમની પ્રભુપરાયણ માતાએ બાલ્યકાળથીજ તેમને ગૌર-ચરિત્રનુ રટણ કરાવ્યુ હતું, અને

બધા ગૌરભક્તોનાં નામ કંઠસ્થ કરાવી દીધાં હતાં. તેમના પિતા દરવર્ષે હજારો રૂપિયા પોતાની પાસેથી ખર્ચ કરીને ભક્તોને પુરી લઈ જતા હતા, અને રસ્તામાં તેમની સર્વ પ્રકારની વ્યવસ્થા પોતેજ કરતા હતા. તેમનુ આખું કુટુંબ શ્રીચૈતન્યદેવનુ સેવક હતું. તેમને ત્રણ પુત્રો હતા–મોટા ચૈતન્યદાસ, વચલા રામદાસ અને સૌથી નાના આ પરમાનંદદાસ, પુરીદાસ અથવા કર્ણપૂર હતા. પરમાનંદદાસ બાળપણથીજ બાહોશ, મેધાવી, શીઘ્ર બુદ્ધિવાળા અને રસિક હૃદયના હતા. તેમના અતિ આગ્રહથી તેઓ તેમને તેમની માતા સાથે પ્રભુની પાસે લઇ ગયા. આમ તો પ્રભુએ તેમને જોઇ લીધા હતા, પરંતુ સેન તેમને એકાંતમાં પ્રભુને પગે લગાડવા ઇચ્છતા હતા. એક દિવસ જ્યારે મહાપ્રભુ સ્વરૂપ ગોસ્વામી વગેરે બે–ચાર અંતરંગ ભક્તોની સાથે એકાંતમાં બેઠા બેઠા શ્રીકૃષ્ણકથા કહેતા હતા, ત્યારે સેન મહાશય પોતાના પુત્ર પરમાનંદ પુરીને લઇને પ્રભુની પાસે જઇ પહોંચ્યા. સેને તેની પાસે પ્રભુનાં ચરણોમાં દંડવત્ પ્રણામ કરાવ્યા. તે પ્રભુનાં ચરણોમાં સૂતાં સૂતાં તેમનો અંગૂઠો ચૂસવા લાગ્યો, જાણે તે પ્રભુનાં ચરણકમળોની મધુરતાનુ પાન કરી રહ્યો ન હોય ! પ્રભુ તેને જોઇને ઘણાજ ખુશ થઇ ગયા. તેમણે પૂછ્યુ કે *"આનુ નામ શું પાડયું છે ?"*

ધીરેથી સેન મહાશયે કહ્યુ કે "પરમાનંદદાસ !"

પ્રભુએ કહ્યું: "આ તો બહુજ લાંબુ નામ થઇ ગયુ, કોઇને બોલાવતાં પણ અગવડ પડશે. તેથી પુરીદાસ ઠીક છે." એમ કહીને તેઓ બાળકના માથા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં પ્રેમથી કહેવા લાગ્યા કે "કેમ રે પુરીદાસ ! તારૂ નામ બરાબર છે ને ? તું પુરીદાસજ છે ને ?" બસ, તે દિવસથી તેઓ પરમાનંદદાસને બદલે પુરીદાસ થઈ ગયા.

એક વાર સેન તેમને ફરીથી લઇને પ્રભુનાં દર્શન કરવા આવ્યા. ત્યારે પ્રભુએ તેમને પ્રેમપૂર્વક કહ્યું: "બેટા પુરીદાસ ! ઠીક, કૃષ્ણ–કૃષ્ણ કહે જોઇએ; પરંતુ પુરીદાસ કંઈ

પણ બોલ્યા નહિ. ત્યારે તો બહુ આશ્ચર્યમાં પડી ગયા. પિતા પણ કહી કહીને થાકી ગયા. પ્રભુએ પણ રમાડતાં રમાડતાં કેટલીયે વાર કહ્યું, પરંતુ તેમણે કૃષ્ણ કૃષ્ણ નજ કહ્યું. ત્યારે તો પિતાને આ વાતથી અત્યંત દુઃખ થયુ કે, મારો આ પુત્ર અભક્ત થશે કે શું ? અભક્ત પુત્રથી તો પુત્ર વિનાના રહેવુંજ સારૂં છે. પ્રભુ પણ આશ્ચર્ય પામવા લાગ્યા કે, મેં જગતને શ્રીકૃષ્ણનું નામ લેવડાવ્યું અને આ નાનકડા બાળકને શ્રીકૃષ્ણ કહેવડાવી શકતો નથી ! આથી સ્વરૂપ ગોસ્વામીએ કહ્યું કે "આ બાળક ઘણોજ બુદ્ધિમાન છે. એ સમજ્યો છે કે પ્રભુએ મને મંત્ર આપ્યો છે, તેથી પોતાના ઈષ્ટ મંત્રને મનોમનજ જપી રહ્યો છે. મંત્ર કોઈની આગળ પ્રગટ થોડોજ કરાય છે !" આ વાતથી સઘળાને સંતોષ થયો.

એક દિવસ જ્યારે તેમની ઉંમર માત્ર સાત વર્ષનીજ હતી, ત્યારે સેન મહાશય તેમને પ્રભુની પાસે લઇ ગયા. પ્રભુએ પૂછયું કે 'આ કંઈ ભણે છે ખરો કે?'

સેને ધીરેથી કહ્યુ: "હમણાં શું ભણવા લાયક છે ? અમસ્થોજ ખેલ-કૂદ કર્યા કરે છે."

પ્રભુએ કહ્યુ: "પુરીદાસ ! ઠીક બેટા ! મને કંઈક સંભળાવ તો ખરો."

આટલું સાંભળતાંજ સાત વર્ષનો બાળક પોતેજ આ પોતાનો રચેલો શ્લોક બોલવા લાગ્યો—

श्रवसोः कुवलयमक्ष्णोरञ्जनमुरसो महेन्द्रमणिदाम ।
वृन्दावनरमणीनां मण्डनमखिलं हरिर्जयति ॥

અર્થાત્ જે વૃન્દાવનની રમણીઓના કાનોનો નીલકમળ, આંખોનું અંજન, વક્ષસ્થળનો ઇન્દ્રનીલમણિ અને સમસ્ત શણગારરૂપ છે, તે ભગવાન હરિનો જય હો.

સાત વર્ષના બાળકના મુખેથી આવો ભાવપૂર્ણ શ્લોક સાંભળીને હાજર રહેલા બધા ભક્તોને પરમ આશ્ચર્ય થયું.

આને તેઓ બધાએ પ્રભુની પૂર્ણકૃપાનું ફળજ માન્યું. ત્યારે પ્રભુએ કહ્યું કે "તેં સૌથી પહેલા તારા શ્લોકમાં વ્રજાંગનાઓના કાનોના શણગારનું વર્ણન કર્યું છે, તેથી તું કવિ થશે અને 'કર્ણપૂર' નામથી તારી પ્રસિદ્ધિ થશે." ત્યારથી તેઓ 'કવિ કર્ણપૂર' કહેવાયા.

તેઓ મહાપ્રભુના ભાવો સારી રીતે સમજતા હતા. સાચા સુકવિથી ભલા કોના મનોભાવો છુપા રહી શકે છે? તેઓ સુકવિ હતા. તેમણે પોતાની મોટા ભાગની કવિતા શ્રી ચૈતન્યદેવના સંબંધમાંજ કરી છે. તેમણે બનાવેલા આનંદ વૃંદાવન (ચમ્પૂ), અલંકાર કૌસ્તુભ (અલંકાર), શ્રી ચૈતન્યચરિત (કાવ્ય), શ્રી ચૈતન્ય ચંદ્રોદય (નાટક) અને ગૌરાંગનોદ્દેશદીપિકા વગેરે ગ્રંથો મળે છે. તેમનું ચૈતન્યચરિત મહાકાવ્ય ઘણુંજ સુંદર છે. ચૈતન્યચંદ્રોદય નાટકની પણ ખૂબ ખ્યાતિ છે. 'ગૌરાંગનોદ્દેશદીપિકા' માં તેમણે શ્રીકૃષ્ણની લીલા અને શ્રી ચૈતન્યની લીલાઓને સમાન માનીને બતાવ્યું છે કે, ગૌરાંભક્તોમાંથી કયા કયા ભક્ત શ્રીકૃષ્ણલીલાની કઇ કઇ સખીના અવતારરૂપ હતા. એમાં રૂપ, સનાતન, રઘુનાથદાસ વગેરે બધા ગૌરભક્તોને ભિન્ન ભિન્ન સખીઓના અવતાર બતાવવામાં આવે છે. ઘણી વિશાળ કલ્પના છે. કવિની પ્રતિભા જે બાજુ ઉતરી પડી તે બાજુને કમાલ કરીને રજુ કરી દીધી છે. પોતાના પિતાના સંબંધમાં તેઓ લખે છે કે—

पुरा वृन्दावने वीरा दूती सर्वाश्च गोपिकाः ।
निनाय कृष्णनिकटं सेदानीं जनको मम ॥

અર્થાત્ 'પહેલાં શ્રી કૃષ્ણલીલામાં વીરા નામની દૂતી કે જે બધી ગોપિકાઓને શ્રીકૃષ્ણની પાસે લઈ જતી હતી તેજ વીરા દૂતીના અવતાર મારા પિતા (શ્રી શિવાનંદજી સેન) છે.' આ પ્રકારે બધાના સંબંધની તેમણે ઘણી સુંદર કલ્પનાઓ કરી છે. ધન્ય છે એવા કવિને અને ધન્ય છે તેમના સુંદર કાવ્યામૃતને, કે જેનું પાન કરીને આજે પણ

ગૌરભકતો તે ચૈતન્યરૂપી આનંદસાગરમાં કિલ્લોલ કરતા કરતા પરમાનંદના સુખનો અનુભવ કર્યા કરે છે. અક્ષરોને ભેગા કરનારા કવિઓ તો ઘણા છે, પરંતુ સાચો કવિ તો તેજ છે કે જેની બધા લોકો પ્રશંસા કરે, બધા જેમના કાવ્યામૃતનું પાન કરીને મુગ્ધ થઇ જાય. એક કવિએ કવિના સંબધમાં એક ઘણીજ સુંદર વાત કહી છે—

सत्यं सन्ति गृहे गृहेऽपि कवयो येषां वचश्चातुरी
स्वे हर्म्ये कुलकन्यकेव लभते स्वल्पैर्गुणैर्गौरवम् ।
दुष्प्रापः स तु कोऽपि कोविदमतिर्यद्वाग्रसग्राहिणां
पण्यस्त्रीन कलाकलापकुशला चेतांसि हर्तुं क्षमा ॥

અર્થાત્ આમ તો બોલવા-ચાલવામાં અને વાતો કરવામાં જે બીજાઓ કરતાં કંઇક અસાધારણ બુદ્ધિવાળા હોય છે, એવા કવિ કહેવરાવનારા મહાનુભાવ ઘેર ઘેર હાજર છે. પોતાના પરિવારમા જે છોકરી થોડી પણ સુંદર અને ગુણવાન હોય છે, તેની કુટુંબીઓ પ્રશંસા કરે છે, કેમકે તેને માટે એટલો મોટો પરિવાર એજ સંસાર છે. એવા પોતાનાજ ઘરમા કવિ કહેવડાવનારા સજ્જનોની ગણના સારા કવિઓમા થોડીજ થઇ શકે છે! સાચો સુકવિ તો તેજ છે કે જેની સુંદર કવિતા અજ્ઞાત કુલગોત્રવાળા કલાકોવિદોના મનને પણ બળાત્કારે પોતાના તરફ આકર્ષિત કરી લે છે તેની વાણી સાભળતાજ તેમના મુખોમાંથી વાહ-વાહ નીકળી પડે. જેમ કળાકુશળતામાં ચતુર વારાંગનાના કુલગોત્રને નહિ જાણનાર પુરુષ પણ તેના ગાયન અને કલાથી મુગ્ધ થઇને પોતેજ તેના તરફ ખેંચાઇ જાય છે તેમ.

'આવા સુકવિઓનાં ચરણોમાં અમારા કોટિ કોટિ પ્રણામ છે.



# महाप्रभुनी अलौकिक क्षमा

क्षमा बलमशक्तानां शक्तानां भूषणं क्षमा ।
क्षमा वशीकृतिर्लोके क्षमया किं न सिद्धयति ॥
( સુભાષિત રત્નભાડાગાર ૮૭-૩ )

અર્થાત્ નિર્બળ પુરુષોનું બળ ક્ષમાજ છે, અને એજ ક્ષમા બળવાનોનું પરમ ભૂષણ છે. ક્ષમા દ્વારા સંસારને વશ કરી શકાય છે. સંસારમાં એવું કયું કામ છે કે જે ક્ષમા વડે સિદ્ધ થઈ શકે નહિ?

મહાપુરુષોની પાસે ભિન્ન ભિન્ન પ્રકૃતિના ભક્તો હોય છે. ઘણા તો એવા હોય છે કે જે તેમના ગુણ-અવગુણને સમજતાજ નથી, તેમને માટે તેઓ જે કંઇ કરે છે તે બધું સારૂંજ કરે છે. મહાપુરુષોનાં કાર્યોમાં તેમને અનૌચિત્ય દેખાતુંજ નથી. કેટલાક એવા હોય છે, કે જે ગુણ-દોષોનુ વિવેચન તો કરે છે, પરંતુ મહાપુરુષોના દોષો ઉપર ધ્યાન આપતા નથી. તેઓ અવગુણોની ઉપેક્ષા કરીને ગુણોનેજ ગ્રહણ કરે છે. કંઇક એવા હોય છે, કે જેઓ હૃદયથી તો તેમના ગુણો પ્રત્યે શ્રદ્ધા-ભાવ રાખે છે, પરંતુ તેમને કોઈ મર્યાદા વિરુદ્ધ કામ કરતા દેખે છે, ત્યાં તેમની ચર્ચા પણ કરે છે અને તેમને તેવા દોષોથી દૂર રાખવાનો પ્રયત્ન પણ કરે છે. કંઇક એવા પણ ભકતો કે કુભકતો હોય છે, કે જેઓ મહાપુરુષના પ્રભાવને જોઇને મનોમન બળ્યા કરે છે અને તેમનાં કાર્યોમાં હમેશાં છિદ્રોજ શોધ્યા કરે છે. ઉપરોક્ત ત્રણ પ્રકારના ભકતો તો મહાપુરુષોનો યથાશક્તિ લાભ ઉઠાવે છે, પરંતુ આ ચોથા નિંદક

મહાશયો પોતાનો નાશ કરીને મહાપુરુષનું કલ્યાણ કરે છે, પોતાની નીચતા દ્વારા મહાપુરુષોની સદ્વૃત્તિઓને ઉત્તેજિત કરીને તેમને લોકો સમક્ષ રજુ કરે છે. તેમના જેવા પરોપકારી સંસારમાં કોણ હોઈ શકે કે જે પોતાના સર્વસ્વનો નાશ કરીને લોકકલ્યાણને માટે મહાપુરુષો દ્વારા ક્ષમા અને સહનશીલતાનો આદર્શ રજુ કરાવે છે.

મહાપ્રભુના દરબારમાં પહેલા અને બીજા પ્રકારના ભક્તોની જ સંખ્યા વધારે હતી. તેમના લગભગ બધાજ ભક્તો તેમને 'સચલ જગન્નાથ' 'સંન્યાસવેષધારી પુરુષોત્તમ' માનીને ભગવદ્બુદ્ધિથી તેમની સેવા-પૂજા કર્યા કરતા હતા; પરંતુ ટીકાકારો અને નિંદા કરનારાઓનો તદ્દન અભાવજ હોય એવી વાત નહોતી. ઘણા તેમની ઝડતી લેનારા પણ હતા, પરંતુ પ્રભુ તેમની વાતોજ સાભળતા નહોતા. કોઇ ભૂલમાં આવીને તેમને કહી પણ જતું તો તેઓ તેને તે વાત સંભળાવતો એકદમ અટકાવી દેતા હતા. આ તો બહારના લોકોની વાત થઇ. તેમના અંતરંગ ભક્તો તથા સાથીઓમાં પણ કેટલાક એવા હતા, કે જે તેમને ખરી વાત કહી દેતાં અચકાતા નહિ; પરંતુ તેમનો ભાવ શુદ્ધ હતો. એક ત્યાગાભિમાની રામચંદ્ર પુરી નામના સંન્યાસી તેમના ભયકર નિંદક હતા, પરતુ પ્રભુની અલૌકિક ક્ષમાની આગળ તેમને અતે પુરી છોડીનેજ જવું પડયું. પહેલા દામોદર પડિતની ટીકા સબધેની ઝડતીની એક ઘટના સાંભળો.

મહાપ્રભુ શ્રીમદિરની પાસેજ રહેતા હતા. તેટલામાંજ કયાક એક ઉડિયા બ્રાહ્મણીનુ ઘર હતું. તે બ્રાહ્મણી વિધવા હતી તેનો એક તેર-ચૌદ વર્ષનો છોકરો પ્રભુની પાસે આવ્યા કરતો હતો. તે છોકરાનુ સૌદર્ય અપૂર્વજ હતું. તેના શરીરનો રગ તપાવેલા સુવર્ણના સમાન ઘણોજ સુદર હતો. તેના શરીરનું એકે એક અંગ ઘાટદાર-સુદર હતું, શરીરમાં સ્વાભાવિક બાળચાંચલ્ય હતું. પોતાની બન્ને

મોટી મોટી સુશોભિત આંખો વડે તે જે માણુસના તરફ જોતો તે તેને ચાહવા લાગતો. તે હમેશાં પ્રભુને પ્રણામ કરવા આવતો હતો. પ્રભુ તેને ઘણું ચાહવા લાગ્યા. તેને પોતાની પાસે બેસાડીને પ્રેમપૂર્વક મીઠી મીઠી વાતો પૂછતા, કોઇ કોઇ વાર તેને પ્રસાદ પણ આપતા. બાળકોનુ હૃદય તો ઘણુંજ સરળ અને સરસ હોય છે. તેમની સાથે તો જે કોઈ પ્રેમથી બોલે, તેમનાજ તેઓ થઇ જાય છે. પ્રભુના પ્રેમને લીધે તે બાળકની એવી દશા થઇ ગઇ કે તેને પ્રભુનાં દર્શન વિના ચેનજ પડતું નહોતું. અને દિવસમાં બબ્બે ત્રણુ ત્રણુ વાર તે પ્રભુની પાસે આવવા લાગ્યો.

દામોદર પંડિત પ્રભુની પાસેજ રહેતા હતા. તેમને તે અદ્વિતીય રૂપ–લાવણ્યયુક્ત નાનાકડા બાળકનું પ્રભુ પાસે આ પ્રકારે આવવું ઘણુંજ ખરાબ લાગવા માંડયું. તેઓ એકાંતમાં બાળકને દબડાવતા પણુ ખરા અને તેને ત્યાં આવવાની ના પણુ પાડતા; પરંતુ તેના હૃદયનો સાચો પ્રેમ કોની પરવા કરે ! ઘણોજ સ્નેહ મનુષ્યોને નીડર પણુ બનાવી દે છે. પંડિતે મના કરવા છતાં પણુ તે છોકરો કોઇની વાત સાંભળ્યા વિનાજ નિર્ભય થઇને પ્રભુ પાસે ચાલ્યો જતો અને કલાકો સુધી તેમની પાસે બેસી રહેતો. પ્રભુ બાળભાવમાં તેની સાથે વિવિધ વાતો કર્યા કરતા.

મનુષ્યના સ્વભાવમાં એક પ્રકારની ક્રૂરતા હોય છે. જ્યારે આપણે કોઇના ઉપર આપણો પૂર્ણ અધિકાર માનીએ છીએ અને તેના ઉપર પોતાનો પૂર્ણ અધિકાર માનનારો કોઇ બીજો માણુસ પણુ હોય તો આપણે મનોમન તેનો દ્વેષ કરવા લાગીએ છીએ; પછી તે ગમે તેટલો સર્વગુણુસંપન્ન ભલેને હોય, આપણુને તે રાક્ષસ જેવો જણાવા લાગે છે. દામોદર પંડિતની પણુ એજ દશા હતી. તેમને તે વિધવાના સુંદર પુત્રના રૂપ ઉપર ઘૃણા હતી; તેના નામ ઉપર ચીઢ હતી. તેને જોતાંજ તે સળગી ઉઠતા હતા. એક દિવસ તેમણે તે છોકરાને પ્રભુની પાસે બેઠેલો જોયો.

પ્રભુ તેની સાથે હસી હસીને વાત કરતા હતા. તે સમયે તો તેમણે પ્રભુને કંઇ પણ કહ્યું નહિ. પરંતુ જ્યારે તે છોકરો ઉઠીને ચાલ્યો ગયો, ત્યારે તેમણે પ્રભુને કંઇક પ્રેમભર્યો રોષના સ્વરમાં કહ્યું: "પ્રભો ! આપ બીજાઓને ઉપદેશજ આપવા તૈયાર રહો છો, તમારે પોતાને માટે તો કશો વિચાર કરતા નથી કે તમારૂ આચરણ જોઇને બીજા કોઇ શું સમજશે ?"

પ્રભુએ સંભ્રમપૂર્વક કહ્યું: "કેમ કેમ, પંડિતજી ! મેં એવું કયું પાપકર્મ કરી નાખ્યું ?"

તેજ પ્રકારે રોષપૂર્વક દામોદર પંડિતે કહ્યું: "મને આ છોકરો આટલો બધો નિ:સંકોચપણે આવે છે, તે સારૂ લાગતું નથી. આપને ખબર નથી કે લોકો મનમાં શું વિચાર કરશે ? સંસારી લોકો વિચિત્ર હોય છે. હમણાં તો બધા સ્વામીજી-સ્વામીજી કહે છે. આપના આ આચરણથી સઘળા આપની નિંદા કરવા લાગશે અને ત્યારે બધા ઇશ્વરપણું ભૂલી જશે."

પ્રભુએ સરળતાપૂર્વક કહ્યું: "દામોદર ! આ છોકરામાં તો મને કોઇ પણ દોષ દેખાતો નથી; ઘણો સરળ, ભલો ભોળો અને ગાયના વાછડા જેવો સીધો છે."

દામોદર પંડિતે કહ્યું: "આપને ખબર નથી કે એ વિધવાનો પુત્ર છે, તેની માતા હજુ યુવતી છે. આમ તો તે ઘણી તપસ્વી, સદાચરણી તથા ભગવત્પરાયણ છે, તેમ છતાં પણ તેનામાં ત્રણ દોષ છે." તે યુવતી છે, ઘણીજ સુંદર છે અને વિધવા હોઇને પોતાના ઘરમાં એકલીજ છે. આપ હજુ યુવાન છો. અદ્વિતીય રૂપ-લાવણ્યથી યુક્ત છો; અમે તો આપના મનોભાવો સમજીએ છીએ, પરંતુ લોકો કોઇનેયે છોડતા નથી. તે સહેજ પણ છિદ્ર મળતાં નિંદા કરવા લાગે છે. લોકોનાં મુખ અમે થોડાંજ પકડી લઇશું ! આટલા દિવસની જામેલી બધી પ્રતિષ્ઠા ધૂળમાં મળી જશે."

દામોદર પંડિતની વાતોથી પ્રભુના હૃદયને સંતોષ થયો કે એમને મારી પવિત્રતાનું આટલું બધું ધ્યાન રહે છે, પરંતુ તેમના ભોળપણ ઉપર તેમને હસવું પણ આવ્યું તે સમયે તો તેમણે તેમને કંઈ પણ કહ્યું નહિ પણ બીજે દિવસે એકાંતમાં બોલાવીને કહેવા લાગ્યા કે "દામોદર પંડિત! હું ધારૂં છું કે, તમારે નવદ્વીપમાંજ રહેવું ઠીક છે. ત્યાં તમારા ભયથી ભક્તો મર્યાદાથી વિરુદ્ધ આચરણ નહિ કરી શકે અને તમે માતાજીની પણ દેખરેખ રાખ્યા કરશો. ત્યાં જઈને માતાજીની પાસે રહો અને વચમાં મને મળવા માટે અહીંઆ આવ્યા કરજો. માતાજીના ચરણોમાં મારા પ્રણામ કહેજો અને તેમને સમજાવજો કે, હું હમેશાં તેમના બનાવેલા પદાર્થો જમવા માટે નવદ્વીપમાં આવું છું અને પ્રત્યક્ષ રીતે ભગવાનને ધરાવેલો ભોગ આરોગુ છું." આટલું કહીને અને જગન્નાથજીનો પ્રસાદ આપીને તેમને નવદ્વીપ વિદાય કર્યા તેઓ નવદ્વીપમાં આવીને શચીમાતાની પાસે રહેવા લાગ્યા તેમના ભયથી નવદ્વીપના ભક્તો મર્યાદા વિરુદ્ધનું કોઈ પણ કાર્ય કરતા નહોતા. તેમની આલોચના-વિચારણા બહુ સાચી અને તીવ્ર થતી હતી.





# निंदा करनारनुं पण सन्मान

क्षमाशस्त्रं करे यस्य दुर्जनः किं करिष्यति ।
अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥

(સુભાષિત રત્નભાંડાગાર ૮૭-૧)

અર્થાત્ જેના હાથમાં ક્ષમારૂપી શસ્ત્ર છે, તેનું દુર્જન લોકો શું બગાડી શકે તેમ છે? જ્યાં ઘાસ ન હોય ત્યાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શાંત થઈ જાય છે.

મહાત્મા દાદૂ દયાળજીએ નિંદા કરનારાઓને પોતાના પીર-ગુરુ દર્શાવીને તેમની બહુજ સ્તુતિ કરે છે. જેમ પાઠશાળાઓમાં પરીક્ષક હોય છે તેઓ સદા પરીક્ષાજ લેતા રહે છે, તેજ પ્રકારે એ નિંદકોને પણ સમજવા જોઇએ. પરીક્ષક એજ વિદ્યાર્થીઓની પરીક્ષા કરે છે, કે જે વિદ્વાન બનવાની ઇચ્છાથી પાઠશાળામા ભણવા દાખલ થાય છે. જે બાળક ભણુતોજ નથી, જે જાનવરોની પેઠે જન્મતાંજ માત્ર ખાધાપીધાની ચિંતામાં લાગી જાય છે, તેની પરીક્ષક પરીક્ષાજ શું કરશે? નિરક્ષરતાની પરીક્ષામાં તે પહેલેથીજ ઉત્તીર્ણ થઇ ચૂકયો છે. આજ પ્રકારે નિંદકો તેમનીજ નિંદા કરે છે, કે જેઓ આ લોકની તથા પરલોકની ઉન્નતિ કરવા ઇચ્છે છે, જે શ્રેષ્ઠ બનવાની ઇચ્છાથી ઉન્નતિની પાઠશાળામાં પ્રવેશ કરે છે, જેના જીવનમાં કોઇ વિશેષતાજ નથી; જે આહાર, નિદ્રા, ભય અને મૈથુન વગેરે ધર્મોમાં અન્ય પ્રાણીઓની પેઠેજ વ્યવહાર કરે છે એવાઓની નિંદા-ન તિ બન્ને સમાન છે.

આ લોકની ઉન્નતિમાં નિંદા ગમે તેટલાં વિઘ્ન નાખી શકશે, પરંતુ પારલૌકિક ઉન્નતિમાં તો નિંદા મદદજ કરે છે. નિંદાના બે પ્રકાર છે. એક તો અપવાદ અને બીજો પ્રવાદ. ખરાબ કામ કરવાથી જે નિંદા થાય છે, તેને અપવાદ કહે છે. તેનાથી બચવાનો સૌ કોઇએ જીવ-જાનથી પ્રયત્ન કરવો જોઇએ; પરંતુ કોઇ નિંદાસ્પદ કાર્ય કર્યું ન હોય છતાં લોકો અમસ્યા દ્વેષથી, ગુસ્સાથી અથવા ભ્રમથી નિંદા કરવા લાગે છે, તેને પ્રવાદ-બડબડાટ કહે છે. ઉન્નતિને માર્ગે આગળ વધનારા માણસે બડબડાટની પરવા કરવી જોઇએ નહિ. બડબડાટ કંટકથી છવાયેલા ઉન્નતિના શિખર ઉપર ચઢાવવા માટે ટેકો આપનારી લાઠીનું કામ કરે છે. જે લોકરંજનને માટે નિંદાની પરવા કરીને તેની અયથાર્થતા લોકોની આગળ દર્શાવે છે, તેઓ તો ઈશ્વર છે. ઈશ્વરનાં વચનોને તો સાચાંજ માનવાં જોઇએ, તેમનાં આચરણોની સર્વત્ર નકલ કરવી ન જોઇએ. ધોબીના બડબડાટ ઉપરથી નિષ્કલંક અને પતિપરાયણ સતી સાધ્વી જગન્માતા સીતાજીને શ્રીરામચંદ્રજીએ તજી દીધાં. લોકોએ દોષ ચઢાવવાથી ભગવાન સ્યમન્તકમણિને શોધતા શોધતા હેરાન હેરાન થઈ ગયા. એ કાર્યો તો અવતારી પુરુષોનેજ શોભા આપે છે. આપણે સામાન્ય કોટિના જીવો જો આ પ્રકારના પ્રવાદોની પરવા કરીએ તો તો આપણને પગ મૂકવાની પણ જગા મળશે નહિ; કેમકે જગત પ્રવાદપ્રિય છે, એને બીજાઓની જૂઠી નિંદા કરવામાં મોજ આવે છે. આવાજ એક નિંદક મહાશય સ્વામી રામચંદ્ર પુરી પ્રભુની પાસે થોડો સમય રહ્યા હતા, તેમની હકીકત સાંભળો.

ભગવાન માધવેન્દ્ર પુરી શ્રી શંકરાચાર્યના દશનામી સંન્યાસીઓમાં હોવા છતાં પણ ભક્તિભાવના ઉપાસક હતા. તેઓ વ્રજવિહારીનેજ સવિશેષ, નિર્વિશેષ, સાકાર-નિરાકાર તથા દેશકાળ અને કાર્યકારણથી પર સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મ સમજતા હતા. તેઓ નિર્વિશેષ બ્રહ્મની નિંદા કરતા નહોતા. તેઓ કહેતા હતા કે "ભાઈ! જેને

નિર્ગુણ નિર્વિશેષ બ્રહ્મના ધ્યાનથી આનંદ આવતો હોય તેઓ ભલે ધ્યાન અને અભ્યાસ દ્વારા તે નિરાકાર બ્રહ્મનુ ધ્યાન કરે, પરંતુ મારૂં મન તો એ યમુનાના કિનારાઓ ઉપર ગાયોની પાછળ દોડતા કોઈ શ્યામ રંગના છોકરાએ હરી લીધુ છે. મારી આંખોમાં તો તેજ દૃષ્ટિગોચર થાય છે. તેના સિવાય મને બીજુ રૂપ ગમતું નથી, વિશ્વ મને ભૂરૂંજ ભૂરૂં દેખાય છે."+

આ રામચંદ્ર પુરીજી પણ એજ ભગવાન માધવેન્દ્ર પુરીના શિષ્ય હતા. તેમના શિષ્યોમાં પરમાનંદ પુરી, રંગપુરી, રામચદ્ર પુરી અને ઈશ્વર પુરી વગેરેનાં નામ મળી આવે છે. એ બધામાં ઈશ્વર પુરીજ પોતાના ગુરુમા અત્યંત શ્રદ્ધા રાખતા હતા અને તેમની નાનામાં નાની સેવા પોતાનેજ હાથે કરતા હતા. તેથી તેમના ઉપર ગુરુ મહારાજની કૃપા સૌથી વધારે થઇ અને તેના પરિણામરૂપે તેમને ગૌરાંગ મહાપ્રભુના મંત્રદીક્ષા ગુરુ થવાનુ લોકવિખ્યાત પદ પ્રાપ્ત થઈ શકયું. આ રામચંદ્ર પુરીજી પહેલેથીજ શુષ્ક અને ગુરુનિંદક હતા. જ્યારે ભગવાન માધવેન્દ્ર પુરીનો અંતકાળ પાસે આવ્યો અને તેઓ આ નશ્વર શરીરનો ત્યાગ કરીને ગોલોક જવા લાગ્યા, ત્યારે શ્રીકૃષ્ણવિરહમા તરફડતા તરફડતા રુદન કરવા લાગ્યા. રડતાં રડતાં તેઓ વ્યાકુળતાપૂર્વક નિસાસા નાખતા નાખતા વેદનાભર્યા સ્વરે કહેવા લાગ્યા કે " હા, નાથ ! તમને કયારે જોઈ શકીશ ? મથુરામાં જઇને આપનાં દર્શન ના કરી શકયો ! ઓ મારા મનમોહન ! આ અધમને પણ બચાવો. હું આપના વિરહજન્ય દુખથી બળી રહ્યો છુ ! " તેમની આ પીડાને,

---

+ ध्यानाभ्यासवशीकृतेन मनसा यन्निर्गुणं निष्क्रियं
ज्योतिः किञ्चनयोगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते ।
अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरं
कालिन्दी पुलिनेषु यत्किमपि तन्नीलं तमो धावति ॥
(મધુસૂદનસ્વામી)

વ્યાકુળતાને, ભયભીતપણાને અને અધીરાઈને કોઈ સાચો ભગવદ્ રસિકજ સમજી શકે તેમ હતુ. શુષ્ક સ્વભાવના, અક્કડ પ્રકૃતિના જ્ઞાનાભ્યાસી રામચંદ્ર પુરી આ વ્યથાનો મર્મ શું સમજે? તેમણે એજ સાંભળેલી જ્ઞાનની વાતો કરવા માંડી. એ શિક્ષક માની મહાત્માને એવુ ધ્યાન પણ ન્હુ નહિ કે, જે મહાપુરુષ પાસેથી તેમણે દીક્ષા લીધી છે, તેઓ પણ એ વાતો જાણતા હશે તેઓ ગુરુજીને ઉપદેશ આપવા લાગ્યા કે "મહારાજ! આપ આ કેવી મોહભરી ભૂલભરેલી વાતો કહો છો? આ હૃદય એજ મથુરા છે, આપજ બ્રહ્મ છો, જગત ત્રણે કાળમા પણ થયુ નથી. આપ આ શોકને દૂર કરો અને આપનેજ બ્રહ્મ માનો" ધીરેથી ક્ષીણ સ્વરે મહારાજે પોતાના પ્રિય શિષ્ય ઈશ્વર પુરી મહારાજને બોલાવ્યા અને તેમને આજ્ઞા આપી કે રામચંદ્રને મારી આગળથી દૂર કરો. રામચંદ્ર ગુરુનો આવો અસંતોષ લઈનેજ બહાર ગયા. ભગવાન માધવેન્દ્ર પુરીએ "શ્રીકૃષ્ણ, શ્રીકૃષ્ણ" કહેતાં કહેતા અને અંતિમ સમયે આ શ્લોક બોલતાં બોલતા આ પંચભૌતિક શરીરને તજી દીધુ-

अयि दीनदयार्द्र नाथ हे मथुरानाथ कदावलोक्यसे।
हृदयं त्वदलोककातरं दयित भ्राम्यति किं करोम्यहम्॥

(પદ્યાવલી)

અર્થાત્ હે દીનો ઉપર દયા કરનારા પ્રભો! હે મથુરાનાથ! તમારા મનોહર મુખકમળનુ દર્શન ક્યારે કરી શકીશ? નાથ! આ હૃદય તમને નહિ જોવાને લીધે ભયભીત થઈને તમારે માટે તરફડે છે, ચારે બાજુ ફર્યા કરે છે. પ્રાણવલ્લભ! હવે હુ શુ કરૂ? ક્યા જાઉં?

પુરી મહારાજના સ્વર્ગવાસ પછી ઈશ્વરપુરી મહારાજ તો ગૌડ દેશ તરફ ચાલ્યા ગયા અને રામચંદ્ર પુરી તીર્થોમા ભ્રમણ કરતા રહ્યા. ભ્રમણ કરતા કરતા તેઓ પ્રભુની કીર્તિ અને પ્રશંસા સાંભળીને પુરીમા આવ્યા. આવીને તેમણે પોતાના જ્યેષ્ઠ ગુરુ ભાઈ પરમાનંદજી પુરીનાં

ચરણોમાં પ્રણામ કર્યાં અને પછી પ્રભુને મળવા ગયા. પ્રભુ તેમનો પરિચય પામીને ઉઠીને ઉભા થઇ ગયા અને તેમનાં ચરણોમાં ગુરુભાવથી શ્રદ્ધાપૂર્વક પ્રણામ કર્યો. બીજા પણ પ્રભુના સાથી ઘણા વિરક્ત ભક્તો ત્યાં આવી પહોંચ્યા, બધાએ ગુરુભાવથી પુરીને પ્રણામ કર્યાં અને ઘણી વાર સુધી ભગવત્સંબંધી વાતો થયા કરી. પ્રભુની પાસે આવેલા અતિથિઓનો ભાર એજ બધા વૈષ્ણવો ઉપર હતો. તે લોકો ભિક્ષા માગી લાવતા અને તેના વડે આવેલા અતિથિઓનું સ્વાગત-સત્કાર કરતા હતા. મહાપ્રભુની ભિક્ષાનો કોઇ નિયમ નહોતો. જે કોઈ ભક્ત નિમંત્રણ આપીને પ્રસાદ દઇ જતો, તે પ્રભુ આરોગી લેતા. સાર્વભૌમ ભટ્ટાચાર્ય વગેરે ગૃહસ્થાશ્રમી ભક્તો પ્રભુને પોતાને ઘેર પણ બોલાવીને ભિક્ષા કરાવતા હતા. વિરક્ત ભક્તો પણ વારા ફરતી પ્રભુને ભિક્ષા કરાવ્યા કરતા હતા. સામાન્ય રીતે પ્રભુની ભિક્ષામાં ચાર આનાનુ ખર્ચ હતું. ચાર આનાના પ્રસાદમાં પ્રભુની ભિક્ષાનુ કામ પતી જતું હતું. બીજા બધા તો અહીં તહીથી ભિક્ષા કરી લાવતા હતા. માત્ર શ્રીઇશ્વરપુરીના શિષ્ય કાશીશ્વર અને સેવક ગોવિંદ એ બન્ને પ્રભુ પાસેથી ભિક્ષા પામતા હતા. એ ચાર આનાના પ્રસાદમાં ત્રણેયનુ કામ ચાલી જતું. આ સિવાય પ્રેમને લીધે કોઇ બીજા વધારે મિષ્ટાન્ન વગેરે પદાર્થો લઇ આવે તો પ્રભુ તેની પણ અવગણના કરતા નહોતા. પ્રસાદમાં તેમને ભેદબુદ્ધિ નહોતી. ભક્ત પ્રેમપૂર્વક પ્રભુને આગ્રહ કરી કરીને ખૂબ ખવરાવતા હતા અને પ્રભુ પણ તેમના આગ્રહને વશ થઇ ઇચ્છા ન હોવા છતાં પણ થોડુંઘણું ખાઇ લેતા હતા.

તે દિવસે નવા આવેલા રામચંદ્ર પુરીને જગદાનંદજીએ નિમંત્રણ આપ્યુ. મંદિરમાથી પ્રસાદ લાવીને તેમણે તેમને પ્રેમપૂર્વક ભિક્ષા કરાવી. તેઓ તો પ્રેમી હતા, પ્રભુને જે પ્રકારે પ્રેમપૂર્વક આગ્રહથી ભિક્ષા કરાવતા હતા, તેજ પ્રમાણે આગ્રહ કરી કરીને તેમને પણ ખૂબ જમાડયા. તેઓથી આગ્રહ કરવાથી જમી તો ખૂબ ગયા, પરંતુ જતાં

વેંતજ તેમણે જગદાનંદ પંડિતની નિંદા કરવાનું કામ શરૂ કરી દીધુ. તેઓ કહેવા લાગ્યા કે "સાચેજ, મેં જે સાંભળ્યું હતું કે શ્રીકૃષ્ણ ચૈતન્યના બધા ભક્તો ખાઉધરા છે તેજ વાત ખરાબર જણાઇ. ભલા, સાધુ થઇને જે આટલું બધું અન્ન ખાય, તે ભજન–પૂજન કેમ કરીને કરી શકે?" આ પ્રકારની ઘણી ઘણી વાતો તેઓ લોકોને કહેતા. પોતે ત્યાગના અભિમાનને કારણે ભિક્ષા કરીને ખાતા. ગમે ત્યાં એકાંત સ્થાનો અને ઝાડોની નીચે પડી રહેતા અને મહાપ્રભુના આચરણની લોકોમાં ખૂબ નિંદા કરતા. તેઓ પોતાના સ્વભાવના ગુલામ હતા, પ્રભુનો આટલો બધો પ્રભાવ તેમને ખૂચતો હતો. તેમનામાં શી વિશેષતા છે કે લોકો તેમને પૂજે છે! તેઓ સન્યાસી હોવા છતાં ગૃહસ્થાશ્રમીઓનાં ઘરોમાં રહે છે. હુ વિરક્તોની પેઠે એકાત સ્થાનોમાં નિવાસ કરૂ છું. તેઓ રોજ ઉત્તમોત્તમ પદાર્થો સંન્યાસી ધર્મની વિરુદ્ધ અનેક વાર ખાય છે હું યતિધર્મનુ પાલન કરીને લૂખી–સૂકી ભિક્ષા ઉપરજ ગુજારો કરૂ છું. તેઓ હમેશા લોકોથી ઘેરાયલા રહે છે, હું લોકોથી તદ્દન અલગ રહુ છું. તેમ છતાં પણ મૂર્ખ લોકો મારો સત્કાર નહિ કરતાં તેમનોજ સૌથી વધારે સત્કાર કરે છે એમ જણાય છે કે, લોકો યતિધર્મથી અજ્ઞાત છે. હુ તેમને સમજાવીને તેમનો ભ્રમ દૂર કરીશ. એમ વિચારીને તેઓ તેમની નિંદા કરવા લાગ્યા અને યતિધર્મને બહાને પોતાની પ્રશંસા કરવા લાગ્યા.

ભક્તોએ જઇને આ વાત પ્રભુને કહી. પ્રભુ તો કોઇના સંબધી નિંદાવાક્યો સાંભળવાજ ઇચ્છતા નહોતા; તેથી તેમણે આ વાતની તદ્દન ઉપેક્ષાજ કરી. રામચંદ્ર પુરી પોતાના સ્વભાવાનુસાર પ્રભુની તથા તેમના ભક્તોની હમેશાં સખ્ત ટીકાઓ કર્યા કરતા હતા.

એક દિવસ તેઓ પ્રાતઃકાળે પ્રભુની પાસે ગયા. તે સમયે પ્રભુ સ ્સ્નાન કરીને બેઠા બે ' ભગવ મનો

જપ કરતા હતા. એક બાજુ સુંદર કમંડળ હતું અને બીજી બાજુ શ્રીમદ્ભાગવતનું પુસ્તક રાખ્યુ હતું. રાતની પ્રસાદી માળાઓ પણ ત્યાં લટકી રહી હતી. પુરીને દેખતાંજ પ્રભુએ તેમને ઉઠીને સાદર પ્રણામ કર્યા અને બેસવા માટે આસન આપ્યું. જેમ ગળપણ અને વિષ્ઠા પાસે પાસે હોય, તો વિષ્ઠાની માખીની નજર વિષ્ઠા ઉપરજ જાય છે અને તે ગળપણ છોડીને વિષ્ઠા ઉપરજ બેસે છે, તેજ પ્રમાણે છિદ્રશોધક સ્વભાવવાળા રામચંદ્ર પુરીની દૃષ્ટિ સામે દિવાલ ઉપર ચઢતી કીડીઓ ઉપર પડી. ભીંત ઉપર કીડીઓનું ચઢવું એ કંઈ નવી વાત નહોતી; પરંતુ તેઓ તો છિદ્રો ખોળવા માટેજ આવ્યા હતા. તેથી બોલ્યા કે "મને લાગે છે કે તમે ગળપણ બહુ ખાઓ છો, એટલેજ તમારે ત્યાં આટલી બધી કીડીઓ છે."

પ્રભુ આ વાતનો અસ્વીકાર કરી શકયા નહિ. તેમણે સરળતાપૂર્વક કહ્યું કે "ભગવન્! ભગવાનના પ્રસાદમાં હું ગળ્યા ખાટાનો વિચાર નથી કરતો."

પુરીએ પોતાનું મોટાપણું બતાવતાં કહ્યું કે "એ વાત બરાબર નથી. આવું આચરણ તો યતિધર્મની વિરુદ્ધ છે. સંન્યાસીએ સ્વાદિષ્ટ પદાર્થો તો કદી ખાવાજ ન જોઇએ. ભિક્ષામાં જે કંઇ લૂખું સૂકું મળી જાય, તેનાથી પેટ ભરી લેવું જોઇએ. સાધુને સ્વાદનું શું કામ? તમારા બધા ભક્તો ખૂબ ખાય છે, અને લાંબા થઇને સૂઈ રહે છે. ભલા આટલું બધું ખાધા પછી ભજન કેમ કરીને થઇ શકે? સાંભળ્યુ છે કે, તમે પણ ઘણું ખાઓ છો."

પ્રભુએ ઘણીજ દીનતાપૂર્વક કહ્યું: "હવે આપ જેવો ઉપદેશ આપશો તે પ્રમાણે કરીશ."

પુરીએ કંઇક અભિમાનભર્યા અવાજે કહ્યું: "હું શો ઉપદેશ આપું? તમે પોતેજ સમજુ છો, સંન્યાસી થઇને સંન્યાસીઓના જેવું આચરણ રાખો, આ દુકાનદારી છોડો,

લોકોને મનોરંજનથી શો ફાયદો ? સંન્યાસીનું જીવન તો ઘણીજ તિતિક્ષાવાળું હોવું જોઇએ." આ સાંભળીને પ્રભુ ચૂપ થઇ ગયા અને રામચંદ્ર પુરી ઉઠીને ચાલ્યા ગયા. એટલે પ્રભુએ ગોવિંદને બોલાવી કહ્યું કે "ગોવિંદ ! આજથી મારે માટે એક 'ચૌઠિ' ભાત અને એકાદ બે શાકજ ભિક્ષામાં લાવ્યા કરજો એથી વધારે કોઇની પાસેથી મારે માટે ભિક્ષા લીધી તો હું ઘણોજ નાખુશ થઇશ." જગન્નાથજીનો પ્રસાદ હમેશાં માટીની હાંલ્લીઓમાં બને છે. એક હાંલ્લીના ચોથા ભાગને એક 'ચૌઠિ' અથવા ચોથાઇ કહે છે. એમ જણાય છે કે, તે દિવસોમાં એક હાંડલી ભાત બે ત્રણ પૈસામાં મળતો હશે અને એક બે પૈસામાં બીજા પદાર્થો. ચાર પૈસાના પ્રસાદમાં ચાર પાંચ માણસોની સારી પેઠે તૃપ્તિ થઇ જતી હશે. હવે પ્રભુએ માત્ર એક પૈસાનુજ ભોજન લેવાનો નિશ્ચય કર્યો. કાશીશ્વર અને ગોવિંદને કહી દીધું કે "તમે બીજી જગાએ જઇને ભિક્ષા લઇ આવ્યા કરો." ગોવિંદ ઉદાસ મનથી પાછા ફર્યા. તે પ્રભુની આ કઠોર આજ્ઞાનો કંઇ પણ મર્મ સમજી શકયા નહિ. ગોવિંદ પ્રભુના ઘણાજ અંતરંગ ભક્ત હતા. તેમને પ્રભુ પ્રત્યે માતૃવત્ સ્નેહ હતો. પ્રભુની સેવામાંજ તેમને પરમાનંદસુખનો અનુભવ થતો હતો. તેમને ખબર હતી કે, પ્રભુ જે વાતનો નિશ્ચય કરી લે છે, તેને એકદમ જલદી છોડતા નથી. તેથી તેમણે પ્રભુની આજ્ઞાના પાલનમાં આનાકાની કરી નહિ. તે દિવસે એક બ્રાહ્મણે પ્રભુને નિમંત્રણ આપ્યુ હતું. તે ઘણા પદાર્થો પ્રભુની ભિક્ષા માટે લાવ્યો હતો; પરંતુ તેમણે પ્રભુએ આજ્ઞા આપી હતી તેટલોજ પ્રસાદ લીધો; બાકીનો બધો પાછો ગોકલાવી દીધો. આ વાતથી તે બ્રાહ્મણને અપાર દુ:ખ થયું; પરંતુ પ્રભુએ વધારે લેવાની મંજુરીજ આપી નહિ.

ભક્તોને આ વાતની ખબર પડી ગઇ. બધા રામચંદ્ર પુરીને ગમે તેવી સંભળાવવા લાગ્યા. બધા પ્રભુની પાસે આવી આવીને પ્રાર્થના કરવા લાગ્યા; પરંતુ પ્રભુએ તેનાથી

વધારે ભિક્ષા સ્વીકારી નહિ. આ વાતની રામચંદ્ર પુરીને પણ ખબર પડી. તે પણ પ્રભુના ભાવો સમજી લેવા તેમની પાસે આવ્યા. પ્રભુએ પહેલાંની પેઠેજ ઉઠીને તેમને પ્રણામ કર્યા અને બેસવા માટે પોતાનાથી ઉંચું આસન આપ્યુ. આસન ઉપર બેસીને ગુરુભાવથી પુરી કહેવા લાગ્યા કે "મેં સાંભળ્યુ છે કે, તમે મારા કહેવાથી તમારો આહાર ઓછો કરી દીધો છે, એ વાત બરાબર નથી. મારા કહેવાનો ઉદ્દેશ્ય એ હતો કે, આહારવિહાર પ્રમાણસર કરવો જોઇએ. એટલો બધો વધારે પણ ન કરવો જોઇએ કે ભજનમાં બેસીજ ન શકાય; અને એટલો બધો ઓછો પણ ન કરવો જોઇએ કે જેથી શરીર નિર્બળ-કૃશ થઇ જાય. યુક્તિપૂર્વક ભોજન કરવું જોઇએ. શરીરને સૂકવી નાખવાથી શો ફાયદો?"

પ્રભુએ ધીરેથી નમ્રતાપૂર્વક કહ્યું કે "હું આપનો બાળક છું, આપ ગુરુજન જેવી આજ્ઞા આપશો તેજ પ્રમાણે હું કરીશ."

તેજ સ્વરે પુરી કહેવા લાગ્યા કે "હા, એ તો બરાબર છે, પરંતુ ભોજન પેટ ભરીને કર્યા કરો" આટલુ કહીને પુરી મહારાજ ચાલ્યા ગયા, પરંતુ પ્રભુએ પોતાનો આહાર એટલોજ રાખ્યો, તેમાં કંઇ પણ ફેરફાર કર્યો નહિ. આથી ભક્તોને તો ઘણુજ દુઃખ થયુ. તેઓ બધા પરમાનદજી પુરી પાસે પહોંચ્યા અને તેમને પ્રાર્થના કરવા લાગ્યા કે, તેઓ પ્રભુને સમજાવે. ભક્તોના કહેવાથી પરમાનંદજી પ્રભુની પાસે ગયા અને ઘણાજ ક્ષીણ જોઇને કહેવા લાગ્યા કે "આપ આટલા બધા દુર્બળ કેમ થઇ ગયા છો? સાંભળ્યુ છે કે આપે આપનો આહાર પણ અતિ સૂક્ષ્મ કરી દીધો છે, તેનુ શું કારણ છે?"

પ્રભુએ સરળતાપૂર્વક જવાબ આપ્યો કે "શ્રીપાદ રામચંદ્ર પુરીએ મને એવીજ આજ્ઞા આપી હતી કે સંન્યાસીએ ઓછો આહાર કરવો જોઇએ."

કંઈક રોષના સ્વરમાં પરમાનંદજીએ કહ્યું: "આપે પણ કોની વાત માની લીધી? તેમને આપ નથી ઓળખતા? તેમનો તો સ્વભાવજ બીજાઓની નિંદા કરવાનો છે. એવા નિંદકોના ઉપદેશ પ્રમાણે ચાલવા લાગે તો તો બધા રસાતળમાંજ પહોંચી જાય. આપની તે શી વાત છે! પણ એ તો વંદનીય શ્રી ગુરુચરણોની પણ નિંદા કર્યા સિવાય રહેતા નહોતા. તેમના કહેવાથી આપ શરીર સૂકવી રહ્યા છો, એથી અમને ઘણું દુઃખ થાય છે. આપ અમારા આગ્રહથી પેટ ભરાય તેટલુ ભોજન કરો."

પ્રભુએ સરળતાપૂર્વક કહ્યું કે "આપ પણ ગુરુ છો, તેઓ પણ માન્ય છે. હું આપની આજ્ઞાને પણ ઉથાપી શકતો નથી, આજથી કંઈક વધારે ખાધા કરીશ." પ્રભુએ આવી ખાત્રી આપ્યા પછી પુરીજી ઉઠીને પોતાના આસને ચાલ્યા ગયા. તે દિવસથી પ્રભુએ આહાર કંઇક વધાર્યો તો ખરો; પરંતુ પહેલાંના જેટલો આહાર તેમનો કદી પણ થયોજ નહિ. બધા ભક્તો મનોમન રામચંદ્ર પુરીને શાપ આપવા લાગ્યા અને ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યા કે, એમના શ્વેત ચરણો પુરીની પાવન ભૂમિનો પરિત્યાગ કરીને ક્યાંક બીજે જલદી જલદી ચાલ્યા જાય તો સારૂં. ભક્તોની પ્રાર્થના ભગવાને સાંભળી લીધી અને થોડા દિવસો પછી રામચંદ્ર પુરીજી પોતાની મેળેજ પુરી છોડીને કોઈ બીજે સ્થાને ચાલ્યા ગયા





# महात्मा हरिदासनो परलोकवास

विनिश्चितं वदामि ते न चान्यथा वचांसि मे ।
हरिं नरा भजन्ति येऽतिदुस्तरं तरन्ति ते ॥

અર્થાત્ હુ ખૂબ વિચારીને નિશ્ચિત રૂપે કહુ છું કે, મારાં વચનોને નકામા નહિ માનતા. હુ કહુ છું અને વળી ભાર દઈને કહું છુ કે, જે લોકો શ્રીહરિનુ ભજન કરે છે, તેઓ મહામુશ્કેલીએ પાર કરાતા આ અસાર સંસાર-રૂપી સમુદ્રને સહજમા તરી જાય છે.

જેમની ભાગ્યવતી જીભ ઉપર શ્રીહરિનાં મધુર નામો સદા વિરાજમાન રહે છે, નામસંકીર્તન દ્વારા જેમનાં રોમે રોમમા રામ રમી રહ્યા છે, જેમણે કૃષ્ણકીર્તન દ્વારા આ કલુષિત કલેવરને ચિન્મય–ચૈતન્યમય બનાવી લીધો છે, તે નામપ્રેમી સતો સમયે સમયે સંસારને શિક્ષણ આપવાને માટે આ અવનિ ઉપર અવતાર લઈને લોકોની આગળ નામમાહાત્મ્યને પ્રગટ કરે છે. તેઓ નિત્યસિદ્ધ અને અનુગ્રહસૃષ્ટિના જીવ હોય છે, તેમને જન્મ કે મૃત્યુ નથી હોતા તેમને કોઈ જાતિ કે કુટુંબ–પરિવાર હોતાં નથી તેઓ વર્ણાશ્રમથી પર, મતમતાન્તરોથી રહિત અને જેટલા ભૌતિક પદાર્થોના સંસર્ગ રાખનારા સંબધો છે, તે બધાથી અળગાજ રહે છે. પોતાના અલૌકિક આચરણ દ્વારા સંસારને સાધનમાર્ગ તરફ આગળ લઈ જવા માટેજ તેઓ અવતાર લે છે તેઓ ઉપરથી એજ કાર્યને માટે નીચે આવે છે અને કાર્ય સમાપ્ત થતા ઉપરજ ચાલ્યા જાય છે. આપણી સંસારી લોકોની દૃષ્ટિમા તેમનાં

જન્મ–મરણાદિ બધાં કાર્યો થતાં જણાય છે. તેઓ જન્મે પણ છે, વધે પણ છે, રહે પણ છે ખરા અને ખાતા–પીતા તેમજ ઉઠતા અને બેસતા પણ દેખાય છે, ઘરડા પણ થાય છે અને પંચભૌતિક શરીરનો ત્યાગ કરીને મૃત્યુ પણ પામે છે. આપણે કરીએ તો પણ બીજું શું કરીએ? આપણી બુદ્ધિજ એવી બનેલી છે. તે એ ધર્મોથી રહિત વ્યક્તિનું અનુમાનજ કરી શકતી નથી. ગોળ કાણામાં તો ગોળજ વસ્તુ આવશે, જો તમે તેમાં તેજ માપની ચોરસ વસ્તુ નાખશો તો તમારો પરિશ્રમ નકામો જશે. કાણાની બનાવટ જોઇને તેમાં વસ્તુ નાખવી જોઇએ. તેથી કદી ન મરનારા અમર મહાત્માઓના પણ શરીરત્યાગનું વર્ણન કરવામાં આવે છે. વાસ્તવમાં તો હરિદાસજી જેવા ત્યારે હતા તેવાજ હમણાં પણ છે, નામામૃતે તેમને સદાને માટે જરા, વ્યાધિ તથા મરણથી રહિત બનાવીને અમર કરી દીધા છે. અને જેઓ અમર થઇ ગયા તેમનું મૃત્યુ કેવું? તેમને માટે શોક કેવો? તેમનું મૃત્યુ પણ એક પ્રકારની લીલા છે અને શ્રી ચૈતન્ય તે લીલાના સુચતુર સૂત્રધાર છે. તેઓ દુઃખથી રહિત હોવા છતાં પણ દુઃખ ભોગવતા જણાય છે, મોહ–મમતાથી અળગા હોવા છતાં પણ તેઓ તેમાં લબદાયેલા જણાય છે. શોક, ઉદ્વેગ અને સંતાપથી અળગા હોવા છતાં પણ તેઓ શોકયુક્ત, ઉદ્વેગયુક્ત અને સંતાપયુક્ત જેવા જણાય છે. તેમની માયા તેઓજ જાણે. હું તો પ્રેક્ષક છું, જેવું જોઉં છું તેવુંજ બતાવીશ, જેવું સાંભળીશ તેવુંજ કહીશ, લીલા છે, બનાવટ છે, છળકપટ છે, નાટક છે કે સત્ય છે, તે તો તેઓજ જાણે.

બપોર થઈ ચૂકયા હતા. પ્રભુનો સેવક ગોવિંદ હમેશાંની પેઠે મહાપ્રસાદ લઇને હરિદાસની પાસે પહોંચ્યો. રોજ તે હરિદાસજીને આસન પર બેઠેલા નામજપ કરતા જોતો હતો તે દિવસે તેણે જોયું કે હરિદાસજી સામેની પાટ ઉપર આંખો બંધ કરીને સૂઈ રહ્યા છે. તેમના મુખમાંથી આપોઆપજ—

હરે રામ હરે રામ રામ રામ હરે હરે
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

–એ મંત્રનો જપ ચાલ્યા કરતો હતો.

ગોવિંદે ધીરેથી કહ્યું: "હરિદાસ! ઉઠો, આજ કેમ આળસમાં પડી રહ્યા છો?"

કંઈક જલદી જલદી ચમકીને આંખો ખોલીને ભરાયેલા અવાજે હરિદાસજીએ પૂછયું:–"કોણ છે?"

ગોવિંદે કહ્યુ: "કોઈ નહિ, હું ગોવિંદ છું. કેમ શી ખબર છે? આપ પડી કેમ રહ્યા છો? પ્રસાદ લાવ્યો છું, લ્યો, પ્રસાદ જમી લ્યો."

કઈક ક્ષીણ સ્વરે હરિદાસજીએ કહ્યુ: "પ્રસાદ લાવ્યા છો? પ્રસાદ કેમ કરીને જમું?"

ગોવિંદે કઈક મમતાપૂર્વક કહ્યુ: "કેમ કેમ? શી વાત છે? કહો તો ખરા! તબિયત તો સારી છે ને?"

હરિદાસજીએ ફરીથી તેજ પ્રકારે દુ ખભરી વાણી વડે કહ્યુ· "હા, તબિયત તો સારી છે, પરતુ આજે નામજપની સખ્યા પૂરી થઇ નથી સખ્યા પૂરી કર્યા વિના પ્રસાદ કેમ કરીને જમુ? તમે લઈ આવ્યા છો, તો હવે પ્રસાદનું અપમાન કરવુ એ પણ બને તેમ નથી." એમ કહીને તેમણે પ્રસાદને પ્રણામ કર્યા અને તેમાથી એક કણ લઈને મોમા નાખ્યો. ગોવિદ ચાલ્યો ગયો અને તેણે જઈને બધી હકીકત મહાપ્રભુને કહી.

બીજે દિવસે હમેશાની પેઠે સમુદ્રસ્નાન કરીને પ્રભુ હરિદાસજીના આશ્રમમા ગયા. તે સમયે પણ હરિદાસજી જમીન ઉપર પડયા હતા. આખો ઘેરાયેલી હતી. પાસેજ માટીના કરવામા (ઝારી જેવો લોટો) જળ ભરી રાખ્યુ હતુ. આજે આશ્રમ સદાની પેઠે વાળવામા આવ્યો નહોતો. અહીતહી કચરો પડયો હતો, માખો બણબણતી હતી.

પ્રભુએ મોટે અવાજે પૂછ્યું: "હરિદાસજી! તબિયત કેવી છે? શરીર સ્વસ્થ તો છે ને?"

હરિદાસજીએ ચમકીને પ્રભુને પ્રણામ કર્યા અને ક્ષીણ સ્વરે કહ્યું:, "શરીર તો સ્વસ્થ છે, મન સ્વસ્થ નથી."

પ્રભુએ પૂછ્યુ: "કેમ, મનને શું દુઃખ છે? શી વાતની ચિંતા છે?"

તેજ પ્રકારે દીનતાભર્યા સ્વરે હરિદાસજીએ કહ્યું: "એજ ચિંતા છે પ્રભો! હવે નામસંખ્યા પૂરી થતી નથી."

પ્રભુએ મમતાના સ્વરે કંઇક વાત ઉપર ભાર દેતાં દેતાં કહ્યું:,"જુઓ, હવે તમે ઘણા વૃદ્ધ થઈ ગયા છો. બહુ હઠ કરવી બરાબર નથી. નામની સંખ્યા કંઇક ઓછી કરી દો. તમારે માટે સંખ્યા કેવી ને જપ કેવા? તમે તો નિત્યસિદ્ધ પુરુષ છો, તમારાં બધાં કાર્યો માત્ર લોકશિક્ષણને માટેજ થાય છે."

હરિદાસજીએ કહ્યું કે "પ્રભો! હવે એટલા જપ થતાજ નથી; આપોઆપજ ઓછા થઈ ગયા છે. હા, મારે આપને એક નિવેદન કરવાનું છે."

પ્રભુ એક આસન ખેંચી લઇને તેમની પાસેજ બેઠા અને વહાલથી કહેવા લાગ્યા કે "કહો, શું કહેવું છે? શું ઇચ્છો છો?"

ઘણીજ દીનતાપૂર્વક હરિદાસજીએ કહ્યું કે "આપનાં લક્ષણોથી મને જણાઇ ગયું છે કે, આપ તરતજ લીલા સંકેલી લેવા ઇચ્છો છો. પ્રભો! મારી આપનાં ચરણોમાં છેલ્લી પ્રાર્થના છે કે, આ દુઃખપ્રદ દશ્ય મારી આંખોએ જોવું ન પડે પ્રભો! મારૂં હૃદય ફાટી પડશે. હું આ પ્રકારે હૃદય ફાટી જવાથી થનાર મૃત્યુ નથી ઇચ્છતો. મારી મનોકામના તો એ છે કે, નેત્રો સમક્ષ આપની મનમોહિની મૂર્તિ હોય, હૃદયમાં આપની સુંદર સુવર્ણ રંગની મનોહર

મૂર્તિ હોય, જીભ ઉપર મધુરાતિમધુર શ્રીકૃષ્ણ ચૈતન્યનું એ ત્રૈલોક્યપાવન નામ હોય અને આપનાં સુંદર ચરિત્રોનું ચિંતન કરતાં કરતાં હું આ નશ્વર શરીરનો ત્યાગ કરૂં—એજ મારી ઇચ્છા છે, એજ મારી ઉત્કટ અભિલાષા છે. આપ સ્વતંત્ર ઇશ્વર છો, સર્વ કંઇ કરવા સમર્થ છો. આટલી ભિક્ષા આપ મને અવશ્યજ આપો."

પ્રભુએ અશ્રુભરી આંખોએ કહ્યું: "ઠાકુર હરિદાસ! એમ જણાય છે કે, તમે હવે લીલા સંકેલી લેવા ઇચ્છો છો. જુઓ, આ વાત બરાબર નથી. પુરીમાં મારૂં બીજું કોણ છે? હું તમારી સોબતને માટે તો અહીં પડયો રહ્યો છું. હું ને તમે સાથેજ રહ્યા, સાથેજ સંકીર્તન કર્યું, હવે તમે મને એકલો છોડીનેજ જાઓ તે બરાબર નથી."

ધીરે ધીરે ખસીને પ્રભુનાં ચરણોમાં મસ્તક ઘસતાં ઘસતાં હરિદાસ કહેવા લાગ્યા કે "પ્રભો! આવી વાત ફરીથી કદી પણ આપ આપના શ્રીમુખમાંથી કાઢશો નહિ. મારો જન્મ મ્લેચ્છકુળમાં થયો છે. જન્મથીજ અનાથ, અભણ અને અનાશ્રિત, સંસારથી તિરસ્કાર પામેલા અને હીન કર્મોને લીધે અત્યંતજ અધમ હોવા છતાં પણ આપે અપનાવ્યો, નરકમાંથી ઉઠાવી લઇને સ્વર્ગમાં બેસાડયો, મોટા મોટા શ્રોત્રીય બ્રાહ્મણો પાસે સન્માન અપાવ્યું, ત્રૈલોક્યપાવન પુરુષોત્તમક્ષેત્રનો દેવદુર્લભ નિવાસ આપ્યો. પ્રભો! આ દીન-હીન કંગાલને રંકમાંથી ચક્રવર્તી બનાવી દીધો, એ આપનુંજ સામર્થ્ય છે. આપ કરવા યોગ્ય ને ન કરવા યોગ્ય બધુંજ કરી શકો છો. આપના મહિમાનો પાર કોણ પામી શકે તેમ છે? મારી પ્રાર્થના સ્વીકારો અને મને મનોવાચ્છિત વરદાન આપો."

પ્રભુએ ગદ્ગદ્ કંઠે કહ્યું "હરિદાસ! તમારી ઇચ્છા વિરુદ્ધ કરવાનું બળ ભલા કોની પાસે છે? જેમાં તમને સુખ થાય તેજ કરો."

પ્રભુ એટલું કહીને પોતાને સ્થાને ચાલ્યા ગયા. મહાપ્રભુએ ગોવિંદને કહી દીધું કે "હરિદાસની બરાબર દેખરેખ રાખજો, હવે તેઓ આ પંચભૌતિક શરીરને છોડવા ઇચ્છે છે." ગોવિંદ પ્રસાદ લઇને રોજ જતા હતા, પરંતુ હરિદાસની ભૂખ તો હવે પુરી થઇ ગઇ હતી. ફૂટેલા ફોટલામાં પોટીસ બાંધવાથી શું લાભ? કાણા ઘડામાં જળ રાખવાનુ પ્રયોજનજ શું? તેમાં હવે પાણી રહી શકશે નહિ.

મહાપ્રભુ હમેશાં હરિદાસજીને જોવા જતા હતા. એક દિવસ તેમણે જોયુ કે, હરિદાસજીના શરીરની દશા ઘણીજ શોચનીય છે. તેઓ તે સમયે પોતાના આશ્રમે ગયા અને તરતજ ગોવિંદની મારફતે બધા અંતરંગ ભકતોને બોલાવ્યા. તેઓ બધાના આવી ગયા પછી પ્રભુ તેમને સાથે લઇને હરિદાસજીના આશ્રમમાં જઈ પહોંચ્યા. હરિદાસજી જમીન ઉપર પડયા પડયા ધીરે ધીરે—

હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

આ મહામંત્રનો જપ કરતા હતા. પ્રભુએ પૂછયુઃ "કેમ હરિદાસ! કહો, શી સ્થિતિ છે?"

"સર્વ પ્રકારે આનંદ છે, પ્રભો!" કહીને હરિદાસે કષ્ટપૂર્વક પાસું બદલ્યું. મહાપ્રભુ તેમના મસ્તક ઉપર ધીરે ધીરે હાથ ફેરવવા લાગ્યા. રાય રામાનંદ, સાર્વભૌમ ભટ્ટાચાર્ય, સ્વરૂપ દામોદર, વક્રેશ્વર પંડિત, ગદાધર ગોસ્વામી, કાશીશ્વર અને જગદાનંદ પડિત વગેરે બધા અંતરંગ ભકતો હરિદાસજીને ચારે બાજુથી ઘેરીને બેસી ગયા. ધીરે ધીરે ભકતોએ સંકીર્તન શરૂ કર્યું. ભટ્ટાચાર્ય જોસમાં આવીને ઉઠીને ઉભા થયા અને જોરથી નૃત્ય કરવા લાગ્યા. હવે તો બધા ભકતો ઉઠીને અને હરિદાસજીને ઘેરી વળીને મોટેથી ગાવા બજાવવા અને નાચવા લાગ્યા. સંકીર્તનનો કર્ણપ્રિય ધ્વનિ સાંભળીને સેંકડો માણસો ત્યાં એકઠા થઇ

ગયા થોડી વાર પછી પ્રભુએ સંકીર્તન બંધ કરાવી દીધું અને ભક્તો સાથે હરિદાસજીને ચારે બાજુથી ઘેરીને બેસી ગયા પ્રભુના કમળસમાન બન્ને નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યા હતા ગળું શોકને લીધે ગદ્ગદ્ થઈ રહ્યું હતું તેમણે કષ્ટપૂર્વક ધીરે ધીરે રામાનંદ તથા સાર્વભૌમ વગેરે ભક્તોને કહેવાનું શરૂ કર્યું "હરિદાસજીના ભક્તિભાવનાં વખાણ હજારો મુખવાળા શેષનાગજી પણ અનંત વર્ષોમાં કરી શકે તેમ નથી તેમની સહિષ્ણુતા, જાગૃતિ, તિતિક્ષા અને ભગવન્નામમાં અનન્ય નિષ્ઠા વગેરે બધી વાતો પરમ આદર્શ અને અનુકરણીય છે તેમનો જેવો વૈરાગ્ય હતો, તેવો બધા મનુષ્યોમાં નથી હોઈ શકતો કરોડો પુરુષોમાં શોધતા ક્યાંકજ મળી આવે તો મળી આવે અહીં તો તેમણે પોતાનું આચરણ અસંભવિત જેવું બનાવી લીધું હતું" એમ કહીને પ્રભુ નેતરના મારની ઘટના, વેશ્યાની ઘટના, નાગવાળી વાત તથા તેમના સંબંધી બીજી પ્રલોભન બાબતની દૈવી ઘટનાઓનું વર્ણન કરવા લાગ્યા બધા ભક્તો તેમના અનુપમ ગુણો સાંભળીને તેમના ચરણોની રજ મસ્તકે ચઢાવવા લાગ્યા તેજ સમયે ઘણા કષ્ટથી હરિદાસજીએ પ્રભુને પોતાની આગળ આવવા સંકેત કર્યો. ભક્તવત્સલ ચૈતન્ય એ મહાપુરુષ આગળ બેઠા હજુ સુધી તેમની આંખો બંધ હતી, હવે તેમણે બન્ને આંખો ઉઘાડી દીધી અને અનિમેષ ભાવે તેઓ પ્રભુના શ્રીમુખ તરફ નિહાળવા લાગ્યા જાણે તેઓ પોતાના બન્ને મોટા મોટા નેત્રો દ્વારા પ્રભુના મનોહર મુખારવિંદના મકરંદનું તન્મયતાપૂર્વક પાન કરી રહ્યા ન હોય! તેમની દૃષ્ટિ મહાપ્રભુના શ્રીમુખ તરફથી ક્ષણ વાર પણ આમ તેમ ખસતી નહોતી બધા મૌન હતા, ચારે બાજુ શાંતિ અને સ્તબ્ધતા છવાઈ હતી હરિદાસજી અનન્ય પિપાસુની પેઠે પ્રભુની મકરંદ-માધુરીનું પાન કરી રહ્યા હતા. હવે તેમણે પાસે બેઠેલા ભક્તોની ચરણરજ ધીરે ધીરે ઉઠાવીને પોતાના ધ્રૂજતા હાથોવડે શરીર ઉપર લગાડી તેમની બન્ને આંખોની કોરો-

માંથી અશ્રુબિંદુઓ નીકળી નીકળીને પૃથ્વીમાં અદશ્ય થઇ જતાં હતાં; જાણે તેઓ નીચેના લોકમાં હરિદાસના વિજયોત્સવના સમાચાર દેવા ન જતાં હોય! તેમની આંખોની પાંપણો મીંચાતી નહોતી અને જીભ ધીરે ધીરે 'શ્રીકૃષ્ણ ચૈતન્ય, શ્રીકૃષ્ણ ચૈતન્ય' એ નામોનો ઉચ્ચાર કરતી હતી. જોતજોતામાંજ તેમના પ્રાણ આ જીર્ણ-શીર્ણ કલેવરનો ત્યાગ કરીને કોણ જાણે કયા લોક તરફ ચાલ્યા ગયા! તેમની આંખો ખુલ્લીજ રહી ગઈ, પછી તેમની પાંપણો બીલકુલ બંધ થઇ નહિ. માછલીને પેઠે જાણે તે પલકારા વિનાની આંખો નિરંતર રૂપે ત્રૈલોકયને શીતળતા આપનારા ચૈતન્યરૂપી જળનો આશરો ગ્રહણ કરીને તેનાજ તરફ એકીટશે સતતભાવે જાઇ રહી છે. બધા ભકતોએ એકસાથે હરિધ્વનિ કર્યો. મહાપ્રભુ તેમના પ્રાણહીન કલેવરને-શરીરને ઉપાડીને જોરથી નૃત્ય કરવા લાગ્યા. સઘળા ભકતો રુદન કરતા કરતા 'હરિબોલ' 'હરિબોલ'ના હૃદયવિદારક ધ્વનિથી જાણે આકાશના હૃદયના પણ ટુકડે ટુકડા કરવા લાગ્યા. તે સમયનુ દશ્ય ઘણુંજ કરુણાજનક હતું. જ્યાં ચૈતન્યદેવ હરિદાસના પ્રાણહીન શરીરને ગોદમાં લઇને રોતા રોતા નૃત્ય કરતા હોય, ત્યાં બીજા ભકતોની શી દશા થઇ હશે, તેનું વાચકજ અનુમાન કરી શકે છે. તેનું કથન કરવું એ અમારી શક્તિબહારની વાત છે.

આ પ્રકારે ચૈતન્યદેવ ઘણી વાર સુધી ભક્તો સાથે કીર્તન કરતા રહ્યા. પછી શ્રીજગન્નાથજીનુ પ્રસાદી વસ્ત્ર મંગાવવામાં આવ્યું અને તેનાવડે તેમના શરીરને લપેટી લઇ તેમને માટે એક સારૂં એવું વિમાન બનાવવામાં આવ્યું. સુંદર દોરીઓથી બાંધીને તેમનું શરીર વિમાન પર મૂકવામાં આવ્યુ. સેંકડો ભક્તો ખોલ, કરતાલ, ઝાંઝ, મૃદંગ અને શંખ તેમજ ઘડિયાળ તથા ઘંટ વગાડતા વગાડતા વિમાનની આગળ આગળ ચાલવા લાગ્યા. બધા ભક્તો વારી પ્રમાણે હરિદાસજીના વિમાનને ખભો આપતા હતા. મહા-

સૌથી આગળ વિમાન સામે પોતાનું ઉન્મત્ત નૃત્ય કરતા
ા હતા. તેઓ હરિદાસના ગુણોનું સતત ગાન કરતા
ા. આ પ્રકારે ખૂબ ધમાધૂમપૂર્વક તેઓ શબને લઇને
દ્રકિનારે પહોંચ્યા.

સમુદ્રકિનારે પહોંચીને ભક્તોએ હરિદાસજીના શરી-
સમુદ્રના જળમાં સ્નાન કરાવ્યું. મહાપ્રભુ અશ્રુ સારતા
રતા ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યાઃ "આજથી સમુદ્ર પવિત્ર
ગયો, હવે એ હરિદાસજીના અંગસ્પર્શથી મહાતીર્થ
ી ગયો." આ પ્રમાણે કહીને તેમણે હરિદાસજીના ચર
દકનું પાન કર્યું. બધા ભકતોએ હરિદાસજીના ચરણો-
થી પોતાની જાતને કૃતકૃત્ય માની. રેતીમાં એક ખાડો
ાદીને તેમાં હરિદાસજીના શરીરને સમાધિસ્થ કરવામાં
ાવ્યું, કેમકે તેઓ સન્યાસી હતા. સંન્યાસીના શરીરને
ાટે શાસ્ત્રોમા એવીજ વિધિ બતાવવામાં આવી છે. પ્રભુએ
ાતાના હાથો વડે ખાડામાં રેતી નાખી અને તેમની
માધિ ઉપર એક સુંદર ચબૂતરો બનાવવામાં આવ્યો.
ધાએ શોકયુક્ત પ્રેમના આવેશમા ઉન્મત્ત થઇને સમા-
ની ચારે તરફ સંકીર્તન કર્યું અને સમુદ્રસ્નાન કરીને
થા હરિદાસજીની સમાધિની પ્રદક્ષિણા કરીને તે બધાએ
ુરી તરફ પ્રસ્થાન કર્યું. પ્રભુ હરિદાસજીની પ્રશંસા કરતા
રતા પ્રેમમા પાગલ થયેલાઓની પેઠે પ્રલાપ કરતા જતા
કતા સિંહદ્વાર આગળ પહોચીને પ્રભુ રુદન કરતાં કરતાં
પોતાના ખેસનો છેડો–આંચળો ફેલાવીને દુકાનદારો પાસે
ભિક્ષા માગવા લાગ્યા. તેઓ કહેતા હતા કે "ભાઇ! હું મારા
હરિદાસનો વિજયોત્સવ ઉજવીશ, મને હરિદાસના નામે
ભિક્ષા આપો." દુકાનદારો પોતપોતાનો બધો પ્રસાદ પ્રભુ-
ની ઝોળીમાં નાખવા લાગ્યા. ત્યારે સ્વરૂપ દામોદરજીએ
પ્રભુનો હાથ પકડીને કહ્યુ કે "પ્રભો! આ આપ શું કરો
છો? ભિક્ષા માગવા માટે અમે આપના ઘણા સેવકો હાજર
છીએ. આપને આ પ્રકારે માગતા જોઇને અમને અ ્ત

દુઃખ થાય છે. આપ ચાલો, જેટલો ઇચ્છશો તેટલો પ્રસાદ અમે માગી માગીને એકઠો કરી દઇશું.” આ પ્રકારે પ્રભુને સમજાવી—પટાવીને સ્વરૂપ ગોસ્વામીએ તેમને નિવાસસ્થાને મોકલાવી દીધા અને પોતે ચાર—પાંચ ભક્તોને સાથે લઇને દુકાનો ઉપર મહાપ્રસાદ માગવા લાગ્યા. તે દિવસે દુકાનદારોએ ઉદારતાની હદ કરી નાખી અને તેમની પાસે જેટલો પ્રસાદ હતો તે બધો આપી દીધો. એટલામાંજ વાણીનાથ, કાશી મિશ્ર વગેરે ઘણા ભક્તો કેટલાયે મણ પ્રસાદ લઇને પ્રભુના આશ્રમે આવીને હાજર થયા. ચારે બાજુ મહાપ્રસાદના ઢગલા થઈ ગયા જે કોઇ સાંભળતું તે હરિદાસજીના વિજયોત્સવમાં જોડાવા દોડી આવતું. આ પ્રકારે હજારો માણસો ત્યાં એકઠા થઇ ગયા. મહાપ્રભુ પોતે પોતાના હાથો વડે બધાને પીરસવા લાગ્યા. મહાપ્રભુનું પીરસણુ વિચિત્ર તો થતુંજ હતું. એક એક પત્રાળા ઉપર ચાર ચાર—પાંચ પાંચ માણસોના જેટલું ભોજન પીરસતા. અને ગમ્મતની વાત તો એ છે કે લોકો તે બધું ખાઇ જતા હતા. ભક્તોએ આગ્રહપૂર્વક કહ્યુ : “ જ્યાંસુધી મહાપ્રભુ પ્રસાદ જમી લેશે નહિ, ત્યાંસુધી અમારામાંથી કોઈ એક કોળિયો પણ મુખમાં લેશે નહિ ” એટલે પ્રભુએ પીરસવાનું બંધ કરી દીધુ અને પોતે પુરી તથા ભારતી વગેરે સંન્યાસીઓની સાથે કાશી મિશ્રે આણેલો પ્રસાદ જમવા લાગ્યા. કેમકે તે દિવસે પ્રભુને તેમને ત્યાં નિમંત્રણ હતું. મહાપ્રભુએ બધા ભક્તોને ખૂબ આગ્રહપૂર્વક ભોજન કરાવ્યું. બધાએ પ્રસાદ જમી લીધા પછી હરિધ્વનિ કર્યો એટલે પ્રભુ હાથ ઉંચા કરીને કહેવા લાગ્યા કે “ હરિદાસને જેમણે સંગ કર્યો, જેમણે તેમનાં દર્શન કર્યાં, તેમના ખાડામા રેતી પૂરી, તેમનું ચરણોદક પીધું, તેમના વિજયોત્સવનો પ્રસાદ જમ્યા, તેઓ કૃતાર્થ થઇ ગયા છે. તેમને શ્રીકૃષ્ણપ્રેમની પ્રાપ્તિ અવશ્યજ થઇ શકશે. તે અવશ્યજ ભગવત્કૃપાના પાત્ર બની શકશે.” આમ કહીને પ્રભુ જોરથી હરિદાસજીની જય બોલ્યા. “ હરિદાસજીની જય ”

ના મહાઘોષથી આકાશમંડળ ગૂંજવા લાગ્યુ. હરિહરિના ધ્વનિપૂર્વક હરિદાસજીનો વિજયોત્સવ સમાપ્ત થયો.

શ્રીક્ષેત્ર જગન્નાથપુરીમાં ટોટા ગોપીનાથજીના રસ્તા-પર સમુદ્રતીરે હજુ પણ હરિદાસની સુંદર સમાધિ આવી રહી છે. ત્યાં એક ઘણુ જૂનુ બકુલનુ વૃક્ષ છે, તેને "સિદ્ધ બકુલ" કહે છે. એમ કહેવાય છે કે હરિદાસજીએ દાતણ કરીને નાખી દીધેલું તેમાથી આ વૃક્ષ ઉગી નીકળ્યું છે. હજુ પણ ત્યાં અનંત ચતુર્દશી (ભાદરવા સુદી ૧૪)ને દિવસે હરિદાસજીનો વિજયોત્સવ ઉજવવામાં આવે છે. એ મહા-ત્મા હરિદાસજીના ચરણોમા અમે કોટિ કોટિ નમસ્કાર કરતા કરતા તેમના આ વિજયોત્સવના પ્રસંગને સમાપ્ત કરીએ છીએ.





# भक्त कालीदास पर प्रभुनी कृपा

नैषां मतिस्तावदुरुक्रमाङ्घ्रिं स्पृशत्यनर्थापगमो यदर्थः ।
महीयसां पादरजोऽभिषेकं निष्किञ्चनानां न वृणीत यावत् ॥
( શ્રીમદ્‌ભાગવત ૭-૫-૩૨ )

અર્થાત્ જેમણે સર્વ કંઈ ત્યજી દીધું છે, એવા પરમ પૂજનીય ભગવદ્‌ભક્ત મહાપુરુષોનાં ચરણો નીચેની ધૂળને જ્યાંસુધી બધાં અંગોમાં ચોળીને તેમાં સ્નાન ન કરવામાં આવે, ત્યાં સુધી કોઇને પણ પ્રભુનાં ચરણકમળોમાં પ્રીતિ પ્રાપ્ત થઇ શકતી નથી.

વૈષ્ણવ ગ્રંથોમાં 'ભક્તપદરજ' 'ભક્ત-પાદોદક' અને 'ભક્તોચ્છિષ્ટ દ્રવ્ય' એ ત્રણેનો ઘણોજ મહિમા વર્ણવવામાં આવ્યો છે. શ્રદ્ધાળુ ભક્તોએ એ ત્રણનેજ સાધનનું બળ દર્શાવ્યું છે. સાચેજ, જેને એ ત્રણે વસ્તુઓમાં પૂર્ણ શ્રદ્ધા થઇ ગઇ, જેમની બુદ્ધિમાંથી ભક્તો પ્રત્યેનો ભેદભાવ મટી ગયો, જે ભગવત્સ્વરૂપ સમજીને બધા ભક્તોની ચરણરજને શ્રદ્ધાપૂર્વક મસ્તકે ચઢાવવા લાગ્યા તથા જે ભક્તોના ચરણોદકનું ભક્તિભાવે પાન કરવા લાગ્યા, તેઓ ન્યાલ થઇ ગયા. તેમને માટે ભગવાન્ પછી દૂર રહેતા નથી. તેમની ચરણધૂલિની લાલસાથી ભગવાન તેમની પાછળ પાછળ ફરતા રહે છે; પરંતુ એ ત્રણેમાં પૂર્ણ શ્રદ્ધા થવી એજ મહાકઠણ છે. મહાપ્રસાદ, ગોવિંદ, ભગવન્નામ અને વૈષ્ણવોના શ્રીવિગ્રહમાં પૂર્ણવિશ્વાસ, ભગવત્કૃપાપાત્ર કોઇ વિરલા મહાપુરુષનેજ થાય છે. આમ દૂધ પીનારા બનાવટી મજનૂ તો ઘણાયે ફરે છે, તેમની પરીક્ષા તો વાડકો ભરીને લોહી માગવાથીજ થઇ શકે છે. એ મહાપુરુષ ધન્ય છે કે જેઓ ભક્તોની નાત-જાત પૂછતા નથી. ભગવાનમાં પ્રેમ રાખનારા સાચા ભગવદ્‌ભક્તને તેઓ ઈશ્વરતુલ્યજ સમજીને

તેમની સેવા-પૂજા કરે છે. ભક્તપ્રવર શ્રીકાળિદાસ એવાજ પરમ ભાગવત ભક્તોમાંથી એક જગદ્‌વન્દ્ય શ્રદ્ધાળુ ભક્ત હતા. તેમની અદ્વિતીય ભક્તિનિષ્ઠા સાંભળીને સૌ કોઇને પરમ આશ્ચર્ય થશે.

કાળિદાસજી જાતિના કાયસ્થ હતા તેમનુ ઘર શ્રી-રઘુનાથદાસજીના ગામથી કોસ દોઢ કોસ છેટા યા ભદુઆ નામના ગામમાં હતું. જાતિસંબંધથી તેઓ રઘુનાથદાસ-જીના નિકટના સબંધી હતા. ભગવન્નામમાં તેમને અનન્ય નિષ્ઠા હતી ઉઠતાં-બેસતાં, ઉંઘતાં-જાગતાં, હસતાં-રમતાં તથા વાતો કરતાં કરતા પણ હમેશાં તેમની જીભ ઉપર ભગવન્નામજ વિરાજમાન હતું. 'હરે કૃષ્ણ, હરે રામ' સિવાય તેઓ કોઇ વાત કહેતાજ નહોતા. ભગવદ્‌ભક્તો પ્રત્યે તેમની એવી અદ્‌ભુત નિષ્ઠા હતી કે, જ્યાં પણ કોઇ ભગવદ્‌-ભક્તની ખબર પડતી, ત્યા તેઓ દોડી જતા અને યથા-શક્તિ તેમની સેવા કરતા. ભક્તોને સારા સારા પદાર્થો ખવ-ડાવવામા તેઓ પરમ આનદ અનુભવતા હતા. ભક્તો-ને જ્યારે તેઓ શ્રદ્ધાપૂર્વક સ્વાદિષ્ટ પદાર્થ ખવડાવતા, ત્યારે તેના દિવ્ય સ્વાદોનો તેઓ પોતે પણ અનુભવ કરતા હતા. વળી તેમને ભક્તોને જમાડવાથી જેટલો આનદ થતો, તેટલો આનદ પોતે જમવાથી થતો નહિ. ભક્તોને જમાડીને તેઓ પોતે તેમનો ઉચ્છિષ્ટ મહાપ્રસાદ જમતા; કોઇ કોઇ ભક્ત સકોચવશ તેમને પોતાનુ ઉચ્છિષ્ટ આપતા નહિ, તો તેઓ તેમના વાસણોને ચાટતા. એ મહાપ્રસાદ પામીને તેઓ પોતાને કૃતાર્થ માનતા. નિરતર ભગવન્નામો-નો જપ કર્યા કરવો, ભક્તોનુ ચરણોદક પીવુ, તેમની ચરણ-ધૂલિને મસ્તકે ચઢાવવી અને તેમના ઉચ્છિષ્ટ મહાપ્રસાદને પૂર્ણ શ્રદ્ધાપૂર્વક જમવો, એજ તેમનુ સાધનબળ હતું. આ સિવાય તેઓ યોગ, યજ્ઞ, તપ, પૂજા, પાઠ, અધ્યયન અને અભ્યાસ વગેરે કંઇપણ કરતા નહોતા. તેમને વિશ્વાસ હતો કે, મને આજ સાધનો દ્વારા પ્રભુના ચરણકમળોની પ્રીતિ પ્રાપ્ત થઇ જશે, એવો એમને દૃઢ વિશ્વાસ હતો. એમાં

બનાવટની ગંધ પણ નહોતી.

તેમના ગામમાં એક ઝાડૂ નામનો ભૂમિમાલી જાતિનો શૂદ્ર ભગવદ્ભક્ત હતો. તેની પત્ની પણ ઘણીજ પતિપરાયણ સતી–સાધ્વી સ્ત્રી હતી. બન્ને જણ ખૂબ ભક્તિભાવથી શ્રીકૃષ્ણકીર્તન કર્યા કરતાં હતાં. એક દિવસ ભક્ત કાળિદાસજી એ બન્ને ભક્ત દંપતિનાં દર્શને તેમને ઘેર ગયા. તે દિવસોમાં કેરીઓની મોસમ હતી, તેથી તેઓ તેમને ભેટ આપવા માટે ઘણી સુંદર સુંદર કેરીઓ લઈ ગયા હતા. પ્રતિષ્ઠિત કુળના કાળિદાસને પોતાની તૂટી ફૂટી ઝૂંપડીમાં આવેલા જોઇને તે ભક્ત દંપતિના આશ્ચર્યનું ઠેકાણું રહ્યું નહિ. તે બન્નેએ ઉઠીને કાળિદાસને વંદન કર્યા અને તેમને બેસવા માટે એક ફાટેલુ આસન આપ્યુ. કાળિદાસજી સુખપૂર્વક બેસી ગયા. પછી કઇક શરમાઇને ઘણીજ કૃતજ્ઞતા દર્શાવતાં ઝાડૂ ભક્ત કહેવા લાગ્યા કે "મહારાજ! આપે આપની ચરણધૂલિથી આ શૂદ્રાધમની ઝુંપડીને પરમપાવન બનાવી દીધી. આપ જેવા શ્રેષ્ઠ પુરુષોનું અમારા જેવા નીચ જાતિના પુરુષોને ત્યાં આવવું એ સાક્ષાત્ ભગવાનના પધારવા બરાબર છે. અમે એક તો આમ પણ શૂદ્ર છીએ, ને વળી ધનહીન છીએ, પછી આપની સેવા કેવી રીતે કરીએ? આપ જેવા અતિથિ અમારે ત્યાં કયાંથી આવે? અમે આપનો સત્કાર કઈ વસ્તુથી કરીએ? આજ્ઞા હોય તો કોઇ બ્રાહ્મણને ત્યાથી કંઇક બનાવી મંગાવીએ.

કાલિદાસજીએ કૃતજ્ઞતા દર્શાવતાં દર્શાવતાં કહ્યુ કે "આપ બન્નેનાં શુભ દર્શનોથીજ મારો સર્વશ્રેષ્ઠ સત્કાર થઇ ચૂકયો છે. જો આપ કૃપા કરીને કંઈક કરવાજ ઈચ્છતા હો તો એટલુ કરો કે, આપના ચરણો મારા મસ્તક ઉપર રાખીને તેમના પવિત્ર પરાગથી મારા મસ્તકને પવિત્ર બનાવી દો. એજ માગી આપને પ્રાર્થના છે, તેનાજ વડે મને સર્વ કંઇ મળી જશે."

ઘણીજ દીનતાપૂર્વક વિનતિ કરતાં ઝાડુભકતે કહ્યું કે "મહારાજ! આપ કેવી વિચિત્ર વાત કરો છો! ભલા હું

જાતે શૂદ્ર, ધર્મ-કર્મથી હીન, આપના શરીરનો સ્પર્શ કરવાનો પણ અધિકારી નથી; તો પછી હું મારા પગ આપને શી રીતે અડકાડી શકું? મારી એજ પ્રાર્થના છે કે, આવી પાપ ચઢાવનારી વાત કદી પણ આપના મુખેથી કાઢતા નહિ. એથી અમારૂં સર્વનાશ થઇ જવાનો સંભવ છે."

કાળિદાસજીએ કહ્યું: "જે ભગવાનના ભક્ત છે, તેમની કોઇ જાતિ હોતી નથી. તે તો જાતિબંધનોથી પર હોય છે. તેમનાથી શ્રેષ્ઠ કોઇ હોતું નથી. તેઓજ સૌથી શ્રેષ્ઠ હોય છે, તેથી આપ જાતિ-કુળનો ભેદભાવ ન પાડો. આપ પરમ ભાગવત છો, આપની ચરણધૂલિથી હું પાવન થઈ જઇશ, આપ મારા ઉપર અવશ્ય કૃપા કરો."

ઝાડૂભકતે કહ્યું: "માલિક! આપની એ વાત હું માનુ છું કે, ભગવદ્ભક્ત વર્ણ અને આશ્રમોથી પર હોય છે. તે બધાના ગુરુ અને પૂજ્ય હોય છે. તેનાથી વિશેષ કોઇજ હોતું નથી; પરંતુ તે ભક્ત હોવો જોઇએ. હું અધમ ભલા ભક્તિભાવમાં શું જાણું? મને તો ભગવનમાં સહેજ પણ પ્રેમ નથી. હુ તો સંસારી ખાડામાં ફસાયેલો નીચ વિષયી માણસ છું"

કાળિદાસજીએ કહ્યુ: "સાચેજ, સાચા ભક્ત તો આપજ છો. જે પોતાને ભક્ત માનીને બધાની પાસે પોતાની પૂજા કરાવે છે, પોતાના ભક્તિભાવની જાહેરાત કરતા ફરે છે, તે તો ભક્ત નથી, દુકાનદાર છે, ભક્તિના નામ ઉપર પૂજા-પ્રતિષ્ઠા ખરીદનાર વાણિયો છે. સાચા ભકત તો આપની પેઠે અમાની, અહંકારથી રહિત તેમજ બીજાઓને માન આપનાર હોય છે, તેમને "હુ ભકત છું" એવું અભિમાન સ્વપ્ને પણ નથી હોતું. એ તો આપની મહાનતા છે. આપ છુપાયેલા સાચા ભગવદ્ભક્ત છો. હીન કુળમાં ઉત્પન્ન થઇને આપે આપની જાતને છુપાવી રાખી છે, તેમ છતાં પણ ભકિત એવી અલૌકિક કસ્તૂરી છે કે તે ગમે તેટલી છુપાવવામાં આવે તોપણ સાચા પારેખ તો તેને ઓળખીજ કાઢે છે. કૃપા કરીને આપની ચરણધૂલિથી

મારા શરીરને પવિત્ર બનાવી દો."

આ પ્રકારે કાળિદાસજી ઘણી વારસુધી તેમને આગ્રહ કરતા રહ્યા, પરંતુ ઝાડૂ ભકતે તેનો સ્વીકાર કર્યો નહિ. છેવટે તેઓ બેઉ પતિ–પત્નીને શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરીને તેમનાથી વિદાય થયા. ઝાડૂ ભકત શિષ્ટાચાર અનુસાર તેમને થોડે દૂર ઘરથી બહાર સુધી પહોંચાડવા માટે તેમની પાછળ પાછળ ગયા. જ્યારે કાળિદાસજીએ તેમને આગ્રહપૂર્વક પાછા ફરવાનું કહ્યુ, ત્યારે તેઓ પાછા ફર્યા. કાળિદાસજી ત્યાંજ ઉભા રહ્યા. ઝાડૂ ભકત જ્યારે પોતાની ઝૂંપડીમાં દાખલ થયા, ત્યારે જે સ્થાને તેમનાં ચરણો પડ્યાં હતાં તે સ્થાનની ધૂળ ઉઠાવીને તેમણે પોતાના સમસ્ત શરીર ઉપર લગાવી અને એક બાજુ ઘરની બહાર છુપાઇને બેસી ગયા.

રાત્રિનો સમય હતો. ઝાડૂ ભકતની સ્ત્રીએ પોતાના પતિને કહ્યું: "કાળિદાસજી આ પ્રસાદી કેરીઓ આપી ગયા છે, તે બધી ભગવાનને અર્પણ કરીને જમી લ્યો. ભકતનો આપેલો પ્રસાદ છે, તે પામવાથી કોટિ જન્મોનાં પાપો કપાય છે."

ઝાડૂ ભકતે ઉલ્લાસપૂર્વક કહ્યું: "હા, હા, એ કેરીઓ અવશ્ય લાવો. તે ખાવાથી તો શ્રીકૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થશે."

પતિની આજ્ઞા થતાંજ પતિપરાયણા પત્ની તે કેરીઓની ટોપલી ઉઠાવી લાવી. ઝાડૂ ભકતે મનથીજ કેરીઓ ભગવાનને અર્પણ કરી અને પછી તેને પ્રસાદ સમજીને ખાવા લાગ્યા. તેમના ચૂસી લીધા પછી જે રહેલી તે તેમની પતિવ્રતા સ્ત્રી ચૂસતી અને ગોટલો તથા છોડા બહાર ફેંકતી જતી હતી. પાછળ છુપાયેલા કાળિદાસજી એ ગોટલાઓ ચૂસતા અને તેમાં અમૃત સમાન સ્વાદનો અનુભવ કરતા હતા. આ રીતે ભકતોનો ઉચ્છિષ્ટ પ્રસાદ પામીને પોતાને કૃતાર્થ સમજી તેઓ મોડી રાત્રે પોતાને ઘેર ગયા.

આ પ્રકારની તેમને ભકતો પ્રત્યે અનન્ય શ્રદ્ધા હતી. એક વાર ગૌડીય ભકતો સાથે તેઓ પણ નીલાચલમાં પ્રભુ-

નાં દર્શને માટે પધાર્યા. તેમના આવા ભક્તિભાવની વાતો સાંભળીને પ્રભુ તેમનાથી ઘણાજ સંતુષ્ટ થયા અને તેમને ખૂબ સન્માનથી પોતાની પાસે રાખ્યા.

મહાપ્રભુ જ્યારે જગન્નાથજીના મંદિરમાં દર્શને જતા, ત્યારે સિંહદ્વાર પાસે તેઓ એક ખાડામાં પગ ધોયા કરતા હતા! ગોવિંદ તેમની સાથેજ જતો હતો. પ્રભુએ કડક આજ્ઞા આપી રાખી હતી કે, અહીં મારા ચરણોદકનું પાન કોઇ પણ ન કરે. તેથી ત્યાં જઇને પ્રભુના ચરણોદકનું પાન કરવાની હિંમત કોઈ પણ કરી શકતું નહિ. પરંતુ ભક્તોનું ચરણોદક અને ભક્તોનું જમેલું અન્ન એજ જેમની સાધનાનું એકમાત્ર બળ છે, તે કાળિદાસજી ભલા કેમ માને! તેઓ નિર્ભય થઇને પ્રભુની પાસે ચાલ્યા ગયા અને તેમના પગ ધોયેલા જળને પીવા લાગ્યા. એક ખોબો પીધું, પ્રભુ છાનામાના તેમના મુખ તરફ જોતા રહ્યા. બીજો ખોબો પીધું, પ્રભુ થોડાક હસ્યા; ત્રીજો ખોબો પીધું, પ્રભુ જોરથી હસી પડ્યા; ચોથો ખોબો ભરવા જ્યાં તેમણે હાથ લંબાવ્યો કે તરતજ પ્રભુએ તેમનો હાથ પકડી લીધો, અને કહેવા લાગ્યા કે "બસ, ખૂબ થયું. હવે ફરીથી કદી આવું સાહસ ના કરતા." આ પ્રકારે પોતાને મહાભાગ્યશાળી સમજતા કાળિદાસજી જગન્નાથજીનાં દર્શન કરીને પ્રભુની સાથે સાથેજ પોતાને નિવાસસ્થાને આવ્યા. મહાપ્રભુએ ભિક્ષા લીધી અને ભિક્ષા લીધા પછી સંકેતથી ગોવિંદને આજ્ઞા આપી દીધી કે, કાળિદાસજીને મારો ઉચ્છિષ્ટ પ્રસાદ આપી દો. પ્રભુનો સંકેત સમજીને ગોવિંદે કાલિદાસજીને પ્રભુનો ઉચ્છિષ્ટ મહાપ્રસાદ આપી દીધો. ચરણોદક પછી પ્રભુના અધરામૃતથી સિંચાયેલો ઉચ્છિષ્ટ પ્રસાદ જમીને તેમના આનંદનો પાર રહ્યો નહિ. ધન્ય છે એવા ભક્તિભાવને અને ધન્ય છે તેમના આવા દેવદુર્લભ સદ્ભાગ્યને કે જેમને માટે મહાપ્રભુએ પોતે ઉચ્છિષ્ટ પ્રસાદ આપવાની આજ્ઞા કરી.

---



# જગદાનંદજી સાથે પ્રેમકલહ

अनिर्दयोपभोगस्य रूपस्य मृदुनः कथम् ।
कठिनं खलु ते चेतः शिरीपस्येव बंधनम् ॥
( સુભાષિત રત્નભાંડાગાર ૩૧-૯-૯ )

અર્થાત્ તમારૂં રૂપ તો દયાભાવથી ધીરે ધીરે ઉપભોગ કરવા યોગ્ય ઘણુંજ કોમળ છે; પરંતુ ચિત્ત શિરીષના ફૂલના બંધનની પેઠે આટલું બધું કઠોર કેમ છે? (શિરીષનાં ફૂલોની પાંખડીએ કેટલી મુલાયમ, કેટલી કોમળ તથા સ્પર્શથી સુખ આપનારી હોય છે! સ્ત્રીએ પોતાના કોમળ કર-કમળોની ઘણીજ નાજુક આંગળીઓથી પણ ડરતાં ડરતાં સ્પર્શ કરે છે કે તેને દુ:ખ ન થાય; તેમ છતાં પણ જેમાં એ પાંખડીઓ બધાયેલી રહે છે, તે બધન કેટલું બધું કઠોર હોય છે! વિધાતાની ગતિ ખરેજ વિચિત્રજ છે!)

પ્રેમ-કલહમાં કેટલી મિઠાશ છે, તેનો અનુભવ પ્રેમી હ્રદયજ કરી શકે છે. જો પ્રેમમાંથી કલહ જુદો પાડી નાખવામાં આવે તો તેનો સ્વાદ ખાંડ નાખ્યા વિના વિવિધ પ્રકારના મેવા નાખીને કરેલા શીરા જેવોજ લાગશે. જેમ ખાંડ નાખ્યા સિવાય ખૂબ ઘી વગેરે નાખીને બનાવેલો શીરો સ્વાદિષ્ટ અને ચિત્તને આનંદ આપનાર બનતો નથી, તેજ પ્રમાણે જ્યાં સુધી મધુર મધુર કલહનો સંપુટ પટ દેવામાં આવે નહિ ત્યા સુધી તેમાં સતત રસ આવતો નથી. પ્રણય-કલહ પ્રેમને નિત્ય નવો બનાવ્યા કરે છે. કલહ

પ્રેમીરૂપી કદી ન ફાટનારી ચાદરનો ઉસ અથવા સોડા છે. તે તેને વખતોવખત ધોઇને બહુ સ્વચ્છ બનાવ્યા કરે છે. પરંતુ આ કલહ મધુર ભાવના ઉપાસકોમાંજ ભૂષણ ગણાય છે, અને બીજા ભાવોમાં તો દૂષણ ગણાય છે.

પંડિત જગદાનંદજીને વાચક ભૂલ્યા નહિ હોય. તેઓ નવદ્વીપમાં શ્રી નિવાસ પંડિતને ત્યાં પ્રભુની સાથે સંકીર્તનમાં જોડાતા હતા. સંન્યાસ લઇને જ્યારે ચૈતન્યદેવ પુરી પધાર્યા ત્યારે તેઓ પણ તેમનો દંડ લઇને એક સામાન્ય સેવકની પેઠે તેમની પાછળ પાછળ ગયા હતા અને આખા રસ્તામાં તેઓ પોતે ભિક્ષા માગીને પ્રભુ તથા બીજા બધા સાથીઓને ભોજન બનાવીને ખવરાવતા હતા. ચૈતન્યદેવ પહેલા વૃંદાવન ગયા તે વખતે તેઓ પણ તેમની સાથે ગયા હતા અને પછી રામકેલિથીજ તેમની સાથે પાછા પણ આવ્યા હતા. ચૈતન્યદેવ નીલાચલમાં સ્થાયી રહેવા લાગ્યા, ત્યાર પછી તેઓ પણ ત્યાં સ્થાયીરૂપે રહેવા લાગ્યા. વચમાં વચમાં પ્રભુની આજ્ઞાથી શચી માતાને માટે ભગવાનનુ પ્રસાદી વસ્ત્ર અને મહાપ્રસાદ લઇને તેઓ નવદ્વીપ પણ આવતા જતા હતા. પ્રભુના પ્રત્યે તેમને ઘણોજ મધુર ભાવ હતો. ભક્તો તેમના ઘણાજ કોમળ મધુર ભાવને જોઇને તેમને સત્યભામાનો અવતાર ગણાવતા અને સાચેજ, તેમની ઉપાસના પણ એવાજ ભાવની હતી. તેઓ પ્રભુના સંન્યાસની કઇ પણ પરવા કરતા નહોતા. તેઓ ઇચ્છતા હતા કે, ચૈતન્યદેવ ખૂબ સારા સારા પદાર્થ ખાય, સુંદર સુંદર વસ્ત્ર પહેરે તેમજ સારા સારા અને સ્વચ્છ તથા સુંદર આસનો ઉપર સૂઇ જાય. પરંતુ ચૈતન્યદેવ યતિધર્મથી વિરુદ્ધ આ વસ્તુઓનું સેવન કરવા ઇચ્છતાજ નહોતા. બસ, એજ બાબત ઉપર ઝગડો થયા કરતો ! કલહનુ મુખ્ય કારણ એજ હતું કે જગદાનંદ પ્રભુના શરીરની સહેજ પણ પીડા સહન કરી શકતા નહોતા. જગદાનંદજી પોતાના પ્રેમના આવેશમાં તેમને આકરી વાતો પણ કહી દેતા અને પ્રભુ પણ તેમનાથી હમેશાં ખૂબ ડરતા રહેતા હતા.

એક વાર તેઓ મહાપ્રસાદ અને વસ્ત્ર લઇને નવદ્વીપમાં શચી માતાની પાસે ગયા. માતા તેમને જોઇને પોતાના નિમાઈનાં દર્શનનો અનુભવ કરતાં હતાં અને બધા ગૌરભક્તો પણ તેમનાં દર્શનથી શ્રી ચૈતન્યદેવનાં ચરણોનાં દર્શન જેટલો આનંદ પ્રાપ્ત કરતા હતા. તેઓ જતા ત્યારે બધા ભકતોને મળીનેજ આવતા હતા. નવદ્વીપથી આચાર્યને ઘેર શાંતિપુર થઇને તેઓ શિવાનંદજી સેનને ઘેર પણ ગયા. ત્યાંથી તેઓ એક ઘડો સુગંધીવાળું સુખડ–ચંદન વગેરેનું તેલ,પ્રભુને માટે લેતા આવ્યા હતા. પ્રભુ હમેશાં ભાવમાં મસ્ત રહેતા હતા. તેમનાં અંગપ્રત્યંગોની નસો ઢીલી થઈ જતી અને આખા શરીરમાં પીડા થવા લાગતી. તેમણે વિચાર્યું કે, આ તેલથી પ્રભુના વાત–પિત્તજન્ય બધા વ્યાધિઓ શાંત થઈ જશે. પ્રેમના આવેશમાં પંડિત હોવા છતાં પણ તેઓ એ વાત ભૂલી ગયા કે, સંન્યાસીને માટે તેલ લગાવવાનો શાસ્ત્રમાં નિષેધ છે. પ્રેમમાં યોગ્યાયોગ્યનો વિચાર રહેતોજ નથી. પ્રેમીને માટે કોઇ લૌકિક નિયમ નથી, તેમની મથુરા તો ત્રણે લોકથી ન્યારી છે. જગદાનંદજીએ તેલ લાવીને ગોવિંદને આપ્યું અને કહ્યું કે, આને પ્રભુનાં અંગોમાં મર્દન કરજો.

ગોવિંદે પ્રભુને જણાવ્યુઃ “પ્રભો! જગદાનંદ પંડિત ગૌડ દેશથી આ ચંદનાદિ તેલ લાવ્યા છે અને શરીરે મર્દન કરવાનું કહી ગયા છે. હવે જેવી આજ્ઞા હોય તે પ્રમાણે કરૂં.”

પ્રભુએ કહ્યું કે “એક તો જગદાનંદ ગાંડો છે, તેની સાથે તું પણ ગાંડો થઇ ગયો. ભલા, સંન્યાસી થઇને તેલ તે ઘસાતું હશે! વળી તે પણ પાછું સુગંધીવાળું તેલ? રસ્તે થઇને જતા લોકો જોશે તેઓ કહેશે કે ‘આ શોખીન સંન્યાસી કેવા શૃંગાર કરે છે!’ સૌ લોકો વિષયી કહીને મારી નિંદા કરશે. મારે આવું તેલ લગાવવું ઉચિત નથી.” ગોવિંદ આ ઉત્તર સાંભળી ચૂપ થઈ ગયો.

બે-ચાર દિવસ પછી જગદાનંદજીએ ગોવિંદને પૂછયુઃ "ગોવિંદ ! તમે તે તેલ પ્રભુના શરીરમાં લગાવ્યુ નથી ?"

ગોવિંદે કહ્યું: "તેઓ લગાવવા દે ત્યારે લગાવું ને ? તેઓ તો મને ધમકાવે છે."

જગદાનંદજીએ ધીરેથી કહ્યું: "અરે ! તું પણ તેમના ધમકાવવાથી ગભરાઇ ગયો કે શું ? તેઓ તો એમ કહેતાજ રહેશે, તું લગાવી દેજે. મારૂ નામ દઇને કહેજે."

ગોવિંદે કહ્યુ: "પંડિતજી ! આ પ્રમાણે લગાવવાની તો મારામાં હિંમત નથી. હા, આપ કહેતા હો તો એક વાર ફરીથી નિવેદન કરી જોઉં."

બે-ચાર દિવસ પછી એકાંતમાં ઘણીજ દીનતાપૂર્વક ગોવિંદે કહ્યુ કે "પ્રભો ! તેઓ બિચારા કેટલો પરિશ્રમ કરીને કેટલે દૂરથી તેલ લાવ્યા છે, થોડુંક લગાવવા દો. તેમનું પણ મન રહેશે અને વળી આ તો દવા છે. રોગને માટે દવા લગાવવામાં શો દોષ ?"

પ્રભુએ પ્રેમભર્યા ગુસ્સામાં કહ્યું કે "તમે બધા તો મને મારા ધર્મથી ભ્રષ્ટ કરવા ઇચ્છો છો. આજે સુગંધી તેલ લગાવવાનુ કહો છો અને કાલે કહેશો કે તેલ માલિસ કરનારો એક માણસ વધારે રાખી લ્યો. જગદાનંદની તો બુદ્ધિ બગડી ગઇ છે. પંડિત હોવા છતાં તેમને એટલું જ્ઞાન નથી કે સંન્યાસીને માટે સુગંધી તેલનો સ્પર્શ કરવો એ પણ મહાપાપ છે. તેઓ જો પરિશ્રમ કરીને લાવ્યા છે, તો તે જગન્નાથજીના મંદિરમા દઇ આવો. ત્યાં દીવાઓમાં બાળવાના કામમા આવશે. તેમનો પરિશ્રમ પણ સફળ થશે અને ભગવત્પૂજામા કામ આવવાને લીધે આ તેલ પણ સાર્થક થશે." પ્રભુનો આવો મીઠો ઠપકો સાંભળીને ગોવિંદ તદ્દન ચૂપ થઇ ગયો, પછી તેણે એક પણ શબ્દ તેલ બાબતમાં કહ્યો નહિ.

ગોવિંદે બધી વાતો જઇને જગદાનંદજીને કહી દીધી. બીજે દિવસે જગદાનંદજી મોં ચડાવીને કંઇક ગુસ્સે થઇને પ્રભુની પાસે આવ્યા. પ્રભુ તેમના હાવભાવ જોઇનેજ સમજી ગયા કે, આ જરૂર કંઇક ખરી ખોટી સંભળાવવા આવ્યા છે, તેથી તેમણે પોતેજ પહેલી વાત કરવા માંડી. તેઓ ઘણોજ સ્નેહ દર્શાવતા ધીરે ધીરે મધુર વચનોમાં જગદાનંદજીને કહેવા લાગ્યાઃ–"જગદાનંદજી! આપ ગૌડ દેશથી ઘણું સુંદર તેલ લાવ્યા છો. મને થાય છે કે, તેમાંથી થોડુંક તેલ લગાવું; પરંતુ શું કરૂં? હું સંન્યાસ ધર્મને લીધે લાચાર છું. આપ પોતેજ પંડિત છો અને સંન્યાસીએ સુગંધીવાળું તેલ લગાવવું એ મહાપાપ છે, એ વાત આપનાથી અજાણી થોડીજ છે! તેથી હું લગાવી શકતો નથી. આપ એક કામ કરો. આ તેલ જગન્નાથજીને ભેટ કરી આવો, ત્યાં તેના દીવા થશે અને આપનો પરિશ્રમ પણ સફળ થશે."

જગદાનંદજીએ કંઇક ગુસ્સાના સ્વરે કહ્યુંઃ "આપને આવી મોં-માથા વિનાની વાત કોણે કહી? હું તેલ ક્યારે લાવ્યો છું?"

પ્રભુએ હસતાં હસતાં કહ્યુઃ "આપ સાચા ને હું જૂઠો. આ તેલનો કળશ મારે ત્યાં કોઇ દેવદૂત મૂકી ગયો છે."

આ સાંભળીને જગદાનંદજી રોષમાં ને રોષમાં ઉઠ્યા અને તે તેલનો ઘડો ઉઠાવીને જોરથી આંગણામાં પછાડયો. તે ઘડો આંગણામાં પડતાંજ તેના ભુક્કા થઈ ગયા. બધું તેલ આંગણામાં વહેવા લાગ્યું. ઘડો ફોડી નાખીને જગદાનંદજી જલદીથી પોતાને ઘેર ચાલ્યા ગયા અને અંદરથી ઘરનાં બારણાં બંધ કરીને પડ્યા રહ્યા. બે દિવસ સુધી ન તો તેમણે અન્નજળ લીધું કે ન તો બહાર પણ નીકળ્યા; પ્રણયકોપમાં તેઓ અંદરજ પડી રહ્યા.

ત્રીજે દિવસે પ્રભુ પોતે તેમને ઘેર પહોંચ્યા અને કમાડ ખટખટાવીને બોલ્યા કે "પંડિત! પંડિત! અંદર શું કરો છો? બહાર તો આવો, આપને એક વાત કહેવી છે." પરંતુ પંડિત કોનું સાંભળે તેમ હતા? તેઓ તો રિસાઇને પડ્યા રહ્યા હતા.

એટલે પ્રભુએ પહેલાંનાજ સ્વરે બહાર ઉભા ઉભા કહ્યું: "જુઓ, હું તમારે બારણે ભિક્ષાને માટે ઉભો છું અને આપ તો બારણું પણ ખોલતા નથી! જેને ઘેરથી અતિથિ નિરાશ થઇને પાછો ફરે છે, તે એ મનુષ્યનાં બધાં પુણ્યો લઇને ચાલ્યો જાય છે. જુઓ, આજે હું આપને ત્યાં ભિક્ષા કરવા આવવાનો છું, જલદી તૈયારી કરો. હું સમુદ્રસ્નાન અને ભગવાનનાં દર્શન કરીને હમણાં આવી પહોંચું છું." પ્રભુ આટલું કહીને ચાલ્યા ગયા. હવે જગદાનંદજીનો ક્રોધ કેટલી વાર રહી શકે! "પ્રભુને માટે ભિક્ષા બનાવવી છે" એ વિચાર આવતાંજ કોણ જાણે તેમનો ક્રોધ કયાં ચાલ્યો ગયો. તેઓ જલદીથી ઉઠ્યા. ઉઠીને શૌચાદિથી નિવૃત્ત થઇને સ્નાન કર્યું અને રઘુનાથ, રમાઇ પંડિત તથા બીજા પણ પોતાના બે-ચાર ગૌડીય વિરક્ત ભક્તોને બોલાવીને તેઓ ભિક્ષાનો પ્રબંધ કરવા લાગ્યા. ભોજન બનાવવામાં તો તેઓ પરમ પ્રવીણ હતાજ. જાત જાતના ઘણા સુંદર સુંદર પદાર્થો તેમણે પ્રભુને માટે તૈયાર કરી નાખ્યા. હજી તેઓ બધા પદાર્થો બનાવી રહ્યા નહોતા તેટલામાં તો હસતા હસતા ચૈતન્યદેવ પોતેજ આવીને હાજર થયા. મનમાં અત્યંત પ્રસન્ન થતા અને ઉપરથી હાસ્યયુક્ત છતાં સહેજ રોષભર્યા ચહેરે તેમણે એક વાર પ્રભુ તરફ જોયું અને પછી શાક પીરસવા લાગ્યા. પ્રભુ જલદીથી પોતેજ એક આસન લઇને બેસી ગયા. હવે તો જગદાનંદજી ઉઠ્યા. તેમણે નીચી દૃષ્ટિ કરીને ત્યાં બેઠાં બેઠાંજ એક થાળમાં પ્રભુનાં ચરણકમળો ધોયાં. ચૈતન્યદેવે તેમાં જરાપણ અડચણ નાખી નહિ. પછી તેમણે જાત જાતના પદાર્થો પ્રભુની

આગળ પીરસ્યા. તેઓ છાનામાના બેસીજ રહ્યા. જગદાનંદજીનું મૌન હવે ભાંગ્યું. તેમણે પોતાના હાસ્યને અંદર ને અંદર રોકતાં રોકતાં, લજ્જાભરી મધુર વાણીથી પોતાપણું પ્રગટ કરતાં કહ્યું: "પ્રસાદ કેમ જમતા નથી?"

પ્રભુએ કહ્યું: "હું નહિ જમું."

જગદાનંદજીએ તેજ ભાવથી નીચી દૃષ્ટિ કરીને કહ્યું: "ત્યારે આવ્યા કેમ હતા? કોઇ બોલાવવા તો આવ્યું નહોતું."

પ્રભુએ કહ્યું "મારી મરજીથી આવ્યો હતો, ને મારી મરજીથીજ નથી જમતો."

જગદાનંદજીએ કહ્યુ કે "જમો, જમો, જુઓ, ભાત ઠંડા થઈ જાય છે."

ત્યારે પ્રભુએ કહ્યુ· "ગમે તો ઠંડા થાય કે ગરમ, જ્યાંસુધી આપ મારી સાથે બેસીને નહિ જમો ત્યાંસુધી હું કદી પણ જમીશ નહિ. તમારે માટે એક પતરાળું પીરસો."

જગદાનંદજીએ માનમિશ્રિત હાસ્યભર્યા અવાજે કહ્યું: "જમો જમો, મારી કંઇ ચિંતા ન કરશો; હું તો પછીથીજ જમું છું. એટલે આપના જમ્યા પછી જમી લઇશ."

પ્રભુએ કહ્યું: "ભલેને હમેશાં પાછળજ જમતા હો, આજે તો મારી સાથેજ જમવું પડશે."

જગદાનંદજીએ કંઇક ગંભીરતાપૂર્વક કહ્યું· "પ્રભો! મેં અને રઘુનાથ, રમાઈ વગેરે બધાએ ભોજન બનાવ્યું છે. તેમને પ્રસાદ આપ્યા પછીજ હું જમી શકીશ. હવે હું આપની આજ્ઞાનું ઉલ્લંઘન ઓછુંજ કરી શકું છું! જરૂર જમી લઈશ."

આ સાંભળી પ્રભુ પ્રસાદ જમવા લાગ્યા. જે પદાર્થ પૂરો થઈ જતો, તે જગદાનંદજી ફરીથી તેટલોજ પીરસી

દેતા. જગદાનંદજી નારાજ થશે, એ ભયથી પ્રભુ ના પણ પાડતા નહોતા અને તેમની પ્રસન્નતા ખાતર જમીજ લેતા. બીજા દિવસો કરતાં કેટલાયેગણું વધારે ખાઇ ગયા, તો-પણ જગદાનંદજી માનતા નહોતા. એટલે પ્રભુએ દીનતા-ભર્યા અવાજે કહ્યું કે "બાપલા! હવે તો દયા કરશો કે નહિ? બીજા દિવસો કરતાં દસગણું ખાઇ ગયો છું, હજુ ક્યાં સુધી વધારે ખવડાવ્યા કરશો?" એમ કહીને પ્રભુએ ભોજન સમાપ્ત કર્યું. જગદાનંદજીએ મુખશુદ્ધિને માટે લવિંગ, ઇલાયચી અને હરડેના ટુકડા આપ્યા. પ્રભુ ખાતા ખાતા પાછા ત્યાંજ બેસી ગયા અને કહેવા લાગ્યા કે "જ્યાં સુધી આપ મારી સમક્ષ પ્રસાદ જમી લેશો નહિ, ત્યાં સુધી હું અહીંથી ખસીશ નહિ."

ત્યારે જગદાનંદજીએ હસીને કહ્યું: "હવે આપ આટલી ચિંતા શું કરવા કરો છો? હવે તો બધાની સાથે મારે પણ પ્રસાદ જમવોજ છે. આપ જઇને આરામ કરો." આ સાંભળીને પ્રભુ ગોવિંદને કહેવા લાગ્યા કે "ગોવિંદ! તું અહીંજ રહે અને જ્યાં સુધી તેઓ પ્રસાદ જમી લે નહિ, ત્યાં સુધી મારી પાસે આવતો નહિ." એમ કહીને પ્રભુ એકલાજ કમંડળુ ઉઠાવીને પોતાને નિવાસસ્થાને ચાલ્યા ગયા.

પ્રભુના ચાલ્યા ગયા પછી જગદાનંદજીએ ગોવિંદને કહ્યું કે "તમે જલદી જઇને પ્રભુનાં ચરણો દબાવો. હું તમારે માટે પ્રસાદી રાખી મૂકીશ. સંભવ છે કે પ્રભુ સૂઇ જશે." આ સાંભળીને ગોવિંદ ચાલ્યો ગયો અને સૂતેલા પ્રભુના ચરણો દબાવવા લાગ્યો. પ્રભુએ પૂછ્યુ:-"જગદાનંદે પ્રસાદ લીધો?" ગોવિંદે કહ્યું: "પ્રભો! તેઓ જમી લેશે, તેમને હજુ થોડુંક નિત્યકામ બાકી છે." એમ કહીને તે ધીરે ધીરે પ્રભુના પગનાં તળિયાં દબાવવા લાગ્યો. પ્રભુ કંઇક આંખો મટમટાવવા લાગ્યા અને થોડી વાર પછી જલદીથી આંખો ચોળતા ચોળતા કહેવા લાગ્યા: "ગોવિંદ! જા, જો તો ખરો કે જગદાનંદે પ્રસાદ લીધો

કે નહિ ? જો જમી લીધો હોય અથવા જમતા હોય તો મને જલદી આવીને ખબર આપ." તેમની આજ્ઞાથી ગોવિંદ ફરીથી ગયો. તેણે જઇને જોયુ તો બધા ભક્તોને પ્રભુનો ઉચ્છિષ્ટ મહાપ્રસાદ આપીને તેજ પત્રાળા ઉપર જગદાનંદજી જમવા બેઠા હતા. ગોવિંદને જોતાંજ તેઓ કહેવા લાગ્યા-"ગોવિંદ! તમારે માટે મેં અલગ પીરસી રાખ્યું છે, આવો, તમે પણ બેસી જાઓ."

ગોવિંદે કહ્યું: "હું પહેલાં પ્રભુને ખબર આપી આવું, પછી પ્રસાદ જમીશ" એમ કહી તે પ્રભુને ખબર આપવા ચાલ્યો ગયો. "જગદાનંદજી પ્રસાદ જમે છે" એ સાંભળીને પ્રભુને સંતોષ થયો અને તેમણે ગોવિંદને પણ પ્રસાદ જમવા મોકલી આપ્યો. ગોવિંદે આવીને બધા ભક્તોની સાથે બેસીને પ્રસાદ લીધો અને પછી ભક્તો પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા

આ પ્રકારનો પ્રેમકલહ મહાપ્રભુ અને જગદાનંદજીની વચમા ઘણી વાર થયા કરતો હતો અને તેમાં બન્ને જણ આનંદ અનુભવતા હતા.





# જગદાનંદજીની એકનિષ્ઠા

अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते ।
न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः ॥
(શ્રીમદ્ભાગવત, ૧૧-૨-૪૭)

અર્થાત્ જે પુરુષ પૂજ્ય શ્રીવિગ્રહોમાંજ શ્રદ્ધાપૂર્વક શ્રીહરિની પૂજા કરે છે અને ભગવદ્ભક્તોની તથા અન્ય પુરુષોની પૂજા નથી કરતો-તેમની ઉપેક્ષા કરે છે, તેને શાસ્ત્રોમાં પ્રાકૃત ભક્ત કહેવામા આવ્યો છે.

શાસ્ત્રોમાં ભક્તોના ઉત્તમ, મધ્યમ અને પ્રાકૃતરૂપે ત્રણ ભેદ બતવવામા આવ્યા છે જે ભક્ત પોતાના ઇષ્ટદેવને સર્વ-વ્યાપક સમજીને પ્રાણીમાત્ર પ્રત્યે શ્રદ્ધાભાવ રાખે છે, અને સર્વ વસ્તુઓમાં ઈષ્ટબુદ્ધિ રાખીને તેમનો આદર પણ કરે છે, તે સર્વોત્તમ ભક્ત છે. જે પોતાના ઇષ્ટમાં પ્રીતિ રાખે છે અને પોતાનીજ પેઠે ઈષ્ટ બંધુઓ પ્રત્યે શ્રદ્ધાભાવ, અસાધકો પ્રત્યે કૃપાભાવ, વિદ્વેષીઓ અને ભિન્ન મતવાળા-ઓના પ્રત્યે ઉપેક્ષાભાવ રાખે છે, તે મધ્યમ ભક્ત છે; અને જે પોતાના ઈષ્ટની મૂર્તિમાજ શ્રદ્ધાપૂર્વક તે શ્રીહરિની પૂજા કરે છે તથા ભગવદ્ભકતો અને અન્ય પુરુષો તરફ તદ્દન ઉદાસીન રહે છે, તે પ્રાકૃત-સામાન્ય ભક્ત છે. પ્રાકૃત ભકત ખરાબ નથી; સાચું પૂછો તો ભકિતના સાચા શ્રી-ગણેશ તો અહીથીજ થાય છે. જે પહેલાં પ્રાકૃત ભકત ના બન્યો તે ઉત્તમ અને મધ્યમ ભકત બનીજ કેમ કરીને શકે? નીચેનાં પગથીઆં છોડીને સૌથી ઉંચા ઉપર યોગે-શ્વરની કૃપા વિના કોઇ પણ જઇ શકતો નથી.

પંડિત જગદાનંદજી સરળ પ્રકૃતિવાળા ભક્ત હતા. તેઓ પ્રભુના શરીરસુખની પાછળ સર્વ કંઈ ભૂલી જતા હતા. પ્રભુ સિવાય તેમને માટે કોઇ પણ સંન્યાસી પૂજ્ય નહોતો. પ્રભુનાં બધાં કાર્યો લીલાસ્વરૂપ હોવાની તેમની ભાવના હતી. મહાપ્રભુ પણ તેમના ઉપર પરમકૃપા રાખતા હતા. તેમના ક્ષણે ક્ષણે રિસાઇ જવાના અને ગુસ્સે થવાના સ્વભાવથી તેઓ પૂરેપુરા પરિચિત હતા, તેથી તેમનાથી કંઈક ડરતા પણ હતા. સાધુ–સંન્યાસીને માટે જેમ સ્ત્રીસ્પર્શ એ પાપ છે, તેજ પ્રકારે રૂ ભરેલાં પોચાં પોચાં ગોદડાં–ગાદલાંનો ઉપયોગ કરવો એ પણ પાપ છે. તેથી મહાપ્રભુ હમેશાં કેળનાં પાન ઉપર સૂઇ જતા હતા. તેઓ રાત–દહાડો શ્રીકૃષ્ણવિરહમાં તરફડ્યા કરતા હતા. આહાર પણ તેમણે ઘણોજ થોડો કરી નાખ્યો હતો. એજ કારણે તેમનુ શરીર ઘણુંજ ક્ષીણ થઇ ગયું હતું. તે ક્ષીણ શરીરને કેળનાં પાન ઉપર પડેલું જોઇને બધા ભક્તોને અપાર દુઃખ થતું હતું; પરંતુ પ્રભુ સમક્ષ કંઈ કહેવાની હિંમતજ કોની હતી! બધા મન મારીને આ દારુણ દુઃખ સહન કરતા અને વિધાતાને ધિક્કાર્યા કરતા કે, આવું સુકુમાર સુંદર સ્વરૂપ આપીને પછી આ પ્રકારનું જીવન પ્રભુને આપ્યું એ નિર્દય દૈવનું કેવું ક્રૂર કર્મ છે!

જગદાનંદજી પ્રભુની આ કઠોરતાથી હમેશાં અસંતુષ્ટ રહેતા અને પોતાના ભોળા સ્વભાવને લીધે તેમને કોઇ કોઇ વાર આ પ્રકારની હઠ છોડવાનો આગ્રહ પણ કર્યા કરતા હતા; પરંતુ પ્રભુ તો ધીર પુરુષ હતા, તેઓ કોઇના કહેવા–કથવાથી ન્યાયનો માર્ગ ક્યાં છોડી દે તેમ હતા! તેથી જગદાનંદજીના બધા પ્રયત્નો નિષ્ફળજ જતા; તેમ છતાં પણ તેઓ પોતાના સીધા સ્વભાવને લીધે હમેશાં પ્રભુને સુખી રાખવાનો પ્રયત્ન કર્યા કરતા. તેમણે જ્યારે જોયું કે, પ્રભુના શરીરને કેળનાં પાન ઉપર સૂઇ રહેવાથી દુઃખ થાય છે, એટલે તેઓ બજારમાંથી એક સુંદર વસ્ત્ર ખરીદી ... ને ગેરુ રંગમાં રંગીને ... ગાદલું–ઓશીકું

બનાવ્યાં અને શીમળાનું રૂ લાવીને જાતેજ ગાદલા—ઓ-શીકામાં ભર્યું. પછી તેમણે તે લાવીને ગોવિંદને આપ્યાં અને તેને કહ્યું કે "આને પ્રભુની નીચે બિછાવજો અને ઉપર તેમનું વસ્ત્ર પાથરી દેજો." ગોવિંદે જગદાનંદજીની આજ્ઞાથી ડરતાં ડરતાં એજ પ્રમાણે કર્યું. મહાપ્રભુએ જ્યારે પથારી ઉપર પગ મૂક્યો ત્યારે તેમને કંઇક નરમ નરમ જણાયું. વસ્ત્ર ઉઠાવીને જોયું તો તેની નીચે ગાદલું બિછાવેલું છે, અને એક રંગીન ઓશીકું મૂકેલું છે. ગાદી—તકીઓ જોઇને તેમને ગુસ્સો આવી ગયો. તેમણે તેજ સમયે જોરથી ગોવિં-દને બૂમ મારી. ગોવિંદનું હૃદય ધડકવા લાગ્યું. તે બધું સમજી ગયો કે, પ્રભુએ ગાદી—તકીઓ જોઇ લીધો છે અને હવે કોણ જાણે મને શું શું કહી નાખશે. ગોવિંદ ડરતાં ડરતાં ધીરે ધીરે જઇને બારણાને ઓથે ઉભો રહ્યો. પ્રભુ-એ ફરીથી બૂમ પાડી: "ગોવિંદ ! ક્યાં ચાલ્યો ગયો ? સાંભળતો નથી ?"

ધીરે ધીરે ધ્રૂજતા અવાજે ગોવિંદે કહ્યું કે "પ્રભો ! હું હાજર છું, શી આજ્ઞા છે ?"

પ્રભુએ ઘણાજ સ્નેહભર્યા શબ્દોમાં પ્રેમભર્યા રોષ-પૂર્વક કહ્યું: "તમે બધા મળીને મને ધર્મભ્રષ્ટ કરવા તૈયાર થયા છો. મેં મારૂં શરીર તમારે અધીન રાખી મૂક્યું છે, પરંતુ તમે ઇચ્છો છો કે, હું વિષયભોગોમાં આસક્ત રહું. વિષયોના ઉપભોગને માટે મેં ઘરબાર છોડીને આ સંન્યાસ લીધો છે ! ઘર આગળ હું વિષયો ભોગવી શકતો નહોતો કેમ ઠીક છે ને ?"

ગોવિંદે કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તે ચૂપચાપ નીચું મસ્તક કરીને ઉભો રહ્યો. સ્વરૂપ ગોસ્વામી એક બાજુ છાનામાના બેઠા બેઠા પ્રભુને પદ—ભજન સંભળાવ-વાની રાહ જોતા હતા. તેઓ પણ ચૂપચાપજ બેસી રહ્યા. પ્રભુ ફરીથી કહેવા લાગ્યા કે "ખબર નથી આ લોકો ભજન-

દહાડો મારા શરીરનીજ ચિંતા ! ભાઇ ! ચૈતન્ય તો આ શરીરથી અળગો છે, તે તો નિત્ય સુખમય, આનંદમય અને પ્રેમમય છે. તેને આ સંસારી પદાર્થો ભલા શું સુખ પહોચાડી શકે તેમ છે ! જેને ચૈતન્ય સમજીને તમે સુખી બનાવવા ઇચ્છો છો, તે તો અચૈતન્ય છે, નશ્વર છે, ક્ષણ-ભંગુર છે, વિનાશી અને સદા બદલાતો રહેનાર છે, એને સુખી બનાવવાનો પ્રયત્ન કરવો એ મહાન મૂર્ખતા છે.

સ્વરૂપ ગોસ્વામી છાનામાના સાંભળી રહ્યા. પ્રભુએ પછી તેજ રીતે ગુસ્સાભર્યા સ્વરે કહ્યુ· " કેમ રે, ગોવિંદ ! તને આ શું સૂઝયું ? તેં શું એમ ધાર્યું હતું કે હું ગાદી–તકીઆ પાથરીને વિષયી પુરુષોની પેઠે સૂઇશ ? તું સાચેસાચું કહી દે કે, તેં આના પૈસા કયાથી આણ્યા ? આ વસ્ત્ર કોની પાસેથી માગી લાવ્યો છે ? સિલાઈના પૈસા કયાંથી આવ્યા ?"

ગોવિદે ધીરેથી મસ્તક નીચુ રાખીને જ જવાબ આપ્યો·–" પ્રભો ! જગદાનંદ પડિત મને એ આપી ગયા છે. અને તેમની આજ્ઞાથી મેં આ બિછાવી દીધું છે " જગદાનંદજીનુ નામ સાંભળીને પ્રભુ કંઈક ડરી ગયા. તેમને આનો ઉપયોગ ન કરવાનુ પ્રત્યક્ષ પરિણામ આખો સમક્ષ દેખાવા લાગ્યું. તેમની દૃષ્ટિમાં જગદાનદની રોષભરી દૃષ્ટિ સાકાર થઇને નૃત્ય કરવા લાગી. મહાપ્રભુ પછી કંઇ પણ કહી શકયા નહિ તેઓ વિચારવા લાગ્યા કે, હવે શું કહુ ? તેમનો ગુસ્સો કપૂરની પેઠે એકદમ કોણ જાણે કયાં ઉડી ગયો ! હૃદયના ભાવોના પ્રવીણ પારખ સરખા ગોસ્વામી મહાપ્રભુનો મનોભાવ સમજી ગયા તેથી ધીરેથી કહેવા લાગ્યા કે "પ્રભો ! એમાં નુકશાનજ શુ છે ? જગદાનદજીને દુઃખ થશે, તેમણે પ્રેમપૂર્વક ઘણી મહેનતથી પોતેજ આ બનાવ્યુ છે. શીમળાનું રૂ છે, વળી આપનું શરીર પણ ઘણુંજ નિર્બળ છે, મને પોતાને એને કેળનાં પાન ઉપર પડેલું જોઇને અતિ દુઃખ થાય છે. અસ્વસ્થ અવસ્થામાં

ગાદલાનો ઉપયોગ કરવામાં તો મને કોઈ નુકસાન જણાતું નથી. રોગી અવસ્થાનેજ આપત્તિકાળ કહે છે અને આપત્તિકાળમાં નિયમોનું પાલન ન થઇ શકે, તો કંઇ નુકસાન પણ નથી. કહ્યું પણ છે કે 'आपत्तिकाले मर्यादा नास्ति'

પ્રભુએ ધીરે ધીરે પ્રેમપૂર્વક સ્વરૂપ ગોસ્વામીને સમજાવતાં સમજાવતાં કહ્યું કે "સ્વરૂપ! તમે પોતેજ સમજુ છો, તમે પોતેજ સર્વ કંઇ શીખેલા છો, તો પછી તમને કોઇ શીખવીજ શું શકે? તમે વિચારો તો ખરા કે, જે સંન્યાસી આ પ્રકારે પોતાના મનને સમજાવીને વિષયોમાં પ્રવૃત્ત થઈ જાય તે અંતે મહાવિષયી બનીને પતિતજ થાય ને! વિષયોનો કયાંય અંતજ નથી. એક પછી બીજી ઇચ્છા ઉત્પન્ન થતીજ જાય છે. જ્યાં એક વાર નિયમથી ભ્રષ્ટ થયા કે તરત પછી નીચે તરફ પતનજ થયા કરે છે. પાણીનો પ્રવાહ એક વાર ઉપરથી છૂટવો જોઇએ. બસ, પછી નીચેની તરફજ ચાલશે. જેમનાં ખૂબ સાફ-સુંદર વસ્ત્રો હોય છે, તેજ ધૂળ, માટી અને ગંદી જગ્યામાં ન બેસવાની પરવા કરે છે. જ્યાં એક વાર કપડાં મેલાં થઇ ગયાં કે પછી કયાંય પણ બેસવામાં સંકોચ થતો નથી. પછી તો તે કપડાંની રહી સહી ચોખ્ખાઇની પણ પરવા કરતાં નથી. તેથી તમે મને ગાદલા ઉપર સૂવાનો આગ્રહ ના કરો. આજે ગાદલુ છે તો કાલે પલંગ પણ જોઇશે. પરમ દિવસે એક પગ દબાવનાર નોકર રાખવાની જરૂર જણાશે. શું મેં બધાં સુખો ભોગવતા રહેવાને માટે સંન્યાસ લીધો છે?"

પ્રભુનો આ માર્મિક ઉપદેશ સાંભળીને સ્વરૂપ ગોસ્વામી પછી કંઇ પણ ન બોલ્યા. તેમણે ગોવિંદને ગાદલુ-ઓશીકું ઉઠાવી લેવા ઇસારો કર્યો. ગોવિંદે ઇસારો થતાંજ તે મુલાયમ વસ્ત્ર ઉઠાવીને એક બાજુ રાખી દીધાં. પ્રભુ એજ પડેલાં પાન ઉપર સૂઇ ગયા.

બીજે દિવસે સ્વરૂપ ગોસ્વામી કેળના ઘણા ખોપટા ઉપાડી લાવ્યા અને તેને પોતાના નખો વડે બહુજ પાતળા

ચીરી ચીરીને પ્રભુના એક જૂના કપડામાં ભરી દીધા. ઘણું ઘણું કહ્યા પછી પ્રભુએ તે ગાદલું બિછાવવાનો સ્વીકાર કર્યો.

જગદાનંદજીએ ગોવિંદ દ્વારા જ્યારે આ સમાચાર સાંભળ્યા, ત્યારે તેમને ઘણુંજ દુઃખ થયું; પરંતુ પોતાનું દુઃખ તેમણે પ્રભુની આગળ પ્રગટ થવા દીધું નહિ. પ્રભુ પણ સર્વ કંઇ સમજી ગયા, તેથી તેમણે ગાદી-તકિયા-વાળી વાત ફરી છેડીજ નહિ. જગદાનંદજીને વૃંદાવન જવા-ની ઘણા દિવસથી ઇચ્છા હતી, તેથી તેમણે પ્રભુ આગળ પોતાની ઈચ્છા પ્રગટ પણ કરી હતી; પરંતુ પ્રભુએ તેમને વૃંદાવન જવાની આજ્ઞા આપી નહિ. મહાપ્રભુ જાણતા હતા કે, તેઓ સરળ છે, સીધા છે, ભોળા છે અને સંસારી વાતોથી તદ્દન અજ્ઞાત છે. તેમને દેશ, કાળ તથા પાત્ર જોઇને વર્તતાં આવડતું નથી; એમજ જે મનમાં આવ્યું તે કહી દે છે. બધા લોકોને શી ખબર કે, તેમના હૃદયમાં દ્વેષ નથી. તેઓ તો તેમનાં ક્રોધયુક્ત વચનો સાંભળીને તેમને ગમે તેમજ સંભળાવી દેશે. આવા સરળ મનુષ્યને રસ્તામાં ઘણુંજ દુઃખ થશે, એ બધું સમજી-વિચારીનેજ પ્રભુ તેમને ગૌડ મોકલી આપતા હતા; કેમકે ત્યાંના બધા ભક્તો તેમના સ્વભાવથી પરિચિત હતા. પરંતુ વૃંદાવન જવાની આજ્ઞા આપતા નહોતા. આ વખતે જગદાનંદજીએ ફરીથી નિશ્ચય કર્યો કે "પ્રભુ આજ્ઞા આપે તો અવશ્ય વ્રજમંડળની યાત્રા કરી આવું." એમ વિચારીને તેમણે એક દિવસ એકાંતમાં સ્વરૂપ ગોસ્વામીની સલાહ લઇને પ્રભુ પાસે વૃંદાવન જવાની આજ્ઞા માગી.

પ્રભુએ કહ્યું કે "આમ તો હું આપને જવાની રજા આપી પણ દેત, પરંતુ હવે તો કદી રજા નહિ આપું. મારા ઉપર ગુસ્સે થઇને જશો, તો મારૂં મન હમેશાં ઉદાસ રહ્યા કરશે."

જગદાનંદજીએ પ્રેમભરી મધુર વાણીથી કહ્યું: "પ્રભો! આપના ઉપર તે કોઇ ક્રોધ કરી શકે? વળી હું તો આપનો

સેવક છું. હું સાચા હૃદયથી કહું છું કે, હું ક્રોધ કરીને જતો નથી. મારી તો ઘણા દિવસની ઇચ્છા હતી તે આપ સમક્ષ પણ કેટલીયે વાર પ્રગટ કરી ચૂકયો છું."

આથી વાતનુ સમર્થન કરતાં સ્વરૂપ દામોદરજી કહેવા લાગ્યા કે "હા, પ્રભો! એમની ઘણા દિવસની ઇચ્છા છે. ભલા, એ આપના ઉપર કદી ગુસ્સે થઇ શકે? તેઓ ગૌડ પણ દર વર્ષે આવ-જા કરે છે. આ પ્રકારે તેમને વ્રજ જવા-ની પણ આજ્ઞા આપો!"

જગદાનંદજીએ કહ્યું કે "હા, પ્રભો! વૃંદાવનની પાવન ધૂલિને મસ્તક ઉપર ચઢાવવાની મારી ઉત્કટ ઇચ્છા છે, પણ આપની આજ્ઞા વિના જઈ શકતો નથી."

પ્રભુએ કહ્યું "સારી વાત છે. આપની ઉત્કટ ઇચ્છા છે તો જાઓ, પરંતુ એટલું ધ્યાન રાખજો કે, કોઇ સાથે વધારે વાતો ન કરતા. અહીથી કાશીજી સુધી તો કોઇ ભય નથી. આગળ લૂંટારા મળે છે, તેઓ બંગાળી સમજીને આપને મારી નાખશે. તેથી ત્યાંથી કોઇક ધર્માત્માં ક્ષત્રિય સાથે જજો. વૃંદાવનમાં હમેશાં સનાતનની સાથેજ રહેજો. તેમનીજ સાથે તીર્થ અને વનોની યાત્રા કરજો. સાધુ-મહાત્માઓને દૂરથીજ પ્રણામ કરજો. તેમની સાથે ઘણો વધારે સમાગમ રાખતા નહિ, કે તેમની સાથે વધારે દિવસો રહેતા પણ નહિ. વ્રજની યાત્રા કરીને તરંતજ પાછા ફરજો. સનાતનને કહી દેજો કે હું પણ વ્રજ આવીશ, મારે માટે કોઇ સ્થાન નક્કી કરી રાખે." આ પ્રકારે તેમને વિવિધ પ્રકારે સમજાવી-પટાવીને વૃંદાવન વિદાય કર્યા.

જગદાનંદજી બધા ગૌરભક્તોને વંદન કરીને અને મહાપ્રભુની ચરણરજ મસ્તકે ચઢાવીને ઝાડીખંડને રસ્તેથી વૃંદાવન તરફ જવા લાગ્યા. ભિક્ષા માગી ખાતા તેઓ કાશી, પ્રયાગ થઇને વૃંદાવન પહોંચ્યા. ત્યાં રૂપ-સનાતન

એ બન્ને ભાઈઓએ તેમનો ખૂબ સત્કાર કર્યો. તેઓ હમેશાં સનાતન ગોસ્વામીની જ સાથે રહેતા હતા. તેમને સાથે લઈને તેમણે વ્રજમંડળનાં બારે વનોની યાત્રા કરી. સનાતનજી ઘેરે ઘેરથી ભિક્ષા માગી લાવતા હતા અને તેમને અન્ન લાવીને આપતા હતા તથા તેઓ પોતાનું બનાવી લેતા હતા. સનાતનજી તો પોતે વ્રજવાસીઓનાં ઘરોમાંથી ટુકડા માગી લાવતા અને તેના ઉપર નિર્વાહ કરતા હતા. કોઈ વાર જગદાનંદજીની પાસે પણ પ્રસાદ જમી લેતા હતા.

સઘળાં વનોનાં દર્શન કરતા કરતા તેઓ મહાવન થઈને ગોકુળમાં આવ્યા. ગોકુળમાં એ બન્ને યમુનાજીના કિનારા ઉપર એક ગુફામાં રહ્યા. રહેતા તો બન્ને ગુફામાં હતા, પરંતુ ભોજનને માટે જગદાનંદ તો એક મંદિરમાં જતા હતા અને ત્યાં પોતાનું ભોજન પોતાના હાથ વડે બનાવીને જમતા હતા. સનાતનજી મહાવનમાં જઈને મધુકરી કરી આવતા હતા. તે સમયમાં ગોકુળ એટલું મોટું ગામ થયેલું નહોતું. ગોસ્વામીનીજ બે-ત્રણ બેઠકો તથા મંદિર હતાં. તેથી ભિક્ષાને માટે તેમને દોઢ-બે માઈલ રોજ જવું પડતું હતું.

એક દિવસ જગદાનંદજીએ સનાતનજીને નિમંત્રણ આપ્યું. સનાતનજી સમાન દૃષ્ટિ રાખનારા ઉચ્ચ કોટિના ભક્ત હતા. તેઓ સંન્યાસીમાત્રને ચૈતન્યની મૂર્તિ સમજીને તેમના પ્રત્યે ઉદાર ભાવ રાખતા હતા. તેઓ પોતાના ગુરુમાં અને શ્રીકૃષ્ણમાં કોઈ ભેદભાવ ગણતા નહોતા; તેથી તેમણે શ્રીચૈતન્યદેવને શ્રીકૃષ્ણ તથા અવતારી સિદ્ધ નહિ કરતાં શ્રીકૃષ્ણની લીલાઓનુંજ વર્ણન કરેલું છે. તેમની દૃષ્ટિમાં શ્રીકૃષ્ણ અને ચૈતન્યમાં કોઈ ભેદભાવ હોય, ત્યારે તેઓ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે ને!

મુકુંદ સરસ્વતી નામના એક સંન્યાસી હતા, તેમણે સનાતન ગોસ્વામીને પોતાનું ઓઢવાનું એક ભગવું વસ્ત્ર આપ્યું હતું. સનાતનજી પોતે તો એક ગોદડી સિવાય કંઈ

રાખતાજ નહોતા; તેને મહાત્માની પ્રસાદી માનીને તેમણે રાખી હતી. તે દિવસે જગદાનંદજીના નિમંત્રણમાં તેઓ તેજ વસ્ત્ર માથે બાંધીને ગયા. સનાતનજીના મસ્તક ઉપર આ ભગવા રંગનું વસ્ત્ર જોઈને જગદાનંદજીએ માન્યું કે, આ પ્રભુનું પ્રસાદી વસ્ત્ર છે, તેથી ઘણાજ સ્નેહપૂર્વક પૂછવા લાગ્યાઃ "સનાતનજી ! આપે આ પ્રભુનું વસ્ત્ર કયાંથી મેળવ્યું ?"

સનાતનજીએ સરળતાપૂર્વક કહ્યુંઃ "આ પ્રભુની પ્રસાદી નથી. મુકુંદ સરસ્વતી. નામના એક ઘણા સારા સંન્યાસી છે, તેમણેજ આ વસ્ત્ર મને આપ્યુ છે." આટલું સાંભળતાંજ જગદાનંદજીનો ક્રોધ ઉભરાઈ આવ્યો. તેઓ ભલા એ વાત કેમ સહન કરી શકે કે ગૌરભક્ત હોઈને કોઈ બીજા સંન્યાસીના વસ્ત્રને તે મસ્તકે ચઢાવે. તેમનો આદર માત્ર ચૈતન્યદેવનાજ વસ્ત્રમાં સીમાબદ્ધ હતો. જે કોઈ તેના પ્રત્યે માનબુદ્ધિ તજીને માન આપે છે, તે તેમની દૃષ્ટિમાં ખરાબ કામ કરે છે. તેથી તેઓ ક્રોધે ભરાયા અને ચૂલા ઉપરની હાંટલી ઉઠાવીને સનાતનજીને મારવા દોડયા. સનાતનજી તેમના આવા વ્યવહારને જોઈને શરમીંદા જેવા થઈ ગયા. જગદાનંદજીએ પણ હાંટલી ચૂલા ઉપર મૂકી દીધી અને પોતાની વાતના સમર્થનમાં કહેવા લાગ્યાઃ "આપ મહાપ્રભુના મુખ્ય પાર્ષદો–પાળાઓ–સેવકોમાંના છો. આપ કોઈ બીજા સંન્યાસીના વસ્ત્રને મસ્તકે ધારણ કરો, એ કયો ગૌરભક્ત સહન કરી શકે ?

આ વાત સાભળીને હસતાં હસતાં સનાતનજી કહેવા લાગ્યાઃ–"હું દૂરથીજ આપની એકનિષ્ઠાની વાતો સાંભળ્યા કરતો હતો, પરંતુ આજે આપની નિષ્ઠાનો પ્રત્યક્ષ પરિચય પ્રાપ્ત થયો. શ્રીચૈતન્યનાં ચરણોમા આપનો એટલો બધો દૃઢ અનુરાગ છે કે તેનો લેશ માત્ર પણ મારામાં નથી. આપની એકનિષ્ઠાને ધન્ય છે. મેં તો અમસ્તુંજ આપને દેખાડવા અને આપ શું કહો છો, તે જોવા માટેજ આ પહેરી લીધું હતું. આમ તો હું ભગવા વસ્ત્રનો અધિકારી

પણ નથી, વૈષ્ણવને ભગવા વસ્ત્રનો આગ્રહજ નથી હોતો." આ પ્રકારે સમજાવી પટાવીને તેમને શાંત કર્યા. જગદાનંદજીની આ નિષ્ઠા ખરાબ નહોતી. પરંતુ એજ કંઇ સાધ્ય નથી. સાધ્ય તો એજ છે કે, તેઓ ભગવા વસ્ત્ર માત્રમાં ચૈતન્યના વસ્ત્રનો અનુભવ કરતા, તેમાં શંકાને સ્થાનજ રહેતું નહોતું. જો કહીએ કે પતિવ્રતા સ્ત્રીની પેઠે પરપુરુષનું મોં જોવું એ જેમ પાપ છે, તેજ પ્રમાણે મધુર રસના ઉપાસકોને પોતાના ઇષ્ટદેવ પ્રત્યે એવી નિષ્ઠાજ સર્વોત્તમ કહેવામાં આવે છે, તો એ બરાબર નથી. કારણ કે પતિવ્રતાની દૃષ્ટિમાં તો પતિ સિવાય સંસારમાં કોઇ છેજ નહિ. તેમને માટે તો પતિ એજ સર્વસ્વ છે. પતિને ત્યજીને તેને માટે બીજું કોઇ તીર્થજ નથી. પરકીયા ભાવમાં એવી નિષ્ઠા ઘણી વાર જોવામાં આવે છે, પરંતુ તેમાં પણ સંકીર્ણતા નથી. તે પણ સંસારના સમસ્ત સૌંદર્યમાં પોતાના સ્વામીના સૌંદર્યનેજ માન આપે છે. જેમ શ્રીકૃષ્ણના અંતર્ધાન થઇ ગયા પછી ગોપીઓએ વેલી, પાન અને જીવજંતુઓમાં શ્રીકૃષ્ણસ્પર્શથી ઉદ્ભવતા આનંદનોજ અનુભવ કર્યો હતો. અસ્તુ. અમારા કહેવાનો ભાવાર્થ એટલોજ છે કે, અમારી દૃષ્ટિમાં આ પ્રાકૃત નિષ્ઠા છે. ઉત્તમ નિષ્ઠા આનાથી દૂર છે, પરંતુ તેના દ્વારા તેની પ્રાપ્તિ થઇ શકે છે.

જગદાનંદજી થોડો સમય વ્રજમાં રહીને મહાપ્રભુ પાસે પુરીમાં જવાની તૈયારીઓ કરવા લાગ્યા. પ્રભુને માટે સનાતનજીએ રાસલીલાસ્થળીની રજ, ગોવર્ધન પર્વતની શિલા, ગુંજાઓની માળા અને પાકેલાં સૂકાં પીલુ-એ ચીજો પ્રસાદ માટે આપી. એ અકિંચન, ત્યાગી, ભિક્ષુક ભક્તોની એજ ચીજો સર્વસ્વ હતી. ટેંટી અને પીલૂ વ્રજમાંજ વધારે થાય છે. બંગાળમાં તો લોકો એને ઓળખતાજ નથી. પીલૂ ઘણાં કડવાં થાય છે અને ટેંટી તેનાથી પણ વધારે કડવી. ટેંટીનું અથાણું સારૂં થાય છે. પાકી ટેંટીને વ્રજમાં પૈંકી કહે છે. જોવામાં લાલ-લાલ ઘણીજ સુંદર જણાય છે. પરંતુ તે ખાતાં તો ઉબકા આવે છે. વ્રજ-

ના ગાયો ચરાવનાર ગોવાળ પૈંચૂ અને પાકા પીલૂ ખાય છે. તેમાં નર્યાં બીજ ભરેલાં હોય છે અને રસ તો ઘણુંજ થોડાં બીઆંમાં લાગેલો હોય છે. બીઆંના રસને ચૂસીને 'શરીફા' સીતાફળનાં બીઆંની પેઠે તેને થુંકી નાખે છે. એજ વ્રજનો મેવો છે. શ્રીકૃષ્ણ ભગવાનને એજ ઘણાં પ્રિય હતાં. શા માટે વહાલાં હતાં તેની શી ખબર! તેથી તો બીજાઇને કોઈ ભકતે કહ્યું છે કેઃ—

કાબુલમેં મેવા કરી, બ્રજમેં ટેંટી ખાય;
કહૂં કહૂં ગોપાલકી, ભૂલિ સિટલ્લિ જાય.

અસ્તુ. જગદાનંદજી, સનાતનજીના આપેલા પ્રસાદને લઇને તેમનાથી વિદાય થઇને પુરી આવ્યા. પ્રભુ તેમને ક્ષેમકુશળ પાછા ફરેલા જોઇને પરમ પ્રસન્ન થયા. તેમણે સનાતનજીની આપેલી બધી ચીજો પ્રભુને અર્પણ કરી. પ્રભુએ એ બધીને શ્રદ્ધાપૂર્વક મસ્તકે ચઢાવી. બધી ચીજો તો પ્રભુએ રાખી લીધી; પીલુઓને તેમણે ભકતોમાં વહેંચી દીધાં. ભકતોએ 'વૃંદાવનનાં ફળ' માનીને તેને ખૂબ માનપૂર્વક ગ્રહણ કર્યાં. એક તો વૃંદાવનનાં ફળ, ને વળી મહાપ્રભુના હાથથી આપેલાં એટલે બધા ભકતો ખૂબ ભાવથી ખાવા લાગ્યા. જેઓ પહેલાં વૃંદાવન જઈ આવ્યા હતા, તેઓ તો જાણતા હતા કે આ અમૃત ફળ કેવી રીતે ખવાય છે! તેથી તેઓ મોંમાં નાખીને તેની ગોટલીઓ ધીરે ધીરે ચૂસવા લાગ્યા. જે નહોતા જાણતા તેઓ જલદીથી મોંમાં નાખીને ચાવવા લાગ્યા. ચાવતાંજ મોં કડવું ઝેર થઈ ગયું, આંખોમાં પાણી આવી ગયાં. બધા શીશકારા કરતા કરતા અહીં તહીં દોડવા લાગ્યા. ન તો ખાવાનુ બનતું કે ન તો થૂંકવાનું બનતું. પ્રભુએ આપેલા વૃંદાવનના પ્રસાદને ભલા થૂંકે કેમ કરીને! અને ખાય છે તો પ્રાણો ઉપર વીતે છે. ખેર, ગમે તેમ કરીને ભકતો તેને પાણી સાથે ગળે ઉતારી ગયા. પ્રભુ હસતાં હસતાં કહેતા હતા કે 'વ્રજનો પ્રસાદ મળવો એ કોઇ સરળ

કામ નથી જે વિષયભોગોનેજ સર્વસ્વ સમજી બેઠા છે, તેમને નથી તો વ્રજની ભૂમિમા રહેવાનો અધિકાર કે નથી તો વ્રજના મહાપ્રસાદને પામવાનો અધિકાર વ્રજવાસી બનવાનું ગદ્‌ભાગ્ય તો તેનેજ પ્રાપ્ત થઇ શકશે કે જેની બધી વાસનાઓ દૂર થઇ ગઇ હશે આ પ્રકારે જગદાનંદજીના આવવાથી બધા ભક્તોને ઘણી પ્રસન્નતા થઇ, તેઓ તેજ પ્રકારે સુખપૂર્વક પ્રભુની પાસે રહેવા લાગ્યા જગદાનંદજીનુ હૃદય શુદ્ધ હતુ, તેમને પ્રભુ પ્રત્યે ગાઢ પ્રેમ હતો તેઓ પ્રભુના શરીર ઉપર ઘણો પ્રેમ કરતા હતા એ ઠીક પણ છે જે કાગળ ઉપર ચિત્ર બનેલુ છે, તે કાગળને જો કોઇ ચાહે છે, તો તે કોઇ ને કોઈ દિવસ તેના ઉપર દોરેલા ચિત્રના સૌદર્ય ઉપર પણ પ્રેમ કરવા લાગશે જે સૌદર્યનેજ સર્વસ્વ સમજીને કાગળને નકામો સમજીને ફેંકી દે છે, તેના હાથમાથી તે કાગળ તો ચાલ્યો જ જાય છે, ને સાથેજ તેના ઉપર દોરેલુ ચિત્ર અને તેમાનુ સૌદર્ય પણ તેને ફરીથી કદી મળી શકતું નથી એ તો બનીજ શકે નહિ કે આપણે ઘી ઉપર પ્રેમ કરીએ અને જે પાત્રમા ઘી રાખ્યુ છે, તેની ઉપેક્ષા કરીએ પાત્રની સાથે ઘીનો આધારાધેય ભાવનો સબધ છે આધેય ઉપર પ્રેમ કરવાથી આધાર ઉપર આપોઆપજ પ્રેમ થઈ જાય છે આધારનો પ્રેમ એજ આધેયના પ્રેમને પ્રાપ્ત કરાવી શકે છે એજ સર્વ શાસ્ત્રોનો સિદ્ધાત છે





# श्री रघुनाथ भट्टने प्रभुनी आज्ञा.

दाराः परिभवकारा बन्धुजनो बन्धनं विषं विषयाः ।
कोऽयं जनस्य मोहो ये रिपवस्तेषु सुहृदाशा ॥
( સુભાષિત રત્નભાંડાગાર ૩૮૮-૧૨૬ )

સ્ત્રી સંસારને ઉત્પન્ન કરનારી છે, સંસારી બંધુજનો સંસારબંધનને વધારનારા છે. ઇંદ્રિયોના રૂપ, રસ અને સ્પર્શાદિ વિષયો વિષ સમાન અને પરમાર્થથી મૃત્યુ પ્રાપ્ત કરાવનારા છે. મોહરૂપી મદિરાનું પાન કરીને જે પુરુષ ઉન્મત્ત થઇ ગયો હોય તેના સિવાય બીજો કયો એવો પુરુષ હશે કે જે એ પરમાર્થના શત્રુઓ સાથે મિત્રતાની આશા રાખશે ?

પરમહંસ રામકૃષ્ણદેવ એક વાત કહ્યા કરતા હતા કે " એક બગીચ મા ઘણા સાધુઓ પડયા રહ્યા હતા. ત્યાં એક પરમ સુદર સ્ત્રી તેમના દર્શન માટે ગઈ. બધા સાધુઓ પરમ વિરકત હતા, એ બધાના ગુરુ આજન્મ બ્રહ્મચારી હતા, તેથી તેમણે શિષ્યો પણ એવાજ કર્યા હતા કે જેમણે જન્મથીજ સ નારી સુખ ન ભોગવ્યુ હોય. તેઓ બધા સ્ત્રીસુખથી અજ્ઞાન હતા તેથી તેમના મનમાં તે માતાના દર્શનથી કોઇ પ્રકારનો વિકાર થયો નહિ. તેઓમાથી એકે પહેલા સ્ત્રીસુખ ભોગવ્યું હતું, તેથી તે માતાના દર્શનથી તેની છુપાયેલી કામવાસના જાગ્રત થઈ ઉઠી અને તે વિષયસુખની ઇચ્છા કરવા લાગ્યો." આ વાત કહીને તેઓ કહેતા કે ' જુઓ, જે વાસણમાં એક વાર દહીં જામી ચૂકયું છે, તેમા દૂધ ફાટી જવાનો ભય રહ્યા

કરે છે, પણ જે ઘડો કોરો છે, તેમાં કોઈ ભય નથી. આ પ્રકારે જે વિષયસુખથી બચેલા છે, તેઓ કોરા ઘડા સમાન છે.' તેના ઉદાહરણમાં તેઓ પોતાના યુવક ભક્તોમાંથી નરેન્દ્ર ( વિવેકાનંદ ) વગેરેનું દૃષ્ટાંત દઇને કહેતા કે 'સર્વોત્તમ તો એજ છે કે સંસારી વિષયોથી એકદમ દૂર રહેવું. વિષય એજ બંધનનું કારણ છે.' મહાપ્રભુ ચૈતન્યદેવ પણ જેને વાસનાહીન અધિકારી સમજતા તેને સંસારમા પ્રવેશ કરવાની મનાઈ કરી દેતા અને આજન્મ બ્રહ્મચારી રહીને શ્રીકૃષ્ણકીર્તન કરવાનોજ ઉપદેશ કરતા. વિરક્ત ભક્તોને તો તેઓ સ્ત્રીઓ સાથે સહેજ પણ સંસર્ગ ન રાખવાની શિખામણ આપ્યા કરતા. પોતે કદી પણ સ્ત્રીઓ તરફ આંખ ઉઠાવીને જોતા નહિ, તેમજ તેમના શરીરનો પણ કદી સ્પર્શ કરતા નહોતા.

એક દિવસની વાત છે કે તેઓ ટોટા યમેશ્વર જતા હતા. તેજ સમયે રસ્તામાં એક દેવદાસી કન્યા પોતાના કોયલ જેવા સુંદર કંઠવડે મહાકવિ જયદેવના અમર કાવ્ય ગીતગોવિંદના પદને ગાતી ગાતી જતી હતી ! વસંતનો સુશોભિત સમય હતો. સ્ત્રીના કંઠની મધુરતાથી ભરપૂર એ ત્રૈલોક્યપાવન પદ સાંભળતાંજ પ્રભુનું મોર જેવું મન નૃત્ય કરવા લાગ્યું. તેમના કાનોમાઃ—

चंदनचर्चितनीलकलेवर पीतवसनवनमाली ।
केलिचलन्मणि कुण्डलमण्डित गण्डयुगस्मितशाली ॥

અર્થાત્ એક સખી બીજી સખીને કહી રહી છે કેઃ— "સખિ ! જો તો ખરી કે એ શ્રીહરિની કેવી અપૂર્વ શોભા છે ! નીલ આસમાની રંગના સુકોમળ શરીર ઉપર સુગંધીદાર ચંદન લગાવેલું છે, શરીરે પીળાં વસ્ત્ર પહેરેલા છે ! ગળામાં મનોહર વનમાળા ધારણ કરેલી છે રાસક્રીડાસમયે કાંચનમય મકર કુંડળ હાલી હાલીને સુંદર ગાલોને વધારે શોભાયુક્ત બનાવી રહ્યા છે, અને તેઓ મંદમંદ હસે છે."

આ પદાવલી એક પ્રકારની માદકતાનો સંચાર કરવા

લાગી. પોતાના પ્રિયતમના આવા સુંદર સ્વરૂપનું વર્ણન સાંભળતાંજ તેઓ પ્રેમમાં વિહ્વળ થઇ ગયા અને કાનોમાં અમૃતનો સંચાર કરનાર તે વ્યક્તિને આલિંગન કરવા દોડ્યા. પ્રેમના ઉદ્રેકમાં તેઓ સ્ત્રી કે પુરુષના ભાવોને એકદમ ભૂલી ગયા. રસ્તામાં અનેક કાંટાઓ હતા, તેનું પણ ધ્યાન રહ્યુ નહિ. પગમાં કાંટા ભોંકાતા જતા હતા પરંતુ તેઓ તેની કંઇ પણ પરવા નહિ કરતાં તે પદ તરફજ લક્ષ્ય આપીને દોડયા જતા હતા. પાછળ આવનારા ગોવિંદે જોરથી દોડીને અને પ્રભુને રોકીને કહ્યું: "પ્રભો! આ આપ શું કરી રહ્યા છો? જોતા નથી કે આ તો સ્ત્રી છે!"

'સ્ત્રી છે' એટલું સાંભળતાંજ પ્રભુ ચમકી ગયા અને ત્યાંજ પડી જઇને અત્યંત કરુણ સ્વરે વ્યાકુળતાપૂર્વક કહેવા લાગ્યા કે "ગોવિંદ! હું તારા આ ઉપકારને માટે હમેશાં તારો ઋણી રહીશ, તેં આજે મને સ્ત્રીસ્પર્શરૂપી પાપથી બચાવ્યો છે. જો સાચેજ હું ભૂલથી પણ સ્ત્રીસ્પર્શ કરી લેત તો આજેજ સમુદ્રમાં કૂદીને મારા પ્રાણ ગુમાવી દેત."

પ્રભુની આવી દીનતાભરી વાતો સાંભળીને ગોવિંદે શરમિંદા થઇ જઇને કહ્યુ: "પ્રભો! આપની રક્ષા કરનાર હું કોણ? જગન્નાથજીએજ આપની રક્ષા કરેલી છે. મારૂં તે શું ગજુ?"

મહાપ્રભુ પછી આગળ ગયા નહિ અને પાછા ફરીને તેમણે આ વાત પોતાના બધા વિરકત ભકતો સમક્ષ કહી અને ગોવિંદની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યા પછી તેમણે ગોવિંદને કહ્યુ: "ગોવિંદ! તું હમેશાં મારી સાથેજ રહ્યા કર. મને હવે શરીરનુ ભાન રહેતું નથી. ખબર નથી કે કયે વખતે હું કયું ખોટું કામ કરી બેસું."

કાશીવાસી પંડિત તપન મિશ્રને તો વાચક ભૂલ્યાજ નહિ હોય. તેમના પુત્ર રઘુનાથ ભટ્ટાચાર્ય પ્રભુના અનન્ય

સેવક હતા. પ્રભુ જ્યારે કાશી પધાર્યા હતા, ત્યારે તેમણે પ્રભુને આત્મસમર્પણ કરી દીધુ હતું પ્રભુના પુરી આવી ગયા પછી તેમને ફરીથી પ્રભુનાં ચરણકમળોના દર્શનોની ઇચ્છા થઇ. તેથી તેઓ કાશીજીથી ગૌડ થઇને નીલાચલ તરફ ચાલી નીકળ્યા. રસ્તામા તેમને રામદાસ વિશ્વાસ નામના એક કાયસ્થ મહાશય મળ્યા તેઓ ગૌડેશ્વરના દરબારમા મુનીમ હતા, રામાનદી સપ્રદાયના હતા અને મોટા પડિત, વિનયી તથા બ્રાહ્મણ સ્વભાવના હતા. તેઓ પણ જગન્નાથજીના દર્શને જતા હતા રઘુનાથજીને જોઇને તેમણે પ્રણામ કર્યા અને આવા યોગ્ય સાથીને પામીને તેઓ પરમ પ્રસન્ન થયા તેમણે રઘુનાથજીની પોટલી પણ જબરજસ્તીથી લઇ લીધી તથા બીજી પણ વિવિધ પ્રકારે તેમની સેવા કરવા લાગ્યા. રઘુનાથજી આથી કઇક સકોચાતા અને કહેતા કે " આપ આટલા મોટા પડિત છો, આટલા મોટા પ્રતિષ્ઠિત પુરુષ છો એટલે આપે મારી આ પ્રકારે સેવા કરવી શોભાજનક નથી " તેઓ વિનીત ભાવે ઉત્તર આપતા કે " હુ નીચ, અધમ, હલકી જાતિમાં ઉત્પન્ન થયેલો, ભલા આપની સેવા કરીજ શી શકુ ? તેમ છતાયે મારાથી જે કઇ બની શકે છે, તેનાથી મને આપ વચિત રાખો નહિ સાધુ બ્રાહ્મણોની સેવા કરવી એ તો મારૂ કર્તવ્ય છે હુ તો એમનો દાસ છુ " આ પ્રકારે બન્નેય બહુ આનદથી પ્રેમપૂર્વક પુરી પહોચ્યા પુરીમા પ્રભુના સ્થાનનો પત્તો મેળવીને રઘુનાથજી ત્યા પહોચ્યા અને તેમણે પ્રભુના ચરણકમળોમા શ્રદ્ધા-ભક્તિપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કર્યો પ્રભુ તેમને જોઇને ઘણાજ પ્રસન્ન થયા અને તેમને આલિગન કરીને તપન મિશ્ર તથા ચદ્રશેખર વગેરે ભક્તોના ક્ષેમ-કુશળ પૂછવા લાગ્યા રઘુનાથજીએ બધાના કુશળ સમાચાર સભળાવ્યા અને તેમના પ્રણામ પણ જણાવ્યા પ્રભુએ તે દિવસે રઘુનાથજીને પોતાની પાસેજ પ્રસાદ જમાડયો, અને તેમને રહેવાને માટે પોતાના સ્થાનમાજ એક સુદર સ્થાન આપ્યું

આઠ મહિનાઓ સુધી રઘુનાથ ભટ્ટ પ્રભુનાં ચરણો નજીક રહ્યા. ભોજન બનાવવામા તો તેઓ ઘણાજ પ્રવીણ હતા. પ્રભુને તેઓ ઘણી વાર પોતાને ત્યાં ભિક્ષા કરાવ્યા કરતા હતા. અને તેમના ઉચ્છિષ્ટ પ્રસાદને પામીને પોતાને કૃતકૃત્ય સમજતા. મહાપ્રભુ તેમના બનાવેલા પદાર્થો ઘણાજ આનંદપૂર્વક એમની પ્રશંસા કરતાં કરતાં જમતા હતા. આઠ મહિના પછી પ્રભુએ તેમને આજ્ઞા આપી કે.–" જુઓ, તમારાં માતપિતા વૃદ્ધ છે અને તમેજ તેમના એકમાત્ર સંતાન છો તેમની સ્વાભાવિક ઈચ્છા તમને ગૃહસ્થાશ્રમી બનાવવાની હશેજ, પરંતુ તમે ગૃહસ્થાશ્રમની જંજાળમાં કદી પણ ના પડતા. આજ પ્રકારે બ્રહ્મચારી રહેજો અને વિવાહ ના કરશો. વૃદ્ધ માતા–પિતાની સેવા કરવી એ તો તમારૂં કર્તવ્યજ છે, કેમકે તેમને કોઇ બીજો પુત્ર નથી. જ્યારે તેઓ પરલોકવાસી થઈ જાય, ત્યારે તમે વિરક્ત ભાવથી ભગવદ્ભજનમાજ તમારો સમય ગાળજો. એક વાર પુરી આવીને મને ફરીથી મળી જજો" આટલુ કહીને તેમણે તેમને વિદાય કર્યા તેઓ પણ પ્રભુથી વિદાય થઇને પ્રભુના વિયોગમા રડતા રડતા કાશીજી ચાલ્યા ગયા.

ચાર પાચ વર્ષમાં તેમનાં માતા તથા પિતા બન્નેય પરલોકવાસી થઇ ગયાં. શાસ્ત્રીય વિધિ અનુસાર તેમનાં ક્રિયા–કર્મ કરીને તેઓ પાછા પુરી પધાર્યા અને પ્રભુને જઇને બધી વાતો જણાવી. પ્રભુએ તેમને ફરીથી આઠ મહિના પોતાની પાસે રાખીને ભક્તિતત્ત્વનું શિક્ષણ આપ્યું અને અંતે તેમને વૃંદાવનમા રૂપ–સનાતનની પાસે રહેવાની આજ્ઞા આપી. પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરીને તેઓ વૃંદાવન તરફ જવા તૈયાર થયા.

પુરીના બધા ભક્તોની ચરણધૂલિ તેમણે પોતાના મસ્તક ઉપર ચઢાવી. ત્યારે તેઓ હાથ જોડીને પ્રભુની પાસે ઉભા રહ્યા. પ્રભુએ તેમને વારંવાર આલિંગન કર્યું અને જગન્નાથજીની પ્રસાદીની ચૌદ હાથ લાંબી તુલસી-

માળા અને કાથો–ચૂનો લગાવ્યા સિવાયનું પ્રસાદી પાન તેમને આપ્યાં. મહાપ્રભુની આપેલી એ બન્ને પ્રસાદી વસ્તુઓને તેમણે શ્રદ્ધાપૂર્વક મસ્તક ઉપર ચઢાવી અને આંસુભરી આંખોએ પૃથ્વી તરફ જોતાં જોતાં છાનામાના ઉભા રહ્યા. પ્રભુ તેમને ઉપદેશ આપવા લાગ્યા: "જુઓ, શ્રીવૃંદાવનની પવિત્ર ભૂમિ છોડીને બીજે ક્યાય ના જતા. વૈરાગ્યયુક્ત થઇને હમેશાં ભાગવતનો પાઠ કર્યા કરજો રૂપ–સનાતન બન્નેને પોતાના વડીલ સમજજો જે કંઇ શકા થયા કરે તે તેમનેજ પૂછી લીધા કરજો હમેશાં નામ–જપ કરતા રહેશો તો કૃપાળુ શ્રીકૃષ્ણ કોઇ ને કોઈ વાર અવશ્ય કૃપા કરશેજ. મગલમય ભગવાન તમારૂં મંગળ કરો, તમને જલદીથી શ્રીકૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થાઓ હવે જાઓ, બધા વૃદાવનવાસી ભકતોને મારા સ્મરણ કહેજો" આ પ્રકારે મહાપ્રભુના શુભાશિષ પામીને તેઓ કાશી, પ્રયાગ થઇને શ્રીવૃદાવન ધામમાં પહોંચ્યા. ત્યા રૂપ અને સનાતન એ બન્ને ભાઇઓએ તેમનો ઘણો સત્કાર કર્યો અને તેમને પોતાની પાસેજ રાખ્યા. તેઓ રૂપ ગોસ્વામીની સત્સંગસભામાં શ્રીમદ્‌ભાગવતનો પાઠ કર્યા કરતા હતા. તેમનુ ગળું ઘણુંજ સૂરવાળું હતું. ભાગવતના શ્લોકો એટલી સુંદર રીતે તેઓ બોલતા કે સાંભળનારા રડવા લાગતા. એકજ શ્લોક કેટલીયે રીતે કહેતા. કહેતાં કહેતાં પોતેજ ડૂસકા ભરી ભરીને રડવા લાગતા. તેમનો પ્રેમ અદ્‌ભુત હતો, તેઓ હમેશાં વૃંદાવન વિહારીના પ્રેમમાં છકેલા જેવા રહેતા હતા. હૃદયમા શ્રીગોવિંદજીનુ ધ્યાન હતું, જીભ હમેશાં હરિરસનુ પાન કર્યા કરતી હતી સાધુઓનો સત્સગ અને બ્રહ્મચર્યપૂર્વક જીવન ગાળવું, એનાથી વધારે સુખકર જીવન સંસારમાં બીજું હોઇજ શું શકે ? વિદ્વાનોએ સસારની બધી વસ્તુઓને ભયપ્રદ બતાવીને માત્ર એક વૈરાગ્યનેજ ભયરહિત માન્યો છે. આવું જીવન વિતાવવું એજ સર્વશ્રેષ્ઠ વૈરાગ્ય છે. જેમકે રાજર્ષિ યોગીરાજ ભર્તૃહરિએ કહ્યું છે કે:—

भक्तिर्भवे मरणजन्मभयं हृदिस्थं
स्नेहो न बन्धुषु न मन्मथजा विकाराः ।
संसर्गदोषरहित विजना वनान्ता
वैराग्यमस्ति किमतः परमर्थनीयम् ॥

અર્થાત્ ભક્તભયહારી ભગવાનનાં ચરણકમળોમાં પ્રેમ થાઓ. આ શરીરને નાશવાન સમજીને તેના પ્રત્યે અપ્રીતિ થાઓ; સંસારી ભાઈ, બંધુ તથા કુટુંબીઓમાં મમતા ન થાઓ અને હૃદયમાં કામજન્ય વાસનાનો અભાવ થાઓ. સ્ત્રીના સુંદર શરીરને જોઇને તેમાં આસક્તિ ન થતી હોય, તથા સંસારી લોકોના સંસર્ગજન્ય દોષથી રહિત, પવિત્ર અને શાંત એકાંત વનમાં નિવાસ હોય, તો તેનાથી વધારે ઇચ્છવાયોગ્ય વૈરાગ્ય બીજો કયો હોઇ શકે?

સાચેજ, જે સ્ત્રી-સમાગમથી રહિત થઇને એકાંતસ્થાનમાં બ્રહ્મચર્યપૂર્વક વૃંદાવનવિહારીનું ધ્યાન કરતાં કરતાં પોતાનો સમય ગાળી રહ્યો છે, તે દેવતાઓને પણ વંદનીય છે, તેની ચરણધૂલિ આ સમસ્ત પૃથ્વીને પાવન બનાવી દે છે, તે નરરૂપમાં સાક્ષાત્ નારાયણ છે, શરીરધારી બ્રહ્મ છે અને વૈકુંઠપતિના પરમપ્રિય મુખ્ય પાર્ષદ-સેવક છે.





# गंभीरा मंदिरमां श्रीगौरांग

प्रेमानामद्भुतार्थः श्रवणपथगतः कस्य नाम्नां महिम्नः
को वेत्ता कस्य वृंदावनविपिनमहामाधुरीषु प्रवेशः।
को वा जानाति राधां परमरसचमत्कारमाधुर्यसीमा-
मेकश्चैतन्यचन्द्रः परमकरुणया सर्वमाविश्चकार ॥

( શ્રી પ્રકાશાનન્દ )

અર્થાત્ પ્રેમ નામનો અદ્ભુત પદાર્થ કોને કાને પડતો હતો? નામનો મહિમા કોણ જાણી શકતું હતું? વૃંદાવનની માધુરીમા કોનો પ્રવેશ થઇ શકતો હતો? ઉત્તમ રસ-શૃંગારના ચમત્કારપૂર્ણ માધુર્યની સીમા રાધાને કોણ જાણી શકતું હતુ? એક શ્રી ચૈતન્યચંદ્ર મહાપ્રભુએ પોતાની સ્વાભાવિક પરમ કરુણાદ્વારા એ બધી વાતો પૃથ્વી ઉપર પ્રગટ કરી દીધી.

મહાપ્રભુ ગૌરાંગદેવ ચોવીસ વર્ષની અલ્પાવસ્થામાં કઠોર સન્યાસધર્મની દીક્ષા લઇને પુરી પધાર્યા પહેલાં છ વર્ષોમા તો તેઓ ભારતવર્ષના વિવિધ તીર્થોમા ભ્રમણ કરતા રહ્યા અને સૌથી છેવટે તેમણે શ્રીવૃંદાવન ધામની યાત્રા કરી મહાપ્રભુની આજ છેલ્લી યાત્રા હતી વૃંદાવન-થી પાછા ફરીને છેલ્લા અઢાર વર્ષો સુધી તેઓ અવિચ્છિન્ન ભાવે સચલ જગન્નાથના રૂપમા પુરી અથવા નીલાચલમાજ રહ્યા પછી તેમણે પુરીની પાવન પૃથ્વીનો પરિત્યાગ કરીને ક્યાય પણ પગ બહાર કાઢ્યો નહિ ગૌડ દેશથી રથયાત્રા-ને સમયે દર વર્ષે ઘણા ભક્તો આવ્યા કરતા હતા અને

તેઓ વરસાદના ચાર મહિના સુધી પ્રભુનાં ચરણકમળો પાસે રહીને પોતપોતાને સ્થાને ચાલ્યા જતા હતા. છ વર્ષો સુધી તો પ્રભુ તેમની સાથે એજ પ્રકારે ક્રીડા, ઉત્સવ અને સંકીર્તન કરતા રહ્યા. અંતે તેમનો પ્રેમોન્માદ સાધારણ હદ ઓળંગીને પરાકાષ્ઠા પર્યંત પહોચી ગયો; તેમાં પછી ભલા આ પ્રાકૃત શરીરનુ ભાન કયાંથી! એ તો પ્રકૃતિથી પરની વાત છે. સત્ત્વ, રજ અને તમ, એ ત્રણે ગુણોનો ત્યાં પ્રવેશ નથી, પરંતુ એ બધો ત્રિગુણાતીત વિષય છે. તેમા મળવું–હળવું, વાતચીત કરવી, ખાવુ પીવું તથા એવાં બીજાં કાર્યો કરવાનું બનીજ શકતું નથી. શરીર પોતેજ યંત્ર સમાન એ કાર્યોને આવશ્યકતાનુસાર કરતું રહે છે. ચિત્ત સાથે એ કાર્યોનો કોઈ સંબધ નથી. ચિત્ત તો અવિચ્છિન્ન ભાવથી એજ પ્રિયતમની રૂપમાધુરીનું પાન કરતુ રહે છે. મહાપ્રભુનું ચિત્ત પણ બાર વરસ સુધી શરીર છોડીને વૃદાવનના કોઇ કાળા રંગના ગોપબાલ સાથે ચાલ્યુ ગયું હતું. તેમનું મન વિનાનું શરીર પુરીમાં કાશી મિશ્રના વિશાળ ઘરના એક નિર્જન ગભીરા મદિરમાં પડ્યુ રહેતું હતું. અમે મહાપ્રભુની એ દિવ્યોન્માદકારી પ્રેમાવસ્થાના સબધમાં કંઇક કહીએ, તે પહેલાં એ જાણી લેવું આવશ્યક છે કે આ ગંભીરા મદિર વાસ્તવમાં શું છે?

શ્રી જગન્નાથજીના મંદિરની પાસેજ ઓરીસ્સાના રાજા મહારાજ પ્રતાપરુદ્રજીના કુલગુરુ પડિત કાશી મિશ્રજીના વિશાળ ઘરમા પ્રભુ નિવાસ કરતા હતા. મિશ્રજીનુ એ ભવન ઘણુંજ વિશાળ હતું. અનુમાનથી જાણી શકાય છે કે તેમાં ત્રણ માળ હશે, અને સેકડો મનુષ્યો તેમાં સુખેથી રહી શકતા હશે. ત્યારે તો ગૌડ દેશથી આવેલા લગભગ બધા ભક્તો ચાર મહિના સુધી ત્યાજ નિવાસ કરતા હતા. મહાપ્રભુ તેજ ભવનમા રહેતા હતા. બીજાં બીજાં મકાનોમાં પરમાનદ પુરી, બ્રહ્માનંદ ભારતી, સ્વરૂપ દામોદર, રઘુનાથદાસ, જગદાનદ, વક્રેશ્વર પડિત તથા

બીજા વિરક્ત ભક્તો રહેતા હતા. મહાપ્રભુ સદાથી એકાંત પ્રિય હતા, તેમને લોકસમૂહમાં રહેવું અરુચિકર હતું. તેજ ભવનમાં એકાંતમા એક ગુફાની પેઠે નાનકડું સ્થાન હતું. તે કોલાહલશૂન્ય, તદ્દન એકાંત અને શાંત મંદિર હતું. મહાપ્રભુ જ્યારે સૌથી અળગા થઈને એકાંતની ઇચ્છા કરતા ત્યારે તે એકાંત મંદિરમાં જઇને વિશ્રામ કરતા. તેનું બારણું એટલું નાનુ હતું કે એક માણસ જ તેમાં સંકોચપૂર્વક દાખલ થઈ શકતો હતો. મહાપ્રભુ જ્યારે થાકી જતા અથવા લોકોની ભીડથી અકળાઈ જતા, ત્યારે તેઓ તેમાં જઇને સૂઇ જતા.

મહાપ્રભુ જેવા ભક્તવત્સલ અને કૃપાળુ સ્વામી હતા, તેજ પ્રકારે તેમને સાચો સ્વામીભક્ત ગોવિંદ નામનો સેવક પણ પ્રાપ્ત થયો હતો. ગોવિંદનો મહાપ્રભુ પ્રત્યે વાત્સલ્યભાવ હતો, તે નિઃસ્વાર્થ ભાવથી ઘણીજ તત્પરતાપૂર્વક પ્રભુના શરીરની ખૂબજ દેખરેખ રાખતો. એક દિવસ મહાપ્રભુ સંકીર્તનથી થાકીને ગંભીરાના દરવાજા આગળ પડીને સૂઈ રહ્યા હતા. નિયમાનુસાર ગોવિંદ આવ્યો, અને તેણે કહ્યુ કે "પ્રભો ! હું શરીરે માલીસ કરીશ, મને અંદર આવવા દો." પ્રભુ તો ભાવાવેશમાં બેભાન પડયા હતા. તેમને શરીર-મર્દનનુ શું ધ્યાન ? બે-ચાર વાર પ્રાર્થના કરવા છતા તેમણે પડ્યા પડ્યાજ કહી દીધુ.—"આજે નહિ, જાઓ સૂઇ રહો."

ગોવિંદે વિનિતભાવથી કહ્યુ કે "પ્રભો ! મારો નિત્યનો નિયમ છે, મને આજે સેવાથી વંચિત ન કરો"

પ્રભુએ ગુસ્સે થઇને કહ્યું કે "નહિ, આ બધું કંઈ નહિ, શરીરમા ખૂબ દુઃખ થાય છે, મારાથી ઉઠાતું નથી, જઇને સૂઇ રહો."

ગોવિંદે ફરીથી અત્યંત વિનમ્રભાવે કહ્યું કે "પ્રભો ! થોડા દૂર થઈ જાઓ, બસ હું એક પગેજ અંદર આવી જઇશ, મને નિદ્રા નહિ આવે."

પ્રભુએ ઘણાજ સ્નેહપૂર્વક કહ્યું: "ભાઈ ગોવિંદ ! મારામાં હાલવાનું જોર નથી. સેવાપરાયણ સ્વામીભક્ત સેવક શું કરે ? સેવા કરવી એ તેનું મુખ્ય કર્તવ્ય છે. પ્રભુનું ઉલ્લંઘન કરીને જવું એ પાપ છે, પરંતુ તેમની સેવા ન કરવી એ તેનાથી પણ વધારે પાપ છે. તેથી 'ગમે તો મારે નરક ભલેને ભોગવવું પડે, પણ હું સેવામાં પ્રમાદ નહિ કરૂં.' આ વિચારીને તે પ્રભુને ઓળંગીનેજ ચાલ્યો ગયો અને ત્યાં જઇને તેણે પ્રભુની ચરણસેવા કરી તથા સમસ્ત શરીરને ધીરે ધીરે દબાવ્યું. ઘણી વાર થઈ ગયા પછી પ્રભુને ચૈતન્ય પ્રાપ્ત થયું. એટલે તેમણે ગોવિંદને પાસેજ બેઠેલો જોઇને પૂછયું કે "અરે ગોવિંદ ! તું હજુ સુધી બેઠોજ છે, સૂવા કેમ ગયો નથી ?"

તેણે કહ્યું કે "પ્રભો ! સૂવા કેમ કરીને જાઉં ? આપ તો દરવાજો રોકીને સૂઇ રહ્યા છો."

પ્રભુએ પૂછયુ: "ત્યારે તું આવ્યો કેમ કરીને હતો ?"

ગોવિંદે કંઇક શરમાઇને કહ્યું: "પ્રભો ! હું આપના શ્રીઅંગને ઓળંગીનેજ આવ્યો હતો, તેથી મારે જેટલા દિવસો સુધી નરક ભોગવવું પડે, તેટલા દિવસો સુધી હર્ષપૂર્વક નરક ભોગવીશ. આપના શરીરની સેવા ખાતર હું સર્વ કંઈ કરી શકું છું, પરંતુ મારા સૂવા માટે હું આવું પાપ કરી શકતો નથી." તેની આવી નિષ્ઠા જોઇને પ્રભુએ તેને છાતી સરસો ચાપ્યો અને તેને શ્રીકૃષ્ણ-પ્રેમ-પ્રાપ્તિનો આશીર્વાદ આપ્યો.

આ બનાવથી પણ જાણી શકાય છે કે, ગંભીરા મંદિર ઘણુંજ નાનું હશે. પહેલાં તો મહાપ્રભુ કોઇ કોઈ વારજ તેમાં શયન કરતા રહ્યા. જેમ જેમ તેમની એકાંતનિષ્ઠા વધતી ગઇ અને પ્રેમોન્માદ વધતો ગયો, તેમ તેમ તેઓ ગંભીરા મંદિરમાં પોતાનો વધારે સમય ગાળવા લાગ્યા. છેલ્લાં બાર વર્ષ તો તેમનાં ગંભીરા મંદિરમાંજ ગયાં. તે સ્થાનનું નામ પહેલેથીજ ગંભીરા હતું અથવા પ્રભુના

ગંભીર ભાવે રહેવાથી તેને લોકો ગંભીગ કહેવા લાગ્યા, તેની બરાબર ખબર નથી. અનુમાન એવુંજ કરવામાં આવે છે કે, પ્રભુના અંતઃપુર સમાન સ્થાનમાં પોતાના અંતરંગ ભક્તો સાથે રાગમય એકાંતિક જીવન ગાળવાને કારણે તે સ્થાનને ભક્તો 'ગંભીરા'ના નામથી બોલાવવા લાગ્યા હશે. પ્રભુએ ગંભીરા મંદિરમાં રહીને જે બાર વર્ષ ગાળ્યાં અને તે અવસ્થામાં તેમણે જે લીલાઓ કરી, તેમને ભક્તો 'ગંભીરા લીલા'ના નામથી જાણે છે અને કહે છે. ગૌડીય વૈષ્ણવ ગ્રંથોમાં સર્વત્ર 'ગંભીરા લીલા' શબ્દનો ઉપયોગ મળી આવે છે.

એ બાર વર્ષોમાં પ્રભુના શરીરમાં જે જે પ્રેમના ભાવ ઉત્પન્ન થયા, તેમની જેવી અલૌકિક દશાઓ થઈ હતી તે કોઇ પણ મહાપુરુષના શરીરમાં પ્રત્યક્ષ રીતે પ્રગટ થઇ નહિ, તેમણે પ્રેમની પરાકાષ્ઠા કરી બતાવી, મધુર રસનો આસ્વાદ કયે પ્રકારે કરવામા આવે છે તેનુ તેમણે સાકાર સ્વરૂપ બતાવી આપ્યુ તે દિવસોમાં સ્વરૂપ દામોદર અને રાય રામાનંદ, એજ પ્રભુના તે ભાવના મુખ્ય જાણકાર હતા. મહાપ્રભુ હમેશા વિયોગિની શ્રીરાધાજીના ભાવમાં ભાવમગ્ન રહેતા સ્વરૂપ ગોસ્વામી અને રાય રામાનંદજીને તેઓ પોતાની લલિતા અને વિશાખા સખી સમજતા બસ, એજ કારણથી તેમને થોડી ઘણી શાંતિ થતી, વાસ્તવમાં મધુર ભાવના મર્મજ્ઞ એ બન્ને મહાનુભાવો લલિતા અને વિશાખાની પેઠે પ્રભુની વિરહવેદના ઓછી કરવામાં સર્વ પ્રકારે તેમને મદદ કરતા અને હમેશા પ્રભુની સેવા શુશ્રૂષામાંજ તત્પર રહેતા. સ્વરૂપ ગોસ્વામીનુ ગળુ ઘણુંજ કોમળ હતું. તેઓ પોતાના સૂરીલા તાનથી મધુરભાવના પદ ગાઇ ગાઇને પ્રભુને સંભળાવ્યા કરતા હતા મહાપ્રભુને શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના ગોપીગીત, શ્રીજયદેવનું ગીતગોવિંદ અને ચંડીદાસ તથા વિદ્યાપતિ ઠાકુરના પદ ઘણાજ પ્રિય હતાં. સ્વરૂપ ગોસ્વામી પોતાના સુંદર સૂરીલા અવાજથી તે બધાને સંભળાવ્યા કરતા હતા અને

રાય રામાનંદજી કૃષ્ણકથા કરતા હતા એજ પ્રકારે રસાસ્વાદ કરતાં કરતા રાત્રિ વ્યતીત થઈ જતી અને સૂર્ય ઉદય થતા ખબર પડતી કે હવે પ્રાતઃકાળ થઈ ગયો છે. તે સમયે પ્રભુની જે પણ દશા થતી તેને સ્વરૂપ દામોદરજી પોતાના 'કડચા'મા લખતા જતા હતા. સાચેજ, એજ મહાનુભાવની કૃપાથી તો આજે સંસાર શ્રીચૈતન્યદેવના પ્રેમની અલૌકિક દશાઓને સમજી શક્યો છે, નહિ તો તે ભાવ પ્રત્યક્ષ રૂપથી સંસારમાં અપ્રકટજ રહ્યા કરત. એ ભાવો માનવીની ભાષામા વ્યક્ત કરીજ શકાતા નથી. એ ભાવોને વ્યક્ત કરવાની ભાષાજ જુદી છે અને તેનુ નામ 'મૂક ભાષા' છે કોઇ પરમ રસમર્મજ્ઞ લોકાતીત ભાવવાળો પુરુષ તેનુ સહેજજ વર્ણન કરી શકે છે. સ્વરૂપ દામોદરજીએ સંસાર ઉપર ઉપકાર કરીને તેનુ થોડું ઘણુ વર્ણન કર્યું. વાસ્તવમા તેઓજ ચૈતન્યના ભાવોનુ બરાબર વર્ણન કરી શકે તેમ હતું. તે સમયે પ્રભુ હમેશાં શરીરથી જ્ઞાનશૂન્ય જેવા બની જતા હતા તેમના અતરંગ ભક્તોજ તેમના શરીરની દેખરેખ અને સેવા-શુશ્રૂષા કરતા હતા. તેમા ગોવિંદ, જગદાનંદ, રઘુનાથદાસ, સ્વરૂપ દામોદર અને રાય રામાનંદજી એજ મુખ્ય હતા. સ્વરૂપ ગોસ્વામી જે કંઈ લખતા હતા, તેને રઘુનાથ ગોસ્વામી કંઠસ્થ કરતા જતા હતા. આ પ્રકારે સ્વરૂપ દામોદરજીના કડચા રઘુનાથદાસજીના ગળાનો સર્વોત્તમ હાર બની ગયા હતા. મહાપ્રભુ અને સ્વરૂપ દામોદરજીના તિરોભાવ પછી રઘુનાથદાસજી પુરી ત્યજીને શ્રીવૃંદાવન ચાલ્યા ગયા અને ત્યાંજ એકાતમા નિવાસ કરવા લાગ્યા. શ્રીચૈતન્યચરિતામૃતના લેખક ગોસ્વામી કૃષ્ણદાસ કવિરાજ તેમના પરમ પ્રિય શિષ્ય હતા, તેથી 'સ્વરૂપ ગોસ્વામીના કડચા' તેમની પાસેથી કવિરાજને મળ્યા. કવિરાજ મહાશયે તેજ કડચાને આધારે પોતાના પરમ પ્રસિદ્ધ 'શ્રીચૈતન્યચરિતામૃત' નામના ગ્રંથના છેલ્લા સાત અધ્યાય લખ્યા છે. તેથી હવે 'સ્વરૂપ દામોદરજીના કડચા' નામનો કોઈ

અલગ ગ્રંથ તો મળતો નથી. આ સાત અધ્યાયોનેજ તેનો સાર સમજવો જોઇએ. તે મહાપુરુષે એ અલૌકિક દિવ્ય ગ્રંથનો જનતામાં શા માટે પ્રચાર અને ફેલાવો થવા ન દીધો, તે તો તેઓજ જાણે. અમે પામર પ્રાણી ભલા આ સંબંધમાં શું સમજી શકીએ! સંસારને તેમણે આટલા વધારે દિવ્ય રસનો અનધિકારી માન્યો હશે. ઘણે ભાગે એમજ જોવામાં આવે છે કે, મહાપુરુષ પોતાનો સંપૂર્ણ પ્રેમ કોઈના ઉપર પ્રગટ કરતા નથી. જો દુર્બળ જીવ ઉપર તેઓ પોતાનો અમોઘ પ્રેમ એક સાથેજ પ્રગટ કરી દે તો તેનું હૃદય ફાટી જાય; સાધારણ લોકો મહાપુરુષોના પ્રેમને સહન કરી શકતા નથી. તેથી મહાપુરુષ, ધીરે ધીરે પાત્ર જેટલા જેટલા પ્રેમનો અધિકારી બનતો જાય છે, તેટલો તેટલો પ્રેમ તેના પ્રત્યે દર્શાવે છે; કેમકે તેઓ પ્રેમની અમોઘ શક્તિથી પૂર્ણ રીતે પરિચિત હોય છે.

ગોસ્વામી કૃષ્ણદાસ કવિરાજ કવિહૃદયના પ્રેમમર્મજ્ઞ અને ઉચ્ચ કોટિના રસમર્મજ્ઞ હતા. તેમણે પોતાના બંગાળી ભાષાના 'પયાર' નામના છંદોમાં જે ખૂબીથી મહાપ્રભુના એ અંતિમ ભાવોનું વર્ણન કર્યું છે, તે વાંચીને એવો કયો સહૃદયી રસિક પુરુષ હશે કે જે રડયા વિના એક પણ પયાર વાંચી શકે. તે અમર કવિની લેખિનીથી પ્રેમનું જેવું સજીવ, સુંદર અને બોલતું ચાલતું વર્ણન થયું છે તેવું વર્ણન બીજા સાધારણ કવિઓની લેખિનીથી થવું તદ્દન અસંભવિત છે. પ્રેમનો પ્રસંગ એક તો એવોજ જટિલ છે, વળી તેને માનવી ભાષાની કવિતામાં વર્ણન કરવો એ તો સાચેજ મહાન્ પ્રતિભા અને ઘણીજ સાહસિકતાનું કામ છે. કવિરાજજી પોતેજ કહે છે કેઃ—

પ્રેમાર વિકાર વર્ણિતે ચાહે યેઇ જન,
ચાઁદ ધરિતે ચાહે યેન હઇયા વામન.
વાયુ જૈછે સિંધુ-જલેર હરે એક 'કણ,'
કૃષ્ણપ્રેમ-કણ તૈછે જીવેર સ્પર્શન.

ક્ષણે ક્ષણે ઉઠે પ્રેમાર તરંગ અનંત,
જીવ છાર કાહાં તાર પાઇબેક અંત.
શ્રીકૃષ્ણચૈતન્ય યાહા કરેન આસ્વાદન,
સબે એક જાને તાહા સ્વરૂપાદિ 'ગણ'.

અર્થાત્ 'જે પુરુષ પ્રેમના વિકારને વર્ણવવાનો પ્રયત્ન કરે છે, તેનો પ્રયત્ન વામન જેવો છે કે જે સૌથી નાનો હોવા છતાં પણ આકાશમાં રહેલા ચંદ્રમાને પકડવા ઇચ્છે છે. જે પ્રકારે અનંત-અથાગ મહાસાગરમાંથી વાયુ એક કણને ઉડાવી લાવે છે, તેજ પ્રકારે શ્રીકૃષ્ણપ્રેમાર્ણવપયનો. એક કણ જીવોનો સ્પર્શ કરી શકે છે. ક્ષણ ક્ષણમાં પ્રેમની અનંત લહરિઓ ઉઠે છે, ભલા સાધારણ જીવ તેનો પાર કેમ કરીને પામી શકે ? શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુના પ્રેમરસનો જે સ્વાદ લે છે, તે તો તેમના પરમ પ્રિય ગણ શ્રી સ્વરૂપ દામોદર તથા રામાનંદરાય વગેરેજ જાણી શકે છે.' આ પ્રમાણે કહીને તેમણે પોતાને પણ પ્રેમતત્ત્વનું વર્ણન કરવાના અનધિકારી સાબિત કરી દીધા છે, અને તેઓ તેનુ સમર્થન કરતા સ્પષ્ટ સ્વીકાર પણ કરે છે.

लिख्यते श्रीलगौरेन्दोरत्यद्भुतमलौकिकम् ।
यैर्दृष्टं तन्मुखाच्छ्रुत्वा दिव्योन्मादविचेष्टितम् ॥

(શ્રી ચૈતન્ય ચ. ૧૭-૧)

અર્થાત્ "શ્રી ગૌરાંગ મહાપ્રભુની ઘણીજ અદ્‌ભુત અલૌકિક દિવ્યોન્માદકારક ચેષ્ટાઓને-જેમણે (શ્રીરઘુનાથદાસજીએ) પોતાની આંખોથી પ્રત્યક્ષ દેખી છે, તેમનાજ મુખેથી સાંભળીને હુ લખું છું." આ વાતથી તો હવે શંકાને માટે કોઇ સ્થાનજ રહેતું નથી જો કોઈ સામાન્ય મનુષ્ય તેમને આ વાત કહેત તો તેઓ તેનો વિશ્વાસ પણ ન કરત; પરંતુ જ્યારે સાક્ષાત્ રઘુનાથજીજ તેમને કહી રહ્યા છે કે જે નિરંતર બાર વર્ષો સુધી પ્રભુની પાસેજ રહ્યા હતા ત્યારે તો તેમને પણ વિશ્વાસ કરવો જ પડયો. આ વાત તેઓ પોતે કહે છે કે-

શાસ્ત્ર લોકાતીત યેઈ યેઇ ભાવ હય;
ઈતર લોકેર તાતે ના હય નિશ્ચય.
રઘુનાથદાસેર સદા પ્રભુ સંગે સ્થિતિ;
તાર મુખે સુનિ લિખિ કરિયા પ્રતીતિ.

અર્થાત્ "મહાપ્રભુના આ દિવ્યોન્માદકારી ભાવોને જો કોઇ બીજો પુરુષ કહેત તો સંભવ છે કે ખાતરી પણ ન પડત, પરંતુ હમેશાં પ્રભુની સાથે રહેનારા રઘુનાથદાસજીએ પોતાના મુખમાંથી એ ભાવો મને બતાવ્યા, ત્યારે મેં તેમને મારા ગ્રંથમાં લખી દીધા. આમાં હવે શંકાને માટે સ્થાનજ નથી." આ પ્રકારે સ્થળે સ્થળે તેમણે એ ભાવોને અવર્ણનીય બતાવ્યા છે. અને સાત અધ્યાયોમાં ઘણી સુંદરતાથી વર્ણન કરીને અંતમાં કહી દીધું છે કે—

પ્રભુર ગંભીર લીલા ના પારિ બૂઝિતે,
બુદ્ધિ પ્રવેશ નાહિ તાતે ના પારિ વર્ણિતે.

અર્થાત્ "મહાપ્રભુની ગંભીર લીલા કંઈ જાણી શકાતી નથી, બુદ્ધિનો તો ત્યાં પ્રવેશજ નથી; તોપછી વર્ણન કેમ કરીને થઇ શકે ?" જે પ્રેમોન્માદકારી લીલાનું વર્ણન કરવામાં પ્રેમના એકમાત્ર ઉપાસક, ગૌરકૃપાના પૂર્ણપાત્ર તથા જીંદગીભર-વૃંદાવનમાંજ વાસ કરીને પ્રેમની સાધના કરનારા કવિરાજ ગોસ્વામી પોતાની વૃદ્ધાવસ્થાથી ધ્રૂજતી લેખિનીનેજ અસમર્થ બતાવે છે, તો હું કાલ પરમ દિવસનો છોકરો કે જેનો પ્રેમમાર્ગમાં પ્રવેશ તો શું, પણ વલણ પણ થયું નથી, એવો સામાન્ય કોટિનો જીવ તેનું વર્ણનજ શું કરી શકુ ? મારે માટે તો સૌથી સરળ ઉપાય એજ છે કે આ પ્રસંગને છોડીજ દેવો. પરંતુ આ પ્રસંગને છોડવો એ દૂધને દોહીને, ઉકાળીને, જમાવીને અને તેનું દહી બનાવીને આખો દિવસ વલોવતા રહીએ અને જ્યારે માખણ નીકળવાનો સમય આવે ત્યારે તેને છોડી દેવા જેવું છે. મહાપ્રભુના જીવનનો એ તો સાર છે, ત્યાં તો પ્રેમની પરાકાષ્ઠા થાય છે, એ તો તેમનો જીવોને માટે છેલ્લો ઉપદેશ છે, તેને તો ધ્રુવલક્ષ્ય બનાવીને સાધક

આગળ વધી શકે છે. તેથી તેને છોડી દેવો એ તો જાણે આટલા બધા કર્યા-કારવ્યાને સાર સમજ્યા વિના છોડી દેવા જેવું છે તેથી અમે એનુ અમારી ક્ષુદ્ર બુદ્ધિ અનુસાર કવિરાજ ગોસ્વામીનાં ચરણચિહ્નોનુ અનુસરણ કરતાં કરતાં વર્ણન કરીએ છીએ. બીજાં સ્થાનોમાં તો અમે અમારી સ્વાભાવિક સ્વતંત્રતાથી કામ લીધું છે, પરંતુ આ વિષયમાં અમે જ્યાં સુધી બની શકશે ત્યાં સુધી એજ પૂર્વપુરુષોની પ્રણાલિકાનુંજ અનુકરણ કરીશું. અક્ષરોનો અનુવાદ કરી દેવો, એ તો અમારી પ્રકૃતિની વિરુદ્ધ છે, તેને માટે તો અમે લાચાર છીએ. પરતુ ગમે તેમ ભલેને હોય છતાં એજ મહાનુભાવોના આશ્રયથી આ દુર્ગમ માર્ગને પાર કરી શકીશુ તેથી શ્રી ચૈતન્યદેવના દિવ્યોન્માદનું વર્ણન કરતા પહેલાં ઘણા સક્ષેપમાં અમે વાચકોને બતાવી દેવું જરૂરી સમજીએ છીએ કે, એ પ્રેમના ભાવ, મહાભાવ તથા વિરહની દશા કેટલી હોય છે અને તેનુ વાસ્તવિક સ્વરૂપ શુ છે, એ વિષય ઉપર મધુર રતિના ઉપાસક વૈષ્ણવોએ અનેક ગ્રથો લખ્યા છે અને વિસ્તારપૂર્વક એ બધા વિષયોનુ સ્પષ્ટ વર્ણન કરવામા આવ્યું છે. એ સઘળાને અહીં બતાવવા માટે નથી તો અહી એટલું સ્થાન કે નથી તો અમારામાં એટલી યોગ્યતા. અમે તો વિષયને સમજવા માટે ઘણાજ સક્ષેપમા એ વાતોનુ દિગ્દર્શન કરાવી દેવા ઇચ્છીએ છીએ કે જેથી વાચકોને મહાપ્રભુની પ્રેમોન્માદકારી દશા સમજવામા સુગમતા થાય. આમ એ દશાઓને સમજીને કોઇ પ્રેમી થોડાજ બની શકે છે! જેના હૃદયમા પ્રેમ ઉત્પન્ન થાય છે, તેની દશા આપોઆપજ એવી થઇ જાય છે. પિગળ વાચીને કોઇ કવિ બની શકતો નથી. સ્વાભાવિક કવિની કવિતા તો આપોઆપજ પિગળ અનુસાર બનીજ જાય છે તેથી એ વાતોનુ વર્ણન પ્રેમ પ્રાપ્ત કરવા માટે નહિ, પરંતુ પ્રેમની દશા સમજવા માટે કરીએ છીએ.



# પ્રેમદશાઓનો ટૂંક પરિચય

कैतवरहितं प्रेम नहि भवति मानुषे लोके ।
यदि भवति कस्य विरहो विरहे सत्यपि को जीवति ॥

અર્થાત્ મનુષ્યલોકમાં નિષ્કપટ પ્રેમ તો થતોજ નથી; કદાચ કોઇને થઇ જાય, તો તેને પ્રેમનો સારભૂત વિરહ પ્રાપ્ત થતો નથી. જો વિરહ પણ પ્રાપ્ત થઇ જાય તો પછી તે જીવતો તો કદાપિ રહીજ શકતો નથી. શ્રીરૂપ ગોસ્વામી પણ કહે છે કે-

भुक्तिमुक्तिस्पृहा यावत् पिशाची हृदि वर्तते ।
तावद् भक्तिसुखस्यात्र कथमभ्युदयो भवेत् ॥

અર્થાત્ "જ્યાં સુધી ભુક્તિ-ભોગ અને મુક્તિ-મોક્ષની ઇચ્છારૂપી રાક્ષસી હૃદયમાં બેઠેલી છે, ત્યાં સુધી ભક્તિ-સુખની ઉત્પત્તિ કેમ કરીને થઇ શકે ?"

લોકમર્યાદાનો નાશ કરીને મોહન સાથે મન લગાવવાને વિદ્વાનોએ પ્રેમ કહ્યો છે. પ્રેમના લક્ષણમાં એટલુંજ કહેવું પૂરતું છે કે-

प्रेमैव गोपरामाणां काम इत्यगमत् प्रथाम् ।

અર્થાત્ "ગોપીઓના શુદ્ધ પ્રેમનેજ 'કામ'ના નામથી બોલાવવાનો રિવાજ પડી ગયો છે." આથી એજ તાત્પર્ય નીકળે છે કે, પ્રેમમાં ઇંદ્રિયસુખની ઇચ્છાઓનો તદ્દન અભાવ હોય છે. કેમકે ગોપિકાઓના કામમાં કોઈ પ્રકારના પોતાના શરીર સુખની ઇચ્છા નહોતી. તેઓ જે

કંઈ કરતી હતી, તે કેવળ શ્રીકૃષ્ણની પ્રસન્નતાને માટેજ કરતી હતી. તેમને માટે શુદ્ધ પ્રેમ ઇંદ્રિયો અને તેમના ધર્મોથી પર વસ્તુ છે. એનેજ 'રાગ' પણ કહે છે. આ 'કામ' 'પ્રેમ' અથવા રાગના ત્રણ ભેદ હોઇ શકે છે–પૂર્વ-રાગ, મિલન અને વિયોગ અથવા વિરહ.

જેના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થઇ જાય છે, તેને ઘર-બાર, કુટુંબ–પરિવાર કે સંસારી વિષયભોગ કંઇ પણ સારાં લાગતા નથી. તેને હમેશાં પોતાના વહાલાનુંજ ચિંતન રહ્યા કરે છે પ્રેમની દશા જેને પોતાના પ્રાણ ઉપર ઘણો-જ મોહ હોય, અને તેને ફાંસીને માટે કેદખાનાના ફાંસી-ઘરમા પૂરી રાખ્યો હોય, તે પુરુષના જેવીજ થઇ જાય છે. જે પ્રકારે પ્રાણોના ભયથી તેની ક્રિયાઓ અને ચેષ્ટાઓ થાય છે, તેજ પ્રકારની ચેષ્ટાઓ રાગીની અથવા પ્રેમીની પણ થાય છે. રાગમાર્ગના ઉપાસક વૈષ્ણવોએ પોતાના ગ્રંથોમા એ બધી દશાઓનું બહુ વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે. આ સંકુચિત સ્થાને નથી તો તેનો ઉલ્લેખ કરી શકાતો કે નથી તો તેના ઉલ્લેખનું કઇ ખાસ પ્રયોજન પણ દેખાતું. આ સંબધમા આઠ સાત્વિક ભાવોનો ઘણો ઉલ્લેખ આવે છે અને તેઓજ ઘણા પ્રસિદ્ધ પણ છે; તેથી અહીં અતિસંક્ષેપમાં પહેલા એજ આઠ વિકારોનું વર્ણન કરીએ છીએ. તે આઠ વિકારો આ પ્રમાણે છેઃ—સ્તંભ, કંપ, સ્વેદ, વૈવર્ણ્ય, અશ્રુ, સ્વરભંગ, પુલક અને પ્રલય. એ ભય, શોક, વિસ્મય, ક્રોધ અને હર્ષની અવસ્થામાં ઉત્પન્ન થાય છે. પ્રેમને માટેજ એ ભાવોને 'સાત્વિક ભાવ' કહેવામાં આવ્યા છે. હવે તે બધાનું ટૂંક વર્ણન સાંભળો.

**સ્તંભ**—શરીરનુ સ્તબ્ધ થઈ જવું મન અને ઇંદ્રિયો જ્યારે ચેષ્ટારહિત થઇને નિશ્ચલ થઈ જાય છે, તે અવસ્થા-ને સ્તંભ કહે છે.

**કંપ**—શરીરમાં ધ્રુજરી પેદા થઇ જાય તેને 'વેપથુ' અથવા 'કંપ' કહે છે. અર્જુનની યુદ્ધની શરૂઆતમાં

ભયને લીધે એવી દશા થઇ હતી. તેમણે પોતેજ કહ્યું છે કે-" वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते।" અર્થાત મને ધ્રૂજારી છૂટી રહી છે, અને રૂવાં ખડાં થઇ ગયાં છે."

**સ્વેદ**—શરીરમા પરસેવો છૂટવો અથવા પરસેવામાં 'લથબથ' થઇ જવું તેને 'સ્વેદ' કહે છે.

**અશ્રુ**—પ્રયત્ન કર્યા વિના શોક, વિસ્મય, ક્રોધ અથવા હર્ષને કારણે આંખોમાથી જે જળ નીકળે છે, તેને 'અશ્રુ' કહે છે. હર્ષમાં જે અશ્રુ નીકળે છે, તે ઠંડા હોય છે અને તે ઘણે ભાગે આંખોની કોરોમાથી નીચેની તરફ વહે છે શોકના આંસુ ગરમ હોય છે અને તે વચમાંથીજ વહે છે.

**સ્વરભંગ**—મુખમાથી અક્ષરના સ્પષ્ટ ઉચ્ચાર ન થઇ શકે, તેને 'સ્વરભેદ' 'ગદ્ગદ્' યા 'સ્વરભંગ' કહે છે.

**વૈવર્ણ્ય**—ઉપરોકત કારણોથી મુખ પર જે એક પ્રકારની ઉદાસી, પીળાપણુ યા ફીકાપણુ આવી જાય છે, તેને 'વૈવર્ણ્ય' કહે છે, તેનુ મૂળ સ્વરૂપ આકૃતિનુ બદલાઈ જવુ એ છે

**પુલક**—શરીરનાં બધા રૂવાં ઉભા થઇ જાય તેને પુલક યા 'રોમાંચ' કહે છે.

**પ્રલય**—જ્યાં શરીરનું તથા સારા-ખોટાનું જ્ઞાનજ નથી રહેતું તેને પ્રલય કહે છે એ બધા કારણોથી બેભાન દશા થઈ જાય છે આ અવસ્થામા ઘણાખરા માણસો જમીન ઉપર પડી જાય છે. બેભાન થઇને પૃથ્વી ઉપર પડી જવાનું નામ 'પ્રલય' છે.

એ ઉપરોકત ભાવ હર્ષ, વિસ્મય, ક્રોધ, શોક વગેરે બધાં કારણોથી થાય છે, પરતુ પ્રેમના સંબંધમાજ તે પ્રશંસનીય છે.

પાછળ અમે પૂર્વરાગ, મિલન અને વિયોગ અથવા

છુટા પડવુ, એ ત્રણ પ્રેમની અવસ્થાઓ બતાવી ચૂકયા છીએ હવે તેમના સબધમા કઈક સાભળો.

**પૂર્વરાગ**—વહાલાની સાથે સાક્ષાત્કાર તો થયો નથી, પરતુ ચિત્ત તેને માટે તરફડી રહ્યુ છે. તેનેજ સક્ષેપમા પૂર્વરાગ કહી શકાય રાતદહાડો તેનુ જ ધ્યાન, તેનુ જ ચિતન અને તેનાજ સબધનું જ્ઞાન રહ્યા કરે મળવાની ઇચ્છા ઉત્તરોત્તર વધતાજ જાય તેનુ નામ પૂર્વરાગ છે. આ દશામા શરીરથી ઘરબાર તથા જીવન ઉપર પણ તદ્દન વૈરાગ્ય આવી જાય છે ઉદાહરણ તરીકે આજ શ્લોક લ્યો —

हे देव हे दयित हे भुवनैकबन्धो
हे कृष्ण हे चपल हे करुणैकसिन्धो।
हे नाथ हे रमण हे नयनाभिराम
हा! हा!! कदा नु भवितासि पदं दृशोर्मे?॥

અર્થાત્ હે દેવ ! હે દયાળો ! હે વિશ્વના એકમાત્ર બધુ ! ઓ કૃષ્ણ ! અરે ઓ ચપળ ! હે કરુણાના સાગર ! હે સ્વામિન્ ! હે મારી સાથે રમણ કરનારા ! હે મારા નેત્રોને સુખ દેનાર પ્રાણેશ ! તમે મને કયારે દર્શન દેશો ?

આ શ્લોકમા પરમ કરુણાપૂર્ણ સબોધનો દ્વારા ઘણીજ માર્મિકતાપૂર્વક વહાલાને દર્શન આપવા માટે પ્રાર્થના કરવામા આવી છે સાચેજ અનુરાગ એનુ જ નામ છે એવી લગની હોય ત્યારેજ એ દુષ્ટ આ તરફ દષ્ટિપાત કરે છે. તે ઘણોજ નિર્દય છે !

**મિલન**—આ વિષય વર્ણનાતીત છે મેળાપમા કેવુ સુખ છે, તે વાત તો અનુભવગમ્ય છે, એને તો પ્રેમી અને પ્રેમપાત્ર સિવાય બીજો કોઈ જાણીજ શકતો નથી તેથી કવિઓએ એનુ વિશેષ વર્ણન કર્યું નથી મેળાપના સુખને તો બન્ને એક થઈનેજ જાણી શકે છે તેઓ પોતે તેનુ વર્ણન કરવા અસમર્થ હોય છે, પછી કોઇ વર્ણન કરે તોપણ કેમ કરીને કરે ? અનુભવ થયા પછી વર્ણન

કરવાની શક્તિ નથી રહેતી અને અનુભવ વિનાનાં વર્ણન નકામાં છે. તેથી આ વિષયમાં બધા કવિ ઉદાસીન જેવા જણાય છે. શ્રીમદ્ભાગવતાદિમાં વર્ણન છે, પરંતુ તે લોટ-માં મીઠાની પેઠે પ્રસંગવશાત્ ચત્કિંચિત્ સહેજ છે. બધાએ વિરહના વર્ણનમાંજ પોતાનું પાંડિત્ય દર્શાવ્યું છે અને જે કંઇ વર્ણન થઈ શકે તો કંઇક વિરહનુ થઇ શકે છે, તેના વર્ણનમાં મઝા છે. મિલનસુખને તો તેઓ બન્નેય લૂંટે છે. સાંભળો, રસિક રસખાનજીએ દૂર ઉભા રહીને આ સંમેલનનુ ઘણુંજ થોડું વર્ણન કર્યું છે, પરંતુ વર્ણન કર-વામાં કમાલ કરી દીધી છે. બે પ્રેમીઓના સંમેલનનું આટલું સજીવ અને જીવતું જાગતું ચિત્ર ભાગ્યેજ કોઈ બીજા કવિની કવિતામાં મળી આવશે. એક સખી બીજી સખી સમક્ષ શ્રીરાધિકાજી અને શ્રીકૃષ્ણના સંમિલનનું વર્ણન કરી રહી છે. સખી કહે છે–

એ રી! આજ કાલ્હિ સબ લોકલાજ ત્યાગિ દોઊ,
સીખે હૈં સબૈ બિધિ સનેહ સરસાયબો.
યહ 'રસખાન' દિન દ્વૈમેં બાત ફૈલિ જૈહૈં,
કહાં લૌં સયાની! ચંદ હાથન છિપાયબો.
આજ હૌં નિહાર્યો બીર, નિકટ કાલિંદી-તીર;
દોઉનકો દોઉનસૌં મુખ મુસકાયબો.
દોઉ પરૈં પૈયાં દોઉ લેત હૈં બલૈયાં, ઉન્હેં,
ભૂલ ગઈ ગૈયાં, ઇન્હેં ગાગર ઉઠાયબો.

કેવું સજીવ વર્ણન છે! તે પણ યમુનાજીના કાંઠા ઉપર એકાંતમાં બન્યુ હતું, તેથી છૂપાઈને સખીએ જોઈ પણ લીધું; ક્યાંક અંત:પુરમાં હોત તો તો ત્યા તે પહોં-ચીજ કેમ શકત?

'દોઉ પરૈં પૈયાં દોઉ લેત હૈં બલૈયાં, ઉન્હેં,
ભૂલ ગઈ ગૈયાં, ઇન્હેં ગાગર ઉઠાયબો.

—કહીને તો સખીએ કમાલ કરી દીધી છે. ધન્ય છે આવા સંમિલનને!

વિરહ—એ ત્રણેમાં ઉત્તરોત્તર એકબીજાથી શ્રેષ્ઠ છે. પૂર્વાનુરાગની અપેક્ષાએ મિલન શ્રેષ્ઠ છે અને મિલન કરતાં વિરહ શ્રેષ્ઠ છે. પ્રેમરૂપી દૂધનુ વિરહ એજ માખણુ છે. તેથી કબીરદાસજીએ કહ્યુ છે–

બિરહા બિરહા મત કહો, બિરહા હૈ સુલતાન;
જોહિ ઘટ બિરહ ન સંચરૈ, સો ઘટ જાન મસાન.

હવે વિરહના પણ ત્રણ ભેદ છે. ભવિષ્યવિરહ, વર્તમાન વિરહ અને ભૂતવિરહ, એમાં પણ પરસ્પર ઉત્તરોત્તર ઉત્કૃષ્ટતા છે. ભાવિ વિરહ ઘણોજ કરુણોત્પાદક છે, તેનાથી પણ દુઃખદાયી વર્તમાન વિરહ છે અને ભૂતવિરહ તો સુખ-દુઃખની પરાકાષ્ઠાથી પરજ છે.

પહેલાં ભાવી વિરહનેજ લ્યો, "વહાલો કાલે ચાલ્યો જશે !" બસ, આ ભાવનો ઉદય થતાજ હૃદયમા જે એક પ્રકારના ખેચાણ જેવું થવા લાગે છે, તે ખેચાણનુજ નામ 'ભાવી વિરહ' છે. એનો ઉદય નાયિકાના હૃદયમાજ થાય છે એમ નથી. પોતાના વહાલાના વિયોગમા બધાના હૃદયમાં આ વિરહ–વેદના ઉત્પન્ન થઇ શકે છે.

જે કન્યાને આજે પદર–વીસ વર્ષોથી પુત્રીની પેઠે લાડ-સ્નેહ કર્યા હતા, તેજ શકુતલા આજે આશ્રમનો ત્યાગ કરીને પોતાના પતિને ઘેર જશે, એ વાતના સ્મરણુથીજ શકુતલાના ધર્મપિતા ભગવાન્ કણ્વ ઋષિનુ હૃદય કપવા લાગ્યુ હોય ! હવે શકુંતલા ફરી જોવા નહિ મળે ? આ વિચારથી તેઓ શોકમગ્ન બેઠા છે. તેઓ ગમે તેવા સહૃદય ભલે ને હતા, પરતુ હતા તો જ્ઞાનોપાસક તેઓ ચિતામા એકદમ રાગમાર્ગી ગોપિકાઓની પેઠે પોતાની જાતનુ ભાન ભૂલી ગયા નહિ. તેઓ એ અંતઃકરણની સ્વાભાવિક પ્રવૃત્તિ ઉપર વિચાર કરતા કરતા કહેવા લાગ્યા. ઋષિનાં એ વાકયોમા કેટલી કરુણા છે, કેટલી વેદના છે ! પુત્રી–વિરહનો આ સંસ્કૃત ભાષામાં સર્વોત્કૃષ્ટ શ્લોક કહી શકાય તેવો છે. ઋષિ વિચારી રહ્યા છે–

यास्यत्यद्य शकुन्तलेति हृदयं संस्पृष्टमुत्कण्ठया
कण्ठः स्तम्भितवाष्पवृत्तिकलुषश्चिन्ताजडं दर्शनम् ।
वैक्लव्यं मम तावदीदृशमपि स्नेहादरण्यौकसः
पीडयन्ते गृहिणः कथं न तनयाविश्लेषदुःखैर्नवैः ॥

'શકુંતલા આજે ચાલી જશે' આ વિચાર આવતાંજ મારા હૃદયમાં એક પ્રકારની ધ્રૂજરી થઈ રહી છે, જાણે એક પ્રકારની વિચિત્ર ઉત્કંઠા જણાય છે. ગળું આપોઆપ રૂંધાઇ ગયા જેવું થઇ રહ્યું છે, અશ્રુ આપોઆપજ નીકળી પડે છે, એક પ્રકારની જડતાનો અનુભવ કરી રહ્યો છું. કોણુ જાણે કેમ, દિલમાં ગભરાટ થવા લાગ્યો છે. જ્યારે વનવાસી-વીતરાગી મારી મુનિનીજ આવી દશા છે, તો ગૃહસ્થાશ્રમના મોહમાં ફસેલા ગૃહસ્થાશ્રમીઓની તો પુત્રીવિયોગના વખતે કોણુ જાણે કેવી દશા થતી હશે !'

એ વાકયોમાં ભગવાન કણ્વની ભારે વેદના છુપાયેલી છે. તેઓ પોતાના ભારે જ્ઞાનના પ્રભાવથી તેને છુપાવવા ઇચ્છે છે, પરંતુ શ્રીકૃષ્ણુના મથુરાગમનના સમાચાર સાંભળીને ગોપિકાઓને જે ભાવિ વિરહવેદના થઈ તે તો કંઇ બીજીજ વાત છે. આમ તો બધાનો વિરહ ઉત્કૃષ્ટ છે, પરંતુ રાધિકાજીના વિરહનેજ સર્વોત્કૃષ્ટ માનવામા આવ્યો છે. એક સખી આ હૃદયને હચમચાવી મૂકનાર સમાચાર લઇને શ્રીમતીજીની પાસે જાય છે. તે સાભળતાંજ રાધિકાજી કર્તવ્યભાન વિનાના થઈ જઇને પ્રલાપ કરવા લાગે છે. તેમનો પ્રલાપ મિથિલાના અમર કવિ શ્રી વિદ્યાપતિ ઠાકુરના શબ્દોમાં સાભળો. અહા ! કેટલુ ઉમદા વર્ણન છે. રાધિકાજી કહી રહ્યાં છે કે—

કિ કરિબ, કોથા યાબ, સોયાય ના હય;
ના યાય કરિન પ્રાણ કિબા લાગિ રય.
પિયાર લાગિયા હામ કોન દેશે યાબ;
રજની પ્રભાત હૈલે કાર મુખ ચાબ.

બન્ધુ યાબે દૂર દેશ મરિબ આમિ શોકે,
સાગરે ત્યજબ પ્રાણ નહિં દેખે લોકે.
નહેત પિયાર ગલાર માલા ચે કરિયા,
દેશે દેશે ભરમિબ યોગિની હઇયા.
વિદ્યાપતિ કબિ ઇહ દુઃખ ગાન,
રાજા શિવસિંહ લછિમા પરમાન.

અર્થાત્ " હું કયાં જાઉં ? શું કરૂં ? કંઇજિ સારૂં લાગતું નથી. અરે ! આ નિષ્ઠુર પ્રાણ પણ નીકળતા નથી. પ્રિયતમને માટે હું કયા દેશમાં જાઉં અને રાત્રિ વીત્યા પછી પ્રાતઃકાળે કોના સુખ કમળ તરફ હું નિહાળીશ ? વહાલો તો દૂર દેશમાં જાય છે, હું તેમના વિરહશોકમાં મરણ પામીશ. સમુદ્રમાં કૂદીને પ્રાણ ગુમાવી દઇશ કે જેથી લોકોની દૃષ્ટિથી બચી શકું; નહિ તો વહાલાને ગળાની માળા બનાવીને દેશ–વિદેશોમાં યોગિની બનીને હું ફરતી રહીશ." કવિ વિદ્યાપતિ આ દુઃખપૂર્ણ ગાન ગાય છે, તેમાં લક્ષ્મિા અને રાજા શિવસિંહ પ્રમાણ છે. આ ભાવિવિરહનું ઉદાહરણ છે. હવે વર્તમાન વિરહની વાત સાંભળો.

જે અત્યાર સુધી પોતાની સાથે રહ્યો છે, જેની સાથે રહીને જાત જાતનાં સુખ ભોગવ્યાં, વિવિધ પ્રકારના આનંદોનો અનુભવ કર્યો, તેજ જવાને માટે તૈયાર થયેલો છે. તે સમયે દિલમાં જે એક પ્રકારની ગભરામણ થાય છે, છાતીમાં જાણે કોઈ સેંકડો સોચો ઘોંચી રહ્યું હોય, તેજ પ્રકારની કંઇક કંઈક દશા થઇ જાય છે, તેનેજ ‘ વર્તમાન વિરહ ’ કહે છે.

શકુંતલા પોતાના ધર્મપિતા ભગવાન કણ્વને પગે સ્પર્શ કરીને અને પ્રિયંવદા વગેરે સખીઓ સાથે હળીમળીને પાસેની ઝૂંપડીમાંથી ધીરે ધીરે નીકળીને ભગવાન કણ્વની હવનવેદીવાળા ચબૂતરાની નીચે એક વૃક્ષને ટેકે ઉભી રહી છે. બધા શિષ્યો શોકથી મસ્તક નીચું નમાવીને આમ તેમ ઉભા છે. શકુંતલાની સખીઓ ડૂસકાં ભરે

છે, સાથે જનારા શિષ્યો વલ્કલ વસ્ત્રોની પોટલીઓ બગલમાં દબાવીને એક બાજુ ઉભા છે. ભગવાન કણ્વનું કાળજું કપાઇ જવા જેવું થઇ રહ્યું છે, જાણે કે તેને કોઈ બળપૂર્વક ખેંચી રહ્યું ન હોય! આટલા મોટા કુલપતિ થઇને તેઓ પોતાની વિરહ-વેદના કોની આગળ દર્શાવે! જે સાંભળે તે હસી કાઢે કે આટલા મોટા જ્ઞાની મહર્ષિ આ કેવી ભૂલાવનારી મોહભરી વાતો કરી રહ્યા છે! આ ભયથી તેઓ બીજા કોઇને નહિ કહેતાં વૃક્ષોને કહી રહ્યા છે કેઃ- .

पातुं न प्रथमं व्यवस्यति जलं युष्मास्वपीतेषु या
मादत्ते प्रियमण्डनापि भवतां स्नेहेन या पल्लवम् ।
आदौ वः कुसुमप्रसूतिसमये यस्या भवत्युत्सवः
सेयं याति शकुन्तला पतिगृहं सर्वैरनुज्ञायताम् ॥

અર્થાત્ "વૃક્ષો! આ શકુંતલા પોતાના પતિને ઘેર જાય છે. જુઓ, તમારા પ્રત્યે તો તેને ઘણોજ સ્નેહ હતો. જ્યાં સુધી એ તમને પાણી પાઈ લેતી નહોતી ત્યાં સુધી પોતે પણ પાણી પીતી નહોતી. જો કે એને ઘરેણાં પહેરવાનો અત્યંત ભારે શોખ હતો, તેમ છતાંયે એ તમારા સ્નેહને લીધે તમારાં પાન તોડતી નહોતી. વસંતમાં જ્યારે તમારા ઉપર નવાંજ ફૂલ આવતાં હતાં, ત્યારે તે ખુશી ખુશી થઇ જઇને ઘણો ભારે ઉત્સવ ઉજવતી હતી. હાય! એજ તમારૂં બધાંનું રક્ષણ કરનારી શકુંતલા હવે જાય છે; તમે બધાં મળીને તેને આજ્ઞા આપો."

મહર્ષિના એકએક શબ્દમાંથી કરુણાની સેરો છૂટી રહી છે. મૂગાં વૃક્ષો પ્રત્યે પોતાની વેદના પ્રગટ કરીને ઋષિએ તેને વળી વિશેષ હૃદયગ્રાહી બનાવી દીધી છે; પરંતુ તેમાં ભાવને છુપાવવાની ચેષ્ટા કરવામાં આવી છે, લોકલાજની પરવા કરવામાં આવી છે. પ્રેમમાં નિયમ કયાંથી? ત્યાં તો સર્વ કંઇ છોડવાનુંજ હોય છે. આ પ્રકારની ગંભીરતા અને વાણીચાતુર્ય રાગમાર્ગમાં દૂષણજ સમજાય છે; એ

ભાવોમાં પ્રેમની ન્યૂનતાજ માનવામાં આવે છે; તેથી તો કવિઓએ નાયિકાઓ દ્વારા આ ભાવો પ્રગટ કરાવ્યા છે. સાચેજ, આ ભાવ રસિક નારીહૃદયમાંજ પૂર્ણ રીતે પ્રગટ થઇ શકે છે. ગોપિકાઓના વિના આ વિરહ-વેદનાનું અધિકારી બીજું કોણ હોઇ શકે? રથ ઉપર બેસીને મથુરા જનારા કૃષ્ણના વિરહમાં વ્રજાંગનાઓની શી દશા થઈ, તે ભગવાન વ્યાસદેવનીજ અમર વાણીમાં સાંભળો. તેમના વિના આ અનુભવગમ્ય વિષયનું વર્ણન કરીજ કોણ શકે ?

एवं ब्रुवाणा विरहातुरा भृशं व्रजस्त्रियः कृष्णविसक्तमानसाः।
विसृज्य लज्जां रुरुदुः स्म सुस्वरं गोविन्द दामोदर माधवेति ॥

આ પ્રસંગ-શ્રી શુકદેવજી રાજા પરીક્ષિતને કહી રહ્યા છે કે "રાજન્! જેનું ચિત્ત શ્રીકૃષ્ણમાં ઘણુંજ આસક્ત થઇ રહ્યું છે, જે ભવિષ્યમાં થનારા વિરહદુઃખને યાદ કરીને ગભરાયેલી, વિવિધ પ્રકારનાં દુઃખી વચનો કહેતી અને લોકલાજ વગેરે વાતોની પરવા પણ ન કરતી એ વ્રજની સ્ત્રીઓ ઊંચે સ્વરે બૂમો પાડી પાડીને 'હા ગોવિંદ! હા માધવ!! હા દામોદર!!!' કહી કહીને રુદન કરવા લાગી." આજ વર્તમાન વિરહનું સર્વોત્તમ ઉદાહરણ છે.

વહાલો ચાલ્યો ગયો, હવે તેને ફરી કોઈ વાર મળાશે કે નહિ, એજ શંકાસ્પદ સ્થિતિનું નામ 'ભૂતવિરહ' છે. એમાં આશા અને નિરાશા બન્નેનું સંમિશ્રણ છે. જો મિલનની તદ્દન આશાજ ન રહે તો પછી જીવનનું કામજ શું? પછી તો ક્ષણવારમાં આ શરીરને ભસ્મ કરી દે. વહાલાને મળવાની આશા તો અવશ્ય છે, પરંતુ ખબર નથી કે તે આશા કયારે પૂરી થશે. પૂરી થશે કે નહિ થાય, તેનો પણ કોઇ નિશ્ચય નથી. બસ, વહાલાનાં એકજ વાર દર્શન થઇ જાય, ફરથીજ થોડી વારને માટે પણ થઈ જાય તો સારૂં; એજ એક લાલસાથી વિયોગિની પોતાના શરીરને ધારણ કરી રાખે છે. તે સમયે તેની દશા વિચિત્ર થાય છે. સાધારણ રીતે એ વિરહની દસ દશાઓ બતાવવામાં આવી છે, તે આ પ્રમાણે છેઃ—

चिन्तात्र जागरोद्वेगो तानवं मलिनाङ्गता ।
प्रलापो व्याधिरुन्मादो मोहो मृत्युर्दशा दश ॥
(ઉજ્જ્વલ નીલમણિ શ્રૃં. ૧૪)

"ચિંતા, જાગરણ, ઉદ્વેગ, કૃશતા, મલિનતા, પ્રલાપ, ઉન્માદ, વ્યાધિ, મોહ અને મૃત્યુ, એજ વિરહની દશ દશાઓ છે." હવે એનું સંક્ષિપ્ત વિવરણ સાંભળો.

ચિંતા—પોતાના વહાલાનાજ વિષયમાં સૂતાં-જાગતાં, ઉઠતાં-બેસતાં હરેક સમયે વિચારતા રહેવાનું નામ ચિંતા છે. મનમાં બીજા વિચારોને માટે સ્થાનજ ન રહે, વ્રજભાષારૂપી ગગનના પરમ પ્રકાશમાન 'સૂરે' ચિંતાનું કેવું સજીવ વર્ણન કર્યું છેઃ—

નાહિન રહ્યો મનમેં ઠૌર,
નંદ-નંદન અછત કૈસે આનિયે ઉર ઔર
ચલત ચિતવત દિવસ જાગત, સુપન સોવત રાત.
હૃદયતેં વહ સ્યામ મૂરતિ છિન ન ઈત ઉત જાત.
સ્યામ ગાત સરોજ આનન લલિત-અતિ મૃદુ-હાસ,
'સૂર' ઐસે રૂપ કારન મરત લોચન-પ્યાસ.

તરસ્યાને વળી નિદ્રા ક્યાંથી? નિદ્રા તો આંખોમાંજ આવે છે અને આંખોજ રૂપની તરસી છે, એવી અવસ્થામાં નિદ્રા ત્યાં આવી શકતી નથી. તેથી વિરહની બીજી દશા 'જાગરણ' છે.

જાગરણ—ન ઉંઘવાનુ નામ 'જાગરણ' છે. જો વિરહિણીને ક્ષણવાર પણ નિદ્રા આવી જાય, તો તે સ્વપ્નમા તો પ્રિયતમનાં દર્શન-સુખનો આનંદ મેળવે. પરંતુ તેની આંખોમાં નિદ્રા ક્યાંથી? રાધિકાજી પોતાની એક પ્રિય સખીને કહી રહી છે—

याः पश्यन्ति प्रियं स्वप्ने धन्यास्ताः सखि योषितः ।
अस्माकं तु गते कृष्णे गता निद्रापि वैरिणी ॥
(પદ્યાવલી)

"વહાલી સખિ! એ સ્ત્રીઓને ધન્ય છે કે જેઓ પ્રિયતમનાં દર્શન સ્વપ્નમાં તો કરી લે છે. મુજ દુખિયારીના ભાગ્યમાં તો એ સુખ પણ નિર્માયેલું નથી. મારી તો વેરણ નિદ્રા પણ શ્રીકૃષ્ણની સાથે સાથેજ મથુરા ચાલી ગઈ છે. તે મારી પાસે આવતીજ નથી." ધન્ય છે! નિદ્રા આવે કયાંથી ? આંખોમાં તો વહાલાના રૂપે અડ્ડો જમાવી લીધો છે. એક મ્યાનમાં બે તરવાર કેમ કરીને સમાઇ શકે?

**ઉદ્વેગ**—હૃદયમાં જે એક પ્રકારના ખળભળાટને લીધે વ્યાકુળતા જેવું થાય છે, તેનું નામ ઉદ્વેગ છે. ભારતેન્દુ હરિશ્ચંદ્રે ઉદ્વેગનું કેટલું સુંદર વર્ણન કર્યું છે:—

વ્યાકુલ હી તડપૌં બિનુ પ્રીતમ,
કોઊ તૌ નેકુ દયા ઉર લાઓ,
પ્યાસી તજૌં તનુ રૂપ-સુધા બિનુ,
પાનિય પીકો પપીહે પિઆઓ.
જીયમેં હૌસ કહૂં રહિ જાય ન,
હા! 'હરિચંદ' કોઊ ઉઠિ ધાઓ.
આવૈ ન આવૈ પિયારો અરે!
કોઉ હાલ તૌ જાઇકૈ મેરો સુનાઓ.

ગાંડપણની હદ આવી ગઇ ને! ભલા, કોઇ જઇને હાલતજ સંભળાવી દેત તો શું થાત? હવે ચોથી દશા કૃશતાની હકીકત સાંભળો.

**કૃશતા**—વહાલાની યાદમાં ખાધા-પીધા વિના રાત્રિ દિવસ ચિંતા કરવાને કારણે જે શરીર દુર્બળ થઇ જાય છે, તેને 'કૃશતા' યા 'તાનવ' કહે છે. તેનું ઉદાહરણ સાંભળો. ગોપીઓની દશા જોઇને ઓધવજી મથુરા પાછા ફરીને આવ્યા છે, અને ઘણાજ કરુણ સ્વરથી રાધિકાજીની દશાનું વર્ણન કરી રહ્યા છે. અંધ સૂરદાસજીએ આ વર્ણનમાં કમાલ કરી દીધી છે; સાંભળો:—

ચિત દૈ સુનૌ સ્યામ પ્રબીન,
હરિ! તુમ્હારે બિરહ રાધા, મૈં જુ દેખી છીન.

તજ્યો તેલ તમોલ ભૂષન, અંગ બસન મલીન;
કંકના કર બામ રાખ્યો, ગાઢ ભુજ ગહિ લીન.
જબ સંદેસો કહન સુંદરિ, ગમન મોતન કીન;
ખસિ મુદ્રાવલિ ચરન અરૂઝી, ગિરિધરનિ બલહીન.
કંઠ બચન ન બોલ આવૈ, હૃદય આઁસુનિ ભીન;
નૈન જલ ભરિ રોઈ દીનોં, ગ્રસિત આપદ દીન.
ઉઠી બહુરિ સૈંભારિ ભટ જ્યો, પરમ સાહસ કીન;
'સૂર' પ્રભુ કલ્યાન ઐસે, જીવહિ આસા લીન.

જો આ એક અદ્વિતીય પદને વિરહની બધી દશાઓ માટે ઉતારી દઇએ, તો સમસ્ત વિરહવેદનાનુ ચિત્ર દોરવા માટે તે પૂરતું છે વિરહિણી રાધાની 'કૃશતા' 'મલિનતા' 'ચિંતા' 'ઉદ્વેગ' 'વ્યાધિ' 'મોહ' અને 'મૃત્યુ' સુધીની દશે દશાઓનુ વર્ણન આજ એક પદમા કરી દીધુ છે મૃત્યુને શાસ્ત્રકારોએ સાક્ષાત્ મૃત્યુ નહિ કહેતા " મૃત્યુતુલ્ય અવસ્થા "જ બતાવેલી છે રાધાકાજીની આથી વધારે અને મૃત્યુ તુલ્ય અવસ્થા બીજી હોઇજ શુ શકે ?

મલિનાંગતા—શરીરનુ ભાન ન હોવાથી શરીર ઉપર મેલ જામી જાય છે, વાળ ચોટી જાય છે, વસ્ત્ર ગદા થઈ છે, એનેજ 'મલિનતા' અથવા 'મલિનાગતા' કહે છે ઉપરના પદમા રાધિકાજીને માટે કહેલુજ છે કે —

તજ્યો તેલ તમોલ ભૂષન, અગ બસન મલીન

પ્રલાપ—શોકના આવેશમા પોતાના–પરાયાને ભૂલીને જે પાગલોની પેઠે ગાડી ઘેલી વાતો કરવા લાગે છે, તેનુ નામ પ્રલાપ છે સીતાજીની શોધમા લક્ષ્મણજીની સાથે રામચદ્રજી વનોમા ફરી રહ્યા છે, હૃદયમા ભારે વિરહ છે, પોતાના પારકાનુ જ્ઞાન નથી, શરીરનુ ભાન નથી, તેઓ ચમકીને ઉભા થઈ જાય છે અને પ્રલાપ કરવા લાગે છે –

कोऽहं ब्रूहि सखे स्वयं स भगवानार्यः स को राघवः
के यूयं बत नाथ नाथ किमिदं दासोऽस्मि ते लक्ष्मणः ।

कान्तारे किमिहास्महे वत सखे देव्या गतिर्मृग्यते
का देवी जनकाधिराजतनया हा जानकि क्वासि हा ॥

ભગવાન લક્ષ્મણજીને ચમકીને પૂછે છે કે "ભાઇ! હું કોણ છું, તે મને કહો તો ખરા?"

લક્ષ્મણ કહે છે: "પ્રભો! આપ સાક્ષાત્ ભગવાન છો."

ફરીથી પૂછે છે: "કયા ભગવાન?"

લક્ષ્મણ કહે છે: "રઘુ મહારાજના વંશમાં ઉત્પન્ન થયેલા શ્રીરામ."

પછી ચારે તરફ જોઇને પૂછે છે કે "ઠીક, તમે કોણ છો?"

આ સાંભળીને ઘણાજ અધીરા થઇને લક્ષ્મણજી દીનતાપૂર્વક કહે છે કે "હે સ્વામિન્! હે દયાલો! આ આપ કેવી વાત કરી રહ્યા છો? હુ આપનો ચરણસેવક લક્ષ્મણ છું."

ભગવાન ફરીથી તેજ પ્રકારે કહે છે:–"ત્યારે પછી આપણે અહીં જગલોમા કેમ ઘૂમીએ છીએ?"

શાતિપૂર્વક ધીરેથી લક્ષ્મણજી કહે છેઃ–"આપણે દેવીની શોધ કરીએ છીએ."

ચમકીને ભગવાન પૂછે છે.–"કયા દેવી?"

લક્ષ્મણજી કહે છે:–"જગદ્વન્દિની, જનકનન્દિની શ્રી સીતાજી."

બસ, સીતાજીનુ નામ સાંભળતાંજ "હા સીતે! હા જાનકિ! તું કયા ચાલી ગઈ?" એમ કહેતાં કહેતાં ભગવાન્ મૂર્ચ્છિત થઇ જાય છે. આ મોં-માથા વિનાની વાતોનુજ નામ 'પ્રલાપ' છે.

**વ્યાધિ**—શરીરમાં કોઈ કારણથી જે વેદના થાય છે, તેને 'વ્યાધિ' કહે છે. અને મનની વેદનાને 'આધિ' કહે છે. વિરહની 'વ્યાધિ' એ પણ એક દશા છે; ઉદા-

હરણ સાંભળો. શ્રી રાધાજી પોતાની પ્રિય સખી લલિતાને કહે છેઃ—

उत्तापी पुटपाकतोऽपि गरलग्रामादपि क्षोभणो
दम्भोलेरपि दुःसहः कटुरलं हृन्मग्नशल्यादपि।
तीव्रःप्रौढविसूचिकानिचयतोऽप्युच्चैर्ममायं बली
मर्माण्यद्य भिनत्ति गोकुलपतेर्विश्लेषजन्मा ज्वरः॥

(લલિતમાધવ નાટક)

"હે સખિ! ગોકુલપતિ એ ગોપાલના વિયોગજ્વર મને ઘણીજ પીડા આપે છે. એ પાત્રમાં તપાવેલા સોનાના કરતાં પણ વધારે દુઃખદાયી છે. પૃથ્વી ઉપર જેટલાં ઝેર છે એ બધાથી વધારે દુઃખ દેનાર છે, વજ્રથી પણ દુઃસહ અને હૃદયમાં ભોંકેલા શલ્યથી પણ વધારે કષ્ટદાયી છે. તથા તીવ્ર વિષૂચિકાદિ રોગોથી પણ વધારે દુઃખો પહોંચાડે છે. વહાલી સખી! આ તાવ મારાં મર્મસ્થાનોને ભેદી રહ્યો છે." એનુજ નામ 'વિરહવ્યાધિ' છે.

**ઉન્માદ**—સાધારણ ચેષ્ટાઓ જ્યારે બદલાઈ જાય છે અને વિરહના આવેશમાં જ્યારે વિરહિણી અટપટી અને વિચિત્ર ચેષ્ટાઓ કરવા લાગે છે, તેનેજ 'વિરહોન્માદ' કહે છે. ઉદાહરણ જુઓઃ–ઉદ્ધવજી મથુરા પહોંચીને શ્રીરાધાજીની ચેષ્ટાઓનું વર્ણન કરી રહ્યા છે—

भ्रमति भवनगर्भे निर्निमित्तं हसन्ती
प्रथयति तव वार्तां चेतनाचेतनेषु।
लुठति च भुवि राधा कम्पिताङ्गी मुरारे
विषमविषयखेदोद्गारि विभ्रान्तचित्ता॥

અર્થાત્ "હે કૃષ્ણ! રાધિકાજીની દશા શું પૂછો છો તેની તો દશાજ વિચિત્ર છે, ઘરની અંદર ફર્યાજ કરે છે વાતચીત કર્યા વિનાજ ખિલખિલાટ કરીને હસવા લાગે છે. ચેતનાવસ્થામાં હો કે અચેતન અવસ્થામાં, તમારાજ સંબંધના ઉદ્‌ગાર કાઢે છે. કોઇ વાર ધૂળમાંજ આળોટે

છે, કોઇ વાર થરથર ધ્રૂજવાજ લાગે છે; હે મુરારે ! હું શું કહું ? એ ચંદ્રવદની રાધા તમારા વિષમ વિરહખેદથી ભ્રમિત જેવી થઇને વિચિત્ર ચેષ્ટાઓ કરે છે."

નીચેના પદમાં ભારતેન્દુ બાબુએ પણ ઉન્માદિનીનું ઘણુંજ સુંદર ચિત્ર ખેંચેલુ છે; પરંતુ તેને 'વિરહોન્માદ' નહિ કહેતાં 'પ્રેમોન્માદ' કહેવોજ બરાબર થશે. સાંભળો, સાંવરિયા-શ્રીકૃષ્ણના સ્નેહમાં રસબસ થયેલી એક સખીની કેવી વિચિત્ર દશા થઈ ગઇ છે ! પદ્ય વાંચતાં વાંચતાં ભાવ સજીવ થઇને આંખો સમક્ષ નૃત્ય કરવા લાગે છે—

**ભૂલી-સી, ભ્રમી-સી, ચોકી, જકી-સી, થકી-સી ગોપી;**
**દુખી-સી, રહિત કછુ નાહીં સુધિ દેહકી.**
**મોહી-સી, લુભાઈ-સી, કછુ મોદક-સો ખાયો સદા;**
**બિસરી-સી રહે નેકુ ખબર ન ગેહકી.**
**રિસભરી રહે, કબૌં ફુલિ ન સમાતિ અંગ;**
**હઁસિ હઁસિ કહે બાત અધિક ઉમેહકી.**
**પૂછતે ખિસાની હોય ઉત્તર ન આવે તાહિ;**
**જાની હમ જાની હૈ, નિસાની યા સનેહકી.**

મોહ—ઘણાજ વિયોગમાં અંગો શિથિલ થઇ જવાથી જે એક પ્રકારની મૂર્છા જેવું આવી જાય છે, તેને મોહ કહે છે. આ મૃત્યુની નિકટની દશા છે. એનું ચિત્ર તો અમારા રસિક હરિચંદ્રજીજ ઘણી ખૂબીથી ખેંચી શકે છે. લો, મોહમાં મગ્ન થયેલી એક વિરહિણીનાં સાક્ષાત્ દર્શન કરો—

થાકિ ગતિ અંગનકી, મતિ પરિ ગઈ મંદ;
સૂખ ઝાંઝરી-સી હ્વૈ કૈં દેહ લાગી પિયરાન.
બાવરી-સી બુદ્ધિ ભઇ, હંસી કાહૂ છીન લઇ;
સુખ કે સમાજ, જિત તિત લાગે દૂર જાન.
'હરીચંદ' રાવરે વિરહ જગ દુખમયો;
ભયો કછુ ઓર હોનહાર લાગે દિખરાન.
નૈન કુમ્હિલાન લાગે, બૈનહૂ અથાન લાગે;
આપો પ્રાનનાથ ! અબ પ્રાન લાગે મુરઝાન.

સાચેજ, જો પ્રાણનાથના પધારવાની આશા ન હોત, તો આ કરમાઈ ગયેલાં નયન અને વાસી થઈ ગયેલી વાણી ક્યારનાંએ બંધ થઇ ગયાં હોત. મુંઆયેલા પ્રાણ પ્રાણનાથની આશાથીજ અટકી રહેલા છે. મોહની દશાનુ આથી ઉત્તમ ઉદાહરણ બીજું ક્યાં મળશે ?

**મૃત્યુ**—મૃત્યુની હવે અમે શી વ્યાખ્યા કરીએ ? મૃત્યુ થઇ ગયુ તો ઝઘડો મટયો, દિનરાત્રિના દુઃખથી બચ્યા; પરંતુ આ મધુર રસના ઉપાસક રાગાનુયાયી ભક્ત કવિ એટલાથીજ વિરહિણીનો પિંડ નહિ છોડે. મૃત્યુનો તેઓ 'મૃત્યુ સમાન અવસ્થા થઈ જવી' એવો અર્થ કરે છે. તેનો દાખલો સાંભળો; બંગાળી ભાષાના પ્રસિદ્ધ પદકર્તા શ્રી ગોવિંદદાસજીની અમર વાણીમાંજ વ્રજવાસીઓની આ દશમી દશાનું દર્શન કરો—

માધવ ! તુહુ યબ નિરદય ભેલ;
મિછઇ અવધિ દિન, ગણિ કત રાખબ વ્રજબધૂ જીવન શેલ.૧
કોઈ ધરનિતલ, કોઇ યમુનાજલ કોઇ કોઈ લુઠઇ નિકુંજ. ૨
એતદિન વિરહે, મરણપથ પેખલુ તોહે તિરિવધ પુનપુંજ. ૩
તપત સરોવર, થોરિ સલિલ જનુ આકુલ સફરી પરાન. ૪
જીવન મરન, મરણ વર જીવન 'ગોવિંદદાસ' દુઃખ જાન. ૫

દૂતી કહે છે કે "વહાલા માધવ ! ભલા એ તે કોઇ સારી વાત છે કે તમે આટલા બધા નિર્દય બની ગયા ! આખી દુનિયાના જુઠ્ઠા કાલનો વાયદો કરીને આવ્યા હતા અને હવે કાલ કાલ કરતાં કેટલા દિવસ વીતી ગયા. આ પ્રકારે ખોટા ખોટા દિવસ ગણતાં ગણતાં ક્યાં સુધી એ બધાને છેતરતા રહેશો ? હવે તમને વ્રજની દયાજનક દશા શી સંભળાવું ? ત્યાંનું દશ્ય ઘણું કરુણાજનક છે. કોઈ ગોપી તો પૃથ્વી ઉપરજ આળોટી રહી છે, તો કોઇ યમુનાજીમાંજ કૂદી પડે છે, કોઈ કોઈ એકાંત કુંજે-માંજ ઉંડા ઉંડા શ્વાસ લઇ રહી છે. આ પ્રકારે તેઓ ઘણાજ કષ્ટપૂર્વક રાત્રિ–દિવસ ગાળી રહી છે, તમારા વિર-

હમાં હવે તેઓ મૃત્યુની નજીક પહોંચી ચૂકી છે. જો એ બધી મરી ગઇ તો સેંકડો સ્ત્રીઓના વધનું પાપ તમારેજ માથે લાગશે, તેમની દશા બરાબર પેલી માછલીના જેવી છે, કે જે થોડા જળવાળા ખાબોચિયામાં પડી હોય અને સૂર્ય તે ખાડાના બધા પાણીને સૂકવી ચૂકયો હોય. તે જેમ થોડા કાદવમાં સૂર્યનાં તીક્ષ્ણ કિરણોથી તરફડતી રહે છે, તેજ પ્રકારે તેઓ તમારા વિરહમાં તરફડી રહી છે. આ જીવતુંજ મરણ છે, એટલુંજ નહિ પરંતુ આ જીવનથી તો મરણ લાખ દરજ્જે સારૂં છે. ગોવિંદદાસ કહે છે કે, તેમના દુઃખને એવુંજ માનો.”

નિયમાનુસાર તો અહીં વિરહનો અંત આવી જવો જોઇતો હતો, પરંતુ વૈષ્ણવ કવિ મૃત્યુ પછી પણ ફરીથી તેને હોશમાં લાવે છે, અને પછી મૃત્યુથી આગળ પણ વધે છે. રાગમાર્ગી ગ્રંથોમાં આથી આગળના ભાવોનું વર્ણન છે.

અનુરાગને શુકલ પક્ષના ચંદ્રમા સમાન (પ્રતિક્ષણ વર્ધમાન) પ્રત્યેક ક્ષણે વૃદ્ધિ પામતો કહેવામાં આવે છે. અનુરાગ–પ્રેમ હૃદયમા વધતાં વધતાં જ્યારે છેલ્લી હદે પહોંચી જાય છે, ત્યારે તેને ‘ભાવ’ કહે છે. વૈષ્ણવો આજ અવસ્થાને ‘પ્રેમના શ્રીગણેશ’ કહે છે. જ્યારે ભાવ પરમ સીમા સુધી પહોંચી જાય છે, ત્યારે તેનુ નામ ‘મહાભાવ’ થાય છે. મહાભાવના પણ ‘રૂઢ મહાભાવ’ અને ‘અધિરૂઢ મહાભાવ’ એવા બે ભેદ બતાવવામાં આવ્યા છે. અધિરૂઢ મહાભાવનાં પણ ‘મોદન’ અને ‘માદન’ એવાં બે રૂપ કહેલાં છે. ‘માદન’ જ મોહનના ભાવમાં ફેરવાઇ જાય છે. એટલે પછી ‘દિવ્યોન્માદ’ થાય છે અને ‘દિવ્યોન્માદ’જ ‘પ્રેમ’ યા રતિની પરાકાષ્ઠા યા સૌથી અંતિમ સ્થિતિ છે. એના ઉદ્‌ઘૂર્ણા, ચિત્રજલ્પાદિ ઘણા ભેદ છે. આ દિવ્યોન્માદ શ્રીરાધિકાજીનાજ શરીરમાં પ્રગટ થયો હતો. દિવ્યોન્માદ અવસ્થામાં કેવી દશા થાય છે, આ વાતનું અનુમાન શ્રીમદ્‌ ભાગવતના ઉક્ત શ્લોકથી કંઇક કંઇક લગાવી શકાય છેઃ—

१ एवंव्रतः स्वप्रियनामकीर्त्या जातानुरागो द्रुतचित्त उच्चैः ।
हसत्यथो रोदिति रौति गायत्युन्मादवन्नृत्यति लोकबाह्यः ॥
( શ્રીમદ્‌ભાગવત ૧૧-૨-૪૦ )

અર્થાત્ શ્રી કૃષ્ણના શ્રવણ-કીર્તનનુંજ જેણે વ્રત લઈ રાખ્યું છે, એવો પુરુષ પોતાના વહાલા શ્રીકૃષ્ણના નામ-સંકીર્તનથી તેમનામાં સ્નેહવાળો અને વિહ્‌વળચિત્ત થઈને સંસારી લોકોની કંઈ પણ પરવા ન કરતો કોઇ વાર તો ખૂબ જોરથી હસે છે, કોઇ વાર રૂવે છે, કોઈ વાર બૂમો પાડે છે, કોઈ વાર ગાય છે અને કોઇ વાર ગાંડાની પેઠે નાચવા પણ લાગે છે.

આ શ્લોકમાં 'रौति' અને 'रोदिति' એ બે ક્રિયાઓ સાથે સાથે આપેલી છે. આથી ખૂબ જોરથી ધ્રુસકે ધ્રુસકે રડવાનુંજ જણાય છે. 'रू' ધાતુ અવાજ કરવાના અર્થમાં વપરાય છે. જોરથી રોયા પછી જે એક કરુણાજનક 'હા' શબ્દ આપોઆપજ નીકળી પડે છે તે અહીં 'रौति' ક્રિયાનો અર્થ થશે. આમાં ઉન્માદની અવસ્થાનું વર્ણન નથી આ તો 'ઉન્માદના જેવી અવસ્થા' નું વર્ણન છે. ઉન્માદ અવસ્થા તો આથી પણ વિચિત્ર થતી હશે. આ તો સાંસારિક ઉન્માદની વાત થઇ, હવે દિવ્યોન્માદ તો વળી ઉન્માદથી પણ વધારે વિચિત્ર હશે તે અનુભવ ગમ્ય વિષય છે. શ્રીરાધિકાજી સિવાય બીજા કોઇના શરીરમાં એ પ્રગટરૂપે જોવા અથવા સાંભળવામાં આવ્યો નથી.

ભાવોની ચાર દશા બતાવેલી છે-(૧) ભાવોદય, (૨) ભાવસંધિ, (૩) ભાવશાબલ્ય અને (૪) ભાવશાંતિ.

૧ કોઇ પણ ખાસ કારણથી હૃદયમાં જે ભાવ ઉત્પન્ન થાય છે, તેને ભાવોદય કહે છે જેમકે-સાયંકાળ થતાંજ શ્રીકૃષ્ણના આવવાનો ભાવ હૃદયમાં ઉદય પામી ગયો. હૃદયમાં જ્યારે બે ભાવો આવીને મળી જાય છે, ત્યારે તે અવસ્થાનું નામ ભાવ સંધિ છે. જેમકે માદી થઇને

પતિને ઘેર પાછી આવતાં પત્નીના હૃદયમાં હર્ષ અને વિષાદજન્ય બન્ને ભાવોની સંધિ થઇ જાય છે. ઘણા ભાવ જયારે એક સાથેજ ઉદય પામે, ત્યારે તેને ભાવશાબલ્ય કહે છે જેમકે પુત્રોત્પત્તિના સમાચાર સાથેજ પત્નીની ભયંકર દશાના તથા પુત્રને પ્રાપ્ત થનારી તેના દાદા (માના બાપ) ની સંપત્તિ તથા તેનો પ્રબંધ કરવાના ભાવ એકસાથેજ હૃદયમાં ઉત્પન્ન થઇ જાય. આજ પ્રકારે જ્યારે ઈષ્ટ વસ્તુ પ્રાપ્ત થઇ ગયા પછી જે એક પ્રકારનો સંતોષ થાય છે તેને 'ભાવશાંતિ' કહે છે. જેમકે રાસમાં અંતર્ધાન થયેલા શ્રીકૃષ્ણ સખીઓને અકસ્માત્ મળી ગયા, તે સમયે તેમના અદર્શનરૂપ જે વિરહભાવ હતો, તે પણ શાંત થઇ ગયો.

આ પ્રકારે નિર્વેદ, વિષાદ, દૈન્ય, ગ્લાનિ, તમ, મદ, ગર્વ, શંકા, ત્રાસ, આવેગ, ઉન્માદ, અપસ્માર, વ્યાધિ, મોહ, મૃતિ, આળસ, જડતા, લજ્જા, અવહિથા, સ્મૃતિ, વિતર્ક, ચિંતા, મતિ, ધૃતિ, હર્ષ, ઉત્સુકતા, અમર્ષ, અસૂયા, ચાપલ્ય, નિદ્રા અને બોધ–એ બધાને વ્યભિચારીભાવ કહે છે. એનું વૈષ્ણવશાસ્ત્રોમાં સારી રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

એ બધી વાતોનું ખરૂ તાત્પર્ય એ છે કે, હૃદયમાં કોઇની લગની લાગી જાય, દિલમાં કોઈ ઘસી જાય, કોઇનું રૂપમાધુર્ય આંખોમાં સમાઇ જાય, કોઇને માટે ઉત્કટ અનુરાગ થઈ જાય, એટલે બધો બેડો પાર છે. એક વાર એ વહાલાની લગની લાગવી જોઇએ. પછી ભાવ, મહાભાવ, અધિરૂઢભાવ તથા સાત્વિક વિકાર અને વિરહની દશાઓ તો આપોઆપજ ઉદય પામશે. પાણીની ઇચ્છા થવી જોઇએ. જેમ જેમ પાણી વિના ગળું સૂકાવા લાગશે, તેમ તેમ તરફડાટ આપોઆપજ વધવા લાગશે. એ તરફડાટ લાવવા માટે પ્રયત્ન નહિ કરવો પડે; પરંતુ હૃદય કોઇને સ્થાન આપે ત્યારે ને? તેણે તો કામક્રોધાદિ ચોરોને

સ્થાન આપી રાખ્યું છે. ત્યાં પછી મહારાજ પ્રેમદેવ કેમ કરીને પધારી શકે? સાચેજ, અમારૂં હૃદય વજ્રનું છે. સ્તંભ, રોમાંચ, અશ્રુ વગેરે આઠ વિકારોમાંથી એક પણ અમારા શરીરમાં આપોઆપ ઉદય પામતો નથી. ભગવાન વેદ વ્યાસ તો કહે છે કે—

तदश्मसारं हृदयं बतेदं यद्गृह्यमाणैर्हरिनामधेयैः ।
न विक्रियेताथ यदा विकारो नेत्रे जलं गात्ररुहेषु हर्षः ॥

અર્થાત્ "તે પુરુષના હૃદયને વજ્રના જેવું જાણવું કે જેનાં નેત્રોમાં માત્ર હરિનામ સ્મરણથીજ જળ ન ભરાઈ આવતાં હોય, શરીરમાં રોમાંચ ન થઇ જતાં હોય અને હૃદયમાં કોઇ પ્રકારનો ફેરફાર ન થતો હોય." સાચેજ, અમારૂ હૃદય તો એવુંજ છે. કેમ કરીએ? શું કરવાથી આંખોમાં જળ અને હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થાય? મહાપ્રભુ ચૈતન્યદેવ પણ રડતાં રડતાં એજ કહ્યા કરતા હતા કે—

नयनं गलदश्रुधारया वदनं गद्गदरुद्धया गिरा ।
पुलकैर्निचितं वपुः कदा तव नामग्रहणे भविष्यति ॥

અર્થાત્ "હે નાથ! તમારૂ નામ લેતાં લેતાં અમારાં બન્ને નેત્રોમાંથી જળની ધારા વહેવા લાગશે. કયારે અમે ગદ્‌ગદ્‌ કંઠે 'કૃષ્ણ-કૃષ્ણ' કહેતા કહેતા પુલકિત થઇ ઉઠીશું?" તેઓ મહાભાગ તો પોતાની ઇચ્છા પૂરી કરી ગયા. અઢાર વર્ષ સુધી નેત્રોમાંથી એટલી જળધારાઓ વહાવી કે કોઇ મનુષ્ય એટલા લોહીનું કદી જળ બનાવીજ શકતો નથી. ગૌરભક્તોનું કથન છે કે, મહાપ્રભુ ગરુડસ્તંભની પાસે જગમોહનની આ બાજુ જ્યાં ઉભા રહી દર્શન કરતા હતા, ત્યાં નીચે એક નાનકડો કુંડ હતો. મહાપ્રભુ દર્શન કરતાં કરતાં એટલા રડતા હતા કે, તે ખાડો અશ્રુજળથી ભરાઇ જતો હતો. એક બે દિવસ નહિ, વર્ષ-બે વર્ષ નહિ, પૂરાં અઢાર વર્ષ આજ પ્રકારે તેઓ રડયા કરતા હતા. ઉન્માદ અવસ્થામાં પણ તેમનું શ્રીજગન્નાથજીનાં દર્શને

જવું બંધ ન થયું. તેમનું આ કામ છેલ્લે સુધી અખંડ-ભાવે ચાલ્યા કર્યું. વૈષ્ણવ ભક્તોનું કથન છે કે, મહાપ્રભુના શરીરમાં પ્રેમના એ બધા ભાવ પ્રગટ થયા. કેમ ન થાય? તેઓ તો ચૈતન્યસ્વરૂપજ હતા. મહાપ્રભુના એ દિવ્ય ભાવોની હકીકત વાચક આગલાં પ્રકરણોમાં વાંચશે. અંતે શ્રી લલિતકિશોરજીની અભિલાષામાં અમારી અભિલાષા મેળવીને અમે આ કથન સમાપ્ત કરીએ છીએ—

જમુના પુલિન કુંજ ગહવરકી
કોકિલ હ્વૈ દ્રુમ કૂક મચાઊં,
પદ-પંકજ પ્રિય લાલ મધુપ હ્વૈ,
મધુરે-મધુરે ગુંજ સુનાઊં,
કૂકર હ્વૈ બન બીથિન ડોલૌં,
બચે સીથ રસિકનકે ખાઊં.
'લલિત કિશોરી' આસ યહી મમ,
વ્રજ-રજ તજી છિન અનત ન જાઊં.





# महाप्रभुनो दिव्योन्माद

सिञ्चन् सिञ्चन् नयनपयसा पाण्डुगण्डस्थलान्तं
मुञ्चन् मुञ्चन् प्रतिमुहुरहो दीर्घनिश्वासजातम् ।
उच्चैः क्रन्दन् करुणकरुणोद्गीर्णहाहेति रावो
गौरः कोऽपि व्रजविरहिणीभावमग्नश्चकास्ति ॥

( શ્રી પ્રબોધાનન્દ )

અર્થાત્ શ્રીગૌરસુંદર પોતાનાં સતત અશ્રુઓથી ગાલને ફિક્કા બનાવતા, પ્રતિક્ષણે ઉંડા નિસાસા નાખતા અને કરુણ સ્વરથી "હા ! હા !" અવાજ કરીને મોટેથી રુદન કરતા કરતા કોઇ વ્રજવિરહિણીના ભાવમાં સદા નિમગ્ન રહેવા લાગ્યા.

સંભવ છે કે, વાચકોને યાદ હશે કે અમે પહેલાં બતાવી ચૂકયા છીએ કે, શ્રીચૈતન્યદેવના શરીરમાં પ્રેમના બધા ભાવો ક્રમે ક્રમે, ધીરે ધીરેજ ફૂટી આવ્યા હતા. જો સાથેજ પ્રેમના આ ઉચ્ચ ભાવો એક સાથેજ તેમના શરીરમાં ઉદય પામી જાત તો તેમનું હૃદય ફાટી જાત. તેમનું તો શું, કોઇ પણ પ્રાણીનું શરીર એ ભાવોના વેગને એકસાથે સહન કરી શકત નહિ. ગયામાં તેમણે નાનકડા મોરલી બજાવતા શ્યામને જોયા, તેમનાં પુનઃ દર્શન કરવાની લાલસાથી તેઓ રુદન કરવા લાગ્યા. ત્યારથી ધીરે ધીરે તેમના ભાવોમાં વૃદ્ધિ થવા લાગી. શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર, એ ભાવોમાં મધુર ભાવનેજ સર્વશ્રેષ્ઠ બતાવવામાં આવ્યો છે પુરીમા પ્રભુ એજ ભાવમાં લવલીન રહેતા હતા. મધુરભાવમાં રાધાભાવ સર્વોત્કૃષ્ટ છે. સંપૂર્ણ રસ, સંપૂર્ણ ભાવ અને અનુભાવ રાધાભાવમાંજ જઇને પરિસમાપ્ત થઇ જાય છે, તેથી છેલ્લાં બાર વર્ષોમાં પ્રભુ

પોતાને રાધા માનીનેજ શ્રીકૃષ્ણના વિરહમાં તરફડતા રહ્યા. કવિરાજ ગોસ્વામી કહે છે—

રાધિકાર ભાવે પ્રભુર સદા અભિમાન,
સેઇ ભાવે આપનાકે હય 'રાધા' જ્ઞાન.
દિવ્યોન્મદ ઐછે હય, કિ ઇહા વિસ્મય ?
અધિરૂઢ ભાવે દિવ્યોન્માદ-પ્રલાપ હય.

અર્થાત્ 'મહાપ્રભુ રાધાભાવમાં ભાવાન્વિત થઇને તેજ ભાવથી હમેશાં પોતાને 'રાધા' જ સમજતા હતા. તો પછી તેમના શરીરમાં 'દિવ્યોન્માદ' પ્રગટ થાય તો એમાં આશ્ચર્યની શી વાત છે! અધિરૂઢ ભાવમાં દિવ્યોન્માદ પ્રલાપ થાયજ છે. તેથી હવે તેમની બધી ક્રિયાઓ તે વિરહિણીની પેઠે થતી હતી.

એક દિવસ સ્વપ્નમાં તેઓ રાસલીલા જોવા લાગ્યા. અહા! વહાલાને ઘણા દિવસો પછી આજે વૃંદાવનમાં જોયા છે. એજ સુંદર વાળની લટો, એજ માધુર્યભર્યું મંદ હાસ્ય, એજ હાવભાવ અને કટાક્ષ, એજ પ્રકારે રાસમા ઠમકો કરીને નાચવું, સખીઓને ભેટવું, કેવું સુખ છે! કેટલો આનંદ છે!! તાથેઈ તાથેઇ કરીને સખીઓની વચમાં શ્યામ નાચી રહ્યા છે અને ઇસારા કરતા કરતા બંસી બજાવે છે. મહાપ્રભુ ભૂલી ગયા કે આ સ્વપ્ન છે કે જાગૃતિ છે! તેઓ તો તે રસમાં તરબોળ હતા. ગોવિંદને આશ્ચર્ય થયું કે "પ્રભુ આજે આટલી બધી વાર સુધી કેમ સૂઇ રહ્યા છે! રોજ તો અરુણોદયકાળેજ ઉઠી જતા હતા અને આજે ઘણો દહાડો ચઢી ગયો છે. સંભવ છે કે નારાજ થયા હોય! તેથી જગાડું" એમ વિચારીને ગોવિંદ ધીરે ધીરે પ્રભુના પગનાં તળીઆં દબાવવા લાગ્યા. પ્રભુ ચમકીને જાગી ઉઠયા અને 'કૃષ્ણ કયાં ગયા!' કહેતા કહેતા મોટેથી રુદન કરવા લાગ્યા. ગોવિંદે કહ્યું:–"પ્રભો! દર્શનનો સમય થઇ ગયો છે. નિત્યકર્મથી નિવૃત્ત થઇને દર્શને ચાલો." એટલું સાંભળતાંજ તેઓ તેજ ભાવમાં યંત્રની પેઠે શરીરના સ્વભાવાનુસાર નિત્યકર્મોથી નિવૃત્ત થઇને શ્રીજગન્નાથજીનાં દર્શને ગયા.

મહાપ્રભુ ગરુડસ્થભને આધારે કલાકો સુધી ઉભા ઉભા દર્શન કર્યા કરતા હતા જેટલી વાર સુધી તેઓ દર્શન કરતા હતા, તેટલી વાર સુધી તેમના બન્ને નેત્રોમા થી જળની બે ધારીઓ વહ્યા કરતી હતી આજે પ્રભુએ જગન્નાથજીના સિહાસન ઉપર એજ મુરલીમનોહરના દર્શન કર્યા. તેઓ તેજ પ્રકારે મુરલી બજાવી-ગજાવીને પ્રભુના તરફ મદ મદ હાસ્ય કરતા હતા. પ્રભુ અનિમેષ ભાવથી તેમની રૂપમાધુરીનુ પાન કરી રહ્યા હતા એટલામાજ એક ઓરિસ્સા પ્રાંતની વૃદ્ધ માતા જગન્નાથજીના દર્શન ન પામવાથી ગરુડસ્થભ ઉપર ચઢીને અને પ્રભુના ખભા ઉપર પગ મૂકીને દર્શન કરવા લાગી પાછળ ઉભા રહેલા ગોવિદે તેને તેમ કરતા અટકાવી આથી પ્રભુએ કહ્યુ કે “આ આદિશક્તિ મહામાયા છે, તેના દર્શનસુખમા વિઘ્ન ન નાખો એને પૂરતા દર્શન કરવા દો ”

ગોવિદે કહ્યાથી તે વૃદ્ધ માતા જલદીથી ઉતરીને પ્રભુના ચરણકમળોમા પડીને પુન પુન પ્રણામ કરતી કરતી પોતાના અપરાધને માટે ક્ષમાયાચના કરવા લાગી. પ્રભુએ ગદ્ગદ્ કઠે કહ્યુ કે “માતેશ્વરી ! જગન્નાથજીના દર્શનો માટે તમને જેટલી વ્યાકુળતા છે, એટલી વ્યાકુળતા જગન્નાથજીએ મને નથી આપી હા ! મારા જીવનને ધિક્કાર છે માતા ! તમારી આવી એકાગ્રતાને કોટિ-કોટિ ધન્યવાદ છે તમે મારા ખભા ઉપર પગ મૂક્યા અને તેની તમને ખબર પણ નથી ! ” આટલુ કહેતા કહેતા પ્રભુ ફરીથી રુદન કરવા લાગ્યા ‘ભાવસધિ’ થઇ જવાથી સ્વપ્નનો ભાવ જતો રહ્યો અને હવે જગન્નાથજીના સિહાસન ઉપર તેમને સુભદ્રા-બલરામ સહિત જગન્નાથજીના દર્શન થવા લાગ્યા આથી મહાપ્રભુને કુરુક્ષેત્રનો ભાવ ઉદય પામ્યો, કે જયારે ગ્રહણના સ્નાન વખતે શ્રીકૃષ્ણજી પોતાના પરિવાર સાથે ગોપિકાઓને મળ્યા હતા આથી ખિન્ન થઇને પ્રભુ પોતાના નિવાસસ્થાને પાછા ફર્યા હવે તેમની દશા પરમ ભયભીત વિરહિણી જેવી થઇ ગઈ તેઓ ઉદાસ

મનથી નખો વડે જમીન ખોતરતા ખોતરતા દુઃખી વદન-વાળા થઇને અશ્રુ વહાવવા લાગ્યા અને પોતાને વારંવાર ધિક્કારવા લાગ્યા એજ પ્રકારે દિવસ વીત્યો, સાંજ પડી, અંધારૂ થઈ ગયુ અને રાત્રિ પડી ગઇ, પરંતુ પ્રભુના ભાવમાં કોઈ પરિવર્તન નથી. એજ ઉન્માદ, એજ વ્યાકુળતા, એજ વિરહવેદના તેમને રહી રહીને દુઃખી કરવા લાગી. રાય રામાનંદ આવ્યા, સ્વરૂપ ગોસ્વામીએ બહુ સુંદર સુંદર પદ સંભળાવ્યા, રાય મહાશયે કથા કહી. કંઇ પણ ધીરજ ન રહી. "હાય ! શ્યામ ! તમે ક્યાં ગયા ? મને દુઃખિયારી અબળાને વચમાજ મૂકીને ચાલ્યા ગયા ! હાય ! મારા ભાગ્યને ધિક્કાર છે કે મારા પ્રાણવલ્લભને પ્રાપ્ત કરીને પણ મેં પાછા ગુમાવી દીધા. હવે હુ ક્યાં જાઉં ? શુ કરૂં ? કોને કહુ ? કોઇ સાભળનાર પણ નથી હાય ! લલિતે ! તુજ કંઈક ઉપાય બતાવ. ઓ બહેન વિશાખા ! અરે તુંજ મને ધીરજ આપ નહિ તો પછી હું મરી જઇશ વહાલાના વિના હુ પ્રાણ ધારણ નહિ કરી શકું, જોગણ બની જઈશ, ઘેર ઘેર અલખ જગાવીશ, રણશિંગડુ બજાવીશ, શરીરે ભભૂતિ ચોળીશ, હુ મારી–મારી કરીશ, કોઈનુ પણ નહિ સાભળુ, કા તો વહાલાની સાથે જીવીશ યા તો આત્મ-ઘાત કરીને મરીશ ! હાય ! નિર્દય ! ઓ નિષ્ઠુર શ્યામ ! તમે કયા ચાલ્યા ગયા ?" બસ, એજ રીતે તેઓ પ્રલાપ કરવા લાગ્યા રામાનંદજી અધીં રાત વીત્યા પછી પ્રભુને ગંભીરા મંદિરમા સુવાડીને ચાલ્યા ગયા સ્વરૂપ ગોસ્વામી ત્યાજ ગોવિંદની પાસેજ પડી રહ્યા મહાપ્રભુ જોરથી ઘણા-જ કરુણ સ્વરમા ભગવન્નામોનો ઉચ્ચાર કરી રહ્યા હતા:—

શ્રીકૃષ્ણ ! ગોવિંદ ! હરે ! મુરારે !
હે નાથ ! નારાયણ ! વાસુદેવ !

એ નામોનો સુમધુર ગુંજારવ ગોવિંદ અને સ્વરૂપ ગોસ્વામીના કાનોમા ભરાઈ ગયો હતો. તેઓ એ નામો સાંભળતા સાભળતાજ સૂઇ ગયા, પરંતુ પ્રભુની આંખોમાં નિદ્રા ક્યાથી ! તેમની તો લગભગ અધીજ રાતો "હા નાથ !

હા વહાલા ! " કરતાં કરતાજ વીતતી હતી. થોડીક વારમાં સ્વરૂપ ગોસ્વામીની આંખો ઉઘડી તો તેમને પ્રભુનો અવાજ સંભળાયો નહિ. શંકા થવાથી તેઓ ઉઠ્યા, ગંભીરામાં જઈને જોયું તો પ્રભુ નથી. જાણે તેમના હૃદયમાં કોઈએ વજ્ર મારી દીધું ન હોય ! ઉલટા-સુલટા ભાવોથી તેમણે દીવો સળગાવ્યો, ગોવિંદને ઉઠાડ્યો. તેઓ બન્નેય તે વિશાળ ભવનના ખૂણેખૂણામાં શોધ કરવા લાગ્યા, પરંતુ પ્રભુનો ક્યાંય પત્તોજ નથી. સૌ કોઇ ગભરાયેલા જેવા અહીં તહીં દોડવા લાગ્યા. ગોવિંદની સાથે તેઓ સીધા મંદિર તરફ ગયા ત્યાં જઈને જુએ છે તો એક ગંદા સ્થાનમાં પ્રભુ પડ્યા છે. તેમની આકૃતિ વિચિત્ર થઈ ગઈ હતી. તેમનું શરીર ખૂબ લાંબું છાટ પડયું હતું. હાથપગ તથા બધાં સ્થળોના સાંધા તદ્દન ખુલી ગયા હતા. જાણે કોઈએ ભાગેલાં હાડકાં લઈને ચામડાની કોથળીમા ભરી દીધા ન હોય ! શરીર અસ્તવ્યસ્ત પડયું હતુ. શ્વાસોચ્છ્વાસની ગતિ તદ્દન બંધ હતી કવિરાજ ગોસ્વામીએ વર્ણન કર્યું છે.—

પ્રભુ પડિ આછેન દીર્ઘ હાત પાંચ છય,
અચેતન દેહ નાશાય શ્વાસ નાહિ બય.
એક એક હસ્ત-પાદ-દીધ તિન હાત,
અસ્થિ, ગ્રંથિભિન્ન, ચર્મે આછે માત્ર તાત.
હસ્ત, પાદ, ગ્રીવા, કટિ, અસ્થિ-સંધિ યત,
એક-એક વિતસ્તિ ભિન્ન હસ્યા છે તત.
ચર્મમાત્ર ઉપરે, સંધિ આછે દીર્ઘ હસ્યા,
દુઃખિત હેલા સબે પ્રભુરે દેખિયા.
મુખે લાલા-ફેન પ્રભુર ઉત્તાન-નયન,
દેખિયા સકલ ભક્તેર દેહ છાડે પ્રાન.

અર્થાત્ પ્રભુ પાંચ-છ હાથ લાંબા પડયા હતા, દેહ અચેતન હતો, નાકમાંથી શ્વાસ વહેતો નહોતો, એક એક હાથ-પગ ત્રણ-ત્રણ હાથ લાંબા થઈ ગયા હતા, હાડકાંના બધા સાંધા અલગ અલગ થઈ ગયા હતા, માત્ર ઉપર ચામડુંજ ચામડું મઢેલું હતું. હાથ, પગ, ડોક અને કેડ, હાડકાંના સાંધા એકે એક અલગ-અલગ થઈ ગયા

હતા, ઉપર માત્ર ચામડી હતી. સાંધાઓ લાંબા થઇ ગયા હતા. મહાપ્રભુની આવી દશા જોઇને બધા ભક્તો દુઃખી થઈ ગયા. તેમના મુખમાંથી લાળ અને ફીણ વહી રહ્યું હતું, અને આંખો ચઢેલી હતી. તેમની આવી દશા જોઇને ભક્તોના પ્રાણ શરીર છોડીને ચાલ્યા જવા લાગ્યા.

અર્થ સ્પષ્ટ છે. ભક્તોએ માન્યું કે પ્રભુના પ્રાણ શરીર છોડીને ચાલ્યા ગયા; એટલે સ્વરૂપ ગોસ્વામીએ મોટેથી પ્રભુના કાનોમાં કૃષ્ણનામનો ધ્વનિ કર્યો. તે સુમધુર અને કર્ણપ્રિય ધ્વનિ સાંભળતાંજ પ્રભુને કંઇક કંઇક બાહ્ય જ્ઞાન થવા લાગ્યું. તેઓ એકસાથેજ ચમકીને 'હરિ બોલ' 'હરિ બોલ' કહેતા કહેતા ઉઠીને બેઠા થયા. પ્રભુના ઉઠ્યા પછી ધીરે ધીરે હાડકાંના સાંધાઓ આપોઆપ જોડાવા લાગ્યા.

શ્રીગોસ્વામી રઘુનાથદાસજી ત્યાંજ હતા; તેમણે પોતાની આંખોથી પ્રભુની આ દશા જોઇ હશે. તેમણે પોતાના 'ચૈતન્યસ્તવકલ્પવૃક્ષ' નામના ગ્રંથમાં આ ઘટનાનું આ પ્રમાણે વર્ણન કર્યું છેઃ—

क्वचिन्मिश्रावासे व्रजपति सुतस्योरविरहा-
च्छ्लथत्सत्सन्धित्वाद्दधदधिकदैर्घ्यं भुजपदोः ।
लुठन् भूमौ काक्वा विकल विकलं गद्गदवचा
रुदन्छ्रीगौराङ्गो हृदय उदयन्मां मदयति ॥

કોઇ સમયે કાશી મિશ્રના ભવનમાં શ્રીકૃષ્ણવિરહ ઉત્પન્ન થયા પછી પ્રભુની સંધિઓ–સાંધા ઢીલા પડી જવાથી હાથપગ લાંબા થઇ ગયા હતા. પૃથ્વી ઉપર વ્યંગમાં બોલતા બોલતા ગદ્ગદ્ વચનોથી જોરપૂર્વક રુદન કરતા કરતા તેઓ પડ્યા હતા. તેઓજ શ્રીગૌરાંગ અમારા હૃદયમાં ઉદય પામીને અમને મદમસ્ત બનાવી રહ્યા છે. તે હૃદયમાં ઉદય પામીને મતવાલા બનાવનાર શ્રી ગૌરાંગના અને મદમત્ત બનેલા શ્રી રઘુનાથદાસજીનાં ચરણોમાં અમારા સાષ્ટાંગ પ્રણામ છે.



# गोवर्धनना भ्रमथी चटक-गिरि तरफ गमन

समीपे नीलाद्रेश्चटकगिरिराजस्य कलना-
दये गोष्ठे गोवर्धनगिरिपतिं लोकितुमितः ।
व्रजन्नस्मीत्युक्त्वा प्रमद इव धावन्नवधृतो
गणैः स्वैर्गौराङ्गो हृदय उदयन्मां मदयति ॥

( ચૈતન્યરતવકલ્પવૃક્ષ )

અર્થાત્ શ્રીરઘુનાથદાસ ગોસ્વામી કહે છે કે નીલાચલની પાસેના સમુદ્રની રેતીના ચટક પર્વતને જોઈને ગોવર્ધનના ભ્રમથી 'હું ગિરિરાજ ગોવર્ધનનાં દર્શન કરીશ' એવું કહીને મહાપ્રભુ તે બાજુ દોડવા લાગ્યા. પોતાના બધા વિરક્ત વૈષ્ણવોથી ઘેરાયેલા તે ગૌરાંગ અમારા હૃદયમાં ઉદય પામીને અમને ગાંડા બનાવી રહ્યા છે.

મહાપ્રભુની હવે લગભગ ત્રણ દશાઓ જોવામાં આવતી હતીઃ-(૧) અંતર્દશા, (૨) અર્ધબાહ્યદશા અને (૩) બાહ્ય દશા. અંતર્દશામાં તેઓ ગોપીભાવથી શ્રીકૃષ્ણના વિરહમાં કે મિલનમાં ભાત ભાતના પ્રલાપ કર્યા કરતા અર્ધબાહ્ય દશામાં પોતાને કંઇક કંઇક સમજવા લાગતા ત્યારે થોડી વાર પહેલાં જે જોઇ રહ્યા હતા, તેનેજ પોતાના અંતરંગ ભક્તોને સંભળાવતા હતા અને તે ભાવ બદલાવાઈ જવાને કારણે પશ્ચાત્તાપ પ્રગટ કરતા કરતા રુદન પણ કરતા હતા. બાહ્ય દશામાં ખૂબ સારી સારી વાતો કરતા હતા અને બધા ભક્તોનો યથાયોગ્ય સત્કાર કરતા,'મોટાઓને પ્રણામ

કરતા, નાનાઓનું કુશળ પૂછતા. આ પ્રકારે તેમની ત્રણુજ દશાઓ ભક્તોને જોવામાં આવતી હતી. ત્રીજી દશામાં તો તેઓ ઘણુાજ થોડા થોડા આવતા હતા, નહિ તો સદા અંતર્દશા યા અર્ધબાહ્યદશામાંજ મગ્ન રહેતા હતા. સ્નાન, શયન, ભોજન અને પુરુષોત્તમદર્શન,-એ તો શરીરના સ્વભાવાનુસાર આપોઆપજ થયા કરતાં હતાં. અર્ધબાહ્ય-દશામાં પણુ એ કામોમાં કોઇ વિઘ્ન આવતું નહોતું. ઘણે ભાગે તેમનો ઘણોખરો સમય રડવામાં અને પ્રલાપ-માંજ વીતતો હતો. રડવાને લીધે-આંખો હમેશાં ચઢેલી રહેતી હતી, સતત અશ્રુધારા વહેવાને કારણે તેમનું વક્ષઃ-સ્થળ હમેશાં ભીજાયેલુંજ રહેતું હતું. અશ્રુઓની ધારા વહે-વાથી ગાલો ઉપર કંઇક થોડી છારી વળી ગઇ હતી અને તેમાં કંઈક પીળાપણું પણુ આવી ગયુ હતું. રામાનંદ રાય અને સ્વરૂપ દામોદરજ તેમના એકમાત્ર આધાર હતા. વિરહની વેદનામાં એમનેજ લલિતા અને વિશાખા સમજીને તથા તેમના ગળામાં વળગીને તેઓ પોતાના દુઃખને કંઇક શાંત કરતા હતા. સ્વરૂપ ગોસ્વામીના કોયલ કંઠેથી કવિતા સાંભળીને તેઓ પરમાનંદસુખનો અનુભવ કરતા હતા. તેમનો વિરહ એ પ્રેમમયી પદાવલિઓના શ્રવણુથી જેટલો વધતો હતો તેટલોજ તેમને આનંદ થતો હતો અને તેઓ ઉઠીને નૃત્ય કરવા લાગતા હતા.

એક દિવસ મહાપ્રભુ સમુદ્ર તરફ જતા હતા. દૂર-થીજ તેમને રેતીનો ચટક નામનો પહાડ દેખાયો. બસ, પછી જોઇએજ શુ ! તેઓ જોરથી ગર્જના કરતા કરતા તેનેજ ગોવર્ધન સમજીને તેના તરફ દોડયા. તેમનો અદ્-ભુત હુંકાર સાંભળીને જે કોઇ ભક્તો બેઠા હતા, તેઓ એમ ને એમજ તેમની પાછળ દોડયા. પરંતુ ભલા, તેઓ કોને હાથ આવે તેમ હતા ! આવેશમાં ને આવેશમાં તેઓ વાયુવેગે દોડયા જતા હતા. તે સમયે તેમના સમસ્ત શરીર-માં બધા સાત્વિક ભાવો ઉત્પન્ન થઈ ગયા હતા. ઘણીજ વિચિત્ર અને અભૂતપૂર્વ દશા હતી. કવિરાજ ગોસ્વામીએ

પોતાની માર્મિક લેખિનીથી ઘણીજ તેજસ્વી ભાષામાં એમ ની દશાનું વર્ણન કર્યું છે. તે તેમનાજ શબ્દોમાં સાંભળો—

પ્રતિ રોમકૂપે માંસ વ્રણેર આકાર;
 તાર ઉ-રે રોમાદ્ગમ કદંબ પ્રકાર.
પ્રતિરોમે પ્રસ્વેદ પડે રુધિરેર ધાર;
 કંઠ ઘર્ઘં, નાહિ વર્ણેર ઉચ્ચાર.
દુઇ નેત્રે ભરી, અશ્રુ બહયે અપાર;
 સમુદ્રે મિલિલા યેન ગંગા-યમુના ધાર.
વૈવર્ણ્ય શંખ પ્રાય, સ્વેદ હૈલ અંગ;
 તવે કંપ ઉઠે યેન સમુદ્રે તરંગ.

અર્થાત્ પ્રત્યેક રોમકૂપ જાણે માંસનો ફોલ્લો જ બની ગયો છે, તેના ઉપર રૂવાંટાં જાણે કદંબની કળિઓ હોય તેવાં દેખાય છે. પ્રત્યેક રૂવાંટામાથી લોહીની ધારની પેઠે પરસેવો વહી રહ્યો છે, કંઠ ઘર્ઘર અવાજ કરે છે, એક પણ અક્ષર સ્પષ્ટ સંભળાતો નથી બન્ને નેત્રોમાંથી અપાર અશ્રુઓની બે ધારાઓ વહે છે, જાણે ગંગાજી અને યમુનાજી મળવાને માટે સમુદ્ર તરફ જઈ રહી છે. વૈવર્ણ્ય—વિરૂપતાને કારણે મુખ શંખના જેવું સફેદ થઇ ગયું છે. શરીર પરસેવાથી લથબથ થઇ ગયું છે. શરીરમાંથી ધ્રૂજરી એવી ઉઠે છે કે જાણે સમુદ્રમાંથી તરંગ ઉઠતા ન હોય!”

આવી દશા થતાં પ્રભુ વિશેષ આગળ વધી શકયા નહિ. તેઓ થરથર ધ્રૂજતા ધ્રૂજતા એકદમ જમીન ઉપર પડી ગયા. ગોવિંદ પાછળ દોડતો આવતો હતો, તેણે પ્રભુને આ દશામાં પડેલા જોઇને તેમના મુખમાં જળ છાટયું અને પોતાના વસ્ત્ર વડે હવા નાખવા લાગ્યો. એટલામાંજ જગદાનંદ પંડિત, ગદાધર ગોસ્વામી, રમાઇ, નદાઇ તથા સ્વરૂપ દામોદર વગેરે ભક્તો પહોંચી ગયા. પ્રભુની આવી વિચિત્ર દશા જોઇને બધાને પરમ આશ્ચર્ય થયું. બધા પ્રભુને ચારે બાજુથી ઘેરીને ઉચ્ચ સ્વરથી સંકીર્તન કરવા લાગ્યા. હવે પ્રભુને કંઇક કંઇક ભાન આવ્યું. તેઓ હુંકાર કરીને ઉઠીને બેઠા થયા અને પોતાની ચારે બાજુ ભૂલ્યા, ભદ-

કયા અને કંઈક ગુમાવી બેઠેલા જેવા આમ તેમ જોવા લાગ્યા. વળી સ્વરૂપ ગોસ્વામી રડતાં રડતાં કહેતા હતા કે "અરે, મને અહીં કોણ લઈ આવ્યુ? ગોવર્ધન ઉપરથી મને અહીં કોણ ઉપાડી લાવ્યુ? અહા! એ કેવી દિવ્ય શોભા હતી! ગોવર્ધનની શાંત કુંજમાં નંદલાલે પોતાની એજ વાંસની બંસી બજાવી હતી. તેનો મધુર ધ્વનિ સાંભળીને હું પણ તેના તરફ ઉઠીને દોડી ગઈ. રાધારાણી પણ પોતાની સખી-સાહેલીઓ સાથે તે સ્થાને આવ્યાં અહા! એ શામળિયાનું કેવું સુંદર મંદ હાસ્ય હતું! તેના હાસ્યમાં કોઈ જાદુ હતું. બધી ગોપિકાઓ ગાંડી ઘેલી, ભૂલી ભટકી જેવી તેમના તરફ દોડતી જતી હતી. અકસ્માત્ તે સુંદર પુરુષ પોતાની સર્વશ્રેષ્ઠ સખી શ્રીરાધિકાજીને સાથે લઇને કોણ જાણે કયાં ચાલ્યો ગયો. પછી શુ થયુ, તે કંઇ ખબર નથી. અહીં મને કોણ ઉઠાવી લાવ્યુ?" એટલુ કહીને પ્રભુ ઘણાજ જોરથી 'હા કૃષ્ણ! હા પ્રાણવલ્લભ! હા હૃદયરમણ!' કહેતા કહેતા જોરથી રુદન કરવા લાગ્યા.

પ્રભુની આ અદ્ભુત દશાના સમાચાર સાંભળીને શ્રીપરમાનંદજી પુરી અને બ્રહ્માનંદજી ભારતી પણ દોડી આવ્યા. હવે પ્રભુની એકદમ બાહ્યદશા થઈ ગઇ હતી, તેથી તેમણે શ્રદ્ધાપૂર્વક એ બન્ને પૂજ્ય સંન્યાસીઓને પ્રણામ કર્યા અને સંકોચપૂર્વક કહેવા લાગ્યા કેઃ "આપે શા માટે તસ્દી લીધી? નકામા આટલે દૂર આવ્યા.'

પુરી ગોસ્વામીએ હસીને કહ્યું· "હુ પણ એમજ ચાલ્યો આવ્યો કે ચાલો તમારૂ નૃત્ય તો જોઉં."

આટલુ સાભળતાંજ પ્રભુ શરમિંદા જેવા થઇ ગયા અને ભક્તો મહાપ્રભુને લઇને તેમને નિવાસસ્થાને આવ્યા.





# શ્રીકૃષ્ણની શોધખોળ

पयोराशेस्तीरे स्फुरदुपवनालीकलनया
मुहुर्वृन्दारण्यस्मरणजनितप्रेमविवशः ।
क्वचित् कृष्णावृत्ति प्रचलरसनो भक्तिरसिकः
स चैतन्यः किं मे पुनरपि दृशोर्यास्यति पदम् ॥
(સ્ત. મા. ૧ ચૈતન્યાષ્ટક ૬)

અર્થાત્ સમુદ્રતટના સુંદર બાગને જોઇને પ્રભુને વારંવાર વૃંદાવનની એકાંત કુંજો યાદ આવવા લાગી. તે અનુપમ અરણ્યના સ્મરણમાત્રથીજ પ્રભુ પ્રેમવિવશ થઈ ગયા. એ ભક્તિરસિક શ્રી ગૌરાંગદેવની ચંચળ જીભ હમેશાં 'કૃષ્ણ–કૃષ્ણ' એ નામોનુ વારંવાર રટન કરવા લાગી. એવા એ શ્રીગૌરાંગ શું ફરીથી કોઈ વાર અમને દૃષ્ટિગોચર થશે?

મહાપ્રભુ એક દિવસ સમુદ્ર તરફ સ્નાન કરવા જતા હતા. દૂરથીજ સમુદ્રતટની શોભા જોઇને તેઓ મુગ્ધ થઈ ગયા. તેઓ ઉભા થઇને એ અદ્ભુત શોભા નિહાળવા લાગ્યા. અનંત જળરાશિથી ભરપૂર સરિતાપતિ સાગર પોતાના નિલા રંગના જળ વડે ગમ્મત કરતા કરતા કંઇક ગંભીર અવાજ કરી રહ્યા છે. સમુદ્રને આખે કિનારે ખજૂર, તાડ, નાળિયેર અને બીજાં વિવિધ પ્રકારનાં ઉંચાં ઉંચાં વૃક્ષો પોતાનાં લાંબાં લાંબાં પાનરૂપી હાથો વડે મુસાફરોને પોતાના તરફ બોલાવી રહ્યાં છે. વૃક્ષોનાં અંગોનુ જોરથી આલિંગન કરીને તેમની પ્રાણપ્રિય લતાઓ ધીરે ધીરે પોતાના કોમળ હાથોને હલાવી હલાવીને સંકેતથી તેમને કંઇક સમજાવી રહી છે. નીચે એક પ્રકારનું નીચું નીલું

ઘાસ પોતાનાં લીલાં-પીળાં-લાલ તથા ભાતભાતના રંગવાળાં પુષ્પોથી તે વન્યસ્થલીની શોભામાં વિશેષ વૃદ્ધિ કરતું હતું, જાણે શ્રીકૃષ્ણની ગોપીઓ સાથે થનારી રાસક્રીડા માટે નીલારંગનાં વિવિધ ચિત્રોથી ચિત્રેલી જાજમ બિછાવી ન હોય! મહાપ્રભુ તે મનમોહિની દિવ્ય શોભા જોઇને ભાનભૂલ્યા જેવા બની ગયા. તેઓ પોતાને પ્રત્યક્ષ શ્રીવૃંદાવનમાંજ ઉભેલા સમજવા લાગ્યા. સમુદ્રનુ નીલુ જળ તેમને યમુનાજળજ જણાવા લાગ્યું. તે ક્રીડાસ્થલીમાં પોતાની સખીઓની સાથે શ્રીકૃષ્ણને ક્રીડા કરતા ન જોઇને તેમને રાસમાં ભગવાનના અંતર્ધાન થવાની લીલા યાદ આવી. બસ, પછી શુ વાત! એ તો વૃક્ષોને શ્રીકૃષ્ણના ખબર પૂછવા લાગ્યા! તેઓ પોતાને ગોપી સમજીને વૃક્ષોની પાસે જઇને ઘણાજ કરુણ સ્વરમાં તેમને સંબોધીને પૂછવા લાગ્યા—

હે કદંબ! હે નિમ્બ! અંબ! કયોં રહે મૌન ગહિ,
હે બટ! ઉત્તંગ સુરંગ વીર કહુ તુમ ઇત ઉત લહિ.
હે અસોક! હાર-સોક લોકમનિ પિયહિ બતાવહુ;
અહો પનસ! સુભ સરસ મરત-તિય અમિય પિયાવહુ.

આટલુ કહીને પછી આપોઆપજ કહેવા લાગ્યાઃ—“અલી સખીઓ! આ પુરુષજાતિનાં વૃક્ષો તો એ કાળિયા કૃષ્ણનાં—સાંવરિયાનાં સંગી—સાથી જ છે. પુરુષજાતિ તો નિર્દય હોય છે. તેઓ પારકી પીડાને શુ જાણે! ચાલો, આપણે લતાઓને પૂછીએ. તેઓ સ્ત્રીજાતિ હોવાથી તેમનુ ચિત્ત દયામય અને કોમળ હોય છે, તેઓ આપણને અવશ્યજ વહાલાનો પત્તો બતાવશે. સખિ! એ લતાઓને તો પૂછ. જોઇએ, તેઓ શું કહે છે!’ એમ કહીને તેઓ લતાઓને સંબોધન કરીને એજ પ્રકારે આસુ સારતા સારતા ગદ્ગદ્ કંઠથી કરુણાજનક અવાજે પૂછવા લાગ્યા—

હે માલતિ! હે જાતિ! જૂથકે! સુનિ હિત દૈ ચિત,
માન-હરન મન-હરન લાલ ગિરિધરન લખે ઈત.
હે કેતકિ! ઇતતેં કિતહૂં ચિતયે પિય રુસે,
કૈ નંદનન્દન મન્દ મુસુકિ તુમરે મન મૂસે.

પછી પોતાની મેળેજ કહેવા લાગ્યાઃ—“અલી સખી-

ઓ ! આ તો કંઇ પણ જવાબ આપતી નથી. ચાલો, કોઇ બીજીને જ પૂછીએ." એમ કહીને તેઓ આગળ વધવા લાગ્યા. આગળ ફળોના ભારથી નમી પડેલાં ઘણાં વૃક્ષો દેખાયાં. તેમને જોઇને તેઓ કહેવા લાગ્યા કે "સખિ ! આ વૃક્ષો તો બીજાં વૃક્ષોની પેઠે નિર્દય નથી દેખાતાં. જુઓ, સંપત્તિશાળી હોવા છતાં પણ તેઓ કેટલા નમ્ર છે ! તેમણે અહીંથી જનારા વહાલાનો અવશ્યજ સત્કાર કર્યો હશે; કેમકે જે સંપત્તિ પામીને પણ નમ્ર થાય છે, તેમને ગમે તેવો અતિથિ હોય તોપણ તે પ્રાણોથી પણ વધારે પ્રિય હોય છે. તેમની પાસેથી વહાલાનો પત્તો અવશ્યજ મળી જશે. હા, તો હુંજ પૂછું છું" એમ કહીને તેઓ વૃક્ષોને કહેવા લાગ્યા:—

હે મુક્તાફલ ! બેલ ધરે મુક્તાફલ માલા,
દેખે નેન-વિસાલ મોહના નંદકે લાલા.
હે મંદાર ! ઉદાર વીર કરબીર ! મહામતિ,
દેખે કહું બલબીર ધીર, મન-હરન ધીર-ગતિ.

પછી ચંદન-સૂખડ તરફ જોઇને કહેવા લાગ્યા: "આ માગ્યા વિના બધાને શીતળતા અને સુગંધ આપે છે, એ મારા ઉપર અવશ્ય દયા કરશે" તેથી કહે છે કે.—

હે ચંદન ! દુખદન્દન ! સબકી જરન જુડાવહુ,
નँદનંદન, જગબન્દન, ચંદન ! હમહિં બતાવહુ.

પછી પુષ્પોથી ફૂલેલી લતાઓ તરફ જોઇને જાણે પોતાની સાથેની સખિઓને કહી રહ્યા છે —

પૂછો રી ઇન લતનિ ફૂલિ રહિં ફૂલનિ જોઇ,
સુંદર પિયકે પરસ બિના અસ ફૂલ ન હોઇ.

વહાલી સખીઓ ! અવશ્યજ, વહાલાએ પોતાની પ્રિય સખીને પ્રસન્ન કરવા માટે તેના ઉપરથી ફૂલ તોડયાં છે, એટલે તો એ આટલી પ્રસન્ન છે. વહાલાના સ્પર્શ વિના આટલી બધી પ્રસન્નતા આવીજ શકતી નથી. એમ કહીને તેઓ તેમના તરફ હાથ ઉંચા કરી કરીને કહેવા લાગ્યા:—

હે ચંપક ! હે કુસુમ ! તુમ્હેં છબિ સબસોં ન્યારિ,
નેંક બતાય જુ દેહુ જહાઁ હરિ કુંજ-વિહારી.

એટલામાંજ થોડાં હરણાં એક બાજુથી દોડતાં દોડતાં પસાર થયાં. તેમને જોઈ-જોઈને જલદીથી કહેવા લાગ્યાઃ—

હે સખિ! હે મૃગવધૂ! ઇન્હેં કિન પૂછહુ અનુસાર;
ડહડહે ઈનકે નૈન અબહિં કહું દેખે હૈં હરિ.

આ પ્રકારે મહાપ્રભુ ગોપીભાવમાં અધીરા જેવા બનીને ચારે તરફ ભટકતા હતા, તેમને શરીરનું ભાન નહોતું, આંખોમાંથી બે અશ્રુધારાઓ વહેતી હતી, તે સમયે તેઓ પૃથ્વી ઉપર બેસી ગયા અને પગના અંગૂઠાના નખથી પૃથ્વીને ખોતરવા લાગ્યા. તેજ સમયે તેઓ ફરીથી તેજ પ્રમાણે કહેવા લાગ્યા—

હે અવનિ! નવનીત-ચોર, ચિત્ત-ચોર હમારે;
રાખે કતહું દુરાય બતા દેઉ પ્રાન પિયારે.

ત્યાંજ પાસે એક તુલસીનું ઝાડ ઉભું હતું, તેને જોઇને ઘણાજ આહ્લાદપૂર્વક તેનું આલિંગન કરતાં કરતાં તેઓ કહેવા લાગ્યા—

હે તુલસી! કલ્યાનિ! સદા ગોવિંદ-પદ-પ્યારી,
ક્યોં ન કહૌ તુમ નંદ-સુવન સોં બિથા હમારી.

એટલું કહીને તેઓ જોરથી સમુદ્ર તરફ દોડવા લાગ્યા અને સમુદ્રના જળને યમુના સમજીને કહેવા લાગ્યાઃ—

હે જમુના! સબ જાનિ બૂઝિ તુમ હઠહિં ગહત હો,
જો જલ જગ ઉદ્ધાર તાહિ તુમ પ્રકટ બહત હો.

થોડી વારમાં તેમને ખબર પડી કે કરોડો કામદેવોના સૌન્દર્યને ફિક્કું કરનાર શ્રીકૃષ્ણ કદંબની નીચે ઉભા ઉભા મુરલી બજાવે છે. તેમને જોતાંજ પ્રભુ તેમના તરફ જલદી દોડયા. વચમાંજ મૂર્છા આવવાથી બેભાન થઇને પડી ગયા. તેજ સમયે રાય રામાનંદ, સ્વરૂપ ગોસ્વામી, શંકર, ગદાધર પંડિત અને જગદાનંદ વગેરે ત્યાં આવી પહોંચ્યા. પ્રભુ હવે અર્ધબાહ્ય દશામાં હતા. તેઓ આંખો ફાડી ફાડીને ચારે બાજુ કૃષ્ણની શોધ કરતા હતા અને સ્વરૂપ ગોસ્વામીનું ગળું પકડી પકડીને રડતાં રડતાં કહેતા હતાઃ "હમણાં તો હતા, હજુ આજ ક્ષણે તો મેં તેમનાં

દર્શન કર્યાં હતાં, એટલીજ વારમાં "તેઓ મને ઠગીને ક્યાં ચાલ્યા ગયા ! હું હવે પ્રાણું ધારણ કરીશ નહિ. વહાલાના વિરહમાં મરી જઇશ. હાય ! દુર્ભાગ્ય મારો પીછો છોડતું નથી. મેળવેલાને પણ હું ગુમાવી બેઠી."

રાય રામાનંદજી ભાત ભાતની કથાઓ કહેવા લાગ્યા. સ્વરૂપ ગોસ્વામીને પ્રભુએ કોઇ પદ ગાવા કહ્યું એટલે તેમણે પોતાના ઔ જૂના સૂરીલા સ્વરથી ગીત ગોવિંદનું આ પદ ગાવાનું શરૂ કર્યું :—

ललितलवङ्गलतापरिशीलनकोमलमलयसमीरे ।
मधुकरनिकरकरम्बितकोकिलकूजितकुञ्जकुटीरे ॥
विहरति हरिरिह सरसवसन्ते ।
नृत्यति युवतिजनेन समं सखि विरहिजनस्य दुरन्ते ॥१॥
उन्मदमदनमनोरथपथिकवधूजनजनितविलापे ।
अलिकुल सङ्कुलकुसुमसमूहनिराकुलवकुलकलापे ॥२॥

અર્થાત્ હે સખિ ! વિરહિ મનુષ્યને દુરત એવો આ સરસ વસંત સમય (પ્રાપ્ત થયો) છે ત્યારે શ્રીહરિ વૃંદાવનનાં વનમાં વિહાર કરે છે અને તરુણુ સ્ત્રીઓ સાથે નૃત્ય કરે છે. આ વેળાનુ વૃંદાવનનુ વન કેવું છે? ત્યાનાં લતાગૃહોમાં ભમરાઓના સમૂહ સાથે કોયલોના ટહુકાર થઇ રહ્યા છે, ઉત્કટ મદયુક્ત અને કામદેવના મનોરથવાળી પતિ વિયોગિની (પરદેશ ગયેલા પતિવાળી) સ્ત્રીઓના વિલાપો ત્યાં થઇ રહ્યા છે અને ભમરાઓના સમુદાયથી વ્યાપ્ત પુષ્પસમૂહોવાળા બોલસરીના વૃક્ષોથી તે વન ગીચ બન્યું છે. ૧–૨

આ પદ સાંભળતાંજ પ્રભુના બધાં અંગ-પ્રત્યંગો ધ્રૂજવા લાગ્યા, તેઓ માથું હલાવતા હલાવતા કહેવા લાગ્યા-' अहा विहरति हरिरिह सरस वसन्ते ! ' બરાબર છે, સ્વરૂપ ! આગળ સંભળાવો. મારા કાનોમાં આ અમૃત રેડયા કરો. તમે ચૂપ કેમ થઇ ગયા ? આ અનુપમ રસથી મારા હૃદયને ભરી દો, કાનો દ્વારા તે રસ મારા અંતરમાં

રડયા કરો અને કહો, ફરીથી કહો, આગળ સભળાવો પછી શુ થયુ ? સ્વરૂપ આગળ પદ ગાવા લાગ્યા

मृगमदसौरभरभसवशंवदनवदलमालतमाले ।
युवजनहृदयविदारणमनसिजनखरुचिर्किंशुकजाले ॥३॥
मदनमहीपतिकनकदण्डरुचिकेसरकुसुमविकाशे ।
मिलितशिलीमुखपाटलपटलकृतस्मरतूणविलासे ॥४॥

અર્થાત્ વળી તે વન કેવુ છે ? કસ્તૂરીના સુગધ સાથે અતિ આકર્ષક નવપલ્લવ તથા તમાલ વૃક્ષોની શ્રેણી ત્યા આવેલી છે, તરુણ પુરુષોના હૃદયને ચીરી નાખનારા અને કામદેવના નખસમાન કાતિવાળા કેસુડાના ગુચ્છાઓ ત્યા લચી રહ્યા છે, કામદેવરૂપી રાજાની સોનાની છડીસમાન શોભતા કેસર-વૃક્ષોના પુષ્પો ત્યા વિકસી રહ્યા છે અને એકત્ર થયેલા ભમરાઓવાળા પાટલવૃક્ષોના સમુદાયથી જ્યા કામદેવના બાણ રાખવાના ભાથાઓ વિલસી રહ્યા છે.૩-૪

મહાપ્રભુએ કહ્યુ કે " અહા ! ધન્ય છે, અટકો નહિ, આગળ વધો હા ' स्मरतूणविलासे ' બરાબર છે, પછી ?" સ્વરૂપ ગોસ્વામી ગાવા લાગ્યા –

विगलितलज्जितजगदवलोकनतरुणवरुणकृतहासे ।
विरहिनिकृन्तनकुन्तमुखाकृतिकेतकिदन्तुरिताशे ॥५॥
माधविकापरिमलललिते नवमालतिजातिसुगन्धौ ।
मुनिमनसामपि मोहनकारिणि तरुणाकारणबन्धौ ॥६॥

અર્થાત્ વળી તે સમયનુ તે વન કેવુ છે ? ગળી પડેલા અને લજ્જિત થયેલા જગતને જોઇ રહેલા તરુણ વરુણ વૃક્ષોથી તે વન હાસ્ય કરી રહ્યુ છે, તેની સર્વ દિશાઓ વિરહી મનુષ્યો-ને ચીરી નાખનારા ભાલાઓની અણીસમાન આકૃતિવાળા કેવડાઓથી વ્યાપ્ત છે, માધવી નામની વેલડીના સુગધથી તે સુદર છે અને તાજી માલતી તથા જાઇથી તે સુગધિત બન્યુ છે, ઉપરાત તે વન તરુણ સ્ત્રી-પુરુષોનુ અકારણ બધુ છે અને મુનિ જનોના મનને પણ મોહ ઉપજાવે તેવુ છે ૫-૬

મહાપ્રભુ કહેવા લાગ્યા –" ધન્ય, ધન્ય 'अकारण बन्धौ' સાચેજ, વસંત યુવક–યુવતીઓનો અકૃત્રિમ મિત્ર છે આગળ કહો આગળ " સ્વરૂપ તેજ સ્વરમા મસ્ત થઇને ગાવા લાગ્યા–

स्फुरदतिमुक्तलतापरिरम्भणमुकुलितपुलकितचूते ।
वृन्दावनविपिने परिसरपरिगतयमुनाजलपूते ॥७॥
श्रीजयदेवभणितमिदमुदयति हरिचरणस्मृतिसारम् ।
सरसवसन्तसमयवनवर्णनमनुगतमदनविकारम् ॥८॥

અર્થાત્ અહો ! વળી–તે વનના આંબાઓ, ફાલેલી અતિમુક્તલતાના આલિંગનથી જાણે રોમાંચિત બન્યા હોય તેમ કળીઓથી ખીલ્યા છે અને સમીપમા વહેતી યમુના નદીના જળથી તે વન પવિત્ર છે ૭

જયદેવ કવિએ કરેલુ વસંત સમયના વનનુ આ ઉત્તમ વર્ણન કે જે કામ વિકારોને અનુગત છે છતા તે, શ્રી હરિચરણની સ્મૃતિરૂપ સારને ઉદયમા આણે છે ૮

મહાપ્રભુ આ પદ સાભળતાજ નૃત્ય કરવા લાગ્યા તેમને પછી ભાન રહ્યુ નહિ તેઓ વારવાર સ્વરૂપ ગોસ્વામીનો હાથ પકડીને તેમને ફરી ફરીથી એ પદ બોલવાનો આગ્રહ કરતા હતા પ્રભુની આવી ઉન્મત્ત અવસ્થા જોઇને બધા પોતાની જાતનુ ભાન ભૂલી ગયા હોય તેવા બની ગયા પ્રભુની આવી દશા જોઇને સ્વરૂપ ગોસ્વામી પદ ગાવા ઇચ્છતા નહોતા, પરંતુ પ્રભુ તેમને વારવાર આગ્રહ કરતા હતા જેમ તેમ કરીને રામાનંદજીએ તેમને બેસાડયા, તેમના ઉપર પાણી છાંટયુ અને તેઓ પોતાના વસ્ત્રથી પવન નાખવા લાગ્યા પ્રભુને કંઈક કંઈક ભાન આવ્યુ એટલે રાય મહાશય બધા ભક્તોની સાથે પ્રભુને સમુદ્રતટે લઇ ગયા ત્યા જઇને બધાએ પ્રભુને સ્નાન કરાવ્યુ સ્નાન કરાવીને બધા ભક્તો પ્રભુને નિવાસસ્થાને લઈ ગયા હવે પ્રભુને કંઇક બાહ્યજ્ઞાન પ્રાપ્ત થયુ હતુ એટલે બધા ભક્તો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા



# उन्मादावस्थानी अद्भुत आकृति

अनुद्घाटय द्वारत्रयमुरु च भित्तित्रयमहो
विलाङ्घ्योच्चैः कालिङ्गिकसुरभिमध्ये निपतितः।
तनूद्यत्संकोचात् कमठ इव कृष्णोरुविरहा-
द्विराजन् गौराङ्गो हृदय उदयन्मां मदयति॥

( चैतन्य-स्तवकल्पवृक्ष )

અર્થાત્ "શ્રી રઘુનાથદાસ ગોસ્વામી કહે છે કે "બંધ થયેલાં ત્રણે દ્વારો ઉઘાડયા સિવાયજ અને ત્રણ કોઠાઓની દિવાલોને ઓળંગી જઇને જેઓ કૃષ્ણવિરહમાં ગાંડા થઇને શરીરને સંકોચને લીધે ઉન્માદ અવસ્થામાં કાચબાની પેઠે બનાવીને કલિંગ દેશની ગાયો વચ્ચે જઈ પડયા હતા, તે શ્રી ગૌરાંગદેવજ મારા હૃદયમાં ઉદય પામીને મને મદમસ્ત બનાવે છે."

મહાપ્રભુની દિવ્ય ઉન્માદ અવસ્થા ઘણીજ અદ્ભુત હતી. તેમને જ્યારે શરીરનુંજ ભાન નહોતું, તો શરીરને સ્વસ્થ રાખવાની પરવા તો રહીજ કેમ શકે? તેઓ પોતાને શરીરથી એકદમ અળગા સમજીને બધી ચેષ્ટાઓ કર્યા કરતા હતા. તેમની હૃદયને હલાવી મૂકનારી અપૂર્વ વાતો સાંભળીનેજ આપણાં દેહાધ્યાસીઓનાં રૂંવાં ખડાં થઈ જાય છે. શું એક શરીરધારી પ્રાણી આ પ્રકારે શરીરનું ભાન ભૂલીને એવું ભયંકર વર્તન કરી શકે કે જેના શ્રવણથીજ ભય લાગે! પરંતુ ચૈતન્યદેવે તો બધી ચેષ્ટાઓ કરી હતી અને શ્રીરઘુનાથદાસ ગોસ્વામીએ પ્રત્યક્ષ પોતાની આંખોથી તેમને જોયા હતા. આમ છતાં પણ કોઇ અવિશ્વાસ કરે તો ભલે કરે. મહાપ્રભુની ગંભીરાની દશાનું વર્ણન કરતાં કરતાં કવિરાજ ગોસ્વામી કહે છે કે-

ગમ્ભીરા-ભિતરે રાત્રે નাহি નিদ্রা-લव,
ભિત્તે મુખ-શિર ઘષે ક્ષત હય સબ.
તીન દ્વારે કপাট પ્રભુ યাયেন બাহিরে,
કভু સિংহদ্বারে পડे, কভু সিন্ধু নীরে.

અર્થાત્ "ગંભીરા મંદિરમાં મહાપ્રભુ એક ક્ષણ માટે પણ સૂતા નહોતા. તેઓ કોઈ વાર મુખ અને મસ્તકને દિવાલો સાથે ઘસવા લાગતા. આથી લોહીની ધારા વહેવા લાગતી અને સમસ્ત મુખ લોહીલોહાણ થઈ જતું. કોઈ વાર બારણા બંધ રહેવા છતાં પણ તેઓ બહાર આવી જતા, કોઈ વાર સિંહદ્વારે જઈને પડી રહેતા તો કોઈ વાર સમુદ્રના જલમાંજ કૂદી પડતા." કેવું દિલને કંપાવી નાખનારૂં હૃદયવિદારક વર્ણન છે!

કોઈ કોઈ વાર તેઓ ઘણાજ કરુણ સ્વરમાં જોરથી રુદન કરવા લાગતા, તે કરુણ રુદન સાંભળીને પથ્થર પણ પીગળવા લાગતા, અને વૃક્ષ પણ રડતા જણાતા. તેઓ ઘણાજ કરુણાપૂર્ણ શબ્દોમાં રડતા રડતા કહેતા—

કাহাঁ মোর প্রাণনাথ મુરলীવદন,
કাহাঁ કરোঁ કাহাঁ পাঁও વ્રজેન્દ્રનંદન
કাহারে કহিব, কেবা জানে মোর দুঃখ,
વ્રજેન્દ્રનંદન বিনা ফাটে মোর বুক.

"હાય! મારા પ્રાણનાથ ક્યાં છે? જેના મુખ ઉપર મનોહર મુરલી વિરાજમાન છે, એવા મારા મનમોહન મુરલીધર ક્યાં છે? અરે, હું શું કરૂં? ક્યાં જાઉં? હું મારા વહાલા વ્રજેન્દ્રનંદનને ક્યાં પામી શકીશ? હું મારી વિરહવેદના કોને કહું? કહું તોપણ મારૂં દુઃખ કોણ જાણશે? પરાયી પીડાને સમજવાનું સામર્થ્યજ કોનામાં છે? તે વહાલા વ્રજેન્દ્રનંદન પ્રાણધનના વિના મારૂં હૃદય ફાટી જાય છે." આ પ્રકારે તેઓ હમેશાં તરફડતા રહેતા. માછલી જેમ કાદવમાં તરફડે છે, માથું કપાઈ ગયા પછી બકરાનું માથું જેમ થોડી વાર સુધી આમતેમ તરફડતું રહે છે, તેજ પ્રકારે તેઓ રાતદહાડો તરફડતા રહેતા હતા. રાત્રે તેમની વિરહવેદના વળી પાછી વધારે વધી જતી. તેજ

વેદનામાં તેઓ સ્થાન છોડીને આમતેમ ભાગી જતા અને જ્યાં પણ બેભાન થઇને પડી જતા, ત્યાંજ તેઓ પડયા રહેતા. એક દિવસની એક અદ્‌ભુત વાત સાંભળોઃ–

નિયમાનુસાર સ્વરૂપ ગોસ્વામી અને રાય રામાનંદજી પ્રભુને કૃષ્ણકથા અને વિરહનાં પદ સંભળાવતા રહ્યા. સંભળાવતાં સંભળાવતાં અધીં રાત વીતી ગઇ. રાય મહાશય પોતાને ઘેર ચાલ્યા ગયા અને સ્વરૂપ ગોસ્વામી પોતાની ઝૂંપડીમાં પડી રહ્યા.

અમે પહેલાં બતાવી ગયા છીએ કે, ગોવિંદનો મહાપ્રભુ પ્રત્યે વાત્સલ્યભાવ હતો. તેને પ્રભુની આવી દયાજનક દશા અસહ્ય હતી. જે પ્રકારે વૃદ્ધ માતા પોતાના એકમાત્ર પુત્રને ગાડો જોઇને હમેશાં તેના શોકમાં ઉદ્વિગ્ન જેવી રહે, તેજ પ્રકારે ગોવિંદ સદા ઉદ્વિગ્ન રહ્યા કરતો. પ્રભુ કૃષ્ણવિરહમાં દુઃખી રહેતા, અને ગોવિંદ પ્રભુની વિરહાવસ્થાને કારણે હમેશાં ખિન્ન રહ્યા કરતો હતો. તે પ્રભુને છોડીને એક પળવાર પણ આમતેમ જતો નહોતો. પ્રભુને અંદર સુવાડીને પોતે ગંભીરાના દરવાજા આગળ સૂતો. અમારા વાચકોમાંથી ઘણાને અનુભવ હશે કે, કોઇ કોઈ યંત્રનું એન્જીન હમેશાં ધક્–ધક્ અવાજ કરતું રહે છે. હમેશાં તેની પાસે રહેનારા લોકોના કાનમાં એ અવાજ ભરાઇ જાય છે, પછી સૂતાં અથવા જાગતાં એ અવાજ અડચણ કરતો નથી, તેના તરફ ધ્યાનજ જતું નથી, તેના એટલા મોટા કોલાહલમા પણ નિદ્રા આવી જાય છે. રાત્રે અકસ્માત્ બંધ થઇ જાય તો ઝટ તેજ સમયે નિદ્રા ઉડી જાય છે અને પોતાની ચારે બાજુએ જોઇને તે અવાજ બંધ થવા વિષે પૂછપરછ કરવા લાગે છે. ગોવિંદના પણ એજ હાલ હતો. મહાપ્રભુ આખી રાત મોટેથી કરુણાપૂર્વક પોકાર્યા કરતા કેઃ–

**શ્રીકૃષ્ણ ! ગોવિંદ ! હરે ! મુરારે ! હે નાથ ! નારાયણ વાસુદેવ !**

આ શબ્દો ગોવિંદના કાનોમાં ભરાઇ ગયા હતા. આથી જ્યારે પણ એ બંધ થઇ જતા, ત્યારે તેની નિદ્રા ઉડી જતી અને તે પ્રભુની શોધ કરવા લાગતો. સ્વરૂપ

ગોસ્વામી અને રાય મહાશયના ચાલ્યા ગયા પછી પ્રભુ જોરથી રડતા રડતા શ્રીકૃષ્ણનાં નામોનું કીર્તન કરતા રહ્યા. ગોવિંદ બારણેજ સૂઇ રહ્યો હતો. રાત્રે એકદમ તેની આંખો આપોઆપજ ઉઘડી ગઇ. ગોવિંદ હમેશાં શંકાશીલ તો રહેતોજ હતો, તે જલદીથી ઉઠીને બેઠો થઈ ગયો, તેને પ્રભુનો અવાજ સંભળાયો નહિ. ગભરાયલા જેવો અને ધ્રૂજતો ધ્રૂજતો તે ગંભીરાની અંદર ગયો. જલદીથી ચકમક સળગાવીને તેણે દીવો પેટાવ્યો. ત્યાં તેણે જે કંઇ જોયું, તે જોઇને તે સ્તબ્ધજ થઈ ગયો. મહાપ્રભુનો બિછાનો જેમનો તેમ પડયો છે, મહાપ્રભુ ત્યાં નથી. ગોવિંદને જાણે લાખ્ખો વીછીઓ ન કરડયા હોય તેમ તેણે જોરથી સ્વરૂપ ગોસ્વામીને બૂમ પાડી: "મહારાજજી! મહારાજજી! સર્વનાશ થઇ ગયો, હાય! મારૂં ભાગ્ય ફૂટી ગયું. મહારાજજી! જલદી દોડો. મહાપ્રભુનો કંઇ પત્તોજ નથી!" ગોવિંદનું કરુણ રુદન સાંભળીને સ્વરૂપ ગોસ્વામી જલદીથી ઉતરીને નીચે આવ્યા. બન્ને હાથ ધ્રૂજતા હતા. ધ્રૂજતા હાથો વડે તેમણે તે વિશાળ ભવનના ખૂણેખૂણામાં મહાપ્રભુને શોધ્યા, પણ પ્રભુનો કંઈ પત્તો નથી. તે કિલ્લાના જેવા ભવનના ત્રણ કોઠા હતા, તેના ત્રણે દરવાજા જેમના તેમજ બંધ હતા. હવે ભક્તોને આશ્ચર્ય થયું કે તેઓ ગયા કયાંથી? આકાશમાંથી ઉડીને તો તેઓ કંઈ ચાલ્યા ગયા નથી. બનવા જોગ છે કે અહીંજ કયાંક પડયા હશે. ગભરાયેલો માણસ ગાંડોજ થઇ જાય છે. આકુળવ્યાકુળ ગોવિંદ સોયની પેઠે જમીનને હાથ વડે શોધી શોધીને પ્રભુને શોધવા લાગ્યો. સ્વરૂપ ગોસ્વામીએ કંઈક પ્રેમના ઠપકાપૂર્વક કહ્યું કે "ગોવિંદ! શું તું પણ ગાંડો થઇ ગયો છે? અરે! મહાપ્રભુ કોઇ સોય તો થઇ ગયા નથી, કે તું આ રીતે હાથથી શોધે છે! જલદીથી મશાલ સળગાવ ચાલો, સમુદ્રકિનારે જઇએ. સંભવ છે કે ત્યાં પડયા હશે. બારણાં બંધ હોવા છતા, તેઓ બહાર કેમ કરીને ગયા, એ વિચારજ છોડી દો. ગમે તેમ ગયા હોય, બહારજ હશે."

ધ્રૂજતાં ધ્રૂજતાં ગોવિંદે જલદીથી મશાલમાં તેલ નાખ્યું અને તેને દીવાથી સળગાવીને તે સ્વરૂપ ગોસ્વામીની સાથે જવા તૈયાર થયો. જગદાનંદ, વક્રેશ્વર પંડિત, રઘુનાથદાસ વગેરે બધા ભક્તો મળીને પ્રભુને શોધવા ચાલ્યા. સૌથી પહેલાં મંદિરમાંજ ભક્તો શોધતા હતા. તેથી સિંહદ્વાર તરફજ બધા ચાલ્યા. ત્યાં તેમણે ઘણી મોટી તૈલંગી ગાયોને ઉભેલી જોઇ. ગાંડો ગોવિંદ જોરથી બૂમો પાડી ઉઠયો કે "અહીંજ હશે." પણ કોઇએ તેની વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. ભલા ગાયોની વચમાં પ્રભુ ક્યાંથી ? બધા આગળ વધવા લાગ્યા. પરંતુ ભાન વિનાનો ગોવિંદ ગાયોમાં ઘૂસીને જોવા લાગ્યો. ત્યાં તેણે જે કઇ જોયું તે જોઇને તો તે ડરીજ ગયો. તે જોરથી બૂમો પાડી ઉઠયો કે "સ્વામીજી ! અહીં આવીને જુઓ, આ શું પડયું છે ?" બધા તે તરફ દોડયા. આ ગાયોની વચમાં કયું જનાવર પડયું છે તે કોઈ પણ જાણી શકયું નહિ. ગાયો તેને ઘણાજ સ્નેહપૂર્વક ચાટી રહી છે. ગોવિંદ મશાલને તેની પાસે લઇ ગયો અને જોરથી બૂમ પાડી ઉઠયો કે "મહાપ્રભુ છે !" ભક્તોએ પણ ધ્યાનથી જોયું કે સાચેજ મહાપ્રભુ છે. તે સમયે તેમની આકૃતિ-સ્વરૂપ કેવું બની ગયું હતું તે કવિરાજ ગોસ્વામીના શબ્દોમાં સાંભળો—

પેટેર ભિતર હસ્ત-પાદ કૂર્મેર આકાર,
સુખે ફેન, પુલકાંગ નેત્રે અશ્રુધાર.
અચેતન પડિયા છેન યેન કૂષ્માણ્ડ ફલ,
બાહિરે જડિમા, અંતરે આનંદ વિહ્વલ.
ગાભિ સબ ચૌદિકે શૂંકે પ્રભુર શ્રીઅંગ;
દૂર કૈલે નાહિ છાડે પ્રભુર અંગ-સંગ.

અર્થાત્ મહાપ્રભુના હાથ-પગ પેટની અંદર ઘૂસી ગયા હતા, તેમની આકૃતિ કાચબાના જેવી બની ગઈ હતી, મુખમાંથી સતત ફીણ નીકળતું હતું, સમસ્ત અંગોનાં રુવાં ખડાં થઇ ગયાં હતાં, બન્ને નેત્રોમાંથી અશ્રુધારા વહી રહી હતી. તેઓ કૂષ્માંડ ફળની પેઠે બેભાન પડેલા હતા.

બહારથી તો જડતા જણાતી હતી, પરંતુ અંદર ને અંદર તેઓ આનંદમાં વિહ્વલ થઇ રહ્યા હતા. ગાયો ચારે બાજુ ઉભી રહીને પ્રભુનાં શ્રીઅંગને સૂંઘતી હતી. તેઓ તેમને વારેવારે દૂર કરતા હતા, પરંતુ તેઓ પ્રભુનાં અંગની સોબત છોડવાજ નહોતી ઇચ્છતી એટલે પાછી ત્યાંજ આવી જતી હતી."

અસ્તુ. ભક્તોએ મળીને સંકીર્તન કર્યું. કાનોમાં જોરથી હરિનામ સંભળાવ્યાં, જળ છાંટ્યું, પવન નાખ્યો તથા બીજા પણ ભાત ભાતના ઉપાય કર્યા; પરંતુ પ્રભુને ચેતન આવ્યું નહિ. એટલે વિવશ થઇને ભક્તો તેમને તેજ દશામાં ઉઠાવીને નિવાસસ્થાન તરફ ચાલ્યા ગયા. ત્યાં પહોંચ્યા પછી પ્રભુને કંઇક કંઇક ભાન આવવા લાગ્યું. તેમના હાથપગ ધીરે ધીરે પેટમાંથી નીકળીને સીધા થવા લાગ્યા. શરીરમાં કંઇક કંઇક લોહીનો સંચાર થતો જણાવા લાગ્યો. થોડીજ વારમાં અર્ધબાહ્ય દશામાં આવીને આમ તેમ જોતાં જોતાં જોરથી રડતા રડતાં તેઓ કહેવા લાગ્યા કે "હાય, હાય ! મને અહીં કોણ લઈ આવ્યું ? મારો એ મનમોહક શ્યામ ક્યાં ચાલ્યો ગયો ? હું તેની મુરલીનો મનોહર સૂર સાંભળીનેજ ગોપીઓ સાથે ક્યાં ચાલી ગઇ ! શ્યામે પોતાના સંકેતસમયે એ મનોહારિણી મુરલી બજાવી. તે મુરલીના અવાજમાં એવું આકર્ષણ હતું કે સખીઓની પાંચે ઇન્દ્રિયો તે તરફ ખેંચાઈ ગઈ. રાધારાણીજી પણ ગોપીઓને સાથે લઇને સંકેતનો અવાજ સાંભળીને તે તરફ ચાલી નીકળી. અહા ! તે કુંજ-વનમાં તેઓ કદંબ વૃક્ષની પાસે લલિત ત્રિભંગી ગતિથી ઉભા રહીને બંસી બજાવતા હતા. તે ભાગ્યવતી મુરલી તેમના અધરામૃતના પાનથી ઉન્મત્ત જેવી થઇને અવાજ કરતી હતી. તે શબ્દમાં કેટલી કરુણા ભરેલી હતી, કેવી મધુરતા હતી, કેટલું આકર્ષણ હતું, કેટલી માદકતા, મોહકતા, પ્રવીણતા, કુશળતા, પ્રગલ્ભતા અને પરવશતા હતી. તે અવાજમાં બાવરી બનેલી હું તે તરફ જોવા લાગી. તે નીચ

મારા તરફ જોઇને હસતો હતો.” વળી ચમકીને કહેવા લાગ્યાઃ–“ સ્વરૂપ ! હું ક્યાં છું ? કોણ છું ? મને અહીં કેમ લઇ આવ્યા ? હમણાં તો હું વૃંદાવનમાં હતો. હું અહીં ક્યાંથી ?”

પ્રભુની આવી દશા જોઇને સ્વરૂપ ગોસ્વામી શ્રીમદ્‌ભાગવતના તેજ પ્રસંગના શ્લોકો બોલવા લાગ્યા. તેમના શ્રવણમાત્રથીજ, પ્રભુની ઉન્માદ અવસ્થા પાછી જેવી હતી તેવીજ થઈ ગઇ. તેઓ વારંવાર સ્વરૂપ ગોસ્વામીને કહેતા કે “ હા, સંભળાવો, ઠીક છે, વાહ–વાહ સાચેજ હા, એજ છે, એનુંજ નામ અનુરાગ છે.” એમ કહેતાં કહેતાં તેઓ પોતેજ શ્લોકની વ્યાખ્યા કરવા લાગતા. પછી પોતે પણ ઘણા કરુણ સ્વરે શ્લોક બોલવા લાગતાઃ–

प्रेमच्छेदरुजोऽवगच्छति हरिर्नायं न च प्रेम वा
स्थानास्थानमवैति नापि मदनो जानाति नो दुर्बलाः ।
अन्यो वेद न चान्यदुःखमखिलं नो जीवनं वाश्रवम्
द्वित्राण्येव दिनानि यौवनमिदं हा हा विधेः का गतिः ॥

અર્થાત્ આ શ્રીકૃષ્ણ નથી તો અમારા પ્રેમને જાણતા કે નથી તેમના વિયોગથી થતી પીડાનો અનુભવ કરતા. અહીં આ કામદેવ સ્થાનાસ્થાનનો વિચાર કરતો નથી. એને અમારી દુર્બળતાનું જ્ઞાન નથી. ( અમારા ઉપર પ્રહાર કરતોજ જાય છે.) કોઇને કહીએ તોપણ શું કહીએ? કોઈ પારકી પીડાનો અનુભવજ નથી કરતું. અમારા જીવન અને કષ્ટ તરફ પણ ધ્યાન નથી આપતું, આ યૌવન પણ વધારે ટકે તેવું નથી, બે ત્રણ દિવસમાં તેનો પણ અંત છે. હાય ! વિધાતાની કેવી અવળી ગતિ છે !

આ શ્લોકનું પાછા પોતેજ વિસ્તારથી વર્ણન કરતાં કરતાં કહેવા લાગ્યાઃ–“હાય ! દુઃખ પણ કેટલું અસહ્ય છે! આ પ્રેમ પણ કેટલો નિર્દય છે ! મદન અમારા ઉપર દયા નથી કરતો. કેટલી વ્યાકુળતા છે, કેટલી પરવશતા છે; કોઈ મનની વાત શું જાણે ! એ તો પોતાનું દુઃખ પોતેજ અનુભવી શકે છે. પોતાની પાસે તો વહાલાને રીઝવવાની

કોઇ વસ્તુ નથી. માની લો કે તે નવયૌવનના સૌંદર્યથી મુગ્ધ થઇને મારા ઉપર વહાલ કરશે પણ તે યૌવન પણ સ્થિર નથી; જળના પરપોટા જેવું એ પણ ક્ષણભંગુર છે. બે–ચાર દિવસોમાં પાછું અંધારૂં ને અંધારૂંજ છે. હા! વિધાતાની ગતિ કેવી ઉલટી છે! આ આટલું અપાર દુઃખ આમ અબળાઓનાજ ભાગ્યમાં કેમ લખ્યું હશે? અમે એક તો આમ પણ અબળા કહેવાઇએ છીએ તેમાં વળી વધેલા ઘટેલા બળને આ વિરહરૂપી કૂતરો ખાઇ ગયો. હવે ઘણીજ દુર્બળ થઇને અમે કેવી રીતે આ અસહ્ય દુઃખ સહન કરી શકીએ?" આ પ્રકારે પ્રભુ અનેક શ્લોકોનું વિવરણ કરવા લાગ્યા. વિરહના વેગને લીધે આપોઆપજ તેમના મુખમાંથી વિરહ સંબંધેના શ્લોકોજ નીકળતા હતા અને પોતે તેની વ્યાખ્યા પણ કરતા જતા હતા. આ પ્રકારે વ્યાખ્યા કરતાં કરતાં મોટેથી રુદન કરતા પાછા તેજ પ્રકારે તેઓ શ્રીકૃષ્ણના વિરહમાં ઉન્મત્ત જેવા થઇને કરુણ કંઠે પ્રાર્થના કરવા લાગ્યા—

"હા હા કૃષ્ણ પ્રાણધન, હા હા પદ્મલોચન,
હા હા દિવ્ય–સદ્‌ગુણસાગર!
હા હા શ્યામસુંદર, હા હા પીતાંબર–ધર,
હા હા રાસવિલાસ–નાગર!
કહાઁ ગેલે તોમા પાઇ, તુમિ કહ, તાહાઁ યાઇ,
એત કહિ ચલિલા ધાયયા!

અર્થાત્ હે કૃષ્ણ! હા પ્રાણધન! હા પદ્મલોચન! ઓ દિવ્ય સદ્‌ગુણોના સાગર! ઓ શ્યામસુંદર! ઓ વહાલા પીતાંબર-ધર! ઓ રાસવિલાસ નાગર! ક્યાં જઇને હું તમને પામી શકીશ? તમે કહો ત્યાં જવાને તૈયાર છું." આટલું કહેતાં કહેતાં પ્રભુ પાછા ઉઠીને બહાર તરફ દોડવા લાગ્યા. એટલે સ્વરૂપ ગોસ્વામીએ તેમને પકડીને બેસાડયા. પછી તેઓ અચેતન–બેભાન થઇ ગયા. હોશમાં આવ્યા પછી સ્વરૂપ ગોસ્વામીને કંઇક ગાવાનું કહ્યું. સ્વરૂપ ગોસ્વામી પોતાના એ સૂરીલા સ્વરથી ગીતગોવિંદનાં સુંદર સુંદર પદો ગાવા લાગ્યા.



## दिव्य उन्माद

स्वकीयस्य प्राणार्बुदसदृशगोष्ठस्य विरहात्
प्रलापानुन्मादात् सततमतिकुर्वन् विकलधीः ।
दधद्भित्तौ शश्वद्वदनविधुघर्षेण रुधिरं
क्षतोत्थं गौराङ्गो हृदय उदयन्मां मदयति ॥

( ચૈતન્ય સ્તવકલ્પવૃક્ષ )

અર્થાત્ જે પોતના અસંખ્ય પ્રાણો સમાન પ્રિય છે, તે વ્રજના વિરહથી વ્યાકુળ થઇને ઉન્માદવશ જે નિરંતર વધારે પ્રલાપ કરી રહ્યા છે અને જે પોતાના ચંદ્રમાના સરખા સુંદર શ્રીમુખને દિવાલમાં ઘસવાને કારણે વહેતા લોહીથી ખરડી રહ્યા છે, એવા શ્રીગૌરાંગદેવ અમારા હૃદયમાં ઉદય પામીને અમને મદમત્ત બનાવી રહ્યા છે.

મહાપ્રભુની દિવ્યોન્માદની અવસ્થાનુ વર્ણન કરવું કઠિન તો છેજ, સાથે સાથે તે ઘણુંજ હૃદયવિદારક પણ છે. અમો વજ્ર જેવાં હૃદય રાખનારાં માણસોની વાત છોડી દો, પરંતુ જે સહૃદય છે, ભાવિક છે, રસિક છે, પારકાં દુઃખનો અનુભવ કરનાર છે, મધુર રતિના ઉપાસક છે, કોમળ હૃદયના છે, જેમનુ હૃદય પારકાની પીડા સાંભળીનેજ ભરાઇ આવે છે, જેમનું અંતઃકરણ ઘણુંજ નરમ-તરતજ દ્રવી જાય તેવું હોય છે, તેઓ તો આ પ્રકરણોને વાંચી પણ શકશે નહિ. સાચેજ, આ ન વાંચી શકાય તેવા અધ્યાયો લખવાનુ અમારાજ ભાગ્યમાં લખાયું હતું. શું કરીએ, પરતંત્ર છીએ! અમારા હાથમાં બળપૂર્વક આ લોઢાની કલમ આપવામાં આવી છે. આટ-આટલા ગ્રંથો

લખવા છતાં પણ આ ડાકણુ હજુ જેમની તેમજ હયાત છે-ઘસાતી પણ નથી! કોણ-જાણે કયા યંત્રાલયમાં એ ખાસ પ્રકારે બનાવવામાં આવી હશે. હાય! જેના મુખ-કમળના વર્ણનમાં આ લેખિનીએ સ્થળે સ્થળે પોતાનું કળાકૌશલ્ય દેખાડયું છે, આજે તેજ મુખકમલના સંઘ-ર્ષણની કરુણ કહાણી એના વડે લખવી પડશે. જે શ્રી-મુખની શોભાનુ સ્મરણ કરીને લેખિની પોતાના લોઢાપણાને ભૂલી જતી હતી, તે હવે પોતાના કાળા મુખથી એ લોહી-થી ખરડાયેલા મુખનું વર્ણન કરશે. આ લેખિનીનું મુખજ કાળું નથી, પરંતુ તેના પેટમાં પણ કાળી શાહી ભરાયલી છે અને પોતે પણ કાળીજ છે. એને મોહ કયાંથી, મમતા કેવી, અટકવાનું તો શીખીજ નથી. લેખિનિ! તારા આ ક્રૂર કર્મને વારંવાર ધિક્કાર છે.

મહાપ્રભુની વિરહવેદના હવે વધારે ને વધારે વધતી જતી હતી. સદા રાધાભાવમાં રહીને તેઓ પ્રલાપ કર્યા કરતા હતા. કૃષ્ણને કયાં પામું, સ્યામ કયાં મળશે, એજ એમની ટેક હતી. એજ એમનો હરરોજનો ધંધો હતો. એક દિવસ રાધાભાવમાંજ તેમને શ્રીકૃષ્ણના મથુરાગમનની સ્ફૂર્તિ થઈ આવી, તેઓ તેજ સમયે ઘણાજ કરુણ સ્વરમાં રાધાજીની પેઠે આ શ્લોકને રડતાં રડતાં ગાવા લાગ્યા—

क्व नन्दकुलचन्द्रमाः क्व शिखिचन्द्रिकालङ्कृतः
क्व मन्दमुरलीरवः क्व नु सुरेन्द्रनीलद्युतिः ।
क्व रासरसताण्डवी क्व सखि जीवरक्षौषधि-
र्निधिर्मम सुहृत्तमः क्व बत हन्त हा धिग्विधिम् ॥

અર્થાત્ વહાલી સખિ! એ નંદકુલના પ્રકાશક ચંદ્ર કયાં છે? વહાલી! એ મોરનાં પીછાંનો મુગટ પહેરનારા વનમાળી કયાં ચાલ્યા ગયા? અહા! તે મોરલીની મંદ મંદ મનોહર ધ્વનિ સંભળાવનાર હવે કયાં ગયા? તે ઇન્દ્ર-નીલમણિના સમાન સુંદર કાંતિવાન વહાલા કયાં છે? રાસ-

મંડળમાં ઠમકો કરીને નૃત્ય કરનારા એ નટરાજ કયાં ચાલ્યા ગયા ? સખિ ! મારા જીવનની એકમાત્ર ઔષધિ-સ્વરૂપ તે કપટી કયાં છે ? મારા પ્રાણોથી પણ વહાલો તે સુહૃદ્—આત્મીય જન કયા દેશમાં ચાલ્યો ગયો ? મારા અમૂલ્ય ભંડારને કોણ લૂંટી લઇ ગયું ? હા વિધાતા ! તને વારંવાર ધિક્કાર છે.

આ પ્રકારે વિધાતાને વારે વારે ધિક્કાર દેતા પ્રભુ તેજ ભાવાવેશમાં શ્રીમદ્ભાગવતના શ્લોકો બોલવા લાગ્યા. આ પ્રમાણે અર્ધી રાતસુધી તેઓ અશ્રુ વહાવતા વહાવતા ગોપીઓના વિરહ સંબંધી શ્લોકોનીજ વ્યાખ્યા કરતા રહ્યા.

અર્ધી રાત વીતી ગયા પછી નિયમાનુસાર સ્વરૂપ ગોસ્વામીએ પ્રભુને ગંભીરાની અંદર સુવાડયા અને રાય રામાનંદ પોતાને ઘેર ચાલ્યા ગયા. મહાપ્રભુ તેજ પ્રકારે જોરથી બૂમો પાડી પાડીને નામસંકીર્તન કરતા રહ્યા. આજે પ્રભુની વેદના પરાકાષ્ઠાએ પહોંચી ગઈ. તેમના પ્રાણ તરફડવા લાગ્યા. શરીર કોઇ વહાલાના આલિંગન માટે તરફડવા લાગ્યું. મુખ કોઇના મુખને પોતાની ઉપર જોવા માટે હાલવા લાગ્યુ. ઓષ્ઠ કોઇના મધુમય, પ્રેમમય, શીત-ળતાપૂર્ણ ઓષ્ઠના સ્પર્શમાટે આપોઆપજ કંપવા લાગ્યા. પ્રભુ પોતાના આવેશને રોકવાને તદ્દન અશક્ત થઇ ગયા. તેઓ જોરથી પોતાના અતિ કોમળ સુંદર શ્રીમુખને દિવા-લ પર ઘસવા લાગ્યા. દિવાલે ઘસવાને લીધે તેમાંથી લોહી વહેવા લાગ્યું. પ્રભુનું ગળું રૂંધાયેલું હતું, શ્વાસ કષ્ટપૂર્વક બહાર નીકળતો હતો, કંઠ ઘર-ઘર અવાજ કરતો હતો, લોહી વહેવાથી તે સ્થાન લાલ રંગનું થઇ ગયું હતું અને તેઓ લાંબા લાંબા શ્વાસ લઇને ગોં ગોં અવાજ કરતા હતા. તે દિવસે સ્વરૂપ ગોસ્વામીને પણ આખી રાત નિદ્રા ન આવી. તેમણે પ્રભુનો દબાયેલો ગોં-ગોં અવાજ સાંભળ્યો. હવે આ વાત કવિરાજ ગોસ્વામીના શબ્દોમાં સાંભળોઃ—

વિરહે વ્યાકુળ પ્રભુર ઉદ્વેગ ઉઠિલા,
ગંભીરા ભિતરે મુખ ઘર્ષિતે લાગિલા.

મુખે, ગંડે, નાકે, ક્ષત હઈલ અપાર,
ભાવાવેશે ના જાનેન પ્રભુ પડે રક્તધાર.
સર્વરાત્રિ કરેન ભાવે મુખસંઘર્ષણ,
ગોં ગોં શબ્દ કરેન, સ્વરૂપ સુનિલ તખન.

અર્થાત્ મહાપ્રભુ જ્યારે વિરહમાં ઘણાજ વ્યાકુળ થયા, ત્યારે તેમને ઉદ્વેગ થયો. ગંભીરાની અંદર પોતાના મુખને ઘસવા લાગ્યા. મુખ, ગાલ, નાક–એ બધાં ઘાયલ થઈ ગયાં, ભાવાવેશમાં પ્રભુને ખબર પડી નહિ મોંમાંથી લોહીની ધારા વહેતી હતી, સમસ્ત રાત્રિ ભાવમા લવલીન થઈને તેઓ મુખ ઘસતા રહ્યા. ગોં ગોં અવાજ કરતા હતા. સ્વરૂપ ગોસ્વામીએ તેમનો ગો ગો અવાજ સાંભળ્યો.

ગો ગોં શબ્દ સાભળીને સ્વરૂપ ગોસ્વામી તેજ ક્ષણે ઉઠીને પ્રભુની પાસે આવ્યા; તેમણે દીવો પ્રગટાવીને જે જોયુ તે જોઈને તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા. મહાપ્રભુ પોતાના મુખને દિવાલ પર ઘસે છે, ભીંત લાલ લાલ થઇ ગઇ છે, નીચે લોહી પડયું છે, ભગવા રંગનુ વસ્ત્ર લોહીમાં તરબોળ થઇ રહ્યુ છે, પ્રભુની બન્ને આંખો ચઢેલી છે અને તેઓ વારે વારે જોરથી મુખને એજ પ્રકારે ઘસી રહ્યા છે. વળી નાક પણ છોલાઇ ગયુ છે. તેમની દશા વિચિત્ર હતી.

રોમકૂપે રક્તોદ્ગમ દંત સબ હાલે,
ક્ષણે અંગ ક્ષીણ હય ક્ષણે અંગ ફૂલે.

જેમ શાહુડીના શરીર ઉપર લાંબા લાબા કાંટા હોય છે અને ક્રોધમા તે એકદમ ઉભા થઇ જાય છે, તેજ પ્રકારે પ્રભુના શરીરનાં બધાં રૂવાં સીધાં ઉભાં થઈ ગયા હતાં, તેમાં-થી રુધિરનીની ધારાઓ વહી રહી હતી, દાત હાલતા હતા, અને કડ–કડ અવાજ કરતા હતા. શરીર કોઇ વાર ફૂલી જતું હતું અને કોઇ વાર બેસી જતું હતું. સ્વરૂપ ગોસ્વામીએ તેમને પકડીને તે સ્થિતિમાંથી અટકાવ્યા. ત્યારે પ્રભુને કાઇક બાહ્યજ્ઞાન પ્રાપ્ત થયું. સ્વરૂપ ગોસ્વામીએ દુ:ખિત ચિત્તે પૂછયુ –"પ્રભો ! આ આપ શું કરો છો ? મો શા માટે ઘસો છો ?"

મહાપ્રભુ તેમના પ્રશ્નો સાંભળીને સ્વસ્થ થયા અને કહેવા લાગ્યા કે "સ્વરૂપ ! હું તો એકદમ ગાંડો થઇ ગયો છું. કોણ જાણે કેમ રાત્રિ મારે માટે ઘણીજ દુઃખદાયક થઇ જાય છે. મારી વેદના રાત્રિમાં ઘણીજ વધી જાય છે. હું વ્યાકુળ થઇને બહાર નીકળવા ઇચ્છતો હતો, પણ અંધારામાં બારણુંજ જડયું નહિ. તેથી ભીંતમાં બારણું કરવા માટે મેં ઘસવા લાગ્યો. આ લોહી નીકળ્યું અથવા ઘા થયો, તેનો મને કંઈ પણ ખ્યાલ નથી."

આ વાતથી સ્વરૂપ દામોદરને ઘણી ચિંતા થઈ. તેમણે પોતાની ચિંતા ભક્તો આગળ પ્રગટ કરી, તેમાંથી શંકરજીએ કહ્યું કે "જો પ્રભુને અડચણ નહિ હોય તો, હું તેમનાં ચરણોને હૃદય ઉપર રાખીને હમેશાં સૂઈ જઇશ; આથી તેઓ કદી એવું કામ કરશે તો હું તેમને રોકીશ." તેમણે પ્રભુને પ્રાર્થના કરી, પ્રભુએ કશી અડચણ નાખી નહિ. તેથી તે દિવસથી શંકરજી હમેશાં પ્રભુનાં ચરણ-કમળોને પોતાની છાતી ઉપર રાખીનેજ સૂતા હતા. પ્રભુ આમ તેમ પાસુ પણ ફેરવતા હતા, ત્યારે તેમની આંખો ઉઘડી જતી, અને તેઓ જાગ્રત થઇ જતા. તેઓ આખી રાત જાગીને પ્રભુનાં ચરણો દબાવતા રહેતા હતા. આ ભયથી પ્રભુ હવે બહાર ભાગી શકતા નહોતા. તેજ દિવસથી શંકરજીનુ નામ 'પ્રભુપાદોપાધાન' પડી ગયું. સાચેજ, તેઓ પ્રભુના પગોનો તકિયોજ હતા. એ તે તકિયો વાપરનાર મહારાજનાં અને તકિયો બનનાર સેવકના ચરણોમાં અમારા વારંવાર પ્રણામ છે.





# શરદ્‌ની રાતે દિવ્ય ગંધ

कुरङ्गमदजिद्वपुःपरिमलोर्मिकृष्टाङ्गनः ।
स्वकाङ्गनलिनाष्टके शशियुताब्जगन्धप्रथः ॥
मदेन्दुवरचन्दनागुरुसुगन्धिचर्चार्चितः ।
स मे मदनमोहनः सखि तनोति नासास्पृहाम् ॥

( ગોવિન્દલીલા, ૮–૬ )

શ્રી રાધિકાજી પોતાની સખી વિશાખાજીને કહી રહી છે કે "સખિ ! જે મૃગના અભિમાનને પણ લજાવનારી પોતાની સુગંધથી ગોપાંગનાઓને પોતા તરફ ખેંચી રહ્યા છે, જેમનાં કમળ જેવાં આઠે અંગોમાં કપૂરયુક્ત કમળ-ગંધ મઘમઘી રહી છે, જેમનું સમસ્ત શરીર કસ્તૂરી, કપૂર, ચંદન અને અગરથી લેપન કરાયલું છે તે મદન-મોહન મારી નાસિકાની તૃષ્ણાને વિશેષ વધારી રહ્યા છે–અર્થાત્ તે વનમાળીના શરીરની દિવ્ય ગંધ મને બળાત્કારે તેમના તરફ ખેંચી રહી છે.

વિરહવ્યથાથી દુઃખી વ્યક્તિઓને પ્રકૃતિના સઘળા સૌન્દર્યપૂર્ણ પદાર્થો ઘણાજ દુઃખદાયી પ્રતીત થાય છે. સમસ્ત ઋતુઓમાં શ્રેષ્ઠ વસંત ઋતુ, શુક્લપક્ષનો વૃદ્ધિ પામેલો ચંદ્ર, શીતળ, મંદ સુગંધિત મલયપવન, વરસાદ-ની ઘનઘોર ગર્જના, તેમજ, અશોક, તમાલ, કમળ, મૃણાલ, વગેરે શોકનાશક અને શીતળતા આપનારાં વૃક્ષો તથા તેમનાં નવપલ્લવ, મધુકર, હંસ, ચકોર, કૃષ્ણસાર, સારંગ, મોર, કોયલ, પોપટ, મેના વગેરે સુશોભિત, સુંદર અને સુમધુર વચન બોલનારાં પક્ષી–એ બધાં વિરહના અગ્નિને

વળી વિશેષ વધારે છે. વિરહિણીને સુખ ક્યાંથી? તેને આનંદ કેવો? પ્રકૃતિનો કોઇ પણ પ્રિય પદાર્થ તેને પ્રસન્નતા આપી શકતો નથી. બધાં તેને રડાવે છે, બધાને વિરહિણીને ખીજવવામાંજ આનંદ આવે છે. બપૈયો 'પિયુ, પિયુ' કહીને તેના અંતરમાં એક જાતની વેદના ઉત્પન્ન કરે છે, વસંત તેને ઉન્માદી બનાવે છે, ફાલેલાં-ફૂલેલાં વૃક્ષો તેની મશ્કરી કરે છે અને મલયાચલનો મંદ મંદ પવન તેની મીઠી મીઠી ગમ્મત ઉડાવે છે. જાણે એ બધા પ્રપંચ વિધાતાએ વિરહિણીને ખીજવવા માટેજ રચ્યા ન હોય! બિચારી ડૂસકાં ભરે છે, રાત ને દહાડો રૂવે છે અને એ બધાને પોતાના પ્રિયતમનો પત્તો પૂછે છે. કેવી પરાધીનતા છે! કેમ, છે ને? સહૃદય વાચક તેનો અનુભવ તો કરતાજ હશે.

વૈશાખી પૂર્ણિમા હતી, નિશાનાથ પોતાની સહચરી નિશાદેવી સાથે ખિલખિલાટ હસતા હતા. તેમના સુમધુર શ્વેત હાસ્યનો પ્રકાશ દિશા-ઉપદિશાઓમાં વ્યાપી રહ્યો હતો. પ્રકૃતિ એ પતિ-પત્નીઓના સંમેલનને દૂરથી જોઇને મંદ-મંદ હસતી હતી. પવન ધીરે ધીરે વાતો હતો. શોભા સજીવ થઇને પ્રકૃતિનુ આલિંગન કરી રહી હતી. સમુદ્રતટના જગન્નાથવલ્લભ નામના ઉદ્યાનમાં પ્રભુ વિરહિણીની અવસ્થામા ફરતા હતા સ્વરૂપદામોદર, રાય રામનંદ વગેરે અંતરંગ ભક્તો તેમની સાથે હતા મહાપ્રભુનાં બન્ને નેત્રોમાંથી નિરંતર અશ્રુ વહી રહ્યા હતાં. મુખ કંઇક ઉદાસ હતું. ચન્દ્રમાના ચમકતા કિરણો તેમના શ્રીમુખને ધીરે ધીરે ચુંબન કરતા હતા. અજાણ્યાના એ ચુંબનસુખથી તેમના અરુણ રંગના ઓઠ શ્વેત વર્ણના પ્રકાશ સાથે વળી વિશેષ પ્રકાશમાન થઇને તેની ખૂબ ખૂબ શોભા વધારી રહ્યા હતા. મહાપ્રભુનો એજ ઉન્માદ, એજ વ્યાકુળતા, એજ તરફડાટ, એજ પ્રકારનુ રુદન અને એજ તરેહની પ્રાર્થના હતાં, અને તેજ પ્રકારની ફરી ફરીને તેઓ પોતાના પ્રિયતમની શોધ કરતા હતા. વહાલાને શોધતાં શોધતાં તેઓ ઘણાજ કરુણ સ્વરે આ શ્લોક બોલતા જતા હતા—

तच्छैशवं त्रिभुवनाद्‌भुतमित्यवेहि
मच्चापलञ्च तव वा मम वाधिगम्यम्।
तत् किं करोमि विरलं मुरलीविलासि
मुग्धं मुखाम्बुजमुदीक्षितुमीक्षणाभ्याम् ॥
(કૃષ્ણકર્ણામૃત–શ્લોક ૩૨)

હે વહાલા! હે મુરલીવિહારી! તમારી બાલ્યાવસ્થાનુ મનોહર માધુર્ય ત્રિભુવનવિખ્યાત છે. સંસારમાં તેની મધુરતા સર્વત્ર વ્યાપ્ત છે, તેનાથી વહાલી વસ્તુ વિશ્વમાં કોઇ છેજ નહિ અને મારી ચપળતા, ચંચળતા, ઉચ્છૃંખલતા તો તમે જાણોજ છો. તમેજ મારી ચંચળતાથી પૂરેપુરા પરિચિત છો. બસ, મારા અને તમારા સિવાય ત્રીજો કોઈ તે જાણતો નથી. વહાલા! બસ એકજ અભિલાષા છે, તે અભિલાષાથી હજુ સુધી આ પ્રાણો ધારણ કરી રહ્યો છું. તે એ કે, જે મનોહર મુખકમળને જોઇને વ્રજવધૂ ભૂલી ભટકેલી અને સર્વસ્વ ગુમાવી બેઠેલા જેવી બની જાય છે, તેજ મુખકમળને હું મારી બન્ને આંખો ફાડી–ફાડીને એકાંતમાં જોવા ઈચ્છું છું. હૃદયરમણ! શું તે હું કદી જોઈ શકીશ? પ્રાણવલ્લભ! શું કદી એવો સુયોગ પ્રાપ્ત થઇ શકશે?” બસ, એજ પ્રકારે પ્રેમાલાપ કરતાં કરતાં પ્રભુ જગન્નાથવલ્લભ નામના ઉદ્યાનમાં પરિભ્રમણ કરતા હતા. તેઓ પ્રત્યેક વૃક્ષને આલિંગન કરતા, તેઓ પોતાના વહાલાની ખબર પૂછતા અને પછી આગળ પણ વધતા હતા. પ્રેમથી લતાઓની પેઠે વૃક્ષોને વળગી પડતા, કોઇ વાર મૂર્છિત થઇને પડી જતા, કોઇ વાર ફરીથી ઉઠીને તેજ બાજુ દોડવા લાગતા. તે સમયે તેઓ જુએ છે કે અશોક–આસોપાલવના વૃક્ષ નીચે ઉભા રહીને એ મુરલીમનોહર પોતાની મદમસ્ત મુરલીને મંદ મંદ હાસ્યથી બજાવી રહ્યા છે. તેઓ મુરલીમાંજ કોઈ સુંદર મનોહારી ગીત ગાય છે, તેમની સાથે નથી કોઇ મિત્ર કે નથી કોઈ ગોપિકા. તેઓ એકલાજ પોતાના સ્વાભાવિક વાંકાપણાથી લલિત

ત્રિભંગી ગતિથી ઉભા છે. વાંસની એ પૂર્વજન્મની પરમ તપસ્વિની મુરલી અરુણ રંગના ઓષ્ઠોનુ ધીરે ધીરે અમૃત-પાન કરી રહી છે. મહાપ્રભુ તે મનોહર મૂર્તિને જોઇને તેના તરફ દોડયા. વહાલાને આલિંગન આપવા માટે તેઓ જલદીથી આગળ વધ્યા. પરંતુ હા, સર્વનાશ ! પ્રલય થઈ ગયો ! વહાલો તો અલોપ થઈ ગયો ! હવે તેનો કંઇ પણ પત્તો નથી. મહાપ્રભુ ત્યાંજ મૂર્ચ્છિત થઇને પડી ગયા !

થોડી વારમાં તેઓ અહીં-તહી સૂં-સૂં કરીને કંઇક સૂંઘવા લાગ્યા. તેમને શ્રીકૃષ્ણના શરીરની દિવ્ય ગંધ આવતી હતી. ગંધ તો આવતી હતી પરંતુ શ્રીકૃષ્ણ દેખાતા નહોતા. આથી તે ગંધને આધારે આધારે તેઓ શ્રી કૃષ્ણ-ની શોધ કરવા ફરીથી ચાલી નીકળ્યા. અહા ! વહાલાના શરીરની દિવ્ય ગંધ કેવી મનોહારિણી હશે ! એ તો કોઇ રતિસુખની પ્રવીણ નાયિકાજ સમજી શકે છે; અમ અર-સિકોનો તેમાં પ્રવેશ કયાંથી ? હાય રે ! વહાલાના શરીર-ની દિવ્ય ગંધ ઘણીજ માદકતા ઉત્પન્ન કરનારી છે. જેમ દારૂડિયાની આંખોથી ન દેખાય તેમ ઘણોજ ઉત્તમ દારૂ રાખ્યો હોય, પરંતુ તે તેને દેખતો ના હોય અને જે પ્રકારે તે આ દારૂને માટે વ્યાકુળ થઇને તરફડે, તેજ પ્રકારે પ્રભુ તે ગંધને સૂંઘીને તરફડી રહ્યા હતા. તે ગંધની ઉન્માદ-કતાનું વર્ણન કવિરાજ ગોસ્વામીના શબ્દોમાં સાંભળોઃ—

સેહે ગંધ વશ નાસા, સદા કરે ગંધેર આશા,
કભૂ પાય કભૂ ના પાય.
પાઇલે પિયા પેટ ભરે, પિઠ પિઠ તવૂ કરે,
ના પાઈલ તૃષ્ણાય મરિજાય.
મદન મોહન નાટ, પમારિ ચાંદર હાટ,
જગન્નારી-ગ્રાહક લોભાય.
વિના-મૂલ્યે દેય ગંધ, ગંધ દિયા કરે અંધ,
ઘર યાઇતે પથ નાહિ પાય.
એઇ મત ગૌરહરિ, ગંધે કૈલ મન ચુરિ,
ભૃંગ પ્રાય—ઇતિ ઉતિ ધાય.

જાય વૃક્ષ લતા પાસે, કૃષ્ણ-સ્ફુરે સેઈ આશે,
ગંધ ન પાય, ગંધ માત્ર પાય.

શ્રીકૃષ્ણના અંગની એ દિવ્ય ગંધને નાસિકા તો વશ થઇ ગઇ છે, તે સદા તેજ ગંધની આશા કરે છે. કોઈ વાર તો તે ગંધને પામે છે અને કોઇ વાર નથી પણ પામતી. જ્યારે પામે છે ત્યારે બહુ પેટ ભરીને પી લે છે અને પછી પણ 'પીઊં અને પીઊં' એજ પ્રકારે કહેતી રહે છે. નથી પામતી તો વહાલથી મરી જાય છે. આ નટવર મદનમોહને રૂપનું બજાર માંડી રાખ્યું છે. ગ્રાહક રૂપી જગતની સ્ત્રીઓને તે લોભાવે છે. એ એવો વિચિત્ર વેપારી છે કે મૂલ્ય આપ્યા વિનાજ દિવ્ય ગંધ આપે છે અને ગંધ આપીને અંધ બનાવી દે છે. તેનાથી એ બિચારી સ્ત્રીઓ પોતાના ઘરનો રસ્તો ભૂલી જાય છે. આ પ્રકારે ગંધ દ્વારા જેનું મન ચોરાઈ ગયું છે, એવા ગૌરહરિ ભ્રમરની પેઠે આમતેમ દોડી રહ્યા હતા. તેઓ વૃક્ષ અને લતાઓની પાસે જાય છે કે ક્યાંક કૃષ્ણ મળી જાય, પરંતુ ત્યાં કૃષ્ણ મળતા નથી, માત્ર તેમના શરીરની દિવ્ય ગંધજ મળે છે.

આ પ્રકારે શ્રીકૃષ્ણની ગંધની પાછળ ફરતા ફરતાં સમસ્ત રાત્રિ વીતી ગઈ. રાત્રિ પોતાના પ્રાણનાથના વિયોગ-દુઃખના સ્મરણથી કંઇક ઉદાસ જેવી થઇ ગઇ હતી, તેના મુખનું તેજ ફિક્કું પડવા લાગ્યું હતું ભગવાન સૂર્યનારાયણના આગમનના ભયથી નિશાનાથ પણ ધીરે ધીરે અસ્તાચળ તરફ જવા લાગ્યા હતા. સ્વરૂપ ગોસ્વામી અને રાય રામાનંદ પ્રભુને તેમના નિવાસસ્થાને લઈ ગયા.



# શ્રી અદ્વૈતાચાર્યના ગૂઢ પ્રશ્ન

एतावानेव लोकेऽस्मिन् पुंसां धर्मः परः स्मृतः ।
भक्तियोगो भगवति तन्नामग्रहणादिभिः ॥

( શ્રીમદ્‌ભાગવત ૬–૩–૨૨ )

અર્થાત્ આ મનુષ્યલોકમાં મનુષ્યે શરીર ધારણ કરવાનુ માત્ર એટલુંજ પ્રયોજન છે કે, તે ભગવાન વાસુદેવની ભક્તિ કરે અને તેમનાં સુમધુર નામોનુ સદા પોતાની જીભથી ઉચ્ચારણ કરતો રહે

માતૃભક્ત શ્રી ગૌરાંગ ઉન્માદાવસ્થામાં પણ પોતાની સ્નેહાળ જનનીને તદ્દન ભૂલી ગયા નહોતા. જ્યારે તેઓ અંતર્દશાથી કોઇ કોઈ વાર બાહ્ય દશામાં આવી જતા, ત્યારે પોતાના પ્રિય ભક્તોના અને સ્નેહાળ માતાના કુશળ-સમાચાર પૂછતા અને તેમના સમાચાર જાણવા માટે જગદાનંદજીને દર વર્ષે ગૌડ મોકલતા હતા. જગદાનંદજી ગૌડમાં જઇને બધા ભક્તોને મળતા, તેમને પ્રભુની બધી વાતો કહેતા, તેમની સ્થિતિ જણાવતા અને બધાંના કુશળ-સમાચાર લઇને પાછા ફરતા. શચી માતાને માટે પ્રભુ દર વર્ષે જગન્નાથજીનો પ્રસાદ મોકલતા અને જાત જાતનાં આશ્વાસનો દ્વારા માતાને પ્રેમ–સંદેશ મોકલતા.

પ્રભુના સંદેશને કવિરાજ ગોસ્વામીના શબ્દોમાંજ સાંભળો—

તોમાર સેવા છાઁડિ આમિ કરિનૂ સંન્યાસ,
'બાઉલ' હયા આમિ કૈલૂં ધર્મ નાશ.

એઈ અપરાધ તુમિ ના લઇહ આમાર,
તોમાર અધીન આમિ-પુત્ર સે તોમાર,
નીલાચલે આછિ આમિ તોમાર આજ્ઞા તે,
યાવત્ જીવ તાવત્ આમિ નારિબ છાડિ તે.

અર્થાત્ હે માતા ! મેં તમારી સેવા ત્યજીને ગાંડો થઇ જઇને સંન્યાસ ધારણ કરી લીધો છે, એ મેં ધર્મવિરુદ્ધ આચરણ કર્યું છે. મારા આ અપરાધને તમે મનમાં ન લાવશો. હું હજુ પણ તમારે અધીનજ છું. નિમાઇ હજુ પણ તમારો પહેલાંનોજ પુત્ર છે. નીલાચલમાં હું તમારીજ આજ્ઞાથી રહેલો છું અને જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી નીલાચલ નહિ છોડું. આ પ્રકારે દર વર્ષે તેઓ પ્રેમ-સંદેશ અને પ્રસાદ મોકલતા.

એક વાર જગદાનંદ પંડિત પ્રભુની આજ્ઞાથી નવદ્વીપ ગયા. ત્યાં જઇને તેમણે શચી માતાને પ્રસાદ આપ્યો. પ્રભુના કુશળસમાચાર જણાવ્યા અને તેમનો પ્રેમ-સંદેશ પણ કહી સંભળાવ્યો. નિમાઇનેજ સર્વસ્વ માનનારી માતા પોતાના વહાલા પુત્રની આવી દયાજનક દશા સાંભળીને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. તેના ઘણા દુર્બળ થઇ ગયેલા શરીરમાં હવે વધારે દિવસો સુધી જીવવાની તાકાત રહી નહોતી. જે કંઈ થોડું ઘણું સામર્થ્ય હતું તે પણ નિમાઈની આવી ભયંકર દશા સાંભળીને તેના શોકને લીધે ચાલ્યુ ગયુ. માતા હવે પોતાના જીવનથી નિરાશ થઇને બેઠી હતી. નિમાઇનું ચંદ્રવદન હવે જીવનમાં ફરીથી જોવા મળી શકશે નહિ, એ વાતથી માતાની નિરાશા વળી વિશેષ વધી ગઇ. તે હવે આ વિષમય જીવન-ભારને ઘણા દિવસો સુધી વહી શકવાને અશક્ત થઇ ગઇ. માતાએ રડતાં રડતાં આશીર્વાદ મોકલ્યા અને જગદાનંદજીને પ્રેમપૂર્વક વિદાય આપી. જગદાનંદજી ત્યાંથી બીજા ભક્તોને ત્યાં થઇને શ્રી અદ્વૈતાચાર્યજીને ઘેર ગયા. આચાર્યે તેમનુ ઘણું ઘણું સ્વાગત કર્યું અને પ્રભુના બધા સમાચાર પૂછયા. આચાર્યનું શરીર પણ હવે ઘણું વૃદ્ધ થઈ ગયું હતું. તેમની

ઉમર ૯૦ થી પણ વધારે થઈ હતી. ચામડી ઢીલી પડી ગઈ હતી, હવે તેઓ ઘર બહાર ઘણુંજ થોડું નીકળતા હતા. જગદાનંદને જોઈને જાણે ફરીથી તેમના શરીરમાં નવયૌવનનો સંચાર થઈ ગયો અને તેઓ એકેએકે બધા વિરક્ત ભક્તોના સમાચાર પૂછવા લાગ્યા. જગદાનંદજી બે-ચાર દિવસ આચાર્યને ત્યાં રહ્યા. જ્યારે તેમણે પ્રભુની પાસે જવા માટે ઘણોજ આગ્રહ કર્યો ત્યારે આચાર્યે તેમને જવાની આજ્ઞા આપી અને પ્રભુને માટે એક ગૂઢ પ્રશ્નવાળો પત્ર પણ લખી મોકલ્યો. જગદાનંદજી તે પત્ર લઈને પ્રભુની પાસે પહોંચ્યા.

મહાપ્રભુ જ્યારે બાહ્યદશામાં આવ્યા, ત્યારે તેમણે બધા ભક્તોના કુશળ-સમાચાર પૂછ્યા. જગદાનંદજીએ બધાના કુશળ-સમાચાર કહીને અંતે એ ગૂઢ સમસ્યાવાળો પત્ર આપ્યો. પ્રભુની આજ્ઞાથી તેઓ વાંચી સંભળાવવા લાગ્યા. પ્રભુને કોટિ કોટિ પ્રણામ કરી લીધા પછી તેમાં આ સમસ્યા હતી-

બાઉલકે કહિહ—લોક હઇલ બાઉલ
બાઉલકે કહિહ—હાટે ના બિકાય ચાઉલ
બાઉલકે કહિહ—કાજે નાહિક આઉલ
બાઉલકે કહિહ—કહા કહિયા છે બાઉલ

અર્થાત્ શ્રી ચૈતન્ય પ્રાણીઓના આધાર ભાતરૂપી હરિનામના વેપારી છે. અદ્વૈતાચાર્ય તેમના મુખ્ય આડતિયા છે. જેવા વેપારી ગાંડા છે, તેવોજ આડતિયો પણ ગાંડો છે અને ગાંડાઓના જેવોજ ગાંડપણભર્યો પત્ર પણ મોકલાવ્યો છે. ગાંડાઓ સિવાય તેના મર્મને કોઈ સમજીજ શું શકે! ગાંડો આડતિયો કહે છે કે "એ ગાંડા વેપારીને કહેજો કે બધા લોકોના કોઠી-કોઠારો હરિનામરૂપી ચોખાથી ભરાઈ ગયા છે હવે આ બજારમાં આ સસ્તા માલનું વેચાણ થાય તેમ નથી. હવે તો આ વેપાર સામાન્ય થઈ ગયો છે. તમારા જેવા ઉત્તમ કોટીના વેપારીને માટે હવે આ વેપાર નથી રહ્યો તેથી હવે આ બજાર બંધ કરી દો.

ગાડા વેપારીને ગાડા આડતિયાએ આ સદેશ મોકલાવ્યો છે ”

બધા પાસે બેઠેલા ભક્તો આ વિચિત્ર સમસ્યા સાભળીને હસવા લાગ્યા. મહાપ્રભુ મનોમન તેનો મર્મ સમજીને કઇક મંદ મદ હસવા લાગ્યા અને જેવી તેમની આજ્ઞા, એટલુ કહીને ચૂપ થઇ ગયા પ્રભુના બાહ્યપ્રાણ શ્રી સ્વરૂપ ગોસ્વામીને પ્રભુના હાસ્યમા કઇક વિચિત્રતા જણાઈ. તેથી દીનતાપૂર્વક પૂછવા લાગ્યા કે “ પ્રભો ! હુ આ વિચિત્ર સમસ્યાનો અર્થ સમજવા ઇચ્છુ છુ. આચાર્ય અદ્વૈતરાયે આ કેવી અસાધારણ સમસ્યા મોકલી છે ! આપ આ પ્રકારે એ સાભળીને શા માટે હસ્યા ? ”

પ્રભુએ ધીરે ધીરે ગભીરતાના સ્વરે કહ્યુ કે “ અદ્વૈતાચાર્ય કોઇ સાધારણ આચાર્ય તો નથી ને ? તેઓ નામનાજ આચાર્ય નથી, પરતું આચાર્યપણાના બધા કાર્ય સારી રીતે જાણે છે તેમને શાસ્ત્રીય વિધિ અનુસાર પૂજાપાઠ કરવાની સઘળી વિધિ ખબર છે પૂજામા પહેલા તો ઘણા સત્કારપૂર્વક દેવતાઓને બોલાવવામા આવે છે, પછી તેમની ષોડશોપચાર વિધિથી રીતસર પૂજા કરવામા આવે છે અને યોગ્ય સ્થાને પધરાવવામા આવે છે જે માગલિક કાર્યનિમિત્તે તેમનુ આવાહન કરવામા આવે છે, તે કાર્ય જ્યારે સમાપ્ત થઇ જાય છે, ત્યારે દેવતાઓને હાથ જોડીને કહે છે–“ गच्छ गच्छ पर स्थानम् ” અર્થાત્ હવે આપના સ્થાને પધારો. સભવ છે કે, એજ એમનો ઉદ્દેશ હોય, તેઓ જ્ઞાની પંડિત છે, તેમના અર્થને બરાબર સમજીજ કોણ શકે ? ” આ વાત સાભળીને સ્વરૂપ ગોસ્વામી કઇક વિચારમા પડી ગયા બધાને ખબર પડી ગઈ કે મહાપ્રભુ હવે લીલા સ કેલી લેશે. આ વાતના સ્મરણથી સૌનું હૃદય ફાટવા લાગ્યુ તેજ દિવસથી પ્રભુની ઉન્માદ અવસ્થા વળી વિશેષ વધી ગઈ તેઓ રાતદહાડો તેજ અતર્દશામાં નિમગ્ન રહેવા લાગ્યા. પ્રતિક્ષણે તેમની દશા અલૌકિકજ થઈ રહી હતી કવિરાજ ગોસ્વામીના શબ્દોમા સાભળો –

સ્તંભ, કંપ, પ્રસ્વેદ, વૈવર્ણ્ય, અશ્રુ, સ્વરભેદ,
દેહ હૈલ પુલકે વ્યાપિત.
હાસે, કાન્દે, નાચે, ગાય, ઉઠી ઇતિ-ઉતિ ધાય,
ક્ષણે ભૂમે પડિયા મૂર્છિત.

અર્થાત્ શરીર શાંત પડી જાય છે અને ધ્રૂજરી છૂટવા લાગે છે, શરીરમાંથી પરસેવો વહેવા લાગે છે, મુખ ફિક્કું પડી જાય છે, આંખોમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગે છે, ગળું ભરાઈ જાય છે, શબ્દ બરાબર બોલી શકાતા નથી, શરીર રોમાંચિત થઈ જાય છે, હસે છે, જોરથી રુદન કરે છે, નાચે છે, ગાય છે, ઊઠી ઊઠીને અહીં તહીં ભાગવા લાગે છે, ક્ષણવારમાં મૂર્ચ્છિત થઇને જમીન ઉપર પડી જાય છે." વહાલા ! ગાંડા, દયાળુ ચૈતન્ય ! શું આ ગાંડપણમાં અમારો કંઇ પણ હિસ્સો નથી ? હે દીનવત્સલ ! આ ગાંડપણમાંથી જરા પણ અમને મળી જાય તો આ સારહીન જીવન સાર્થક બની જાય. અમારા ગૌરાંગ ! એ માદક મદિરાનો એક પ્યાલો અમને પણ કેમ પાતા નથી ? હે અમારા પાગલશિરોમણિ ! તમારા ચરણોમાં અમે કોટિ-કોટિ નમસ્કાર કરીએ છીએ.





# समुद्रमां पडवुं अने मृत्युदशा

शरज्ज्योत्स्नासिन्धोरवकलनया जातयमुना-
भ्रमाद्धावन् योऽस्मिन् हरिविरहतापार्णव इव ।
निमग्नो मूर्च्छातः पयसि निवसन् रात्रिमखिलां
प्रभाते प्राप्तः स्वैरवतु स शचीसूनुरिह नः ॥

(શ્રી ચૈ. ચરિતા. અ. લી. ૧૮-૧)

અર્થાત્ જે શરદ્–જ્યોત્સનાપૂર્ણ રાત્રિમાં સમુદ્રને જોઈને યમુનાના ભ્રમથી હરિના વિરહરૂપી તાપસમુદ્રમાં નિમગ્ન થવાથી જળમાં કૂદી પડયા, આખી રાત ત્યાંજ મૂર્ચ્છિત પડયા રહ્યા અને પ્રાતઃકાળે સ્વરૂપ વગેરે પોતાના અંતરંગ ભક્તોને જે પ્રાપ્ત થયા તેઓજ શચીનંદન શ્રીગૌરાંગ આ સંસારમાં અમારૂં રક્ષણ કરો.

સર્વ શાસ્ત્રોમાં શ્રીમદ્ભાગવત શ્રેષ્ઠ છે. શ્રીમદ્ભાગવતમાં પણ દશમ સ્કંધ સર્વશ્રેષ્ઠ છે, દશમસ્કંધમાં પણ પૂર્વાર્ધ શ્રેષ્ઠ છે અને પૂર્વાર્ધમાં પણ રાસપંચાધ્યાયી સર્વશ્રેષ્ઠ છે અને રાસપંચાધ્યાયીમાં પણ 'ગોપી–ગીત' અતુલનીય છે. તેની તુલના કોઇ સાથે કરી શકાતી નથી, તે અનુપમેય–ઉપમા ન આપી શકાય તેવું છે. તેને ઉપમા આપીએ તોપણ કોની આપીએ? તેનાથી શ્રેષ્ઠ યા તેના સમાન સંસારમાં કોઇ ગીત છેજ નહિ. મહાપ્રભુને પણ રાસપંચાધ્યાયીજ ઘણી પ્રિય હતી. તેઓ હમેશાં રાસપંચાધ્યાયીનાજ શ્લોકો સાંભળ્યા કરતા હતા અને ભાવાવેશમાં પણ તેજ ભાવોનુ અનુકરણ કર્યા કરતા હતા.

એક દિવસ રાય રામાનંદજીએ શ્રીમદ્ભાગવતના તેત્રીસમા અધ્યાયમાંથી ભગવાનની યમુનાતટની જળક્રીડાની કથા સંભળાવી. પ્રભુને આખો દિવસ તે લીલા યાદ આવ્યા કરી. દિવસ વીત્યો, રાત્રિ આવી, પ્રભુની વિરહ-



શ્રી ચૈતન્ય અથાગ સાગરમાં કૂદી પડ્યા.

મ. ના. મુદ્રણાલય અમદાવાદ

વેદના પણ વધવા લાગી. તેઓ આજ પોતાની જાતને સંભાળવાને બિલકુલ અસમર્થ નીવડયા. ખબર નથી કે તેઓ આજે કેમ કરીને ભકતોની નજર ચૂકવીને સમુદ્રને કિનારે કિનારે આઇટોટા તરફ ચાલ્યા ગયા. ત્યાં વિશાળ સાગરનાં આસમાની મોજાં ઉઠી ઉઠીને સંસારને હૃદયની વિશાળતા, સંસારની અનિત્યતા અને પ્રેમની તન્મયતાનું શિક્ષણ આપતાં હતાં. પ્રેમાવતાર ગૌરાંગના હૃદયમાંથી એક સુમધુર સંગીત આપોઆપજ ઉઠતું હતું. મહાપ્રભુ તે સંગીતના સૂર સાંભળતા સાંભળતા ગાંડા થઇને વિચાર્યા સિવાયજ સમુદ્ર તરફ આગળ વધતા હતા. અહા! સમુદ્રના કિનારાનાં સુંદર સુંદર વૃક્ષ પોતાની શરત્ કાળની શોભાથી સાગરની શોભાને વળી વિશેષ સમૃદ્ધ કરી રહ્યાં હતાં. શરદની સુશોભિત રાત્રિ હતી, પોતાના પ્રિય પુત્ર ચંદ્રમાની શ્રીવૃદ્ધિ અને પૂર્ણ ઐશ્વર્યથી પ્રસન્ન થઇને પિતા સાગર આનંદથી ઉછળી રહ્યા હતા. મહાપ્રભુ તેમાં કૃષ્ણના અંગ-સ્પર્શથી પુલકિત અને આનંદિત થયેલી યમુનાનાં દર્શન કરી રહ્યા હતા. તેમને સમુદ્રની તદ્દન વિસ્મૃતિ થઇ ગઈ, તેઓ યમુનામાં ગોપિકાઓ સાથે ક્રીડા કરતા શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શન કરવા લાગ્યા. બસ, પછી શું વાત! તેઓ એ ક્રીડા-સુખથી વચિત કેમ રહે! જોરથી ગર્જના કરીને તેઓ અગાધ સાગરના જળમાં કૂદી પડયા અને પોતાના વહાલા સાથે જળવિહારનો આનંદ લેવા લાગ્યા. એજ પ્રકારે જળમાં ડૂબતાં અને ઉછળતા ઉછળતાં આખી રાત વીતી ગઇ.

આ તરફ પ્રભુને તેમની જગાએ નહિ જોવાથી ભકતોને શંકા થઇ કે પ્રભુ કયાં ચાલ્યા ગયા! સ્વરૂપ ગોસ્વામી, ગોવિંદ, જગદાનંદ, વક્રેશ્વર, રઘુનાથદાસ, શંકર વગેરે બધા ભકતોને સાથે લઇને વ્યાકુળતાપૂર્વક પ્રભુની શોધમાં નીકળ્યા. શ્રી જગન્નાથજીના મંદિરના સિંહદ્વારથી તેઓ એકે એક જગાએ શોધી વળ્યા. બધાની સાથે તેઓ જગન્નાથવલ્લભ નામના બાગમાં ગયા, ત્યાં પણ પ્રભુનો કંઇ

પત્તો નથી. ત્યાંથી નિરાશ થઇને તેઓ ગુંડિચા મંદિરમાં ગયા. સુંદરાચલમાં તેઓ ઇન્દ્રદ્યુમ્ન સરોવર, પાસેના બધા બગીચા તથા મંદિરો શોધી વળ્યા. બધાને પરમ આશ્ચર્ય થયું કે, પ્રભુ ગયા તો ગયા પણ ક્યાં ગયા! આ પ્રકારે જ્યારે કંઇ પત્તો મળ્યો નહિ, ત્યારે તેઓ બધા નિરાશ થઇને પાછા પુરી આવ્યા. આમ પ્રભુની શોધ કરતાં કરતા તેમને આખી રાત વીતી ગઇ હતી પ્રાતઃકાળે સ્વરૂપ ગોસ્વામીએ કહ્યુ કે "હવે ચાલો, સમુદ્રને કિનારે કિનારે પ્રભુની શોધ કરીએ, ત્યાં પ્રભુનો અવશ્ય પત્તો લાગશેજ." એમ કહીને તેઓ ભક્તોને સાથે લઇને સમુદ્રને કિનારે કિનારે ચાલી નીકળ્યા.

આ તરફ મહાપ્રભુ આખી રાત પાણીમાં ઉછળતા અને ડૂબતા રહ્યા. તેજ સમયે એક ખલાસી ત્યાં જાળ નાખીને માછલાં મારતો હતો. મહાપ્રભુનુ મૃત્યુ–અવસ્થાવાળું તે વિકૃત શરીર એ ખલાસીની જાળમાં ફસાઇ ગયું. તેને ઘણો મોટો મગરમચ્છ માનીને તે કિનારે ખેંચી લાવ્યો. તેણે જ્યારે જોયુ કે, આ તો મચ્છ નહિ કોઇ મુડદું છે, એટલે તેણે ઉઠાવીને પ્રભુને કિનારે ફેંકી દીધા. બસ, મહાપ્રભુના શરીરનો સ્પર્શ કરતાજ તે ખલાસી આનંદમાં ઉન્મત્ત થઇને નૃત્ય કરવા લાગ્યો પ્રભુના શ્રીઅંગના સ્પર્શમાત્રથીજ તેના શરીરમા બધા સાત્વિક ભાવો આપોઆપજ ઉદય થઇ આવ્યા. તે કોઇ વાર પ્રેમમા વિહ્વળ થઇને હસવા લાગતો તો કોઇ વાર રડવા લાગતો, કોઇ વાર ગાવા લાગતો અને કોઇ વાર નાચવા લાગતો તે ભયભીત થયેલો ત્યાથી દોડવા લાગ્યો તેને ભ્રમ થઇ ગયો કે મારા શરીરમા જાણે ભૂત દાખલ થયુ છે, એ ભયથી તે દોડતો દોડતો આવતો હતો એટલામા આ ભક્તો પણ ત્યાં પહોચી ગયા. તેની આવી દશા જોઇને સ્વરૂપ ગોસ્વામીએ તેને પૂછ્યુ કે "કેમ ભાઇ! તમે અહી કોઇ માણસને જોયો છે? તમે આટલા બધા ડરો છો શા માટે? તમારા ભયનુ કારણ તો અમને બતાવો!"

ભયથી ધ્રૂજતાં ધ્રૂજતાં તે ખલાસીએ કહ્યું: "મહારાજ! મેં અહીં કોઇ માણુસ તો જોયો નથી. હું હમેશાંની પેઠે માછલાં મારતો હતો તેટલામાં એક મુડદું મારી જાળમાં ફસાઇ આવ્યું. તેના શરીરમાં ભૂત હતું, તે મારા શરીરે વળગી ગયું છે. આ ભયથી હુ ભૂત ઉતરાવવાને માટે ભુવાની પાસે જાઉં છું. આપ ત્યાં ન જતા. તે ઘણુજ ભયંકર મુડદું છે, આવું વિચિત્ર મુડદું તો મેં આજ સુધી કદી જોયુંજ નથી." તે સમયે મહાપ્રભુનું મૃત્યુદશા, પામેલું શરીર ઘણુંજ ભયાનક બની ગયું હતું. કવિરાજ ગોસ્વામીએ ખલાસીના મુખે પ્રભુના શરીરનું જે વર્ણન કરાવ્યુ છે, તે તેમનાજ શબ્દોમાં સાંભળો:—

જાલિયા કહે–'ઇહાં એક મનુષ્ય ના દેખિલ;
જાલ બાહિતે એક મૃત મોર જાલે આઇલ.
બડ મત્સ્ય બલે, આમિ ઉઠાઇલું યતને;
મૃતક દેખિતે મોર ભય હૈલ મને.
જાલ ખસાઇતે તાર અંગ-સ્પર્શ હઇલ;
સ્પર્શ માત્રે સેઇ ભૂત હૃદયે પશિલ.
ભયે કંપહૈલ, મોર નેત્રે બહે જલ;
ગદ્‌ગદ્‌ વાણી મોર ઉઠિલ સકલ.
કિ વા બ્રહ્મદૈત્ય, કિ વા ભૂત, કહને ના યાય;
દર્શન માત્રે મનુષ્યેર પશે સેઇ કાય.
શરીર દીઘલ તાર–હાત પાંચ સાત;
એક હસ્ત પદ તાર, તિન તિન હાત.
અસ્થિ સન્ધિ છૂટિ ચર્મ કરે નડ-બડે;
તાહા દેખિ, પ્રાણ કાર નાહિ રહે ધરે.
મડા રૂપ ધરિ, રહે ઉત્તાન-નયન;
કભૂ ગોં-ગોં કરે, કભૂ દેખિ અચેતન.

સ્વરૂપ ગોસ્વામીએ પૂછ્યું એટલે માછી કહેવા લાગ્યો કે "મેં અહીં કોઇ મનુષ્ય તો જોયો નથી, પણ જાળ નાખતી વખતે એક મરેલો માણુસ મારી જાળમાં આવી ગયો. મેં તેને મોટો મચ્છ માનીને તાણી આણ્યો. પણ જ્યારે મેં જોયુ કે, આ તો મુડદું છે, ત્યારે મારા મનમાં ભય થયો. જાળમાંથી કાઢતી વખતે તેના શરીર સાથે મારા શરીરનો સ્પર્શ

થઈ ગયો અને સ્પર્શમાત્રથીજ તે ભૂત મારા શરીરમાં દાખલ થઇ ગયું. ભયને લીધે મારા શરીરમાં ધ્રૂજરી થવા લાગી, આંખોમાંથી પાણી વહેવા લાગ્યું અને મારી વાણી ગદ્‌ગદ્ થઈ ગઇ. તે બ્રહ્મદૈત્ય છે કે ભૂત છે, એ હું બરાબર કહી શકતો નથી, પરંતુ તેના દર્શનમાત્રથીજ તે મનુષ્યના શરીરમાં પ્રવેશ કરે છે. તેનું શરીર પાંચ–સાત હાથ લાંબું છે, તેનો એક એક હાથ-પગ ત્રણ ત્રણ હાથ લાંબો છે. તેના હાડકાંના સાંધા છૂટા પડી ગયા છે, તેના શરીર ઉપરનું ચામડું લથડપથડ થાય છે. તેને જોઈને કોઈના પણ પ્રાણ રહી શકે તેમ નથી. તેણે ઘણુંજ વિચિત્ર રૂપ ધારણ કરેલું છે, બન્ને નેત્રો ચઢેલાં છે, કોઇ વાર ગોં–ગોં અવાજ કરે છે અને પછી જડ થઈ જાય છે.

આ વાત માછીના મુખેથી સાંભળીને સ્વરૂપ ગોસ્વામી સર્વ કંઈ સમજી ગયા, કે તે મહાપ્રભુનુંજ શરીર હશે. તેમના શરીરસ્પર્શથીજ આની આવી દશા થઈ ગઈ છે. ભયને લીધે એને ખબર નથી કે, આ પ્રેમની અવસ્થા છે. એમ વિચારીને તેઓ કહેવા લાગ્યા કે "તમે ભુવા પાસે શા માટે જાઓ છો? મને ભૂત ઉતારતાં સારૂં આવડે છે. ગમે તેવું ભૂત ભલેને હોય, જ્યાં અમે મંત્ર બોલવા માંડીએ છીએ કે તરતજ તેજ ક્ષણે તે ભૂત ભાગીજ જતું જણાય છે. પછી તે ક્ષણવાર પણ રહેતું નથી." એમ કહીને સ્વરૂપ ગોસ્વામીએ અમસ્તુંજ જૂઠેજૂઠું કંઇક બોલીને પોતાના હાથને તેને માથે મૂકયો અને જોરથી તેના ગાલ ઉપર ત્રણ તમાચા માર્યા. તેને ભૂત થોડુંજ વળગ્યું હતું! તેને તો ભૂતનો ભ્રમ હતો; વિશ્વાસને લીધે તે ભય દૂર થઈ ગયો.

એટલે સ્વરૂપ ગોસ્વામીએ તેને કહ્યું–"તું જેને ભૂત સમજે છે, તે મહાપ્રભુ ચૈતન્યદેવ છે, પ્રેમને લીધે તેમની એવી દશા થઇ જાય છે. તું અમને બતાવ કે તેઓ કયાં છે? અમે તેમનીજ શોધમાં આવ્યા છીએ."

આ વાત સાંભળીને તે માછી પ્રસન્ન થઇને બધા ભક્તોને સાથે લઈને પ્રભુની પાસે પહોંચ્યો. ભક્તોએ જોયું

કે, સુવર્ણ સમાન પ્રભુનું શરીર ચાંદીના ભૂકા જેવી સમુદ્રની રેતીમાં પડયું છે, આંખો ઉંચી ચઢેલી છે, પેટ ફૂલેલું છે, મોંમાંથી ફીણ નીકળે છે. કોઇ પ્રકારનો પ્રયત્ન કર્યા સિવાય તેમનું શરીર ભીની રેતીથી ખરડાયેલું અચેતન દશામાં પડયું છે. બધા ભકતો પ્રભુને ઘેરીને બેસી ગયા.

આપણે સંસારી લોકો તો મૃત્યુનેજ છેલ્લી દશા સમજીએ છીએ, તેથી સંસારી દષ્ટિથી પ્રભુના શરીરનો અહીંજ અંત આવી ગયો. પછી તેને ચૈતન્ય પ્રાપ્ત થયું નહિ. પરંતુ રાગાનુગામી ભક્ત તો મૃત્યુ પછી પણ વિરહિણીને ચૈતન્ય પ્રાપ્ત કરાવે છે. તેમના મત પ્રમાણે માત્ર મૃત્યુજ છેલ્લી દશા નથી. આ પ્રસંગે અમે બંગાળી ભાષાના પ્રસિદ્ધ પદકર્તા શ્રી ગોવિંદદાસજીનું એક પદ ઉતારીએ છીએ. આથી વાચકોને ખબર પડશે કે, શ્રીકૃષ્ણના નામ-સ્મરણથી મૃત્યુદશાને પ્રાપ્ત થયેલાં છતાં રાધિકાજી ફરીથી ચૈતન્ય પ્રાપ્ત કરીને વાતો કરવા લાગ્યાં હતાં.

કુંજ ભવને ધનિ, તુયા ગુણ ગણિ ગણિ;
અતિશય દુરબલિ ભેલ.
દશમિક પહિલ, દશા હેરિ સહચરી;
ઘરે સંગે બાહિર કેલ.
શુન માધવ કિ બલબ તોય,
ગોકુલ તરુણી, નિચય મરણ જાનિ;
રાઈ રાઈ કરી રોય.
તહિ એક સુચતુરી, તાક શ્રવણ ભરિ,
પુન પુન કહે તુયા નામ.
બહુ ક્ષણે સુંદરી, પાઇ પરાન કોરિ,
ગદ્ગદ્ કહે શ્યામ નામ.
નામક આછૂ ગુણે, શુનિલે ત્રિભુવને;
મૃતજને પુન કહે બાત.
ગોવિંદદાસ કહ, ઈહ સબ આન નહ;
યાઈ દેખહ મઝુ સાથ.

શ્રીકૃષ્ણને એક સખી શ્રીરાધિકાજીની દશાનું વર્ણન કરી રહી છે. સખી કહે છેઃ " હે શ્યામસુંદર ! રાધિકાજી

કુંજભવનમાં તમારૂ નામ રાતદિવસ રટતાં રટતાં ઘણુાંજ દુર્બળ થઇ ગયાં છે. જ્યારે તેમની મૃત્યુ નજીકની દશા મેં જોઇ ત્યારે તેમને તે કુંજકુટિરમાંથી બહાર કાઢયાં. વહાલા માધવ ! હવે તમને શું કહું ? બહાર આવ્યા પછી તેમનું મૃત્યુ થઇ ગયું; બધી સખીઓ તેમની મૃત્યુદશા જોઇને રુદન કરવા લાગી. તેમાં એક ચતુર સખી હતી તે તેના કાનમાં તમારૂ નામ વારંવાર બોલવા લાગી. ઘણી વાર પછી તે સુંદરીના શરીરમાં કંઈક કંઈક પ્રાણોનો સંચાર થવા લાગ્યો. થોડી વારમાં તે ગદ્‌ગદ્‌ કંઠથી 'શ્યામ' એમ કહેવા લાગી. તમારા નામનો ત્રણે ભુવનમાં એવો ગુણ સાંભળવામાં આવ્યો છે કે, મૃત્યુદશા પામેલ પ્રાણી પણ ફરીથી વાત કરવા લાગે છે." સખી કહે છેઃ–" તમે આ વાત જૂઠી ના માનો. જો તમને આ વાતનો વિશ્વાસ ન હોય, તો મારી સાથે આવીને તે જોઇ જાઓ." આ પદ ગોવિંદદાસ કવિએ ગાયેલું છે.

આ પ્રકારે ભક્તોએ પણ પ્રભુના કાનોમાં હરિનામ સંભળાવીને તેમને ફરીથી જાગ્રત કર્યા. તેઓ અર્ધજાગ્રત દશામાં આવીને યમુનાજીમાં થયેલી જળકેલિ–ક્રીડાનું વર્ણન કરવા લાગ્યા. 'તે શામળો બધી સખીઓને સાથે લઇને યમુનાજીના સુંદર જળમાં ઘૂસ્યો. સખીઓની સાથે તે વિવિધ પ્રકારની જળક્રીડા કરવા લાગ્યો. કદી કોઇના શરીરને ભીંજવતો તો કોઈ વાર દસ–વીસને સાથમાં લઇને તેમની સાથે દિવ્ય–દિવ્ય લીલાઓનો અભિનય કરતો. હું પણ તે વહાલાની ક્રીડામાં ચોજાઇ ગઈ. તે ક્રીડા ઘણીજ સુખકારક હતી" આ પ્રકારે કહેતાં કહેતાં પ્રભુ ચારે બાજુ જોઇને સ્વરૂપ ગોસ્વામીને પૂછવા લાગ્યાઃ "હું અહીં કયાં આવી પહોંચ્યો ? વૃંદાવનથી મને અહીં કોણ લઈ આવ્યું ? એટલે સ્વરૂપ ગોસ્વામીએ બધા સમાચાર સંભળાવ્યા અને તેઓ તેમને સ્નાન કરાવીને ભક્તોની સાથે નિવાસસ્થાને લઇ ગયા.



# महाप्रभुनो लीलाविस्तार

अद्यैव हसितं गीतं पठितं यः शरीरिभिः ।
अद्यैव ते न दृश्यन्ते कष्टं कालस्य चेष्टितम् ॥
( સુભાષિત રત્નભાંડાગાર ૩૯૦–૩૯૧ )

અર્થાત્ જેઓ આજેજ જે શરીરથી હસતા હતા, સુદર–સુદર પદો ગાતા હતા, ઉત્તમ–ઉત્તમ શ્લોકોનો પાઠ કરતા હતા, તેઓજ કોણ જાણે આજેજ કયા અદૃશ્ય થઈ ગયા ! હવે તેમનુ પચભૌતિક શરીર દેખાતુંજ નથી. હા ! ભયકર કાળની કેવી કઠોર અને કષ્ટપ્રદ ક્રીડા છે! તેની આવી ચેષ્ટાને વારવાર ધિક્કાર છે

મહાભારતમા સ્થળે સ્થળે ક્ષાત્રધર્મની નિદા કરવામા આવી છે યુદ્ધમા ખડ્ગ લઈને જે ક્ષત્રિય પોતાના ભાઈ–બધુઓ અને સગાસબધીઓનો વાતની વાતમા વધ કરી શકે છે, એવા કઠોર ધર્મને ધર્મરાજ યુધિષ્ઠિર જેવા મહાત્માએ પરમ નિદ્ય દર્શાવીને પણ તેમા પ્રવૃત્ત થવા માટે પોતાની લાચારી દર્શાવી છે, પરતુ ક્ષાત્રધર્મથી પણ કઠોર અને ક્રૂર કર્મ અમારા જેવા ક્ષુદ્ર લેખકોનુ છે, કે જેમના હાથમા વજ્રની પેઠે બળપૂર્વક લોઢાની કલમ આપવામા આવે છે અને કહેવામા આવે છે કે એ મહાપુરુષની અદર્શન–લીલા લખો ! હાય ! કેટલુ કઠોર કાર્ય છે ! હૃદયને હલાવી નાખનારા આ પ્રસગનુ વર્ણન અમારી પાસે શા માટે કરાવવામા આવે છે ? કાલ સુધી જેના મુખકમળને જોઈને અસંખ્ય ભાવિક ભક્તો ભક્તિભાગીરથીના સુશીતલ અને સુખકર સલિલરૂપી આનદમાં લવલીન થઈને

સ્નાન કરી રહ્યા હતા, તેમની આંખો આગળથી તે આનંદમય દૃશ્ય દૂર કરી દેવામાં આવે, એ, કેટલુ નિંદ્ય કામ કહેવાય. હાય રે વિધાતા ! તારાં બધાં કામ નિર્દયતાપૂર્ણ હોય છે ! નિર્દય ! દુનિયાભરની નિર્દયતાનો ઈજારો તેંજ લઇ લીધો છે ! ભલા, જેના મનોહર ચંદ્રવદનને જોઇને અમારૂ ક્ષુદ્ર મનકમળ ખીલી ઊઠે છે, તેને અમારી આંખોથી દૂર હઠાવવામાં તને શી મજા આવે છે ? તને આમાં લાભજ શો છે ? તું હમેશાં તેને અમારી પાસેજ શા માટે રહેવા દેતો નથી ? પરંતુ કોઇ દયાવાન હોય તેને તો કંઈ કહેવાય–કથાય, પણ જે પહેલેથીજ નિર્દય છે, તેને કહેવું એ તો જાણે અરણ્યમાં રુદન કરવા જેવું છે. હાય રે વિધાતા !

સાચેજ, લીલાસંવરણનુ વર્ણન કરવાના અધિકારી તો વ્યાસ અને વાલ્મીકિજ છે. તેમના સિવાય જે નિત્ય મહાપુરુષોની લીલાસંવરણનો ઉલ્લેખ કરે છે, તે સાચેજ, તેમની અનધિકારચેષ્ટાજ છે. મહાભારતમાં જ્યારે અર્જુનની ત્રિભુવનવિખ્યાત શૂરતા, વીરતા અને યુદ્ધચાતુર્યની વાતો વાંચીએ છીએ, ત્યારે વાંચતાં વાંચતાં રૂવાં ઉભાં થઇ જાય છે. અમારી આંખો આગળ લાંબી લાંબી ભુજાઓવાળા ગાંડીવધારી અર્જુનની એ વિશાળ અને ભવ્ય મૂર્તિ પ્રત્યક્ષ થઇને નૃત્ય કરવા લાગે છે. તેનેજ જ્યારે શ્રીકૃષ્ણ અદૃશ્ય થતાં આહીર અને ભીલોદ્વારા લૂંટાતો જોઇએ છીએ, ત્યારે તો આ બધો દૃશ્યપ્રપંચ સ્વપ્નવત્ પ્રતીત થવા લાગે છે. અને ત્યારે તો પ્રત્યક્ષ અનુભવાય છે કે આ બધી તે ખેલાડી શ્રીકૃષ્ણની રમત છે, લીલાપ્રિય શ્યામની લલિત લીલાસિવાય બીજું કંઇજ નથી. પાંડવોની સચ્ચરિત્રતા, કષ્ટસહિષ્ણુતા, શૂરતા, કાર્યદક્ષતા, કુશળતા, શ્રીકૃષ્ણપ્રિયતા વગેરે ગુણો વાંચીએ છીએ ત્યારે રૂવાં ઉભાં થઈ જાય છે, હૃદય તેમને માટે ભરાઈ આવે છે, પરંતુ તેમનેજ જ્યારે હિમાલયમાં ઓગળી જતા જોઇએ છીએ, ત્યારે છાતી ફાટવા લાગે છે. સૌથી પહેલાં દ્રૌપદી બરફમાં પડી જાય છે. તે કોમલાંગી અબળાને બરફમાંજ તરફડતી મૂકીને

ધર્મરાજ આગળ વધે છે. તેઓ પાછા વળીને પણ તેમના તરફ જોતા નથી. પછી વહાલા નકુળ-સહદેવ પડી જાય છે. ધર્મરાજ એજ પ્રકારે દૃઢતાપૂર્વક બરફ ઉપર ચઢે છે. હાય, ગજબ થયો! જે ભીમના પરાક્રમથી આ સાત દ્વીપવાળી પૃથ્વી પ્રાપ્ત થઈ હતી, તે પણ બરફમાં પગ ખસી જવાથી પડી ગયો અને તરફડવા લાગ્યો. પરંતુ યુધિષ્ઠિર કોઈનુ સાંભળતા નથી, તેઓ તો આગળ વધતાજ જાય છે. હવે તે હૃદયવિદારક દશ્ય આવ્યું. જેના નામથી મનુષ્ય તો શું પણ સ્વર્ગના દેવતાઓ થરથર ધ્રૂજતા હતા, તે ગાંડીવધનુષ્યધારી અર્જુન મૂર્છિત થઇને પડી ગયો અને 'હા તાત!' કહીને બૂમો પાડવા લાગ્યો, પરંતુ ધર્મરાજે પાછા વળીને તેમના તરફ પણ જોયું નહિ!

સાચેજ, સ્વર્ગારોહણ પર્વ વાંચતાં વાંચતાં રૂવાં ઉભાં થઈ જાય છે. ગમે તેવુ વજ્ર હૃદય ભલેને હોય, પણ તે રડ્યા સિવાય નહિ રહે. જ્યારે મારા જેવા કઠોર હૃદયવાળાની આંખોમાંથી પણ અશ્રુ નીકળી પડયાં છે તો પછી સહૃદય વાચકોની તો વાતજ શી?

આ પ્રકારે જ્યારે વાલ્મીકિ રામાયણમાં, શ્રીરામની સુકુમારતા, બ્રાહ્મણપ્રિયતા, ગુરુભક્તિ, શૂરતા અને પિતૃભક્તિની વાતો વાચીએ છીએ, ત્યારે હૃદય ભરાઇ આવે છે. સીતાજી પ્રત્યે તેમનો કેવો ઘનીષ્ટ પ્રેમ હતો! હાય! જે સમયે કામાન્ધ રાવણ જનકનન્દિનીને હરી ગયો, ત્યારે તે મર્યાદા પુરુષોત્તમની પણ મર્યાદા તૂટી ગઇ. તેઓ એકલી જાનકીજીને ખાતર વિશ્વ બ્રહ્માંડને પોતાના અમોઘ બાણ વડે ભસ્મ કરવા તૈયાર થઇ ગયા. તે સમયે તેમનો પ્રચંડ ક્રોધ, દુર્ધર્ષ તેજ અને અસહ્ય રોષ જોયાં હોય તોજ ખબર પડે તેવાં હતાં. બીજીજ ક્ષણે તેઓ સામાન્ય કામીઓની પેઠે રોઇ-રોઇને લક્ષ્મણને પૂછવા લાગતા—"ભાઈ! હુ કોણ છું? તમે કોણ છો? આપણે અહીં કેમ ફરીએ છીએ? સીતા કોણ છે? હા સીતે! હા પ્રાણવ-

હલલે ! તું કયાં ચાલી ગઇ ? ” એમ કહેતાં કહેતાં બેભાન થઇને પડી જાય છે. તેમના નાના ભાઇ બ્રહ્મચારી લક્ષ્મણજી ખાધાપીધા વિના અને ભૂખનિદ્રાનો ત્યાગ કરીને છાયાની પેઠે તેમની પાછળ પાછળ ફરે છે અને જ્યાં શ્રીરામનું એક ટીપું પરસેવો પડે છે ત્યાં તેઓ પોતાના કલેજાને કાપીને તેનો એક પ્યાલો લોહી કાઢીને તેના વડે તે પરસેવાનાં બિંદુઓને ધૂએ છે. એજ લક્ષ્મણનો જ્યારે શ્રીરામચંદ્રજીએ ગુપ્તવેશધારી યમરાજના કહેવાથી પરિત્યાગ કરી દીધો, અને તેઓ-શ્રીરામના વહાલા ભાઇ સુમિત્રાનંદન મહારાજ દશરથના પ્રિયપુત્ર સરયૂ નદીમાં ડૂબીને પોતાના પ્રાણ ગુમાવે છે, ત્યારે હૃદય ફાટવા લાગે છે. તેથી પણ વધારે કરુણાપૂર્ણ દૃશ્ય તો એ છે કે, જ્યારે શ્રીરામચંદ્રજી પણ પોતાના ભાઇઓની સાથે તેજ પ્રકારે સરયૂમાં શરીરને ડૂબાડીને પોતાના નિત્ય ધામે પધારે છે. સાચેજ, એ બન્ને મહાકવિઓએ એ કરુણાપૂર્ણ પ્રસંગો લખીને કરુણાની એક અવિચ્છિન્ન ધારા વહાવી દીધી છે, જે એ ગ્રંથોના વાચકોના અશ્રુજળથી સદા વધતીજ રહે છે. મહાભારત અને રામાયણનાં એજ બે સ્થાન મને ઘણાં પ્રિય છે. એનાં હૃદયવિદારક પ્રકરણો જ્યારે હું વાંચું છું, ત્યારે હૃદય કંઇક દ્રવિત થાય છે અને શ્રીરામકૃષ્ણની લીલાઓની કંઇક કંઇક ઝલક દેખાવા લાગે છે.

આ અમારા જેવા નીરસ હૃદયવાળાઓ માટે છે. જેઓ ભગવત્કૃપાપાત્ર છે, જેમનાં હૃદય કોમળ છે, જેઓ રસિક છે, ભાવિક છે, પ્રેમી છે અને શ્રીરામ-કૃષ્ણના અનન્ય ઉપાસક છે તે બધાને માટે આ પ્રકરણ ઘણુંજ અસહ્ય છે. તેમના મત પ્રમાણે તો શ્રીરામકૃષ્ણ કદી અદૃશ્ય થયાજ નથી; તેઓ નિત્ય છે, શાશ્વત છે. આત્માથી નહિ, તેઓ શરીરથી પણ હજુ જેમના તેમજ વિરાજમાન છે. તેથી શ્રીમદ્વાલ્મીકિ રામાયણના પારાયણમાં ઉત્તરકાંડ છોડી દેવામાં આવે છે. વૈષ્ણવો રાજગાદી થયા પછીજ રામાયણની સમાપ્તિ સમજે છે અને ત્યાંજ રામાયણની નવાહ

(નવદિવસની કથા )સમાપ્ત થઇ જાય છે. ગોસ્વામી તુલસીદાસજીએ તો આ પ્રકરણને તદ્દન છોડીજ દીધું છે. ભલા, તેઓ પોતાની કોમળ અને ભક્તિભરી લેખિનીથી સીતા માતાનો પરિત્યાગ, તેમનુ પૃથ્વીમાં સમાઈ જવુ અને ગુપ્તાર ઘાટ ઉપર રામના નાના ભાઇ લક્ષ્મણનું અંતર્ધાન થવું, એ હૃદયવિદારક પ્રકરણોને કેમ કરીને લખી શકે?

એજ પ્રકારે શ્રીચૈતન્ય ચરિત્રના લેખકોએ પણ શ્રીચૈતન્યની અંતિમ અદર્શન લીલાનુ વર્ણન નથી કર્યું. બધા આ વિષયમાં મૌનજ રહ્યા છે. હા, "ચૈતન્ય મંગલ" કારે કંઇક થોડુંક વર્ણન અવશ્ય કર્યું છે, એ અદર્શનની દૃષ્ટિથી નહિ. તેમાં શ્રીચૈતન્યદેવ સંબંધી બધી કરામતવાળી અલૌકિક ચમત્કારપૂર્ણ ઘટનાઓનુજ વર્ણન કરવામાં આવ્યું છે. તેથી તેમનુ શરીર સામાન્ય લોકની પેઠે શાંત થયું નથી, એજ દૃષ્ટિએ અલૌકિક ઘટના સમજીનેજ તેનુ વર્ણન કરવામા આવ્યું છે, નહિ તો બધા વૈષ્ણવો આ દુઃખદાયી પ્રસંગ સાંભળતજ નહિ. કોમળ પ્રકૃતિના વૈષ્ણવો ભલા એ સાંભળી પણ કેમ શકે? તેથી ભૌતિક ઘટનાઓનેજ સત્ય અને ઈતિહાસ માનનારા એક મહાનુભાવે લખ્યું છે કે "શ્રીચૈતન્યદેવના ભક્તોની અંધભક્તિએ શ્રીચૈતન્યદેવના મૃત્યુ સંબંધમાં તદ્દન પડદો નાખી દીધો છે." એ ભોળા ભાઇને ખબર નથી કે, ચૈતન્ય તો નિત્ય છે. ભલા, ચૈતન્યનું કદી પણ મૃત્યુ થઇ શકે છે? જે પ્રકારે અગ્નિ કદી બુઝાતો નથી, તેજ પ્રમાણે ચૈતન્ય પણ કદી મરતા નથી, અજ્ઞાની પુરુષજ તેમને બુઝાયેલા અને મરેલા સમજે છે. અગ્નિ તો સર્વવ્યાપક છે, વિશ્વ તેના ઉપર અવલંબેલુ છે. સંસારમાથી અગ્નિતત્ત્વ કાઢી નાખો, તેજ ક્ષણે પ્રલય થઇ જશે. શરીરના-પેટના અગ્નિને શાંત કરી દો, તેજ ક્ષણે શરીર ઠંડુ થઇ જશે. સર્વવ્યાપક અગ્નિને આધારેજ આ વિશ્વ ઉભું છે. એ આપણને આ ચર્મચક્ષુઓથી સર્વત્ર પ્રત્યક્ષ દેખાતો નથી. બે લાકડાં ઘસો, અગ્નિ પ્રત્યક્ષ થઇ જશે. એજ પ્રકારે ચૈતન્ય સર્વત્ર વ્યા-

પક છે. ત્યાગ, વૈરાગ્ય અને પ્રેમનો આશ્રય લ્યો; ચૈતન્ય પ્રત્યક્ષ થઇને ઉંચે હાથ ઉઠાવી ઉઠાવીને નૃત્ય કરવા લાગશે. જેનું જીવન અગ્નિમય હોય, જે શ્રીકૃષ્ણપ્રેમમાં તરફડતો દૃષ્ટિગોચર થતો હોય, જેના શરીરમાં ત્યાગ, વૈરાગ્ય અને પ્રેમે ઘર કરી લીધું હોય, જે બીજાઓની નિંદા અને દોષ-દર્શનથી દૂર રહેતો હોય, ત્યાં સમજી લ્યો કે શ્રીચૈતન્ય પ્રત્યક્ષ પ્રગટ થઇ ગયા છે. જો સાચેજ ચૈતન્યનાં દર્શન કરવાના તમે ઉત્સુક હો, તો એજ સ્થાનોમાં ચૈતન્યનાં દર્શન થઇ શકશે. પરંતુ એ બધી વાતો તો જ્ઞાનની છે. ભક્તને એટલો અવકાશ કયાંથી હોય કે જ્ઞાનની વાતોનું શ્રવણ કરે. તે તો શ્રીચૈતન્યચરિત્રજ સાંભળવા ઈચ્છે છે. તેનામાં એટલો પુરુષાર્થ કયાંથી ? તેનો પુરુષાર્થ તો એટલોજ છે કે તે ભક્તરૂપમાં યા ભગવાનરૂપમાં શ્રીકૃષ્ણે જે જે લીલાઓ કરી છે, તેનેજ વારંવાર સાંભળવા ઇચ્છે છે; તેની બધી લીલાઓ સાંભળવાની ઇચ્છા નથી. શ્રીકૃષ્ણની બધી લીલાઓનો પાર તો તેઓ પોતેજ જાણતા નથી, તો પછી બીજો કોઇ તો જાણીજ શું શકે? ભક્ત તો ઇચ્છે છે કે ગમે તો કૂવામાંથી લાવી દો યા ઘડામાંથી, મને તો એક લોટાનીજ તરસ છે. નદીએથી લાવશો તો પણ એકજ લોટો પીશું અને ઘડામાંથી આપશો તોપણ એટલુંજ. સમુદ્રમાંથી લાવો તો સંભવ છે કે અમારાથી પીવાશે પણ નહિ. કેમકે તેનુ પાન તો કોઇ અગસ્ત્ય જેવા મહાન પુરુષજ કરી શકે છે. તેથી ભાવિક ભક્ત હમેશાં શ્રીકૃષ્ણ અને તેના બીજા સ્વરૂપ શ્રીકૃષ્ણભક્તોનીજ લીલાઓનું શ્રવણ કર્યા કરે છે. તેમનું કોમળ હૃદય એ અપ્રકટ અને અદૃશ્ય લીલાઓનું શ્રવણ કરી શકતું નથી. કેમકે શિરીષકુસુમ સમાન-લજામણીનાં પાન જેવું તેમનું હૃદય તરતજ દ્રવિત થઇ જનાર હોય છે. આ વાત પણ પરમ ભાવિક ભકતોની છે, પરંતુ અમારા જેવા વજ્રહૃદયવાળા માણુસો શું કરે? ભક્તનું તો લક્ષણજ એજ છે કે ભગવન્નામના શ્રવણમાત્રથીજ ચંદ્રકાંતમણિના સરખાં તેનાં બે નેત્રો વહેવા લાગે

છે. આંસુ એજ ભક્તનુ આભૂષણ છે, આંસુમાંજ શ્રીકૃષ્ણ છુપાઈ રહે છે. જે આંખમાં આંસુ નથી ત્યાં કૃષ્ણ નથી. ત્યારે અમે શું કરીએ? અમારી આંખોમાં તો આંસુ આવતાંજ નથી. હા, આવાં આવાં હૃદયવિદારક પ્રકરણો અમે કોઇ વાર વાંચીએ છીએ તો બે–ચાર બિંદુ આપોઆપજ નીકળી પડે છે, તેથી ભક્તોને દુઃખ દેવા માટે નહિ, અમારી આંખો પવિત્ર કરવા માટે, અમારા વજ્ર જેવા હૃદયને પીગળાવવા માટે અમે અત્રે ઘણા સક્ષેપમાં શ્રીચૈતન્યદેવના અદૃશ્ય થયાનુ યતિકચિત વૃત્તાંત લખીએ છીએ.

ચોવીસ વર્ષ નવદ્વીપમાં રહીને ગૃહસ્થાશ્રમમાં અને ચોવીસ વર્ષ સંન્યાસ લઇને પુરી વગેરે તીર્થો સ્થાનોમાં પ્રભુએ ગાળ્યાં. સંન્યાસ લઇને છ વર્ષો સુધી તેઓ તીર્થોમાં ભ્રમણ કરતા રહ્યા અને અંતે અઢાર વર્ષ પર્યંત અચલ શ્રીજગન્નાથજીના રૂપમાં પુરીમાંજ રહ્યા. બાર વર્ષો સુધી નિરંતર દિવ્યોન્માદની દશામાં રહ્યા. તેનો કંઇક આભાસ વાચકોને પાછલાં પ્રકરણોમાં મળી ચૂક્યો છે. જેમણે પ્રાર્થના કરીને પ્રભુને બોલાવ્યા હતા તેમણેજ હવે સમસ્યા મોકલીને ગૌરહાટ ઉઠાવી લઈ તેનું વિસર્જન કરવાની રજા આપી દીધી. આ તરફ સ્નેહમયી શચીમાતા પણ આ સંસાર ત્યજીને પરલોકવાસી બની ગયાં. શ્રી ચૈતન્ય જે કાર્યને માટે જન્મ્યા હતા, તે કાર્ય પણ સુંદર રીતે પૂર્ણ થયુ હવે તેમણે લીલા સવરણ કરવાનો નિશ્ચય કરી લીધો. તેમના અંતરગ ભક્તો તો પ્રભુના રગ–ઢંગ જોઇનેજ અનુમાન કરતા હતા કે, પ્રભુ હવે અમારાથી અદૃશ્ય થવા ઇચ્છે છે. તેથી તેઓ હમેશાં જાગ્રત રહેતા હતા.

શાકે ૧૪૫૫ (સંવત ૧૫૯૦–ઇસ્વી. સન ૧૫૩૩)નો આષાઢ મહિનો હતો. રથયાત્રાનો ઉત્સવ જોવાને માટે ગૌડ દેશથી કેટલાક ભક્તો આવ્યા હતા. મહાપ્રભુ આજે બીજા દિવસો કરતાં ઘણા વધારે ગંભીર હતા. ભક્તોએ એટલી બધી ગંભીરતા તેમના જીવનમાં કદી જોઇ નહોતી. તેમના

લલાટમાંથી એક પ્રકારનું અદ્‌ભુત તેજ નીકળતું હતું, ઘણાજ એકાગ્ર ચિત્ત થઈને પ્રભુ સ્વરૂપ ગોસ્વામીના મુખેથી શ્રીકૃષ્ણકથા સાંભળતા હતા. એકદમ તેઓ જલદીથી ઉઠીને ઉભા થઈ ગયા અને જલદીથી એકલાજ શ્રી જગન્નાથજીના મંદિર તરફ દોડવા લાગ્યા. ભક્તોને પરમ આશ્ચર્ય થયું. મહાપ્રભુ આ પ્રકારે એકલા મંદિર તરફ કદી જતા નહોતા, તેથી ભક્તો પણ પાછળ પાછળ પ્રભુનાં ચરણકમળોને અનુસરતા અનુસરતા દોડવા લાગ્યા. આજે મહાપ્રભુ પોતાના નિત્યના નિયમિત સ્થાન ઉપર ગરુડસ્થંભ પાસે અટક્યા નહિ. તેઓ સીધા મંદિરના દરવાજા પાસે ચાલ્યા ગયા. બધા પરમ વિસ્મય પામ્યા. મહાપ્રભુએ એક વાર બારણા આગળથીજ તાકીને શ્રી જગન્નાથજી તરફ જોયું અને પછી જલદીથી તેઓ મંદિરમાં દાખલ થઈ ગયા. મહાન્ આશ્ચર્ય! નહિ બનેલી વાત! આવું પહેલાં કદી પણ થયું નહોતું, મંદિરનાં બધાં બારણાં આપોઆપજ બંધ થઈ ગયાં, મહાપ્રભુ એકલાજ મંદિરમાં હતા. બધા ભક્તો છાનામાના દરવાજા ઉપર ઉભા રહીને આ અલૌકિક દૃશ્ય ઉત્સુકતાપૂર્વક જોઈ રહ્યા હતા. ગુંચાભવનમાં એક પૂજા કરનાર ભાગ્યશાળી પૂજારી પ્રભુની આ અંતિમ લીલા પ્રત્યક્ષ જોઈ રહ્યો હતો. તેણે જોયુ કે, મહાપ્રભુ જગન્નાથજી સમક્ષ હાથ જોડીને ઉભા છે અને ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરે છે કેઃ—

હે દીનવત્સલ પ્રભો! હે દયામય દેવ! હે જગત્પિતા જગન્નાથ દેવ! સત્ય, ત્રેતા, દ્વાપર અને કળિ, એ ચારે યુગોમાં કળિયુગનો એકમાત્ર ધર્મ શ્રીકૃષ્ણનુ સંકીર્તનજ છે. હે નાથ! હવે આપ જીવો ઉપર એવી દયા કરો કે તેઓ હમેશાં આપનાં સુમધુર નામોનુ સંકીર્તન કરતા રહે. પ્રભો! હવે ઘોર કળિયુગ આવી ગયો છે, એમાં જીવોને આપનાં ચરણો સિવાય બીજો કોઈ આધાર નથી. એ અનાશ્રિત જીવો ઉપર કૃપા કરીને આપનાં ચરણકમળોનો આશ્રય આપો,” બસ, એટલું કહેતાં કહેતાં પ્રભુએ શ્રી જગન્નાથ-



પ્રભુ શ્રી જગન્નાથજીની મૂર્તિને ભેટી પડ્યા

મુ સ્નાનપ-અમ દા

જીની પ્રતિમાને આલિંગન કર્યું અને તેજ ક્ષણે તેઓ તેમાં લીન થઇ ગયા.

પૂજારી જલદીથી "પ્રભો ! આપ આ શું કરો છો ? દયાળો ! આ આપની કેવી લીલા છે" એમ કહેતો કહેતો પ્રભુને પકડવા દોડયો, પરંતુ પ્રભુ હવે ત્યાં કયાંથી ! તેઓ તો પોતાના મૂળ સ્વરૂપમાં મળી ગયા હતા. પૂજારી મૂર્છા ખાઇને ઢળી પડયો અને 'હા દેવ ! હે પ્રભો ! ! હે દયાળો !' કહીને જોરથી બૂમો પાડવા લાગ્યો. બારણે ઉભેલા ભકતોએ પૂજારીનુ કરુણ રુદન સાંભળીને જલદીથી બારણાં ખોલવા કહ્યું, પરંતુ પૂજારીને ભાનજ કયાં હતું ! ગમે તેમ ખૂબ ખૂબ કહ્યા પછી પૂજારીએ બારણાં ખોલ્યાં. ભકતોએ મંદિરમાં પ્રવેશ કર્યો અને પ્રભુને ત્યાં ન જોઇને અધીરા થઇને તેઓ પૂછવા લાગ્યા કે "પ્રભુ કયાં છે ?" પૂજારીએ તૂટી ફૂટી વાણીમા અચકાતાં અચકાતાં બધી કહાણી કહી સંભળાવી. સાંભળતાંજ ભકતોની જે દશા થઇ, તેનુ વર્ણન આ કાળા ગોંની લેખિની ભલા કેમ કરીને કરી શકે ? ભક્તો પછાડ ખાઇ ખાઇને પડવા લાગ્યા, કોઈ ભીંત સાથે માથું ઘસવા લાગ્યા, કોઇ પથ્થર વડે માથું પછાડવા લાગ્યા, કોઈ રડતાં રડતાં ધૂળમાં આળોટવા લાગ્યા. સ્વરૂપ ગોસ્વામી તો પ્રભુના બાહ્ય પ્રાણ હતા. તેઓ પ્રભુના વિયોગને કેમ કરીને સહન કરી શકે ? તેઓ છાનામાના સ્તબ્ધ થઇને ઉભા રહ્યા. તેમના પગ લથડવા લાગ્યા. ભકતોએ જોયું કે, તેમના મોંમાથી કંઇક ધૂમાડા જેવું નીકળે છે. તેજ સમયે ફડાક કરતો એક અવાજ થયો. સ્વરૂપ ગોસ્વામીનુ હૃદય ફાટી ગયું અને તેમણે પણ તેજ સમયે પ્રભુના માર્ગનું અનુસરણ કર્યું.

ભકતોને જગન્નાથપુરી હવે ઉજ્જડ નગરી જેવી જણાવા લાગી. કોઇએ તો તેજ સમયે સમુદ્રમાં કૂદી પડીને પ્રાણ ગુમાવી દીધા, કોઇએ કંઇક કર્યું અને ઘણા પુરી છોડીને જુદે જુદે સ્થળે ચાલ્યા ગયા. પુરીમાંથી હવે ગૌર

બજાર ઉઠી ગયું. વક્રેશ્વર પંડિતે ફરીથી તે જમાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેનો ઉલ્લેખ કરવો એ વિષયાંતર થઇ જશે. કોઈના જમાવવાથી બજાર થોડાંજ જામે છે? લાખ્ખો મઠ છે અને તેમાં લાખ્ખો ચરણ પૂજાવનારા મહંતો છે, તેમાં એ ચૈતન્યતા કયાં છે? સાપ તો ચાલી ગયો. પાછળ તેના લીસોટાને માર્યા કરો. એનાથી શું? આ પ્રકારે અડતાળીસ વર્ષ સુધી આ ધરતી ઉપર પ્રેમરૂપી અમૃતવૃષ્ટિ કર્યા પછી મહાપ્રભુ પોતાના સત્સ્વરૂપમાં જઇને સ્થિર થઇ ગયા. બોલો પ્રેમાવતાર ચૈતન્યદેવની જય! બોલો તેમના બધા વહાલા પાર્ષદો-સેવકોની જય! બોલો ભગવન્નામ-પ્રચારક શ્રી ગૌરચંદ્રની જય!

नामसंकीर्तनं यस्य सर्वपापप्रणाशनम् ।
प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम् ॥

(શ્રીમદ્ભાગવત, ૧૨-૧૩-૨૩)

અર્થાત્ "જેમના નામનું સુમધુર સંકીર્તન સર્વ પાપોનો નાશ કરનારૂ છે અને જેમને પ્રણામ કરવા એ બધાં દુઃખોનો નાશ કરનાર છે એ સર્વોત્તમ શ્રીહરિનાં ચરણકમળોમાં હું પ્રણામ કરૂ છું." ઇતિ શમ્.





# श्रीमती विष्णुप्रियादेवी

गौरशक्तिं महामायां नवद्वीपनिवासिनाम् ।
विष्णुप्रियां सती साध्वी तां देवी प्रणतोऽस्म्यहम् ॥
(પ્ર દ થ.)

અર્થાત્ "નવદ્વીપમાં નિવાસ કરનારી શ્રી ગૌરાંગદેવની શક્તિ મહામાયાસ્વરૂપિણી સતી-સાધ્વી શ્રી વિષ્ણુપ્રિયાદેવીને હું પ્રણામ કરૂ છુ."

આ વિશ્વ મહામાયા શક્તિનાજ આધારે અવલંબી રહેલુ છે શક્તિહીન સંસારની કલ્પનાજ થઇ શકતી નથી. સર્વશક્તિમાન શિવ પણ શક્તિ વગર શબ થઇને પડયા રહે છે જ્યારે તેમના જડ શબમા શક્તિદેવીનો સંચાર થાય છે, ત્યારે તેઓ શબમાથી શિવ બની જાય છે. શક્તિ ગુપ્ત રહે છે અને શક્તિમાન પ્રગટ થઇને પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી લે છે. યથાર્થમા તો એ શક્તિનીજ સાધના કઠોર છે. વનવાસી વીતરાગી તપસ્વીઓ કરતા ગુપ્ત રીતે સાધના કરનારી સતી-સાધ્વી, શક્તિરૂપિણી દેવીની તપસ્યાને હું વધારે શ્રેષ્ઠ માનુ છું. હૃદય ઉપર હાથ રાખીને તે સતીની તપશ્ચર્યાની કલ્પના તો કરો કે જે સંસારમાં રહેવા છતાં પણ સંસારથી તદ્દન અળગી રહે છે! તેનો સમસ્ત સંસાર-પતિની મનોહર મૂર્તિમાંજ સમાઈ જાય છે. તેની બધી ઇન્દ્રિયોના વ્યાપાર, ચિત્ત અને મનની ક્રિયાઓ એકમાત્ર પતિનેજ ખાતર થાય છે. પતિના રૂપનુ ચિંતન એજ તેના મનનો આહાર બની જાય છે. અહા! કેટલી ઉંચી સ્થિતિ થતી હશે? શું કોઇ શરીરને સૂકવીનેજ પોતાને કૃતકૃત્ય

માનનાર તપસ્વી આ ભયંકર તપસ્યાનું અનુમાન કરી શકશે?

ભગવાન બુદ્ધદેવના રાજ્યત્યાગની બધા પ્રશંસા કરે છે, પરંતુ એ સાધ્વી ગોપાનું કોઇ નામ પણ જાણતું નથી કે જે પોતાના પાંચ વર્ષના પુત્ર રાહુલને સંન્યાસી બનાવીને પોતે પણ રાજમહેલનો પરિત્યાગ કરીને પોતાના પતિ ભગવાન બુદ્ધદેવની સાથે ભિક્ષુણીના વેશમાં બારણે બારણે ભિક્ષા માગતી ફરી. પરમહંસ રામકૃષ્ણદેવના વૈરાગ્યની વાત બધા જાણે છે, પરંતુ પેલી ભોળી બાળા શારદાદેવીનું નામ ઘણા થોડા લોકો જાણે છે કે જે પાંચ વર્ષની અજ્ઞાન બાલિકાની દશામાં પોતાના પિયરનો ત્યાગ કરીને પોતાના ગાંડા પતિને ઘેર આવીને રહેવા લાગી હતી. પરમહંસદેવે જ્યારે પ્રેમના ગાંડપણમાં સંન્યાસ લીધો હતો, ત્યારે તે જગન્માતા પૂર્ણયુવતી હતાં. પોતાના પતિના ગાંડપણની વાતો સાંભળીને તે લોકલાજની કંઈ પણ પરવા નહિ કરતાં પોતાના સંન્યાસી સ્વામી સાથે રહેવા લાગ્યાં હતાં. કલ્પના તો કરો! યુવાવસ્થા, રૂપ-લાવણ્યયુક્ત પરમરૂપવાન પુરુષની સેવા, તે પણ એકાંતમાં અને તે પણ ચરણસેવાનું મહાન કાર્ય! પરમ આશ્ચર્યની વાત તો એ છે કે, તે પુરુષ પણ પરપુરુષ નહિ પોતાના સગા સ્વામીજ છે અને તેમ છતાં પણ કોઇ પણ પ્રકારનો મનમાં વિકાર ન આવવો! "कामश्चाष्टगुणः स्मृतः" અર્થાત્ સ્ત્રીઓમાં પુરુષો કરતાં આઠગણો કામનો વેગ હોય છે. આ પ્રમાણે કહેનાર કવિ કલ્પના તો કરે કે શું આવી ઘોર તપસ્યા પંચાગ્નિ તપવાની અને ઠંડીમાં સેંકડો વર્ષોસુધી જળમાં ઉભા રહેવાની તપસ્યાથી કંઈ ઓછી છે? અહા! એવી સતી-સાધ્વી દેવીઓનાં ચરણોમાં અમે કોટિ-કોટિ પ્રણામ કરીએ છીએ. મહાપ્રભુના ત્યાગવૈરાગ્યનું વર્ણન તો વાચકો પાછલાં પ્રકરણોમાં વાંચીજ ચૂકયા છે. પરંતુ તેમનાથી પણ વિશેષ ત્યાગ અને વૈરાગ્ય શ્રીમતી વિષ્ણુપ્રિયાજીનો હતો. પ્રભુની સાધના બધા ભક્તોની સન્મુખ થઇ, એથી ભક્તો દ્વારા તે સંસારને જણાઈ ગઇ, પરંતુ શ્રી વિષ્ણુપ્રિયાજીની સાધના ઘરની

અંદર એક ઉંડા ખૂણામાં નરનારીઓની દૃષ્ટિથી તદ્દન અલગ થઈ છે, તેથી તે તેટલી વધારે પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી શકી નથી; તેમની સાધનાના જે કંઇ થોડા ઘણા સમાચાર મળે છે, તે સાંભળીને રૂંવાં ઉભાં થઇ જાય છે. શું કોઇ પણ વ્યક્તિ આ પ્રકારની તપસ્યા કરી શકે? અબળા કહેવાતી નારીજાતિથી શું આટલી બધી તીવ્રતમ તપસ્યા સંભવી શકે છે? પરંતુ આમાં અવિશ્વાસ કરવા જેવું કંઇજ નથી. અદ્વૈતાચાર્યજીના પ્રિય શિષ્ય ઇશાન નાગરે પ્રત્યક્ષ જોઇને પોતાના પ્રસિદ્ધ ગ્રંથ "અદ્વૈત પ્રકાશ"માં તેનો ઉલ્લેખ કરેલો છે. એ તપસ્યાની વાત સાંભળીને તો તપસ્યા–કઠોરતાનું હૃદય પણ ફાટવા લાગશે. ઘણીજ કરુણ કહાણી છે.

મહાપ્રભુ સંન્યાસ લઈને ગૃહત્યાગી વૈરાગી બની ગયા, તેથી તે પતિપ્રાણા પ્રિયાજીને કેટલો બધો કલેશ થયો હશે, તે વિષય અવર્ણનીય છે, મનુષ્યની શક્તિ બહારની વાત છે. એક વાર વૃંદાવન જતી વખતે માત્ર વિષ્ણુપ્રિયાજીનીજ તીવ્ર વિરહ–વેદના શાંત કરવા માટે ક્ષણવાર માટે પ્રભુ પોતાના જૂને ઘેર પધાર્યા હતા. તે સમયે વિષ્ણુપ્રિયાજીએ પોતાના સંન્યાસી પતિનાં ચરણકમળોમા પ્રણામ કરીને તેમની પાસે જીવનના આધાર માટે કોઈ ચિહ્નની યાચના કરી હતી. દયામય પ્રભુએ પોતાનાં ચરણકમળોની પવિત્ર પાદુકાઓ તેજ સમયે પ્રિયાજીને આપી હતી અને તેનાજ દ્વારા જીવન ધારણ કરતા રહેવાનો ઉપદેશ આપ્યો હતો. પતિની પાદુકાઓ પામીને પતિપરાયણ પ્રિયાજીને પરમપ્રસન્નતા થઈ અને તેનેજ પોતાના જીવનની સાથી બનાવીને તેઓ પોતાના આ પંચભૌતિક શરીરને ટકાવી રહ્યાં. તેમનુ મન હમેશાં નીલાચલ જગન્નાથ પુરીના એક એકાંત સ્થાનમા કોઇ અરુણ રંગવાળાં બે ચરણોની વચમાં ભમ્યા કરતું હતું અને શરીર અહીં નવદ્વીપમાં રહેતું હતું. તેના દ્વારા તેઓ પોતાનાં વૃદ્ધ સાસુની હમેશાં સેવા કરતાં રહેતાં. શચી માતાના જીવનનો એકમાત્ર આધાર પોતાની વહાલી પુત્રવધૂનું કમળસમાન મ્લાન

સુખજ હતું. માતા તે મ્લાન મુખને વિકસિત અને પ્રફુલ્લિત કરવા માટે વિવિધ પ્રકારના પ્રયત્નો કરતી. પુત્રવધૂના સુવર્ણ જેવા શરીરને સુંદર સુંદર વસ્ત્ર અને આભૂષણોથી સજાવતી. પ્રભુનાં મોકલેલાં જગન્નાથજીનાં ઘણાંજ મૂલ્યવાન પટવસ્ત્ર તે તેને પહેરાવતી અને બીજા પણ વિવિધ પ્રકારથી તેને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરતી. પરંતુ વિષ્ણુપ્રિયાજીની પ્રસન્નતા તો પુરીના ગભીરા મંદિરના કોઇ ખુણામાં નૃત્ય કરી રહી છે, તે નવદ્વીપમાં ક્યાંથી આવે? શરીર તો તેમનાં એકજ છે, તેથી એ વસ્ત્રાભૂષણોથી વિષ્ણુપ્રિયાજીને સહેજ પણ આનંદ થતો નહિ. તેઓ પોતાના વૃદ્ધ સાસુની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા ઈચ્છતાં નહોતા. પ્રભુએ મોકલેલી પ્રસાદી-પટવસ્ત્રનું અપમાન ન થાય, એ ભયથી તેઓ તે મૂલ્યવાન વસ્ત્ર પણ પહેરી લેતાં હતાં અને આભૂષણો પણ પહેરી લેતાં, પરંતુ તે પહેરીને તે બહાર તો જતાંજ નહિ.

પ્રભુનો જૂનો નોકર ઇશાન હજુ સુધી પ્રભુને ઘેરજ હતો. શચી માતા તેના ઉપર પુત્રની પેઠે વહાલ કરતી હતી. તેજ પ્રિયાજી તથા માતાજીની સર્વ પ્રકારની સેવા કરતો હતો; ઇશાન ઘણો વૃદ્ધ થઈ ગયો હતો, તેથી પ્રભુએ વંશીવદન નામના એક બ્રાહ્મણને માતાની સેવા માટે વધારામાં મોકલી આપ્યો હતો. એ બન્નેય તન-મનથી માતા તથા પ્રિયાજીની બધી સેવા કરતા હતા. પ્રિયાજીની પાસે કાઞ્ચના નામની તેમની એક સેવિકા-સખી હતી. તે હમેશાં પ્રિયાજીની પાસેજ રહેતી અને તેમની હરેક પ્રકારે સેવા કરતી. દામોદર પંડિત પણ નવદ્વીપમાંજ રહીને માતાની દેખરેખ રાખ્યા કરતા અને વચમા વચમાં પુરી જઇને માતાજી તથા પ્રિયાજીના બધા ખબર કહી આવતા. વિષ્ણુપ્રિયાજી તે દિવસોમા ઘણુંજ ત્યાગમય જીવન ગાળતાં હતાં. દામોદર પંડિત મારફત પ્રભુ જ્યારે તેમના ઘોર વૈરાગ્ય અને કઠિન તપના સમાચાર સાંભળતા ત્યારે તેઓ મનોમન ઘણાજ પ્રસન્ન થતા.

વિષ્ણુપ્રિયાજીનું એકમાત્ર અવલંબન પેલી પ્રભુની પાદુકાઓજ હતી. પોતાના પૂજાગૃહમાં તેઓએ એક ઉચ્ચ આસન ઉપર તે પાદુકાઓને પધરાવી હતી અને હમેશાં ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરેથી તેની પૂજા કર્યા કરતાં હતાં. તેઓ નિરંતર—

હરે રામ હરે રામ રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

એજ મહામંત્ર જપ્યા કરતાં. તેમણે પોતાનો આહાર ઘણોજ ઓછો કરી દીધો હતો, પરંતુ શચીમાતાના આગ્રહ-થી તેઓ કોઈકોઇ વાર કંઇક વધારે ભોજન કરી લેતાં હતાં.

પુત્રશોકથી જર્જરિત થઇ ગયેલી વૃદ્ધ માતાનું હૃદય ફાટી ગયું હતું. પુત્રની દિવ્યોન્માદકારી અવસ્થા સાંભળીને તો તેમના હૃદયમાં જાણે કોઇએ ઝેરી બાણો ભોંકી દીધાં ન હોય ! એક દિવસ માતાએ આકુળવ્યાકુળ થઇને ભક્તોને કહ્યું કે "નિમાઇના વિરહદુઃખની જ્વાળા હવે મારા અંતઃકરણને તીવ્રતાથી સળગાવે છે, હવે મારૂં આ પાર્થિવ શરીર ટકી શકશે નહિ, તેથી મને ભગવતી ભાગીરથીને કિનારે લઇ જાઓ." ભક્તોએ જગન્માતાની આજ્ઞાનું પાલન કર્યું, અને તેઓ પોતે પોતાના ખભા ઉપર પાલખી ઉપાડીને માતાને ગંગાકિનારે લઇ ગયા, પાછળથી પાલખીમાં બેસીને વિષ્ણુપ્રિયાજી પણ ત્યાં પહોંચી ગયાં. પુત્રશોકથી તરફડતી માતાએ પોતાની વહાલી પુત્રવધૂને પોતાની પાસે બોલાવી. તેના હાથને પોતાના હાથ વડે ધીરે ધીરે પકડીને માતાએ દુઃખપૂર્વક પુત્રવધૂનું માથું ચૂમ્યું અને તેને કંઇક ઉપદેશ આપીને આ નશ્વર શરીરને છોડી દીધું. શચીમાતાના વૈકુંઠગમનથી બધા ભક્તોને અપાર દુઃખ થયું. સાસુની ક્રિયા કરાવીને પ્રિયાજી ઘેર પાછાં ફર્યાં. હવે તેઓ તદ્દન એકલાંજ રહ્યાં. ઇશાન, માતાની પહેલાંજ પરલોકવાસી થઈ ચૂકયો હતો; તેને પોતાની સ્નેહમયી માતાનું આ હૃદયવિદારક દૃશ્ય પોતાની આંખોથી ના જોવું પડયું.

ઘરમાં વંશીવદન હતો, અને દામોદર પંડિત પણ ઘરનાં કાર્યોની દેખરેખ રાખતા હતા. વિષ્ણુપ્રિયાજીનો વૈરાગ્ય હવે વળી વિશેષ વધી ગયો; હવે તેઓ રાતદહાડો પોતાના પ્રાણનાથના વિરહમાં તરફડતાં રહેતાં હતાં. હજુ માતાના વિયોગનું દુઃખ ઓછું થયું નહોતું એટલામાં પ્રિયાજીને એ હૃદયવિદારક સમાચાર મળ્યા કે, શ્રીગૌર પોતાની લીલા સંકેલીને પોતાના નિત્યધામમાં ચાલ્યા ગયા છે. આ અસહ્ય સમાચાર સાંભળીને તપસ્વિની વિષ્ણુપ્રિયાજી કાપેલી કેળની પેઠે જમીન ઉપર ઢળી પડયાં. તેમણે અન્નજળનો એકદમ પરિત્યાગ કરી દીધો. સ્વામિનીભક્ત વંશીવદન આવી દશામાં કેમ કરીને અન્ન લઈ શકે? તે પ્રિયાજીનો મંત્રશિષ્ય પણ હતો, તેથી તેણે પણ પોતાના મોંમાં અન્નનો દાણો મૂકયો નહિ. ભક્તોએ આવીને વિવિધ પ્રકારે વિનતિઓ કરી, પરંતુ પ્રિયાજીએ અન્નજળ લેવાનો સ્વીકાર કર્યો નહિ. જ્યારે સ્વપ્નમાં આવીને પ્રત્યક્ષ શ્રીગૌરાંગદેવે તેમને હજુ થોડા દિવસ વધારે શરીર ધારણ કરવાની આજ્ઞા આપી, ત્યારે તેમણે થોડું અન્ન લેવા માંડયું.

એક દિવસ પ્રિયાજી અંદર સૂતાં હતાં, વંશીવદન બહાર ઓસરીમાં સૂઈ રહ્યા હતો. તે સમયે તેણે સ્વપ્નમાં જોયુ કે, જાણે શ્રીગૌરાંગ પ્રત્યક્ષ આવીને કહી રહ્યા છે કે—"જે લીમડા નીચે મેં માતાનું સ્તનપાન કર્યું હતું, તેનીજ નીચે મારી કાષ્ઠની મૂર્તિ સ્થાપો, હું તેમાં આવીને રહીશ" વિષ્ણુપ્રિયા દેવી તેજ સમયે ચમકીને ઉઠી બેઠાં થયાં, પ્રાતઃકાળ થવાની તૈયારી હતી; વંશીવદન પણ જાગી ગયો અને તેણે પણ તેજ ક્ષણે બરાબર એજ સ્વપ્ન જોયુ હતું. જ્યારે બન્નેએ પરસ્પર એકબીજાને સ્વપ્નની વાત સંભળાવી, એટલે તરતજ લાકડાની મૂર્તિની સ્થાપનાની તૈયારી થવા લાગી. વંશીવદને એજ લીમડાનુ એક સુંદર લાકડું કાપીને સુતાર પાસે શ્રીગૌરાંગની એક ઘણીજ સુંદર મૂર્તિ બનાવરાવી. પંદર દિવસમાં મૂર્તિ તૈયાર થઈ ગઈ, વંશીવદને લોઢાની સળીવડે તેના ઉપર પોતાનું નામ કોતર્યું.

જ્યારે વસ્ત્રાભૂષણ પહેરાવીને શ્રીગૌરાંગની મૂર્તિને સિંહાસને પધરાવવામાં આવી, ત્યારે બધાને તેમાં પ્રત્યક્ષ શ્રીગૌરાંગનાં દર્શન થવા લાગ્યાં. વંશીવદને દૂર દૂરથી ભક્તોને બોલાવીને ખૂબ ધામધૂમથી તે મૂર્તિની સ્થાપના કરી અને એક ઘણો મોટો ભંડારો કર્યો. દેવી વિષ્ણુપ્રિયાજીએ શ્રીવિગ્રહની નિત્ય-નિયમિત પૂજા માટે પોતાના ભાઇ તથા ભાઇના પુત્ર યાદવનંદનને મંદિરમાં નીમ્યા. શ્રીવિષ્ણુપ્રિયાજી હમેશાં દર્શન કરવા જતાં હતાં અને વંશીવદન પણ તે મનોહર મૂર્તિનાં દર્શનથી પરમ પ્રસન્ન થતો હતો. એ મૂર્તિ હજુ સુધી નવદ્વીપમાં વિરાજમાન છે અને તેમના ગોસ્વામી પૂજારી એજ શ્રીયાદવનંદનાચાર્યના વંશજોમાંથી થાય છે. હાલમાં તેઓ બધા શ્રીમાન અને ધનવાન છે, ભક્તોમાં તેઓ મહાપ્રભુના સ્યાલકવંશના ગોસ્વામી કહેવાય છે.

થોડા સમય પછી વંશીવદન પણ આ અસાર સંસારનો પરિત્યાગ કરીને પરલોકવાસી થઇ ગયો. હવે પ્રિયાજીની બધી સેવાનો ભાર વૃદ્ધ દામોદર પંડિતના ઉપરજ આવી પડ્યો. પોતાના પ્રિય શિષ્યના વિયોગથી પ્રિયાજીને ઘણુજ દુ:ખ થયું અને હવે તેમણે ઘર બહાર નીકળવાનું પણ બંધ કરી દીધું પહેલાં અંધારામાં કાંચના સાથે ગંગાસ્નાન જવામાટે તેઓ ઘાટ ઉપર જતાં હતાં, પરંતુ હવે ઘરમાંજ ગંગાજળ મંગાવીને સ્નાન કરવા લાગ્યાં. કોઇ પણ પુરુષ તેમનાં દર્શન કરી શકતો નહિ. તેમણે આમ તો જીવનભરમાં કદી પણ પરપુરુષ સાથે વાતો કરી નહોતી, પરંતુ હવે તેમણે ભક્તોને પણ દર્શન આપવાનું બંધ કરી દીધું. સાંજના વખતે પડદાની આડમાંથી ભક્તોને તેમનાં ચરણોનાં દર્શન થતાં હતાં. એ અરુણ રંગનાં કોમળ ચરણકમળોનાં દર્શનથીજ ભક્તો પોતાને કૃતકૃત્ય માનતા.

શ્રીમદ્ અદ્વૈતાચાર્યજી હજી જીવતા હતા. વૃદ્ધાવસ્થાને કારણે તેમનું શરીર ઘણુંજ જર્જરિત થઇ ગયું હતું. તેમણે જ્યારે વિષ્ણુપ્રિયાજીના આવા કઠોર તપની વાત

સાંભળી, ત્યારે તો તેમણે પોતાના પ્રિય શિષ્ય ઇશાન નાગરને પ્રિયાજીના સમાચાર લઇ આવવા માટે નવદ્વીપ મોકલ્યો. શાંતિપુરથી નાગરજી આવ્યા. ત્યાં દામોદર પંડિત અને શ્રીવાસ પંડિતને મળીને તેમણે જગન્માતા શ્રીવિષ્ણુપ્રિયાજીનાં દર્શનની ઇચ્છા પ્રગટ કરી. દામોદર પંડિત ઇશાન નાગરને પ્રિયાજીના અંતઃપુરમાં લઇ ગયા, અને તેઓ પ્રિયાજીનાં ચરણકમળોનાં દર્શનોથી કૃતાર્થ થયા. તે દિવસોમાં પ્રિયાજીનું તપ અલૌકિક થઇ રહ્યું હતું. તેઓ હમેશાં પૂજા-મંદિરમાંજ બેસી રહેતાં. એક વાસણ ચોખા ભરીને સામે રાખતાં અને બીજા વાસણને ખાલીજ રાખતાં. પ્રાતઃકાળે સ્નાન કરીને તેઓ મહામંત્રનો જપ કરવા બેસતાં. એક વાર—

હરે રામ હરે રામ રામ રામ હરે હરે,
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

—આ સોળ નામોવાળો મંત્ર બોલતાં અને એક ચોખો પેલા ખાલી વાસણમાં નાખતાં. આ પ્રકારે ત્રીજા પહોર સુધી તેઓ હમેશાં જપ કરતાં રહેતાં. જપની સંખ્યા સાથે નાખેલા તેટલાજ ચોખા ત્રીજે પહોરે રાંધતાં. તેમાં ન તો મીઠું નાખતાં કે ન તો દાળ બનાવતાં. બસ, તેમાંથીજ થોડા ચોખાનો ભોગ ધરાવીને પ્રસાદરૂપે જમતાં અને બાકી થોડોક ભકતોને પ્રસાદ વહેંચવા માટે થાળીમાં રાખતાં તે કાઞ્ચના ભકતોને વહેંચી દેતી. વાચક ! અનુમાન તો કરો, બત્રીસ અક્ષરવાળો આ મંત્ર જપવાથી કેટલા ચોખા ત્રીજા પહોર સુધીમાં થતા હશે ? તેનેજ દાળ-શાક વિના ખાવા અને પ્રસાદ માટે બાકી પણ રાખવા ! અલ્પાહારની અહીં હદજ આવી ગઇ ! ઇશાન નાગરે પોતાના 'ચૈતન્યપ્રકાશ' નામના ગ્રંથમાં પોતેજ વર્ણન કર્યું છે કે—

વિષ્ણુપ્રિયા માતા શચીદેવીર અંતર્ધાને;
ભક્તદ્વારે દ્વારરુદ્ધ કૈલા સ્વેચ્છા ক্রমે.
તાર આજ્ઞા વિના તાને નિષેધ દર્શને;
અત્યંત કઠોર વ્રત કરિલા ધારણે.

પ્રત્યૂષેતે સ્નાન કરિ કૃતાહ્નિ હય્યા;
હરિનામ કરિ કિછૂ તંડલ લય્યા.
નામ પ્રતિ એક તંડલ મૃત–પાત્રે રાખય;
હેન મતે તૃતીય પ્રહર નામ લય.
જપાન્તે સેઈ સંખ્યાર તંડલ માત્ર લય્યા;
યત્ને પાક કરે મુખ વસ્ત્રેતે બાન્ધિયા.
અલવણ અનુપકરણ અન્ન લય્યા;
મહાપ્રભુર ભોગ લગાય કાકુતિ કરિયા.
વિવિધ વિલાપ કરિ દિયા આચમની;
મુષ્ટિક પ્રસાદ માત્ર ભુન્જેન આપનિ.
અવશેષે પ્રસાદાન્ન બિલાય ભક્તેરે;
એછન કઠોર વ્રત કે કરિતે પારે.

અર્થાત્ “ શચી માતાના અંતર્ધાન થઈ ગયા પછી શ્રી વિષ્ણુપ્રિયાદેવી ભક્તો દ્વારા પોતાના ઘરનાં બારણાં બંધ કરાવી લેતાં હતાં. બારણું ઉઘડાવવા ન ઉઘડાવવાનો અધિકાર તેમણે પોતેજ પોતાને હસ્તક રાખ્યો હતો. તેમની આજ્ઞા વિના કોઈ પણ તેમનાં દર્શન કરી શકતું નહોતું. તેમણે ઘણુંજ કઠોર વ્રત ધારણ કરી રાખ્યું હતું. પ્રાતઃકાળે નિત્યકર્મોથી નિવૃત્ત થઈને તેઓ હરિનામ–જપ કરવા માટે થોડા ચોખા પોતાની આગળ રાખતાં હતાં અને દરેક મંત્રે એક એક ચોખો માટીના વાસણમાં નાખતાં જતાં હતાં. આ પ્રકારે તેઓ ત્રણ પહોર સુધી જપ કરતાં હતાં. પછી ત્રીજે પહોરે યત્નપૂર્વક વસ્ત્રથી મુખ બાંધી લઈને તે ચોખા રાંધતાં હતાં. મીઠા વિના અને દાળ–શાક વિનાના એ ભાતનો મહાપ્રભુને ભોગ ધરાવતાં, જાતજાતનાં સ્નેહ–વચનો કહેતાં, સ્તુતિ–પ્રાર્થના કરીને વિવિધ પ્રકારના વિલાપ કરતાં અને અંતે આચમની વડે તેનું પ્રક્ષાલન કરીને તેમાંથી એક મુઠ્ઠી ભાત પ્રસાદ સમજીને જમી લેતાં. બાકી રહેલો પ્રસાદ ભક્તોને વહેંચી દેવામાં આવતો હતો. ‘આ પ્રકારનું કઠોર વ્રત કોણ કરી શકે?” સાચેજ, કોઇ પણ આ વ્રત ન કરી શકે. શ્રી ગૌરાંગની અર્ધાંગના! ખરેખર, આપનું આ વ્રત આપના જેવી તપસ્વિની પ્રણયિનીને

અનુરૂપજ છે. માતા ! તમારાજ તપથી તો ગૌરભક્તો તપ અને વ્રતના કડક નિયમો શીખ્યા છે. અમારી માતાઓ તમને પોતાના આદર્શરૂપ બનાવી લે તો આ અશાંતિપૂર્ણ સંસાર સ્વર્ગથી પણ વધુ સુખકર અને આનંદપ્રદ બની જાય.

શ્રી ઇશાન નાગરે પ્રિયાજીની બધી હકીકત પોતાના પ્રભુ અદ્વૈતાચાર્યને જઇને કહી. આચાર્યે તે બધું સાંભળીને કંઇક બીજી બાજુ ધ્યાન હોય તેમ કહ્યું કે " ઠીક, જેવી શ્રી કૃષ્ણની ઇચ્છા."

અવધૂત નિત્યાનંદજી પણ જાહ્નવી અને વસુમતી નામની પોતાની બન્ને પત્નીઓને ત્યજીને પરલોકવાસી થઇ ચૂકયા હતા. વસુમતીને ખોળે વીરચંદ્ર નામનો એક પુત્ર હતો અને જાહ્નવી નિઃસંતાન હતી. જાહ્નવીદેવી ભણેલી ગણેલી અને દેશકાળને સમજનારી હતી. પતિની પાછળ ભક્તોને મંત્રદીક્ષા પણ તેજ આપતી હતી. તે આજ સુધી શ્રી વિષ્ણુપ્રિયાજીને કદી મળી નહોતી. પોતાના પતિ અવધૂત નિત્યાનંદજી દ્વારા તે વિષ્ણુપ્રિયાજીના ગુણો સાંભળ્યા કરતી હતી. હવે જ્યારે એ બન્નેએ વિષ્ણુપ્રિયાજીના આવા કઠોર તપની વાત સાંભળી ત્યારે તો શ્રી વિષ્ણુપ્રિયાજીનાં દર્શનની તેમની ઇચ્છા પ્રબળ થઇ. તે બન્ને શાંતિપુરમાં શ્રી અદ્વૈતાચાર્યને ઘેર આવી અને ત્યાંથી અદ્વૈતાચાર્યજીનાં ગૃહિણી શ્રી સીતાદેવીને સાથે લઇને વિષ્ણુપ્રિયાજીના દર્શને ચાલી. નવદ્વીપમાં તેઓ વંશીવદનને ઘેર ઉતરી. અમે પહેલાંજ બતાવી ચૂકયા છીએ કે, વંશીવદન આ અસાર સંસારને સદાને માટે ત્યજી ગયા હતા, તેમને ચૈતન્યદાસ અને નિતાઇદાસ એ બે પુત્ર હતા. મોટા પુત્રને તે દિવસોમાં એક પુત્ર થયો હતો. તેનુ નામ કુટુંબીઓએ રામચંદ્ર રાખ્યું હતું. આગળ ઉપર એજ રમાઇ પંડિતના નામથી પ્રસિદ્ધ થયા. એમનામાં વંશીવદનનો અંશ માનવામાં આવે છે.

વિષ્ણુપ્રિયાજીએ અવધૂતની ધર્મપત્નીઓના આગ-

મનના સમાચાર સાંભળ્યા. તેમણે એ બિચારીઓને પહેલાં કદી જોઈ નહોતી. હા, તેઓ સાંભળતાં હતાં ખરાં કે, અવધૂત હવે ગૃહસ્થાશ્રમી બનીને રહે છે. પ્રિયાજી બહાર તો નીકળતાંજ નહોતાં, પરંતુ જ્યારે તેમણે અવધૂતની ગૃહિણીઓના અને સીતાદેવીના સમાચાર સાંભળ્યા ત્યારે તો પોતાના પ્રિય શિષ્ય વંશીવદનને ઘેર જવામાં કંઈજ અગવડ માની નહિ. વંશીવદન તેમના પુત્ર જેવો હતો, વંશીવદનનો પુત્ર ચૈતન્યદાસ પણ પ્રિયાજીનાં ચરણોમાં ઘણીજ ભક્તિ રાખતો હતો. તેના ઘરને કૃતાર્થ કરવા અને તેના પુત્ર રામચંદ્રને જોવા તથા સીતાદેવી વગેરેને મળવાને માટે પ્રિયાજી ચૈતન્યદાસને ઘેર પધાર્યાં. ચૈતન્યદાસનુ ઘર પ્રિયાજીના ઘરથી ઘણુજ પાસે હતું. પ્રિયાજીના પધારવાથી પરિવારના બધા લોકોના હર્ષનું ઠેકાણું રહ્યું નહિ. નિત્યાનંદજીનાં પત્ની જાહ્નવીદેવીએ ઉઠીને વિષ્ણુપ્રિયાજીનુ સ્વાગત કર્યું. બન્નેય મહાપુરુષોની અર્ધાંગનાઓ બે સગી બહેનોની પેઠે પરસ્પર હૃદય સાથે હૃદય મેળવીને મળી. પછી જાહ્નવીદેવી પ્રિયાજીને એકાંતમાં લઇ જઈને તેમની સાથે સ્નેહની વાતો કરવા લાગ્યાં. જાહ્નવીએ પ્રિયાજીના કોમળ હાથને પોતાના હાથમાં લેતાં લેતાં કહ્યુ કે "બહેન! તમે આટલું કઠોર તપ કેમ કરો છો? આ શરીર આમ સૂકવી નાખવાથી શો લાભ? આજ શરીરથી તમે હરિનામ લઇ શકો છો. બહેન! તમારી આવી દયાજનક દશા જોઈને મારી છાતી ફાટી જાય છે. મારા પતિ મહાપ્રભુની આજ્ઞાથી અવધૂત વેષ છોડીને ગૃહસ્થ બની ગયા હતા. તેમને આટલી બધી કઠોરતા પસંદ નહોતી. મારા પતિ મને અંતિમ સમયે કહેતા ગયા હતા કે, શરીરને દુઃખ દેવું બરાબર નથી, ઘણી કઠોરતા કામની નથી."

ધીરે ધીરે આંખોમાં આંસુ લાવીને પ્રિયાજીએ કહ્યું: "બહેન! તું તારા પતિની આજ્ઞાનું પાલન કર. મારા પતિ તો ભિક્ષુ બનીને-ભિક્ષા ઉપર નિર્વાહ કરીને, સ્ત્રીઓના સ્પર્શથી દૂર રહીને ઘોર તપસ્વીની પેઠે જીવનપર્યંત રહ્યા

હતા. તેમણે પોતાના શરીરને કદી સુખ આપ્યું નથી. હું તો જેટલું બનશે તેટલું શરીરને સૂકવીશ." આ પ્રમાણે કહેતાં કહેતાં પ્રિયાજી રુદન કરવા લાગ્યાં.

આ પછી જઇને તેમણે સીતાજીનો ચરણસ્પર્શ કર્યો. સીતામાતાએ તેમના હાથ પકડતાં પકડતાં કહ્યુંઃ "તમે ગૌરાંગનાં ગૃહિણી છો, જગન્માતા છો, તમે મારા પગને અડકો નહિ." વિષ્ણુપ્રિયાજી અધીરાં થઇ ગયાં અને વૃદ્ધ સીતામાતાને વળગી પડયાં. સીતામાતાએ તેમના મસ્તકને ખોળામાં રાખીને કહ્યું કે "આ કમળવદનને જોઇનેજ હું ગૌરાંગના દુઃખને ભૂલી જાઉં છું. વિષ્ણુપ્રિયે ! તમે આટલું બધું તપ ના કરો. મારા વૃદ્ધ પતિ તમારા આ કઠોર વ્રતથી હમેશાં ખિન્ન રહે છે." વિષ્ણુપ્રિયાજીનાં બન્ને કમળસમાન મોટાં મોટાં નેત્રોમાંથી સતત અશ્રુ વહ્યા કરતાં હતાં. સીતામાતા તે પોતાના સાડીના છેડાથી લૂછી નાખતાં અને તેજ ક્ષણે તે પાછાં ભરાઇ આવતાં. સીતાદેવીનાં વસ્ત્ર ભીંજાઇ ગયાં, પરંતુ વિષ્ણુપ્રિયાજીનાં નેત્રોનાં આંસુ અટકયા નહિ. રડતાં રડતાં તેમણે સૌ કોઇની વિદાય લીધી. જાહ્નવીદેવીએ પૂછયું "બહેન ! હવે કયારે મળશો ?"

પોતાનાં આંસુથી જાહ્નવીદેવીના વક્ષઃસ્થળને ભીંજવતાં વિષ્ણુપ્રિયાજીએ કહ્યું "હવે મળવાનુ કેવું ? જેવી ઇશ્વિરેચ્છા." આટલું કહેતાં કહેતાં પ્રિયાજીએ રડતાં રડતાં જાહ્નવીદેવી અને વસુમતીદેવીને આલિંગન કર્યું, સીતામાતાનો ચરણસ્પર્શ કર્યો અને તેઓ ઘેર ચાલ્યાં ગયાં.

હવે વિષ્ણુપ્રિયાજીનો વિયોગ દિવસે દિવસે વધુ ને વધુ વધવા લાગ્યો. હવે તેઓ રાતદહાડો રડયાજ કરતાં હતાં. કાઞ્ચના તેમને શ્રીચૈતન્યલીલાઓ સંભળાવીને સાંત્વના આપ્યા કરતી હતી, પરંતુ વિષ્ણુપ્રિયાજીનુ હૃદય પોતાના પતિની પાસે પતિલોકમાં જવા માટે તરફડતું હતું. તેથી રાતદહાડો તેમનાં નેત્રોમાંથી અશ્રુધારાજ વહ્યા કરતી હતી.

ફાગણની પૂનેમ હતી, ચૈતન્યદેવનો જન્મદિવસ હતો. વિષ્ણુપ્રિયાજીની અધીરાઇ આજે બીજા દિવસો કરતાં વધુ પ્રમાણમાં વધી ગઇ હતી. તેઓ ગાંડાના પેઠે "હા પ્રાણનાથ! હા હૃદયરમણ! હા જીવનસર્વસ્વ!" કહીને ઉંડા ઉંડા નિસાસા નાખતાં હતાં. કાંચ્ચના તેમની આવી દશા જોઇને ચૈતન્યચરિત્ર સંભળાવી સંભળાવીને સાંત્વના આપવા લાગી, પરંતુ આજે તેઓ શાંત થતાંજ નહોતાં. થોડી વાર પછી તેમણે કહ્યુ કે "કાન્ચને! તું યાદવને તો બોલાવી લાવ, આજે હું તેમની મૂર્તિનાં અંદરથી દર્શન કરવા ઇચ્છું છું."

કાન્ચનાએ તેજ સમયે આજ્ઞાનુ પાલન કર્યું. તે જલદીથી યાદવાચાર્ય ગોસ્વામીને બોલાવી લાવી. આચાર્યે મંદિરનાં બારણાં ઉઘાડયા. લાંબા લાંબા શ્વાસ લેતાં, વસ્ત્રથી શરીરને ઢાંકતાં વિષ્ણુપ્રિયાદેવીજીએ મંદિરમાં પ્રવેશ કર્યો અને થોડી વાર એકાંતમાં રહેવાની ઇચ્છાથી બારણાં બંધ કરાવી દીધાં. યાદવાચાર્યે બારણા બંધ કરી દીધાં. કાન્ચના બારણે ઉભી રહી. જ્યારે ઘણી વાર થઈ ગઇ ત્યારે કાન્ચનાએ વ્યગ્રતાપૂર્વક આચાર્યને બારણાં ઉઘાડવાને કહ્યુ. આચાર્યે ડરતાં ડરતાં બારણાં ઉઘાડયા. બસ, હવે ત્યાં શું હતું? શ્રીવિષ્ણુપ્રિયાજી તો પોતાના પતિની સાથે એક થઇ ગયા હતાં, તેમના પછી ફરીથી કોઇને શ્રીવિષ્ણુપ્રિયાજીના આ ભૌતિક શરીરના દર્શન થયાં નહિ. મંદિરને શૂન્ય જોઇને કાન્ચના ચીસ પાડીને બેભાન થઇ જવાથી પડી ગઇ, બધા ભકતો હાહાકાર કરવા લાગ્યા. "હા ગૌર! હા વિષ્ણુપ્રિયે!" ના કરુણાભર્યા ધ્વનિથી દિશાઓ ભરાઇ ગઈ અને ભકતોના કરુણ આક્રંદથી આકાશમંડળ ગાજવા લાગ્યુ.





# श्री श्रीनिवासाचार्यजी

गौरशक्तिधरं सौम्यं सुन्दरं सुमनोहरम् ।
गोपालानुगतं विज्ञं श्रीनिवासं नमाम्यहम् ॥
(પ્ર. દ. ધ.)

અર્થાત્ જે સાક્ષાત્ શ્રીચૈતન્યદેવના પ્રેમના બીજા સ્વરૂપ ગણાય છે, જે ચૈતન્યદેવ સમાનજ સુંદર, સૌમ્ય અને લોકોના મનને બળાત્કારે પોતાની તરફ ખેંચી લેનારા હતા, તે આચાર્યપ્રવર શ્રી ગોપાલ ભટ્ટજીના પ્રિય શિષ્ય શ્રી શ્રીનિવાસાચાર્યના ચરણોમાં હું પ્રણામ કરૂ છું.

આચાર્ય શ્રીનિવાસજીના પૂજ્ય પિતૃદેવ શ્રીચૈતન્યદાસ બર્દવાન જીલ્લામાં આવેલા ચાકંદી નામના ગામમાં રહેતા હતા. તેઓ શ્રીચૈતન્યદેવના અનન્ય ભકતોમાંના હતા. તેમનું ખરૂં નામ તો ગંગાધર ભટ્ટાચાર્ય હતું, પરંતુ શ્રીચૈતન્યના પ્રેમબાહુલ્યને કારણે લોકો તેમને 'ચૈતન્યદાસ' કહેતા હતા.

મહાપ્રભુ જ્યારે ઘર ત્યજીને કટવામાં કેશવ ભારતીના સ્થાને સંન્યાસદીક્ષા લેવા આવ્યા, ત્યારે ત્યાં તેમના દર્શન માટે ઘણા માણસો આવ્યા હતા. તે આવેલા મનુષ્યોમાં ભટ્ટાચાર્ય ગંગાધરજી પણ હતા. તેમણે આ હૃદયવિદારક દૃશ્ય પોતાની આંખો વડે જોયુ હતું. બસ, એજ શોકમાં તેઓ ગાંડાની પેઠે 'હા ચૈતન્ય! હા ચૈતન્ય!' કહેતા ફરવા લાગ્યા. ત્યારથી તેઓ ચૈતન્યદાસના નામથી ઓળખાવા લાગ્યા હતા.

ઈશ્વરની ઇચ્છા ઘણીજ પ્રબળ હોય છે; વૃદ્ધાવસ્થામાં ચૈતન્યદાસજીને સંતાનનુ સુખ જોવાની ઇચ્છા થઇ. તેમના વિવાહ ઘણા વહેલા થઈ ચૂકયા હતા; એમનાં ધર્મપત્ની શ્રીલક્ષ્મીપ્રિયાજી ઘણાંજ પતિપરાયણા સતી સાધ્વી સન્નારી હતાં. તેઓ પોતાના પતિને સંસારી વિષયોથી વિરક્ત જોઇને જરાય દુઃખી થતાં નહોતાં. પતિની પ્રસન્નતામાંજ તેઓ પોતાને પ્રસન્ન માનતાં. આ વૃદ્ધાવસ્થામાં દંપતીને પુત્ર-દર્શનની લાલસા થઇ. બન્નેય પતિપત્ની પુરીમા મહાપ્રભુનાં દર્શને ગયાં, મહાપ્રભુએ આશીર્વાદ આપ્યા કે ' તમારે જે પુત્ર થશે, તેમાં મારી શક્તિનો અંશ રહેશે, તે મારૂજ બીજું સ્વરૂપ હશે." મહાપ્રભુનુ વરદાન નિષ્ફળ થઈજ કેમ શકે ? એને બીજેજ વર્ષે લક્ષ્મીપ્રિયાજીએ ચાકંદીમાં એક પુત્રરત્નને જન્મ આપ્યો. માતાપિતાએ તેનુ નામ શ્રીનિવાસ રાખ્યું. એજ શ્રીનિવાસ આગળ જતાં શ્રીનિવાસાચાર્યના નામથી ભક્તોમાં ઘણાજ પ્રસિદ્ધ થયા.

શ્રીનિવાસ બાલ્યકાળથીજ બુદ્ધિમાન, સુશીલ, સૌમ્ય અને મેધાવી જણાતા હતા. સત્તર–અઢાર વર્ષની નાની ઉમ્મરમાંજ તેઓ વ્યાકરણ, કાવ્ય તથા અલંકારશાસ્ત્રોમાં પારંગત થઇ ગયા હતા. તેમનુ મોસાળ જાજીગ્રામમાં હતું, તેમના દાદા (માના બાપ) શ્રી બલરામાચાર્ય પણ પરમ ભક્ત અને સાધુ વૈષ્ણવ હતા. તેમનાં માતા પણ ઘણા પતિપરાયણા અને ચૈતન્યચરણોમાં શ્રદ્ધા રાખનારાં હતાં. બાલ્યકાળમાજ તેમણે પોતાના પ્રિય પુત્ર શ્રીનિવાસને ચૈતન્યલીલાઓ કંઠસ્થ કરાવી દીધી હતી. બાળકના હૃદયમાં બાલ્યકાળથી પડેલા સંસ્કાર સદાકાળ કાયમ રહે છે. શ્રીનિવાસના હૃદયમાં પણ ચતન્યની મનોમોહિની મૂર્તિ સ્થપાઈ ગઇ હતી. તે ચતન્યદેવના ચરણોના દર્શન માટે તરફડવા લાગ્યા.

એક દિવસ તેઓ પોતાને મોસાળ જાજીગ્રામ જતા હતા. રસ્તામાં શ્રીહટ્ટનિવાસી શ્રી નરહરિ સરકાર સાથે તેમ-

ને મેળાપ થયો સરકાર મહાશય પણ મહાપ્રભુના અનન્ય ભક્ત હતા અને ગૌરભક્તોમા તેઓ 'સરકાર ઠાકુર'ના નામથી પ્રસિદ્ધ હતા પડિત ગોસ્વામી (ગદાધર પડિત)ના તેઓ ઘણાજ કૃપાપાત્ર હતા તેઓ તેમના ઉપર ઘણો પ્રેમ રાખતા હતા.

શ્રીનિવાસજીએ સરકાર ઠાકુરની ખ્યાતિ તો સાભળી હતી, પરતુ તેમનાં દર્શનોનુ સદ્ભાગ્ય તો એમને આજ સુધી કદી પ્રાપ્ત થયુ નહોતુ આ તરફ ઠાકુર સરકારે પણ બાળક શ્રી નિવાસની અસાધારણ પ્રતિભા અને પ્રભુપરાયણતાની પ્રશસા સાભળી હતી અને તેઓ એ આશાદાથી બાળકને જોવા માટે અતિ આતુર પણ હતા અકસ્માત્ બન્નેને રસ્તામા મેળાપ થઇ ગયો શ્રી નિવાસ જીએ શ્રદ્ધા-ભક્તિપૂર્વક સરકાર ઠાકુરના ચરણોમા પ્રણામ કર્યા અને સરકાર ઠાકુરે તેમને પ્રેમાલિગન આપીને પ્રભુ-પ્રેમપ્રાપ્તિનો આશીર્વાદ આપ્યો એ મહાપુરુષનો આશી-ર્વાદ પ્રાપ્ત કરીને શ્રીનિવાસ પોતાને મોસાળ થઇને પાછા આવ્યા અને પોતાના પિતા પાસેથી મહાપ્રભુની લીલાઓ ઘણાજ ધ્યાનપૂર્વક સાભળવા લાગ્યા તેમણે એકે એકે પ્રભુના બધાયે અતરગ ભક્તોના સક્ષિપ્ત ચરિત્ર જાણી લીધા

કાળની ગતિ વિચિત્ર હોય છે, ચૈતન્યદાસજીને તાવ આવવા લાગ્યો અને તેજ તાવમા તેઓ આ અસાર સસાર ત્યજી દઇને વૈકુઠવાસી બની ગયા શ્રીનિવાસ હવે પિતાથી રહિત થયા આ તરફ લક્ષ્મીપ્રિયા પણ પતિના શોકમા રાતદિવસ રોયા કરતા હતા

શ્રીનિવાસજીના દાદા શ્રી બલરામાચાર્યને કોઇ સતાન નહોતુ, તેઓજ તેમની સમસ્ત સપત્તિના એક-માત્ર વારસ હતા તેથી તેઓ પોતાની માતાને લઇને જાજીગ્રામમા જઇને રહેવા લાગ્યા તેમને વારવાર ઇચ્છા થતી હતી કે, સર્વ કઈ ત્યજી દઇને શ્રીચૈતન્યદેવના ચરણો-નો આશ્રય લઉં, પરતુ સ્નેહમયી માતાના બધનને લીધે

તેઓ તેમ કરી શકતા નહોતા; છતાં એક વાર પુરી જઇને તેમનાં દર્શનોથી તો આ નેત્રોને કૃતાર્થ કરી લેવાં, એ તેમની પ્રબળ વાસના હતી. જાજીગ્રામની ભક્તમંડળીમાં તેમનુ ઘણું માન હતું. આ નાની ઉંમરમાંજ તેમની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાઇ ગઈ હતી. તેથી તેમણે પોતાની ઇચ્છા સરકાર ઠાકુર આગળ દર્શાવી. સરકાર ઠાકુરે પ્રસન્નતા દર્શાવતાં કહ્યું કે " તમે પુરી જઇને શ્રી ચૈતન્યદેવનાં ચરણોનાં દર્શન અવશ્ય કરો. હું તમારી સાથે એક માણુસ મોકલી આપુ છુ." એમ કહીને તેમણે એક માણુસને તેમની સાથે મોકલ્યો અને તેઓ તેની સાથે પુરી તરફ ચાલી નીકળ્યા.

શ્રી ચતન્યદેવના પ્રેમમાં લવલીન થઈને તેઓ અનેક વાતો વિચારતા જતા હતા કે, શ્રી ચૈતન્યદેવનાં ચરણોમાં જઇને આમ પ્રણામ કરીશ, તેમના પ્રત્યે મારો ભક્તિ–ભાવ આ પ્રમાણે પ્રગટ કરીશ, એક દિવસ મારા પોતાના હાથે બનાવીને તેમને ભિક્ષા કરાવીશ." શ્રી ચતન્ય–ચરણોનાં દર્શનોની ઉત્કટ ઉત્કંઠાને લીધેજ તેમના મનમાં આવા ભાવો ઉઠતા હતા, તેટલામાં રસ્તામાંજ તેમણે એક ઘણાજ હૃદયવિદારક સમાચાર સાંભળ્યાઃ "જેમનાં દર્શનની લાલસાથી હું પુરી જાઉં છું, તેઓ તો પોતાની લીલા સંકેલી ચૂકયા છે. શ્રી ચૈતન્યદેવ આ નશ્વર શરીરનો ત્યાગ કરીને પોતાના નિત્યધામમાં ચાલ્યા ગયા છે." આ સમાચાર સાંભળતાજ તેમનુ હૃદય ફાટી ગયું, તેઓ મૂર્છા ખાઇને જમીન ઉપર પડી ગયા. ઘણી વાર પછી તેમને ભાન આવ્યું; ત્યારે દુઃખી મનથી શ્રી ચૈતન્યદેવની લીલાભૂમિના દર્શનમાટે તેઓ રડતા રડતા આગળ વધ્યા.

પુરીમાં જઇને તેમણે જોયુ કે, તે સમસ્ત પુરી નગરી ગૌરાગ વિના લક્ષ્મીરહિત તથા વિધવા સ્ત્રીની પેઠે નિરાનંદપૂર્ણ બનેલી છે. બધા ગૌરભક્તો ગૌરવિરહમાં પાણીવિનાની દુઃખી માછલીની પેઠે તરફડે છે. ગૌરાંગદેવે સ્વપ્નમાંજ એમને

ગદાધર પંડિત પાસે જવાનો આદેશ આપ્યો હતો. પંડિત ગોસ્વામીની ખ્યાતિ તો તેઓ પહેલેથીજ સાંભળતા હતા. પુરીમાં તેઓ ગદાધર ગોસ્વામીનું ઠેકાણું પૂછતા પૂછતા તેમના આશ્રમમાં પહોંચ્યા. ત્યાં તેમણે વિરહવેદનામાં બેચેન બેઠેલા પંડિત ગોસ્વામીને જોયા. પંડિત ગોસ્વામી તન્યવિરહથી ઘણા આકુળ વ્યાકુળ થઈ ગયા હતા. તેમનાં બન્ને નેત્રોમાંથી સતત અશ્રુ વહેતાં હતાં. શ્રીનિવાસજી 'હા ચૈતન્ય !' કહેતાકહેતાં તેમનાં ચરણોમાં ઢળી પડયા. નેત્રોમાં આંસુ હોવાથી પંડિત ગોસ્વામી શ્રી નિવાસજીને દેખી શકયા નહિ. તેમણે ઘણાજ કરુણ સ્વરે કહ્યું: "ભાઇ! તમે કોણ છો ? આ સુમધુર નામ સંભળાવીને તમે મારાં શિથિલ અંગોમાં ફરીથી શક્તિનો સંચાર કરી દીધો છે. આજે મારા હૃદયમા તમારાં આ સુમધુર વાકયોથી ઘણી શાંતિ થતી જણાય છે. તમે શ્રીનિવાસ તો નથી ને ?" બે હાથ જોડીને શ્રીનિવાસજીએ કહ્યું કે "પ્રભો ! આ અધમ ભાગ્યહીનનુજ નામ શ્રીનિવાસ છે. સ્વામિન્ ! આ દીન-હીન એવા કગાલનું નામ આપને યાદ છે પ્રભો ! હું ઘણો હતભાગી છું કે આ જીવનમાં શ્રીચતન્યદેવનાં ચરણોનાં સાક્ષાત્ દર્શન કરી શકયો નહિ. મહાપ્રભુએ જો મને સ્વપ્નમાં આદેશ ન આપ્યો હોત તો હું તેજ ક્ષણે મારા પ્રાણ ત્યજી દેવાનો સંકલ્પ કરી ચૂકયો હતો. ચૈતન્યદેવનાં ચરણોનાં દર્શન વિના આ જીવનથી શો લાભ ?"

પંડિત ગોસ્વામીએ ઉઠીને શ્રી નિવાસજીને આલિંગન કર્યું અને તેમના કોમળ અંગ ઉપર પોતાનો શીતળ પ્રેમાળ હાથ ધીરે ધીરે ફેરવવા લાગ્યા. તેમના પ્રેમાળ સ્પર્શથી શ્રીનિવાસજીનુ સમસ્ત શરીર પુલકિત થઈ ઉઠયુ. ત્યારે અધીરતાપૂર્વક પંડિત ગોસ્વામીએ કરુણ કંઠે કહ્યું કે "શ્રીનિવાસ ! હવે હું પણ વધારે દિવસ જીવતો રહી શકીશ નહિ. શ્રી ગૌરાંગદેવના વિરહમાં મારા પ્રાણ તરફડી રહ્યા છે. હું તો તેજ દિવસે સમુદ્રમાં કૂદીને આ પ્રાણનો અંત [illegible]વી દે[illegible] પરંત પ્રભુની આ[illegible] હતી કે, મારે તમને

શ્રીમદ્ભાગવત ભણાવવું. મારી સ્થિતિ હવે તમને ભાગવત ભણાવવા જેવી તો રહી નથી, પણ મહાપ્રભુની આજ્ઞા શિરોધાર્ય છે. પ્રભુ તમને વૃંદાવન જઈને રૂપ-સનાતનના ગ્રંથોનું અધ્યયન કરવાનો આદેશ આપી ગયા છે. તેઓ તમારા દ્વારા ગૌડ દેશમાં ભક્તિનો પ્રચાર કરાવવા ઈચ્છે છે. તમે હવે આવી ગયા; લાવો, હું પ્રભુની આજ્ઞાનું પાલન કરું. એ પહેલાં તમે પુરી જઈને ત્યાંના બધા પ્રસિદ્ધ ગૌરભક્તોનાં દર્શન કરી આવો."

પંડિત ગોસ્વામીએ પોતાનો એક માણસ શ્રીનિવાસજીની સાથે મોકલી આપ્યો. તેની સાથે તેઓ શ્રી જગન્નાથજીનાં દર્શન કરતા કરતા સાર્વભૌમ ભટ્ટાચાર્ય, રાય રામાનંદ વગેરે ભક્તોનાં દર્શને ગયા અને તે બધાનાં ચરણોમાં વંદન કરીને તેમણે પોતાનો પરિચય આપ્યો. બધાએ તેમની ઉપર પુત્રની પેઠે સ્નેહ દર્શાવ્યો. એ બધાની વિદાય લઈને પાછા તેઓ ભક્ત હરિદાસજીની સમાધિનાં દર્શન માટે ગયા. ત્યાં હરિદાસજીની નામનિષ્ઠા અને તેમની સહિષ્ણુતાનું સ્મરણ કરીને તેઓ મૂર્ચ્છિત થઈ ગયા તથા કલાકો સુધી ત્યાની ધૂળમા આળોટતાં અશ્રુ સારતા રહ્યા. શ્રીચૈતન્યના બધા લીલાસ્થળોનાં દર્શન કરીને શ્રી પંડિત ગોસ્વામીની પાસે તે પાછા ફર્યા. એટલે ગદાધરજીએ તેમને મહાપ્રસાદનું ભોજન કરાવ્યું. ભોજન પછી સ્વસ્થ થયા બાદ તેમણે શ્રીમદ્ભાગવતના પાઠની જિજ્ઞાસા કરી. ગદાધર ગોસ્વામીના નેત્રોમાંથી સતત અશ્રુઓ વહેતાં હતાં. ખાતાં-પીતાં, વાંચતાં-લખતાં, હરેક સમયે તેમનો અશ્રુપ્રવાહ તો ચાલુજ રહેતો. તેઓ અત્યંત કષ્ટપૂર્વક શ્રીવાસજીને પોથી આપીને ભણાવવા લાગ્યા. શ્રી નિવાસજીએ જોયું કે પોથીનો એક પણ અક્ષર બરાબર વાંચી શકાતો નથી. બધાં પૃષ્ઠ પંડિત ગોસ્વામીના અશ્રુજળથી ભીંજાયેલાં છે. સતત વહેતા અશ્રુપ્રવાહથી પોથીના બધા અક્ષરો ભુંસાઈ જઈને પૃષ્ઠ કાળા રંગનાં બની ગયાં છે. શ્રીનિવાસજીએ તે વાંચવાની પોતાની અશક્તિ દર્શાવી. એટલે ગદાધર

ગોસ્વામીએ કહ્યું કે "શ્રીનિવાસ! હવે તમે મારા જીવવાની વિશેષ આશા ના રાખો. સંસાર મને સૂનો સૂનો દેખાય છે. હાય! જ્યાં ગૌરાંગ નથી ત્યાં હું પણ કેમ કરીને રહી શકીશ? મારા પ્રાણ ગૌરાંગદેવનાં દર્શન માટે આતુર થઇ રહ્યા છે. જો તમે ભણવાજ ઇચ્છતા હો તો આજેજ તમે ગૌડ જાઓ અને નરહરિ સરકારની પાસે મારા હાથની લખેલી એક નવી પોથી છે, તે લઇ આવો તોજ તમને ભણાવી શકવાનો વધુ સંભવ છે." શ્રીનિવાસજી સમજી ગયા કે, પંડિત ગોસ્વામીનુ શરીર હવે વધારે દિવસ ટકી શકશે નહિ. તેઓ તેજ સમયે સરકાર ઠાકુર પાંસેથી પોથી લઈ આવવા ચાલી નીકળ્યા. શ્રીખંડમાં આવીને તેમણે બધી હકીકત સરકાર ઠાકુરને કહી અને તેઓ જલદીથી પોથી લઇને પુરી જવા ચાલી નીકળ્યા.

હજુ તેઓ પુરીને અર્ધે રસ્તેજ પહોંચ્યા હતા, તેવામાં તેમને હૃદયને હચમચાવી નાખનારા બીજા સમાચાર મળ્યા કે, પંડિત ગોસ્વામીએ ગૌરવિરહના અગ્નિમાં પોતાના શરીરને ભસ્મ કરી નાખ્યુ છે; તેઓ આ સંસાર ત્યજીને ગૌરાંગ પાસે પહોંચી ગયા છે. દુઃખી શ્રીનિવાસના કલેજામા, સેંકડો બરછીઓ વાગવાથી જેટલો ઘા થાય, તેનાથી પણ ભારે ઘા થયો. તેઓ રડતા રડતા જમીન ઉપર આળોટવા લાગ્યા. "હાય! એ મહાપુરુષની પાસે હું ભાગવત પણ ભણી શકયો નહિ." હવે પુરી જવુ નકામું છે, એમ વિચારીને તેઓ ગૌડ તરફજ પાછા ફર્યા. ત્યાં પાણીહાટીથી થોડે દૂર તેમણે વળી એક ત્રીજા હૃદયવિદારક સમાચાર સાંભળ્યા. એક મનુષ્યે કહ્યુઃ–"મહાપ્રભુના તિરોભાવ પછી શ્રીપાદ નિત્યાનંદજીની દશા વિચિત્રજ થઇ ગઇ હતી. તેમણે સંકીર્તનમાં જવાનુ તદ્દન બંધ કરી દીધું હતું. તેઓ ખડદહના પોતાના મકાનમાંજ પડયા પડયા 'હા ગૌર! હા ગૌર!' કરતા હમેશા રુદન કર્યા કરતા હતા. કોઈ કોઇ વાર કીર્તન માટે ઉઠતા તો ક્ષણવારમાંજ મૂર્છિત થઇને પડી જતા અને કલાકો પછી હોશમાં આવતા. બધા ભક્તો

તેમની મનોવ્યથા સમજતા હતા, તેથી કોઇ તેમને સંકીર્તનમાં આવવાનો આગ્રહ કરતું નહિ. એક દિવસ તેઓ શ્યામસુંદરના મંદિરમાં ભક્તોની સાથે સંકીર્તન કરતા હતા. સંકીર્તન કરતાં કરતાંજ તેઓ બેભાન થઇને જમીન ઉપર પડી ગયા. આ તેમની છેલ્લીજ બેભાન અવસ્થા હતી. ભક્તોએ જાત જાતના યત્નો કર્યા પરંતુ તેઓ ફરી પાછા જાગ્રત થયાજ નહિ; તેઓ ગૌરધામમાં જઇને પોતાના ભાઇ નિમાઇને મળ્યા.

શ્રીનિવાસજી ઉપર જાણે વજ્ર તૂટી પડયું હોય, તેમ તેઓ ખિન્ન ચિત્તે રુદન કરતા કરતા સરકાર ઠાકુર પાસે જઇ પહોંચ્યા અને રડતાં રડતાં બધા સમાચાર સંભળાવવા લાગ્યા. ભક્તિભવનના આ મુખ્ય થાંભલાઓ તૂટી જવાથી ભક્તોને અપાર દુઃખ થયું. સરકાર ઠાકુર બાળકની પેઠે ધ્રૂસકે ધ્રૂસકે રુદન કરવા લાગ્યા. શ્રીનિવાસજીનાં બન્ને નેત્રો રુદન કરતાં કરતાં સૂજી ગયાં હતાં. તેઓ કંઠ રૂંધાઈ જવાને લીધે કંઇ કહી પણ શકતા નહોતા. સરકાર ઠાકુરે તેમને કેટલાક દિવસો સુધી પોતાને ત્યાંજ રાખ્યા. એ પછી તેઓ ઘેર ગયા નહિ. હવે તેમની ઇચ્છા શ્રીચૈતન્યની ક્રીડાભૂમિનાં દર્શન કરવાની થઇ. તેઓ તે સમયે ઠાકુર પાસેથી વિદાય થઇને નવદ્વીપમાં આવ્યા. તે દિવસોમાં વિષ્ણુપ્રિયાદેવીજી ઘોર તપસ્યામય જીવન ગાળતાં હતાં. તેઓ કોઇની પણ સાથે વાત કરતાં નહોતાં, પરંતુ તેમને સ્વપ્નમાં શ્રીગૌરાંગનો આદેશ થયો કે "શ્રીનિવાસ એ મારોજ અંશ છે, એને મળવામાં કંઇ પણ હરકત નથી. તેના ઉપર તું કૃપા કર." એટલે તેમણે શ્રીનિવાસજીને પોતેજ બોલાવ્યા. તેઓ આ નાના બાળકનો આવો ત્યાગ, વૈરાગ્ય, પ્રેમ અને રૂપ-લાવણ્ય જોઇને અત્યંત પ્રસન્ન થયાં. પ્રિયાજીએ તેમના ઉપર પરમ કૃપા દર્શાવીને તેમની સાથે વાતો કરી. તેમના મસ્તક ઉપર પોતાના ચરણ અડકાડયા અને પોતાના ઘરની બહારની ઓસરીમાં કેટલાયે દિવસ સુધી રાખ્યા.

જગન્માતા વિષ્ણુપ્રિયાજીની વિદાય લઇ તેઓ શાંતિ-

પુરમાં અદ્વૈતાચાર્યની જન્મભૂમિ જોવા ગયા. ત્યાંથી તેઓ નિત્યાનંદજીને ઘેર ખડદહમાં પહોંચ્યા. ત્યાં અવધૂતનાં પત્ની શ્રીમતી જાહ્નવીદેવીએ એમના ઉપર અપાર પ્રેમ દર્શાવ્યો અને કેટલાક દિવસો સુધી તેમને પોતાના ઘરમાંજ રાખ્યા. એ બન્ને માતાઓનાં ચરણોમાં વંદન કરીને તેઓ ખાનાકુલ કૃષ્ણનગરના ગોસ્વામી અભિરામદાસજીનાં દર્શને ગયા. તેમણેજ તેમને વૃંદાવનમાં જઇને ભક્તિવિષયક ગ્રંથોનું અધ્યયન કરવાની રજા આપી. તેમની આજ્ઞા શિરોધાર્ય કરીને અને પોતાનાં માતાની આજ્ઞા લઇને તેઓ કાશી–પ્રયાગ થઇને વૃંદાવન પહોંચ્યા. ત્યાં જીવ ગોસ્વામીએ તેમનો ખૂબ સત્કાર કર્યો. તેમણેજ ગોપાળ ભટ્ટ પાસે તેમને મંત્રદીક્ષા અપાવી. તેઓ વૃંદાવનમાંજ રહીને શ્રી રૂપ અને સનાતન વગેરે ગોસ્વામીઓએ રચેલાં ભક્તિ–શાસ્ત્રોનું અધ્યયન કરવા લાગ્યા. ત્યાંજ તેમને નરોત્તમદાસજી તથા શ્યામાનંદજીની સાથે મેળાપ થયો. અને તેમનીજ પાસે તેઓ ગોસ્વામીઓના ગ્રંથોનું અધ્યયન કરવા લાગ્યા.

શ્રી જીવ ગોસ્વામીજીએ જ્યારે સમજી લીધું કે આ ત્રણેય યોગ્યતાને પ્રાપ્ત થયા છે, ત્રણેય તેજસ્વી મેધાવી અને પ્રભાવશાળી છે ત્યારે તેમને ગૌડદેશમાં ભક્તિતત્ત્વનો પ્રચાર કરવા માટે મોકલ્યા. નરોત્તમદાસજીને 'ઠાકુર'ની પદવી આપી અને શ્રીનિવાસજીને આચાર્યની. ભક્તિગ્રંથો વિના ભક્તિમાર્ગનો યથાવિધિ પ્રચાર થઈ શકતો નથી; તેથી જીવ ગોસ્વામીએ ઘણા ગ્રંથો મજબૂત કપડાંમાં બંધાવીને તથા સુરક્ષિત પેટીઓમાં બંધ કરાવીને એક બળદગાડીમાં લાદીને તેમની સાથે મોકલ્યા. રક્ષણને માટે સાથે હથિયારબંધ દશ સિપાઇઓ પણ મોકલ્યા. ત્રણેય તેજસ્વી યુવકો આચાર્યો તથા ભક્તોના ચરણોમાં પ્રણામ કરીને કાશી–પ્રયાગ થતા થતા ગૌડ દેશ તરફ જવા લાગ્યા.

રસ્તામાં બાંકુરા જીલ્લાની અંદર વનવિષ્ણુપુર નામની એક નાનકડી રાજધાની આવે છે, ત્યાં પહોંચીને લૂંટા-

રૂઓએ તેમની બધી પેટીઓ લૂંટી લીધી અને બધાને મારીને હાંકી કાઢયા. આ વાતથી સર્વેને અપાર કષ્ટ થયું. વાસ્તવમાં તો તે રાજ્યનો રાજ્યકર્તા રાજા વીર હમ્મીરજ લૂંટારાઓને ઉત્સાહ આપતો હતો અને તે ગાડીને પણ ધન સમજીને તેણેજ લૂંટાવી હતી. પુસ્તકોના લૂંટાઈ જવાથી દુઃખી થઇને શ્રીનિવાસજીએ શ્યામાનંદજીને અને નરોત્તમ ઠાકુરને કહ્યું: "આપ પોતપોતાને સ્થાને જાઓ અને આચાર્યદેવની આજ્ઞા શિરોધાર્ય કરીને ભક્તિમાર્ગનો પ્રચાર કરો. હું કાં તો પુસ્તકો મેળવીને પાછો આવીશ અથવા અહીંજ કયાંક પ્રાણ ગુમાવી દઈશ." ઘણું કહ્યા-કથ્યા પછી તે બન્ને આગળ ચાલ્યા ગયા. શ્રીનિવાસજી પણ વનવિષ્ણુપુરીમાં ફરી ફરીને પુસ્તકોની શોધ કરવા લાગ્યા. દૈવસંયોગે તેઓ એક વાર રાજસભામાં જઈ ચઢયા.

રાજા વીર હમ્મીર ભાગવતપ્રેમી હતો. તેની સભામાં રોજ કથા ચાલતી હતી. એક દિવસ કથાવાચક રાજપંડિતને અશુદ્ધ અર્થ કરતો જોઇને તેમણે તેને ટોકયો, ત્યારે રાજાએ કુતૂહલપૂર્વક તેમનાં મેલાં-ગંદાં વસ્ત્રો જોઇને તેમનેજ અર્થ કરવા કહ્યું. બસ, પછી શુ કહેવાની વાત ! તેઓ તો સતત-પણે એકજ શ્લોકનો વિવિધ પ્રકારે યુક્તિ અને શાસ્ત્રોના પ્રમાણદ્વારા વિલક્ષણ વિલક્ષણ અર્થ કરવા લાગ્યા. એમના આવા સમર્થ પાંડિત્યને જોઇને બધા શ્રોતાઓ મંત્રમુગ્ધ બની ગયા. રાજાએ તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા. તેમને પૂછતાં તેમણે પોતાની બધી હકીકત સંભળાવી. એટલે અશ્રુભરી આંખો વડે રાજા તેમને અંદર લઈ ગયો અને તેમનાં ચરણોમાં પડીને કહેવા લાગ્યો કે "આપનાં એ પુસ્તકો લૂંટાવનાર લૂંટારો હુંજ છું. આ આપનાં પુસ્તકો જેમનાં તેમજ મૂકી રાખ્યાં છે." શ્રી જીવ ગોસ્વામીની આપેલી બધી વસ્તુઓ સુરક્ષિત જોઇને તેઓ ગદ્ગદ્ થઇને અશ્રુ વહાવવા લાગ્યા. તેમણે શ્રદ્ધા-ભક્તિપૂર્વક એ પુસ્ત-કોને પ્રણામ કર્યા અને પોતાના પરિશ્રમને સફળ થયેલો માનીને ઘણાજ પ્રસન્ન થયા. તેજ દિવસથી રાજાએ તે દુષ્ટ

કામ એકદમ છોડી દીધું અને તે તેમનો મંત્રશિષ્ય બન્યો.

વનવિષ્ણુપુરના રાજાનો ઉદ્ધાર કરીને પછીથી તેઓ જાજીગ્રામમાં પોતાની માતાનાં દર્શને આવ્યા. ઘણા દિવસો પછી પોતાના વહાલા પુત્રને મળતાં સ્નેહમયી માતાના આનંદનો પારજ રહ્યો નહિ, તે પ્રેમમાં ગદ્ગદ્ કંઠથી રુદન કરવા લાગી. આચાર્ય શ્રીનિવાસ હવે ત્યાંજ રહીને ભક્તિમાર્ગનો પ્રચાર કરવા લાગ્યા. તેમની વાણીમાં આકર્ષણ હતું, ચહેરા ઉપર તેજ હતું, બધા વૈષ્ણવો તેમને ઘણુ માન આપતા હતા. વૈષ્ણવસમાજના તેઓ પરમપૂજ્ય આગેવાન ગણાતા હતા. ઓગણપચાસ વર્ષની ઉમ્મરમાં તેમણે પોતાનો પહેલો વિવાહ કર્યો અને થોડાક દિવસો પછી બીજો વિવાહ પણ કરી લીધો. આ પ્રકારે બે વાર પરણવા છતા તેઓ વિરક્તોનીજ પેઠે જીવન વીતાવવા લાગ્યા. વચમાજ તેઓ એક વાર ફરીથી પોતાના ગુરુદેવનાં દર્શન માટે વૃંદાવન પધાર્યા હતા, ત્યાંસુધી એમના ગુરુ શ્રીગોપાલ ભટ્ટનો વૈકુંઠવાસ થઇ ચૂકયો હતો. થોડા દિવસ વૃંદાવનમા રહીને તેઓ ફરીથી ગૌડ દેશમાં આવી પ્રચાર-કાર્ય કરવા લાગ્યા.

વનવિષ્ણુપુરના રાજાએ તેમને રહેવાને માટે પોતાને ત્યાં એક અલગ ભવન બનાવરાવ્યું હતું. તેઓ કોઈ કોઈ વાર ત્યાં જઇને પણ રહેતા હતા. છેલ્લા સમયમાં તેઓ પોતાની અવસ્થાનો અંત સમજીને શ્રીવૃંદાવનધામ ચાલ્યા ગયા અને ત્યાથી ફરી ગૌડ દેશમાં પાછા આવ્યા નહિ. તેમનું પુણ્યમય અલૌકિક શરીર વૃંદાવનભૂમિની પાવન રજ સાથે એક થઇ ગયુ. તેઓ–વૈષ્ણવોના પરમ આદરણીય આચાર્ય–પોતાની અનુપમ ભક્તિ અને ત્યાગમયી વૃત્તિ દ્વારા પ્રવૃત્તિ પક્ષવાળા વૈષ્ણવોને માટે એક પરમ આદર્શ રજુ કરી ગયા છે.



# ठाकुर नरोत्तमदासजी

लोकनाथं प्रियं धीरं लोकातीतं च प्रेमदम् ।
श्रीनरोत्तमनामाख्यं तं विरक्तं नमाम्यहम् ॥

( પ્ર. દ. પ્ર. )

અર્થાત્ શ્રીલોકનાથ ગોસ્વામીના પરમ પ્રિય શિષ્ય મહાધૈર્યવાન અને લોકાતીત કર્મ કરનારા એ શ્રીનરોત્તમદાસજીનાં ચરણોમાં હું પ્રણામ કરૂં છું, કે જે રાજપાટ છોડીને વિરક્ત થઈ લોકોને પ્રેમદાન દેતા રહ્યા.

પદ્મા નદીને કિનારે ખેતરી નામની એક નાનકડી રાજધાની છે. તેજ રાજ્યના માલિક શ્રીકૃષ્ણાનંદદત્ત મજૂમદારને ત્યા નારાયણીદેવીના ગર્ભથી ઠાકુર નરોત્તમદાસજી-નો જન્મ થયો હતો. તેઓ બાલ્યકાળથીજ વિરક્ત હતા. ઘરમાં અતુલ ઐશ્વર્ય હતું, સર્વ પ્રકારનાં સંસારી સુખ હતાં, પરંતુ તેમને કંઇ પણ સારૂં લાગતું નહોતું. તેઓ વૈષ્ણવો દ્વારા શ્રીગૌરાંગની લીલાઓનુ શ્રવણ કર્યા કરતા હતા. શ્રી રૂપ તથા સનાતન અને રઘુનાથદાસજીના ત્યાગ અને વૈરાગ્યની વાતો સાંભળી સાંભળીને તેમનુ મન રાજ્ય, પરિવાર તથા ધન-સંપત્તિથી એકદમ ફેરવાઈ ગયું હતું. તેઓ રાત-દહાડો શ્રીગૌરાંગની મનોહર મૂર્તિનુંજ ધ્યાન ધરતા રહેતા. સૂતા-જાગતાં, ઉઠતા બેસતાં, તેમને ચૈતન્ય-લીલાઓજ સ્મરણમાં આવવા લાગી. ઘરમાં તેમનુ ચિત્ત બિલકુલ લાગતું નહોતું. તેથી તેઓ ઘર છોડીને ક્યાંક ભાગી જવાની વાત વિચારી રહ્યા હતા. શ્રીગૌરાંગ મહાપ્રભુ તથા તેમના ઘણાએ વહાલા પાર્ષદો-સેવકો આ સંસાર

ત્યજીને વૈકુંઠવાસી બની ચૂકયા હતા. બાળક નરોત્તમદાસ કોની પાસે જવું એ નક્કી કરી શકયા નહિ. પંડિત ગોસ્વામી, સ્વરૂપ દામોદરદાસ નિત્યાનંદજી, અદ્વૈતાચાર્ય તથા સનાતન વગેરે પ્રભુના ઘણા પાર્ષદો આ સંસાર છોડીને ચાલ્યા ગયા હતા. હવે કોને શરણે જવાથી શ્રીગૌરાંગદેવના પ્રેમની પ્રાપ્તિ થઇ શકશે એજ ચિંતામાં તેઓ હમેશાં નિમગ્ન રહેતા. એક દિવસ સ્વપ્નમાં તેમને શ્રીગૌરાંગે દર્શન દીધાં અને આદેશ આપ્યો કે "તમે વૃંદાવનમાં જઇને લોકનાથ ગોસ્વામીના શિષ્ય બની જાઓ." બસ, પછી શું બાકી રહ્યું ! તેઓ એક દિવસ ઘરમાંથી છુપાઇને વૃંદાવન નાસી ગયા અને ત્યાં શ્રી જીવ ગોસ્વામીને શરણે ગયા. તેમણે પોતાના સ્વપ્નનો વૃત્તાન્ત શ્રી જીવ ગોસ્વામીને સંભળાવ્યો. એ સાંભળીને તેમને પ્રસન્નતા પણ થઈ અને ખેદ પણ થયો. પ્રસન્નતા તો તેમના રાજ–પાટ, ધન–ધાન્ય તથા કુટુંબ–પરિવારના પરિત્યાગ અને વૈરાગ્યને લીધે થઇ; અને ખેદ એ વાતનો થયો કે, લોકનાથ ગોસ્વામી કોઇને શિષ્ય બનાવતાજ નથી. શિષ્ય ન બનાવવાનો તેમનો ઘણોજ કડક નિયમ છે.

શ્રીલોકનાથ ગોસ્વામી અને ભૂગર્ભ ગોસ્વામી બન્નેય મહાપ્રભુના સંન્યાસ લીધા પહેલાંજ તેમની આજ્ઞાથી વૃંદાવનમાં આવીને ચીરઘાટ ઉપર એક કુંજ કુટીર બનાવીને સાધન–ભજન કરતા હતા. લોકનાથ ગોસ્વામીનો વૈરાગ્ય બહુજ અલૌકિક હતો. તેઓ કદી કોઇની સાથે નકામી વાતો કરતા નહોતા. ઘણે ભાગે તેઓ હમેશાં મૌનજ રહ્યા કરતા. શાંત એકાંત સ્થાનમાં તેઓ છાનામાના ભજન કર્યા કરતા, આપોઆપજ જે કંઇ થોડું ઘણું મળી આવે તે જમી લેતા; નહિ તો ભૂખ્યાજ પડ્યા રહેતા. શિષ્ય ન બનાવવાનો તેમણે કડક નિયમ કરી રાખ્યો હતો તેથી આજ સુધી તેમણે કોઇને પણ મંત્રદીક્ષા આપી નહોતી. શ્રી જીવ ગોસ્વામી તેમને લોકનાથ ગોસ્વામીના આશ્રમમાં લઇ ગયા અને ત્યાં જઇને એમનો તેમની સાથે પરિચય

કરાવ્યો. રાજા કૃષ્ણાનંદ દત્તના સુકુમાર કુમાર નરોત્તમદાસના આવા વૈરાગ્યને જોઈને ગોસ્વામી લોકનાથજી ઘણાજ સંતુષ્ટ થયા. જ્યારે તેમણે પોતાની દીક્ષાની વાત કહી ત્યારે તેમણે સ્પષ્ટ કહી દીધું કે "મને તો ગૌરાંગે આજ્ઞા આપી નથી. મારે તો શિષ્ય ન કરવાનો નિયમ છે. તમે કોઇ બીજા ગુરુને શરણે જાઓ." આ ઉપરથી રાજકુમાર નરોત્તમદાસજી હતાશ કે નિરાશ થયા નહિ. તેમણે મનોમન કહ્યું કે "મારામાં શિષ્ય બનવાની સાચી શ્રદ્ધા હશે તો આપેજ દીક્ષા આપવી પડશે." એમ વિચારીને તેઓ ગુપ્તપણે ત્યાંજ રહેવા લાગ્યા.

શ્રીલોકનાથ ગોસ્વામી પ્રાતઃકાળે ઉઠીને યમુનાજીમાં સ્નાન કરવા જતા અને આખો દિવસ પોતાની કુંજકુટિરમાં બેઠા બેઠા હરિનામનો જપ કર્યા કરતા. નરોત્તમદાસ છુપાઇને તેમની સેવા કરવા લાગ્યા. તેઓ જ્યાં શૌચ જતા, ત્યાંથી શૌચને ઉઠાવીને દૂર ફેંકી આવતા. જે કાંકરાવાળા, પથ્થરવાળા અને કાંટાવાળા માર્ગેથી તેઓ યમુના સ્નાન કરવા જતા તે રસ્તાને ખૂબ સાફ કરતા. રસ્તામાંનાં કાંટાળાં આડ કાપી નાખીને બીજી બાજુ ફેંકી દેતા અને તેને ઠેકાણે સુંદર રેતી બિછાવી દેતા, કુંજ બાંધી આપતા. તેમના હાથ ધોવા માટે નરમ નરમ સુંદર માટી લાવીને રાખતા. બપોરે તેમને માટે ભિક્ષા લાવીને છાનામાના મૂકી જતા. સારાંશ એ કે, તેઓ જેટલું કરી શકતા હતા અને તેમના સુખ માટે જે કંઇ ઉપાય સૂઝતો તે હમેશાં કર્યા કરતા. આ પ્રકારે તેમને ગુપ્ત રીતે સેવા કરતાં બાર–તેર મહિના વીતી ગયા. જ્યારે બધી વાતો ગોસ્વામીજીને ખબર પડી ગઈ, ત્યારે તેમનું હૃદય ભરાઇ આવ્યું. હવે તેઓ પોતાની પ્રતિજ્ઞા તદ્દન ભૂલી ગયા, તેમણે રાજકુમાર નરોત્તમને છાતી સરસો ચાંપ્યો અને તેને મંત્રદીક્ષા આપવા માટે તત્પર થઇ ગયા. વાતની વાતમાં આ સમાચાર સમસ્ત વૈષ્ણવસમાજમાં ફેલાઇ ગયા. બધા આવીને નરોત્તમદાસજીના ભાગ્યની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યા. દીક્ષાતિથિ શ્રાવણની

પૂનેમ નક્કી થઇ. તે દિવસે સેંકડો વિરક્ત ભક્તો શ્રીલોકનાથ ગોસ્વામીના આશ્રમે એકઠા થયા. જીવ ગોસ્વામીએ માળા પહેરાવીને નરોત્તમદાસજીને ગુરુને ચરણે મોકલ્યા. ગુરુએ પહેલાં તેમને કહ્યું: "જીવનપર્યંત અવિવાહિત-બ્રહ્મચારી રહેવું પડશે! સાંસારિક સુખોને તદ્દન તિલાંજલિ આપવી પડશે ! માંસ માછલી જીવનમાં કદી ખવાશે નહિ!" મસ્તક નમાવીને નરોત્તમદાસજીએ બધી વાતો સ્વીકારી. એટલે ગોસ્વામીએ તેમને વિધિપૂર્વક દીક્ષા આપી. નરોત્તમ ઠાકુરનો હવે પુનર્જન્મ થઇ ગયો. તેમણે શ્રદ્ધા-ભક્તિપૂર્વક ત્યાં હાજર રહેલા બધા વૈષ્ણવોની ચરણ-પૂજા કરી, ગુરુદેવની પદધૂલિ મસ્તકે ચઢાવી અને તેઓ તેમનીજ આજ્ઞાથી શ્રી જીવ ગોસ્વામીની પાસે રહીને ભક્તિશાસ્ત્રનું શિક્ષણ લેવા લાગ્યા.

સમય જતાં શ્રી જીવ ગોસ્વામીએ તેમને અને શ્યામાનંદ તથા શ્રીનિવાસાચાર્યને ભક્તિમાર્ગનો પ્રચાર કરવા માટે ગૌડ દેશ મોકલ્યા. શ્રી શ્યામાનંદજીએ તો પોતાની પ્રખર પ્રતિભા અને પ્રબળ પાંડિત્ય તથા અલૌકિક પ્રભાવને લીધે સમસ્ત ઓરિસ્સા દેશને ભક્તિરસામૃતમાં તરબોળ બનાવી દીધો. શ્રીનિવાસાચાર્યે વૈષ્ણવ સમાજમાં નવીન જાગૃતિ પેદા કરી અને નરોત્તમ ઠાકુરે શિથિલ થતા વૈષ્ણવ ધર્મને ફરીથી પ્રભાવશાળી બનાવી દીધો. મોટા મોટા પંડિતો અને ભટ્ટાચાર્યો પોતાના બ્રાહ્મણપણાના અભિમાનને છોડીને કાયસ્થ કુળમાં જન્મેલા શ્રીનરોત્તમ ઠાકુરના મંત્ર-શિષ્ય બની ગયા. તેમનો પ્રભાવ બધી શ્રેણીના લોકો ઉપર પડતો હતો. તેમના પિતા પણ તેમને પૂજ્ય દૃષ્ટિથી જોતા હતા. તેમણે તેમનાજ આદેશ પ્રમાણે શ્રીગૌરાંગ મહાપ્રભુનું એક ઘણું મોટું મંદિર બનાવરાવ્યું અને તેમાં શ્રીગૌરાંગ અને વિષ્ણુપ્રિયાજીની યુગલ મૂર્તિઓની સ્થાપના કરી. તે પ્રસંગે એક ઘણો મોટો મહોત્સવ કર્યો અને ઘણા દિવસો સુધી હમેશાં કીર્તન-સત્સંગ ચાલ્યા કર્યાં.

નરોત્તમ ઠાકુરનો પ્રભાવ તે દિવસોમાં ઘણોજ વધારે હતો, મોટા મોટા રાજા-મહારાજાઓ તેમના મંત્રશિષ્ય હતા. પ્રખર પંડિતો તેમને નિઃસંકોચપણે પ્રણામ કરતા હતા. તેઓ બંગાળી ભાષાના સુકવિ પણ હતા. તેમણે ગૌરપ્રેમમાં ઉન્મત્ત થઈને હજારો પદો રચ્યાં છે. તેમની પદાવલીઓ વૈષ્ણવસમાજમાં ખૂબ વખણાય છે. તેમણે દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કર્યું હતું. અંતસમયે તેઓ ગંગાજીને કિનારે ગંભીલા નામના ગામમાં એક શિષ્ય ગંગાનારાયણ પંડિતને ત્યાં ચાલ્યા ગયા હતા.

કાર્તિકની કૃષ્ણ પંચમીનો દિવસ હતો. પ્રાતઃકાળે ઠાકુર મહાશય પોતાના પ્રિય શિષ્ય ગંગાનારાયણ પંડિત તથા રામકૃષ્ણની સાથે ગંગાસ્નાન માટે ગયા. તેઓ કમર સુધી પાણીમાં ચાલ્યા ગયા અને પોતાના શિષ્યોને કહ્યું: "મારા શરીરને થોડું તો ચોળો." શિષ્યોએ ગુરુદેવની આજ્ઞાનું પાલન કર્યું. જોતજોતાંજ ઠાકુર મહાશયનું નિર્જીવ શરીર ગંગા માતાના સુશીતલ જળમાં પડીને સંતાકૂકડી રમવા લાગ્યું. નરોત્તમ ઠાકુર આ અસાર સંસાર ત્યજીને પોતાના સત્ય અને નિત્યધામમાં ચાલ્યા ગયા. વૈષ્ણવોના હાહાકારથી ગંગાકિનારો ગુંજવા લાગ્યો. ગંગા માતાનું હૃદય પણ પોતાના લાડકા પુત્રના શોકથી ઉભરાવા લાગ્યું અને તે પણ પોતાની મર્યાદા મૂકીને આગળ વધવા લાગી.





# વૃંદાવનમાં વસેલા મહાપ્રભુના છ ગોસ્વામીઓ

रुद्रोऽद्रिं जलधिं हरिर्दिविपदो दूरं विहायः श्रिताः
भोगीन्द्राः प्रवला अपि प्रथमतः पातालमूले स्थिताः ।
लीना पद्मवने सरोजनिलया मन्येऽर्थिसार्थाद्भिया
दीनोद्धारपरायणाः कलियुगे सत्पूरुषाः केवलम् ॥

( સુભાષિત રત્નભાંડાગાર ૭૪–૪૪ )

અર્થાત્ 'યાચકો મારી પાસે કઈ માગે નહિ' એ ભયથી ભગવાન શંકર પર્વત ઉપર રહેવા લાગ્યા. વિષ્ણુએ સમુદ્રમાં નિવાસ કર્યો, સઘળા દેવતાઓએ દૂર દૂરના આકાશનું શરણુ લીધું, વાસુકિ વગેરે નાગરાજોએ પોતે સમર્થ હોવા છતાં પણ પહેલેથીજ પાતાળમાં પોતાનું સ્થાન બનાવી લીધું છે અને લક્ષ્મીજી કમળવનમાં છુપાઈ ગયાં છે હવે તો આ કળિકાળમાં કેવળ સંત પુરુષોજ દીન–ગરીબોનો ઉદ્ધાર કરનારા રહી ગયા છે.

મહાપ્રભુ ચૈતન્યદેવના છ ગોસ્વામી ઘણાજ પ્રસિદ્ધ છે તેમનાં નામ (૧) શ્રી રૂપ (૨) શ્રી સનાતન (૩) શ્રીજીવ (૪) શ્રી ગોપાલ ભટ્ટ (૫) શ્રી રઘુનાથ ભટ્ટ અને (૬) શ્રી રઘુનાથદાસજી છે એ છએનુ થોડો ઘણો પરિચય વાચકો પાછલાં પ્રકરણોમાં વાંચીજ ચૂક્યા હશે શ્રી રૂપ અને સનાતન તો પ્રભુની આજ્ઞા લઈનેજ પુરીથી વૃંદાવન ગયા હતા. બસ ત્યારથી તેઓ પાછા ગૌડ દેશમાં પાછા ફર્યાં નહિ શ્રી જીવ તેમના નાના ભાઈ અનૂપના પ્રિય પુત્ર હતા. આખું

કુટુંબજ વિરક્ત બની ગયુ હતું. સાચેજ, એ દૈવી કુટુંબ હતું. જીવ ગોસ્વામી કાં તો મહાપ્રભુના અંતર્ધાન થયા પછી વૃંદાવન પધાર્યા હશે, અથવા મહાપ્રભુના તિરોભાવથી થોડો સમય પહેલાં તેમને મહાપ્રભુ સાથે મેળાપ થયાની હકીકત ક્યાંયે નથી મળતી. તેઓ નિત્યાનંદજીની આજ્ઞા લઇનેજ વૃંદાવન ગયા હતા. આથી મહાપ્રભુનો અભાવજ જણાય છે. રઘુનાથ ભટ્ટને પ્રભુએ પોતેજ પુરી મોકલ્યા હતા. વળી ગોપાળ ભટ્ટ જ્યારે નાના હતા, ત્યારે પ્રભુએ ચાતુર્માસ તેમને ઘેર દક્ષિણની યાત્રામાં ગાળ્યા હતા. ત્યાર પછી ફરીથી તેમને પ્રભુનાં દર્શન થયાં નહોતાં. રઘુનાથદાસજી પ્રભુએ લીલા સંકેલી લીધા પછી અને સ્વરૂપ ગોસ્વામીના પરલોકગમન પછી વૃંદાવન પધાર્યા અને ત્યાર પછી તેમણે વૃંદાવનની પાવન ભૂમિ છોડીને ક્યાંય પગ પણ મૂક્યો નહોતો. વ્રજમાંજ વાસ કરીને તેમણે પોતાની બાકીની ઉંમર વીતાવી હતી. એ બધાનું ઘણુજ ટુંકાણમાં અલગ અલગ વર્ણન હવે કરીએ છીએ.

## ૧–શ્રી રૂપ ગોસ્વામી

શ્રી રૂપ અને સનાતનજીનો પરિચય વાચકો પાછળ પ્રાપ્ત કરી ચૂક્યા છે. અનુમાનથી શ્રી રૂપજીનો જન્મ સંવત ૧૫૪૫ની લગભગમા બતાવવામાં આવે છે. તેઓ પોતાના મોટા ભાઈ શ્રીસનાતનજીથી એકાદ–બે વર્ષ નાના હતા, છતાં પ્રભુના પ્રથમ કૃપાપાત્ર હોવાથી વૈષ્ણવસમાજમાં સનાતનજીના મોટા ભાઇજ ગણાય છે. રામકેલિમાં એ બન્ને ભાઇઓનો પ્રભુ સાથે મેળાપ, શ્રી રૂપનુ પ્રયાગમાં પ્રભુને મળવું, પુરીમાં ફરીથી પ્રભુનાં દર્શન–નાટકોની રચના, પ્રભુની આજ્ઞાથી ગૌડ દેશ થઇને ફરીથી વૃંદાવનમાં આવીને હમેશાં વાસ કરવાના સમાચાર તો વાચકો પાછલાં પ્રકરણોમાં વાંચીજ ચૂક્યા હશે. હવે તેમના વૃંદાવનવાસની બે–ચાર ઘટનાઓ સાંભળો.

તેઓ બ્રહ્મકુંડની પાસે રહેતા હતા. એક દિવસ તેએ

નિરાહાર રહીનેજ ભજન કરતા હતા. ભૂખ લાગી હતી, પરંતુ તેઓ ભજન છોડીને ભિક્ષાને માટે જવા ઇચ્છતા નહોતા. એટલામાંજ એક શ્યામ રંગનો ગોવાળનો છોકરો એક માટીના પાત્રમાં દૂધ લઇને તેમની પાસે આવ્યો અને બોલ્યો કે "લ્યો મહારાજ! આ પીઓ. ભૂખ્યા ભજન શા માટે કરો છો? ગામમાં જઇને ભિક્ષા કેમ કરી આવતા નથી?" તમને ખબર નથી કે–

ભૂખે ભજન ન હોઇ, યહ જાનહિં સબ કોઈ.

રૂપજીએ તેમાંનુ દૂધ પીધું. તેમાં અમૃતથી પણ વિશેષ સ્વાદ હતો. એટલે તો તેઓ સમજી ગયા કે 'શામળા રંગનો છોકરો તો એ કપટી વૃંદાવનવાસીજ છે, તે પોતાના સામ્રાજ્યમાં કોઇને ભૂખ્યો જોઈ શકતો નથી.' વળી આશ્ચર્યની વાત તો એ હતી કે, જે પાત્રમાં તે છોકરો દૂધ આપી ગયો હતો, તે દિવ્ય પાત્ર ખબર નથી કે આપોઆપજ ક્યાં ચાલ્યુ ગયું! આ સમાચાર સાંભળીને શ્રીસનાતનજી દોડી આવ્યા અને તેમને આલિંગન આપીને કહેવા લાગ્યાઃ "ભાઈ! આ મનમોહન ઘણો સુકુમાર છે, એને બિલકુલ દુઃખ આપશો નહિ. તમે પોતેજ વ્રજવાસીઓનાં ઘરોમાંથી ટુકડા માગી લાવ્યા કરો.' તે દિવસથી શ્રી રૂપજી હમેશાં મધુકરી ભિક્ષા કરવા જવા લાગ્યા.

એક દિવસ શ્રીગોવિંદદેવજીએ તેમને સ્વપ્નમાં આજ્ઞા આપી કે ભાઇ! હું અમુક સ્થાને જમીનની નીચે દબાયેલો પડયો છું. એક ગાય મને હમેશાં પોતાના આંચળોમાંથી દૂધ પીવડાવી જાય છે. તમે તે ગાયનું ધ્યાન રાખીને મને બહાર કાઢો અને મારી પૂજા શરૂ કરો.'

પ્રાતઃકાળે તેઓ ઉઠીને તે સ્થાને પહોંચ્યા. ત્યાં તેમણે જોયુ તો 'ત્યાં એક ગાય ઉભી છે, અને તેના આંચળોમાંથી આપોઆપજ દૂધની ધારા વહીને એક કાણામાંથી નીચે પડે છે.' ત્યારે તો તેમના આનંદનું ઠેકાણું રહ્યું નહિ. તેઓ તેજ સમયે તે સ્થાન ખોદાવવા લાગ્યા. તેમાંથી ગોવિંદદેવજીની

મનમોહિની મૂર્તિ નીકળી, તેને લઈ જઇને તેઓ પૂજા કરવા લાગ્યા. સમય જતાં જયપુરના મહારાજ માનસિંહજીએ ગોવિંદદેવજીનું લાલ પથ્થરોનું એક અત્યંત ભવ્ય અને વિશાળ મંદિર બનાવરાવ્યું કે જે હજુ સુધી શ્રીવૃંદાવનની શોભાને વધારી રહ્યું છે. ઔરંગઝેબના આક્રમણના ભયથી જયપુરના મહારાજ પાછળથી અહીંની શ્રીમૂર્તિને પોતાને ત્યાં લઈ ગયા હતા. પાછળથી પછી 'નવા ગોવિંદજી'નું નવું મંદિર બન્યું, જેમાં ગોવિંદદેવજીની સાથેજ અગલ-બગલમાં શ્રી ચૈતન્યદેવ અને શ્રીનિત્યાનંદજીની મૂર્તિઓ પણ પાછળથી સ્થાપવામાં આવી હતી તે હજુ સુધી પણ અસ્તિત્વમાં છે.

જ્યારે શ્રીરૂપજી નંદગ્રામમાં નિવાસ કરતા હતા, ત્યારે શ્રી સનાતનજી એક દિવસ તેમને સ્થાને તેમને મળવા માટે ગયા. તેમણે પોતાના મોટા ભાઈને જોઈને તેમને પ્રણામ કર્યા અને બેસવા માટે સુંદર આસન આપ્યું. શ્રી-રૂપજી પોતાના ભાઇને માટે ભોજન બનાવવા લાગ્યા. તેમણે પ્રત્યક્ષ જોયું કે, ભોજનનો બધો સામાન પ્યારીજીજ એકઠો કરી રહ્યાં છે, ત્યારે તેમને ઘણો ક્ષોભ થયો. તેઓ છાના-માના બેઠા બેઠા એ બધું જોતાજ રહ્યા. જ્યારે ભોજન તૈયાર થઈ ગયુ, ત્યારે શ્રી રૂપજીએ તે ભગવાનને અર્પણ કર્યું. ભગવાન પ્યારીજીની સાથે પ્રત્યક્ષ થઈને ભોજન કરવા લાગ્યા. તેમનો જે ઉચ્છિષ્ટ-છાંડેલો મહાપ્રસાદ વધ્યો તેનું તેમણે શ્રી સનાતનજીને ભોજન કરાવ્યું. તેની અંદર અમૃતથી પણ વિશેષ દિવ્ય સ્વાદ હતો. સનાતનજીએ કહ્યું: "ભાઈ! તમે ઘણા ભાગ્યશાળી છો, કે રોજ વહાલી વહાલાના અધરામૃતના ઉચ્છિષ્ટ અન્નનો પ્રસાદ પામો છો; પરંતુ સુકુમારી લાડિલીજીને તમારો સામાન ભેગો કરતાં કષ્ટ થતું હશે, એ વિચારીને મને દુઃખ થાય છે." આટલું કહીને શ્રી સનાતનજી ચાલ્યા ગયા અને તેમનો જે ઉચ્છિષ્ટ મહાપ્રસાદ બાકી રહ્યો, તેને ઘણીજ રુચિ અને સ્વાદપૂર્વક શ્રી રૂપજી જમ્યા.

કોઈ કાવ્યમાં શ્રીરૂપજીએ પ્યારીજીની વેણીને કાળી નાગણની ઉપમા આપી હતી. સનાતનજીને એવો વિચાર આવતાં ઘણું દુઃખ થયું કે, ભલા પ્યારીજીના અમૃતભર્યા મુખ આગળ વિષવાળી કાળી નાગણનું શું કામ ? તેઓ આ ચિંતામાં મગ્ન હતા, તેવામાંજ તેમને સામેના કદંબના વૃક્ષ ઉપર વહાલાની સાથે પ્યારીજી ઝૂલતાં જણાયાં. તેમના મસ્તક ઉપર કાળા રંગની નાગણ લહેરાતી હતી, તેમાં ક્રૂરતાનુ કામ નહોતું, ક્રોધ અને ઝેરનું નામ નહોતું; તે તો પરમ સૌમ્ય, પ્રેમીઓના મનને હરનારી અને ચંચળ ચપળ ચિત્તને પોતાની તરફ દૃઢપણે ખેંચનારી નાગણ હતી. શ્રીસનાતનજીને આથી ઘણી પ્રસન્નતા થઈ અને તેમની શંકાનુ સમાધાન પ્યારીજીએ આપોઆપજ પોતાનાં દુર્લભ દર્શનો આપીને કરી દીધું.

આ પ્રકારે તેમની ભક્તિ અને પ્રેમના માહાત્મ્યની ઘણી ઘણી વાતો કહેવામાં આવે છે. તેઓસદા યુગલ-માધુરીના રૂપમાં મસ્ત રહેતા હતા. એકલા અટુલા, ભૂલ્યા ભટક્યા ગાંડા જેવા હમેશાં વૃંદાવનના વનમાર્ગોમાં ફર્યા કરતા હતા, તેમનો આહાર વહાલા-વહાલીનાં રૂપ-અમૃતના પાનનોજ હતો. બસ, એનાજ મદમાં તેઓ મસ્ત રહેતા હતા. તેઓ હમેશાં પ્રેમમાં મગ્ન થઈને નામજપ કર્યા કરતા અને બાકીના સમયમાં ભક્તિ સંબંધી ગ્રંથો રચ્યા કરતા. તેમના બનાવેલા ભક્તિભાવપૂર્ણ સોળ ગ્રંથો મળી આવે છે –

(૧) હંસદૂત (૨) ઉદ્ધવસંદેશ (૩) કૃષ્ણજન્મ તિથિવિધિ (૪) ગણોદ્દેશદીપિકા (૫) સ્તવમાલા (૬) વિદગ્ધમાધવ (૭) લલિતમાધવ (૮) દાનલીલા (૯) દાનકેલિકૌમુદી (૧૦) ભક્તિરસામૃતસિન્ધુ (૧૧) ઉજ્જવલ નીલમણિ (૧૨) મથુરામાહાત્મ્ય (૧૩) આખ્યાત ચંદ્રિકા (૧૪) પદ્યાવલી (૧૫) નાટકચંદ્રિકા અને (૧૬) લઘુ ભાગવતામૃત

વૃંદાવનમાં રહીને તેમણે શ્રીકૃષ્ણપ્રેમનું સાકાર રૂપ ખડું કરી બતાવ્યુ હતું. તેઓ હમેશાં નામસંકીર્તન

અને પુસ્તક રચવામાંજ લાગ્યા રહેતા હતા. 'વૃંદાવનની યાત્રા' નામના પુસ્તકમાં તેમના વૈકુંઠવાસની તિથિ સંવત ૧૬૪૦ (ઇ. સ. ૧૫૯૩) ની શ્રાવણ સુદી બારશ લખેલી છે. આ પ્રકારે તેઓ લગભગ ૭૪ વર્ષ પર્યંત આ ધરતી ઉપર હયાત રહીને ભક્તિતત્ત્વનો પ્રચાર કરતા રહ્યા.

## ૨–શ્રી સનાતનજી ગોસ્વામી

શ્રી સનાતનજીનો જન્મ સંવત ૧૫૪૪ની લગભગમાં અનુમાની શકાય છે. તેમના કારાવાસની હકીકત, તેમાંથી છૂટા થઈને પ્રયાગમાં આવવું, પ્રભુનાં ચરણકમળોમાં રહીને શાસ્ત્રીય શિક્ષણનું શ્રવણ કરવું, વૃંદાવન જવું, ફરીથી પાછા પુરીમાં આવવું, શરીરમાં ભયંકર દરાજ થવી, શ્રી જગન્નાથજીના રથ નીચે પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય, પ્રભુની આજ્ઞાથી વૃંદાવન જઈને ભજન અને પુસ્તકરચના કરતા રહેવાની હકીકત તો વાચકો પાછળ વાંચીજ ચૂકયા હશે. હવે તેમના સંબંધી પણ વૃંદાવનની બે–ચાર ઘટનાઓ આ નીચે આપીએ છીએ.

એક દિવસ તેઓ શ્રી યમુનાજીમાં સ્નાન કરવા જતા હતા. રસ્તામાં એક પારસ પથ્થરનો ટુકડો પડેલો જડયો. તેમણે તેને ત્યાંજ ધૂળથી ઢાંકી દીધો. દૈવવશાત્ તેજ દિવસે એક બ્રાહ્મણ તેમની પાસે આવીને ધનની યાચના કરવા લાગ્યો. તેમણે ઘણું કહ્યું કે "ભાઈ! હું ભિક્ષુક છું, ટુકડા માગીને ખાઉં છું, ભલા મારી પાસે ધન કયાં છે? કોઈ ધનવાન શેઠ શાહુકાર પાસે જાઓ." પરંતુ તે માનતોજ નહોતો. તેણે કહ્યું કે "શ્રીમહારાજ! મેં ધનની ઇચ્છાથીજ અનેક વર્ષો સુધી શિવની આરાધના કરી, તેથી શિવજીએ સંતુષ્ટ થઇને રાત્રે સ્વપ્નમાં મને કહ્યું કે "હે બ્રાહ્મણ! તું જે ઇચ્છાથી મારું પૂજન કરે છે, તારી તે ઇચ્છા વૃંદાવનમાં સનાતન ગોસ્વામીની પાસે જવાથી પૂર્ણ થશે." બસ, તેમનાજ સ્વપ્નથી હું તમારે શરણે આવ્યો છું. આથી સનાતનજીને પેલો પારસ પથ્થર યાદ આવ્યો. તેમણે કહ્યું:

"ઠીક, મારી સાથે યમુનાજી તરફ ચાલો." એમ કહીને તેઓ તેને યમુનાકિનારે લઇ ગયા. દૂરથીજ આંગળીના ઇશારાથી તેમણે તેને પારસની જગા બતાવી દીધી. તેણે ઘણી શોધ કરી પરંતુ પારસ તો મળ્યોજ નહિ. એટલે તેણે કહ્યું: 'આપ મને છેતરો નહિ, જો હોય તો આપજ શોધી આપો.'

તેમણે કહ્યું કે "ભાઇ! એમાં છેતરપડીની વાતજ શી છે! હું તો તેનો સ્પર્શ કરી શકતો નથી, એટલે તું ધીરજથી શોધ, અહીં જ મળી આવશે." બ્રાહ્મણ શોધવા લાગ્યો; અકસ્માત્ તેને પારસનો ટુકડો મળી ગયો. તેજ સમયે તેણે એક લોઢાના ટુકડાને તેને અડકાડીને તેની પરીક્ષા કરી જોઈ. જોતજોતામાંજ લોઢાનો ટુકડો સોનું બની ગયો અને બ્રાહ્મણ પ્રસન્ન થઇને પોતાને ઘેર ચાલ્યો ગયો.

તે અર્ધે રસ્તેજ પહોંચ્યો હશે, એટલામાં તેનો વિચાર એકદમ બદલાઇ ગયો. તેણે વિચાર્યું કે "જે મહાપુરુષ ઘેર ઘેરથી ટુકડા માગીને ખાય છે, અને સંસારવ્યવહારમા આટલા બધા કિંમતી ગણાતા આ મણિને હાથથી અડકતા પણ નથી તેમની પાસે જરૂર આ પથ્થરથી વિશેષ કિંમતી કોઇ બીજી વસ્તુ છે. હુ તો તેજ તેમની પાસેથી પ્રાપ્ત કરીશ. આ પારસ આપીને તો તેમણે મને છેતરી લીધો." એમ વિચારીને તે પાછો ફરીને તેમની પાસે આવ્યો અને તેમનાં ચરણોમાં પડીને રડી રડીને પોતાની બધી મનોવ્યથા કહેવા લાગ્યો. તેના સાચા વૈરાગ્યને જોઇને તેમણે પારસને યમુનાજીમા ફેંકાવી દીધો, અને તેને અમૂલ્ય હરિનામનો ઉપદેશ આપ્યો. તેનાથી તે થોડા સમયમાં પરમ સંત બની ગયો. કોઇએ ઠીકજ કહ્યું છે કે—

પારસમેં અરૂ સંતમેં, સંત અધિક કર માન;
વહ લોહા સોના કરે, યહ કરે આપુ સમાન.

તેઓ મથુરાજીમાં મધુકરી માટે એક ચોબાને ઘેર જતા હતા. તે ચોબાની સ્ત્રી પરમ ભક્ત અને શ્રીમદનમોહન ભગવાનની ઉપાસિકા હતી. તેને ઘેર બાલભાવથી

શ્રીમદનમોહન ભગવાન વિરાજતા હતા. સનાતનજી તેમની મનોહર મૂર્તિનાં દર્શનોથી ઘણાજ પ્રસન્ન થતા. વાસ્તવમાં તો તેઓ મદનમોહનજીનાં દર્શનને માટેજ જતા હતા. તે ચોબણનો એક નાનકડો બાળક હતો. મદનમોહન પણ બાળકજ રહ્યા. બન્નેમાં ખૂબ દોસ્તી હતી. મદનમોહન તો ગામડિયા ગોવાળજ હતા. તેઓ આચારવિચાર શું જાણે! તે ચોબણના છોકરાની સાથેજ એક વાસણમાં ભોજન કરતા. સનાતનજીને આ જોઈને ઘણું આશ્ચર્ય થયુ કે, મદનમોહન સરકાર તો બહુ વિચિત્ર છે!

એક દિવસ તેઓ મધુકરી લેવા ગયા. ચોબણ તેમને ભિક્ષા આપવા લાગી. તેમણે આગ્રહપૂર્વક કહ્યુ કે "માતા! જો તું મને કંઇ આપવા ઇચ્છતી હોય તો આ બાળકનુ ઉચ્છિષ્ટ અન્ન મને આપ." ચોબણે તેમની પ્રાર્થના સ્વીકારી લીધી અને તેમને તે મદનમોહનનો ઉચ્છિષ્ટ પ્રસાદ આપી દીધો. બસ, પછી શું વાત! તેમને તો તે માખણચોરની લપલપતી જીભે લાગેલા અન્નનો સ્વાદ લાગી ગયો, તેઓ હમેશાં તેજ ઉચ્છિષ્ટ અન્ન લેવા જવા લાગ્યા.

એક દિવસ સ્વપ્નમાં મદનમોહનજીએ કહ્યું: "ભાઈ! શહેરમાં તો મને હવે કંટાળો આવે છે, તમે પેલી ચોબણ પાસેથી મને લઇ આવો, હું તો બસ, જંગલમાંજ રહીશ." બરાબર તેજ રાત્રે ચોબણને પણ એજ સ્વપ્ન આવ્યું કે, તુ મને સનાતન સાધુને આપી દે. બીજે દિવસે તેઓ ગયા અને તેમણે કહ્યુ. "માતાજી! મદનમોહન હવે વનમાં રહેવા ઈચ્છે છે, તમારી શી ઇચ્છા છે?"

કંઇક પ્રેમયુક્ત રોષના સ્વરમાં ચોબણે કહ્યું: "સાધુ મહારાજ! આના આ બધાં કરતૂતની મને પહેલેથીજ ખબર છે. એક જગ્યાએ રહેવાનુ તો એ જાણતોજ નથી, એ ભારે નિર્મોહી છે, તેનું કોઇ સગું નથી." ભલા, જે યશોદાએ તેનું લાલન–પાલન કર્યું, ખવરાવી–પીવરાવીને આટલો મોટો કર્યો, તેને પણ મુસાફરની પેઠે છોડીને ચાલ્યો ગયો!

મને પણ કહેતો હતો કે 'મારૂં મન અહીં લાગતું નથી.' મેં પણ વિચાર કરી લીધો કે 'મન નથી લાગતું તો મારી બલા જાણે. જ્યારે તનેજ મારે મોહ નથી, તો મને પણ તારો મોહ નથી; ભલેને, તું સાધુની સાથે ચાલ્યો જા.' એમ કહેતાં કહેતાં આંખોમાં આંસુ લાવીને તેણે મદનમોહનને સનાતનજીને આપી દીધા. ઉપરથી તો તે એવી વાતો કહેતી હતી, પરંતુ તેનું હૃદય પોતાના મદનમોહનના વિરહથી તરફડી રહ્યું હતું. સનાતનજી મદનમોહનને સાથે લઇને યમુનાકિનારે આવ્યા. હવે મદનમોહનને રહેવા માટે તેમણે સૂર્યઘાટની પાસે એક સુરમ્ય ટેકરા ઉપર ઘાસની ઝુંપડી બનાવી લીધી અને તેમાં તેઓ મદનમોહનની પૂજા કરવા લાગ્યા. હવે તેઓ ઘેર ઘેરથી લોટની ચપટીઓ માગી લાવતા અને તેનીજ મીઠા વિનાની મધુકરી બનાવીને મદનમોહનને ભોજન કરાવતા.

એક દિવસ મદનમોહને મોં મરડીને કહ્યું કે "સાધુ મહારાજ! આ મીઠા વિનાની બાટીઓ મારાથી ખવાતી નથી. થોડું નિમક પણ કોઇની પાસેથી માગી લાવ્યા કરો."

સનાતનજીએ ગુસ્સે થઇને કહ્યું કે "એ લપ મને નહિ પોષાય, ખાવી હોય તો એમજ ખાઓ, નહિ તો તમારા ઘરનો રસ્તો પકડો."

મદનમોહન સરકારે કંઇક હસતાં હસતાં કહ્યું કે "એક કાંકરી મીઠાની કોણ ના પાડશે? કયાંકથી માગીને લઇ આવજો." બીજે દિવસથી તેઓ લોટની સાથે થોડું મીઠું પણ લાવવા લાગ્યા.

સ્વાદિયા મદનમોહનને તો સરસ માખણ અને સાકરની આદત પડી હતી, તેથી એક દિવસ ઘણીજ દીનતાથી બોલ્યા કે "સાધુ મહારાજ! આ લૂખા તિક્કડ–રોટલા તો મારે ગળે નથી ઉતરતા. થોડું ઘી પણ કયાંકથી લાવ્યા કરો તો સારૂં."

હવે સનાતનજી મદનમોહનજીને ચોખ્ખેચોખ્ખું સંભળાવવા લાગ્યા. તેમણે કહ્યું: "જુઓ, મારી સાચેસાચી વાત સાંભળો. મારી પાસે તો આ સૂકા રોટલા છે, તમને ઘી–સાકરનો સ્વાદ હતો તો કોઇક ધનિકને ત્યાં જવું હતું, મારા જેવા ભિક્ષુકને ત્યાં તો આજ સૂકા રોટલા મળશે. તમારે ગળે ઉતરે કે ગમે તો ન ઉતરે, હું કોઇ ધનવાન પાસે ઘી–સાકર માગવા નહિ જાઉં. થોડા યમુનાના જળ સાથે ખાઇ લીધા કરો. માટી તો ખાઇ જતા હતા." બિચારા મદનમોહન મોં મરડીને ચૂપ થઇ ગયા. તે લંગોટીવાળા સાધુને તેઓ બીજું કહીજ શુ શકે તેમ હતું!

બીજે દિવસે તેમણે જોયુ કે, એક ઘણો મોટો ધનવાન તેમની પાસે આવે છે. તેઓ બેઠા બેઠા ભજન કરતા હતા, તેણે દૂરથીજ તેમનાં ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ઘણાજ કરુણ સ્વરે કહેવા લાગ્યા કે "મહાત્માજી! મારૂં વહાણ યમુનાજીમાં ભરાઇ ગયું છે, એવો આશીર્વાદ આપો કે તે નીકળી જાય. હું આપને શરણે આવ્યો છું." તેમણે કહ્યું કે "ભાઇ! હું કંઇ જાણતો નથી, આ ઝૂંપડીમાં જે બેઠા છે, તેમને કહો."

વેપારીએ ભગવાન મદનમોહનને પ્રાર્થના કરી કે "હે ભગવન્! જો મારૂં વહાણ નીકળી જાય તો વેચાણના અર્ધા દ્રવ્યથી હું આપની સેવા કરૂં." બસ, પછી શું વાર! વહાણ તેજ સમયે નીકળી ગયું. તે દિવસોમાં નદીઓ મારફત વહાણથી વેપાર થતો હતો. રેલ, તાર અને મોટર વગેરે યંત્રો ત્યારે હતાંજ નહિ. વેપારી મહાજનનો માલ બમણી કિંમતે વેચાયો. તેજ સમયે તેણે હજારો રૂપિયા ખરચીને ઘણી ઉદારતાપૂર્વક મદનમોહનજીનું મંદિર બંધાવી દીધું, અને ભગવાનની સેવા માટે પૂજારી, રસોઇયા, નોકર–ચાકર તથા બીજા પણ ઘણા કામ કરનારા માણસો રાખી દીધા. તે મંદિર વૃંદાવનમાં આજે પણ હયાત છે.

તેમની ખ્યાતિ સાંભળીને અકબર બાદશાહ તેમનાં

દર્શને આવ્યો અને તેમને કંઈક સેવા માટે પ્રાર્થના કરવા લાગ્યો. જ્યારે ઘણી ના પાડવા છતાં તેણે માન્યું નહિ; ત્યારે તેમણે પોતાની ઝૂપડી પાસેના યમુનાજીના તૂટેલા ઘાટનો ખૂણો સુધરાવવાની આજ્ઞા આપી. તે સમયે અકબરને ત્યાંની બધી ભૂમિ અમૂલ્ય રત્નોથી જડેલી જણાવા લાગી. એટલે તેમનાં ચરણોમાં પડીને તે કહેવા લાગ્યો કે "પ્રભો ! મારો અપરાધ ક્ષમા કરો, મારૂં સમસ્ત રાજ્ય પણ અહીંના એક રત્નના મૂલ્ય બરાબર નથી." આજ ઘટના શ્રીહરિદાસ સ્વામીજીના સંબંધમાં પણ કહેવામાં આવે છે બન્નેય બરાબર છે. ભક્તોની લીલા અપરંપાર છે, તે શ્રદ્ધાપૂર્વક સાંભળી લેવી જોઇએ. તર્ક કરવા હોય તો દર્શનશાસ્ત્રો ભણો.

તેમણે પણ ભક્તિતત્ત્વની ખૂબ પર્યાલોચના કરી છે, તેમના રચેલા ચાર ગ્રંથો પ્રસિદ્ધ છે. (૧) બૃહદ્ ભાગવતામૃત (બે ખંડ), (૨) હરિભક્તિવિલાસ, ટીકાદિક પ્રદર્શિની, (૩) વૈષ્ણવતોષિણી (દશમ સ્કંધની ટીકા) (૪) લીલાસ્તવ (દશમચરિત્ર).

સત્તર વર્ષની ઉમરમાં સં. ૧૬૧૫ (ઇ. સ. ૧૫૫૮) ના અષાડ સુદી ચૌદશને દિવસે તેમનુ ગોલોકગમન દર્શાવવામાં આવે છે. તેઓ પરમ વિનયી, ભાગવત અને ભાગવત-રસ-રસિક વૈષ્ણવ હતા.

## ૩-શ્રી જીવ ગોસ્વામીજી

શ્રી અનૂપના પુત્ર સ્વામી શ્રી જીવનો વૈરાગ્ય પરમ ઉત્કૃષ્ટ પ્રકારનો હતો. તેઓ આજન્મ બ્રહ્મચારી રહ્યા હતા. સ્ત્રીઓનુ દર્શન સુદ્ધાં તેઓ કરતા નહિ. પિતાનો વૈકુંઠવાસ થયા પછી અને બન્ને કાકાઓ ગૃહત્યાગી-વૈરાગી બની ગયા પછી તેમણે પણ તેમનાજ માર્ગનું અનુસરણ કર્યું અને તેઓ પણ સર્વ કંઇ ત્યજી શ્રીવૃંદાવનમાં જઇને પોતાના કાકાઓનાં ચરણોનુ અનુસરણ કરતા કરતા શાસ્ત્ર-ચિંતન અને શ્રીકૃષ્ણકીર્તનમાં પોતાનો સમય વિતાવવા લાગ્યા. તેઓ પોતાના સમયના એક પ્રસિદ્ધ પંડિત હતા,

વ્રજમંડળમા તેમની ઘણીજ ખ્યાતિ હતી. દેવતાઓને પણ અપ્રાપ્ય વ્રજની પવિત્ર ભૂમિનો પરિત્યાગ કરીને તેઓ કયાય પણ કોઇના આગ્રહથી બહાર જતા નહોતા. સાંભળ્યુ છે કે, એક વાર અકબર બાદશાહે ઘણાજ આગ્રહપૂર્વક તેમને આગ્રા બોલાવ્યા હતા અને તેમની આજ્ઞાનુસારજ તેણે તેમને ઘોડાગાડીમા બેસાડીને તેજ દિવસે રાત્રે વૃંદાવન પહોંચાડી દીધા હતા. તેમના સંબધની પણ બેએક ઘટનાઓ સાંભળો.

સાંભળવા પ્રમાણે, એક વાર કોઇ દિગ્વિજયી પડિત દિગ્વિજય કરવાની ઇચ્છાથી વૃદાવનમા આવ્યો. શ્રી રૂપ તથા સનાતનજીએ તો તેમની સાથે શાસ્ત્રાર્થ કર્યા વિનાજ વિજયપત્ર લખી આપ્યુ, પરતુ શ્રી જીવ ગોસ્વામી તેમની સાથે વાદવિવાદમાં ઉતરી પડયા અને તેને હરાવીનેજ છોડયો. આ સમાચાર સાભળીને શ્રી રૂપ ગોસ્વામીએ તેમને દબડાવ્યા અને એટલે સુધી કહી દીધુ કે "જે વૈષ્ણુવ બીજાઓને માન આપી જાણુતો નથી, તે સાચો વષ્ણુવજ નથી. આપણે જય-પરાજય સાથે શુ કામ? તમે જયની ઇચ્છાથી તેની સાથે લડી પડયા, તેથી હવે મારી સમક્ષ આવશો નહિ." આથી તેમને ઘણુંજ દુખ થયુ અને તેઓ અનશન કરીને યમુનાકિનારે જઇ બેઠા પરતુ શ્રીસનાતનજીએ જ્યારે આ સમાચાર સાભળ્યા ત્યારે તેમણે રૂપ ગોસ્વામી પાસે આવીને પૂછ્યુ કે "વૈષ્ણુવોએ જીવો ઉપર દયા કરવી જોઇએ કે અદયા?"

શ્રી રૂપજીએ કહ્યુઃ "વૈષ્ણુવોએ જીવમાત્ર પ્રત્યે દયાભાવ દર્શાવવો જોઇએ, એ તો સર્વસમત સિદ્ધાંત છે."

બસ, આટલુ સાભળતા વેતજ સનાતનજીએ જીવ ગોસ્વામીજીને તેમના ચરણોમાં પડવા ઈસારો કર્યો જીવ ગોસ્વામી અધીરા થઇને તેમનાં ચરણોમા આળોટી પડયા અને પોતાના અપરાધને યાદ કરી બાળકની પેઠે ધ્રૂસ્કે ધ્રૂસ્કે રુદન કરવા લાગ્યા. શ્રી રૂપજીનું હૃદય ભરાઇ આવ્યુ,

તેમણે તેમને હૃદય સાથે લગાવ્યા અને તેમના અપરાધને પણ માફ કરી દીધો.

સાંભળ્યુ છે કે, પરમભક્ત મીરાબાઇ પણ તેમને મળ્યા હતા. તે દિવસોમા તેઓ એકાતમા નિવાસ કરતા હતા અને સ્રીઓને તેમના આશ્રમમા જવાની મનાઇ હતી જ્યારે મીરાબાઇએ તેમને મળવાની ઇચ્છા પ્રગટ કરી અને તેમને જવાબ મળ્યો કે, તેઓ સ્રીઓને નથી મળતા, ત્યારે મીરાબાઇએ એવો સદેશ મોકલ્યો કે "વૃદાવન તો બાંકાવિહારીનુ અતપુર છે એમા ગોપીઓ સિવાય કોઇ બીજાનો પ્રવેશ નથી આ બિહારીજીના નવા પટ્ટાવાળા બીજા પુરુષ કયાથી આવી વસ્યા છે? એમણે કોઈ બીજા સ્થાનની શોધ કરવી જોઇએ" આથી તેઓ પરમ પ્રસન્ન થયા અને તેઓ મીરાબાઇને ઘણા પ્રેમપૂર્વક મળ્યા

તેમણે એક યોગ્ય આચાર્યની માફક ભક્તિમાર્ગનો ઘણોજ પ્રચાર કર્યો પોતાના કાકાઓની પેઠે તેમણે પણ ઘણા ગ્રથો રચ્યા. કૃષ્ણદાસ ગોસ્વામીએ એ ત્રણેના ગ્રથોની સખ્યા ચાર લાખની દર્શાવી છે અહી ગ્રથનો અર્થ અનુષ્ટુપ છદ અથવા એક શ્લોક છે, પુસ્તક નહિ શ્રી રૂપના રચેલા બધા મળીને એક લાખ ગ્રથ અથવા શ્લોક દર્શાવવામા આવે છે બધા પુસ્તકોમા એટલા શ્લોક હોઇ શકે છે શ્રી જીવ ગોસ્વામીજીના બનાવેલા નીચે લખેલા ગ્રથો મળી આવે છે –શ્રીભાગવત ષટ્સદર્ભ, વૈષ્ણવતોષિણી, લઘુ-તોષિણી અને ગોપાલચપૂ

તેમના વૈકુઠવાસની બરાબર તિથિ અથવા સવતની પૂરી માહિતી અમને કોઇ પણ ગ્રથમાથી મળી નથી

## ૪–શ્રી રઘુનાથદાસજી ગોસ્વામી

શ્રી રઘુનાથદાસજીના વૈરાગ્ય, ગૃહત્યાગ અને પુરીના નિવાસનો વૃત્તાન્ત તો વાચક વાચીજ ચૂકયા હશે મહાપ્રભુ તથા શ્રીરૂપ ગોસ્વામીના તિરોભાવ પછી તેઓ ઘણાજ દુખી થઇને વૃદાવન ચાલ્યા આવ્યા હતા તેમની ઇચ્છા

હતી કે, હું ગોવર્ધન પર્વત ઉપરથી કૂદી પડી મારા પ્રાણ ત્યજી દઉં; પરંતુ શ્રી રૂપ–સનાતન વગેરેના સમજાવવાથી તેમણે શરીર ત્યજવાનો વિચાર છોડી દીધો. તેઓ હમેશાં રાધાકુંડની નજીકમાં વાસ કરતા હતા. કહે છે કે, તેઓ ચોવીસ કલાકમાં માત્ર એક વાર થોડો મઠો પીનેજ રહેતા હતા. તેઓ હમેશાં પ્રેમમાં લવલીન થઇને 'રાધે, રાધે' પોકાર્યા કરતા હતા. તેમનો જન્મસંવત અનુમાનથી ૧૪૧૬ શકાબ્દ દર્શાવવામાં આવે છે. તેમણે પોતાનું પૂર્ણ આયુષ્ય ભોગવ્યું હતું. જ્યારે શકે ૧૫૧૨માં શ્રી નિવાસાચાર્યજી ગૌડ દેશ આવતા હતા, ત્યારે તેઓ હયાત હતા એમ કહેવાય છે. તેમનો ત્યાગ–વૈરાગ્ય ઘણોજ અદ્ભુત અને અલૌકિક હતો. તેમણે જીવનપર્યંત કદી જીભનો સ્વાદ લીધો નથી, સુંદર વસ્ત્ર પહેર્યાં નથી અને બીજા પણ કોઇ પ્રકારના સંસારી સુખનો ઉપભોગ કર્યો નથી. લગભગ સો વર્ષો પર્યંત તેઓ પોતાના ત્યાગ–વૈરાગ્યમય શ્વાસોથી આ સ્વાર્થપૂર્ણ સંસારના વાયુમંડળને પવિત્રતા પ્રદાન કરતા રહ્યા. તેમના બનાવેલા (૧) સ્તવમાલા, (૨) સ્તવાવલી અને (૩) શ્રી દાનચરિત્ર—એ ત્રણ ગ્રંથ બતાવવામાં આવે છે. તેમના સમાન ત્યાગમય જીવન કોનું હોઇ શકે ? રાજપુત્ર હોવા છતાં પણ આટલો ત્યાગ ! દાસ મહાશય ! આપનાં શ્રીચરણોમાં અમારા કોટિ કોટિ પ્રણામ છે. પ્રભો ! આ વાસનાયુક્ત અધમના હૃદયમાં પણ આપની શક્તિનો સંચાર કરો.

## ૫–શ્રી રઘુનાથ ભટ્ટ

અમે પહેલાં બતાવીજ ચૂક્યા છીએ કે, તપન મિશ્રજીના સુપુત્ર શ્રી રઘુનાથ ભટ્ટ પોતાનાં માતા–પિતાના પરલોકગમન પછી આઠ મહિના પ્રભુનાં ચરણકમળોમાં રહીને તેમનીજ આજ્ઞાથી વૃંદાવન જઇને રહેવા લાગ્યા હતા. તેઓ ભાગવતના ઘણા મોટા પંડિત હતા, તેમનો સ્વર ઘણોજ કોમળ હતો. તેઓ શ્રી રૂપ ગોસ્વામીની સભામાં શ્રીમદ્

ભાગવતની કથા કહેતા હતા. તેમનો જન્મસંવત અનુમાનથી ૧૪૨૫ બતાવવામાં આવે છે. તેઓ કેટલા વખત સુધી પોતાના કોયલ જેવા સુંદર કંઠથી શ્રીમદ્ભાગવતનું કૂજન કરતા રહીને વૃંદાવનમાં બારેય મહિના વસંત બનાવતા રહ્યા, તેનો સંપૂર્ણ વૃત્તાન્ત મળતો નથી.

## ૬–શ્રી ગોપાલ ભટ્ટ

તેઓ શ્રીરંગ ક્ષેત્રનિવાસી વેંકટ ભટ્ટના પુત્ર તથા શ્રી પ્રકાશાનંદજી સરસ્વતીના ભત્રીજા હતા. પિતાના પરલોકગમન પછી તેઓ શ્રી વૃંદાવનવાસ કરવા માટે ચાલ્યા આવ્યા હતા. જ્યારે તેઓ નાના હતા ત્યારે દક્ષિણયાત્રામાં પ્રભુએ તેમને ઘેર ચોમાસાના ચાર માસ ગાળ્યા હતા. ત્યાર પછી તેઓનો મહાપ્રભુની સાથે મેળાપ થયો નહોતો. તેમના આગમનના સમાચાર શ્રી રૂપ–સનાતનજીએ પ્રભુને મોકલ્યા હતા; ત્યારે પ્રભુએ એક પત્ર મોકલીને શ્રી રૂપ અને સનાતન એ બન્ને ભાઈઓને લખ્યું હતું કે, તેમને પ્રેમપૂર્વક તમારી પાસે રાખજો અને તમારા સગા ભાઈ સરખા સમજજો. મહાપ્રભુએ પોતાનુ બેસવાનું આસન અને દોરી તેમને માટે મોકલ્યાં હતાં. એ બન્ને પ્રભુપ્રસાદીરૂપ અમૂલ્ય વસ્તુઓ મેળવીને તેઓ પરમ પ્રસન્ન થયા હતા. ધ્યાનને સમયે તેઓ પ્રભુની પ્રસાદી–દોરી મસ્તકે ધારણ કરીને ભજન કર્યા કરતા હતા. તેમના ઉપાસ્ય દેવ શ્રીરાધારમણજી હતા.

એમ સાંભળ્યું છે કે, તેમના ઉપાસ્યદેવ પહેલાં શાલિગ્રામના રૂપમાં હતા. તેમની તેઓ સેવા–પૂજા કર્યા કરતા હતા. એક વાર કોઈ ધનવાન વૃંદાવનમાં આવ્યો, ને તેણે બધાં મંદિરોના ઠાકોરજી માટે સુંદર વસ્ત્રાભૂષણ આપ્યાં હતાં. આમને પણ લાવીને ઘણાં સુંદર સુંદર વસ્ત્ર અને ઘરેણાં આપ્યાં. વસ્ત્ર અને ઘરેણાં જોઈને તેમને પણ ઈચ્છા થઈ કે, જો મારા ઠાકોરજીને પણ હાથ–પગ હોત તો હું પણ તેમને વસ્ત્રાભૂષણ ધારણ કરાવત. બસ, પછી શું વાત! ભગ-

વાન તો ભકતને અધીન છે, તેઓ કદી ભકતની ઇચ્છાને અન્યથા નથી કરતા. તેજ સમયે શાલગ્રામની મૂર્તિમાંથી હાથ–પગ નીકળી આવ્યા અને ભગવાન શ્રી રાધારમણ મુરલીધારી શ્યામ બની ગયા. ભટ્ટજીની પ્રસન્નતાનું ઠેકાણું રહ્યુ નહિ. તેમણે ભગવાનને વસ્ત્રાભૂષણ પહેરાવ્યાં અને ભક્તિભાવથી તેમની સ્તુતિ કરી. શ્રી નિવાસાચાર્યજી તેમનાજ શિષ્ય હતા. તેમના મંદિરના પૂજારી શ્રીગોપાલનાથદાસજી પણ તેમના શિષ્ય હતા. તેમના પરલોકગમન પછી શ્રી ગોપાલનાથદાસજીજ તે ગાદીના અધિકારી થયા. ગોપાળનાથ દાસજીના શિષ્ય શ્રીગોપીનાથ દાસજીએ પોતાના નાના ભાઈ દામોદરદાસજીને શિષ્ય બનાવીને તેમને લગ્ન કરવાનું કહી દીધું. હાલના શ્રીરાધારમણજીના ગોસ્વામીઓ એજ શ્રી દામોદરદાસજીના વંશજ છે. વૃંદાવનમાં શ્રીરાધારમણજીની એજ મનોહર મૂર્તિ પોતાના અદ્ભુત અને અલૌકિક પ્રભાવને ધારણ કરીને પોતાના પ્રિય ભક્ત શ્રી ગોપાલ ભટ્ટની ભક્તિ અને એકનિષ્ઠાની ઘોષણા કરી રહી છે. ભક્તવત્સલ ભગવાન્ શું નથી કરી શકતા !

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ !!





# श्रीचैतन्य-शिक्षाष्टक

प्रेमोद्भावितहर्षेर्ष्योद्वेगदैन्यार्तिमिश्रितम् ।
लपितं गौरचन्द्रस्य भाग्यवद्भिर्निषेव्यते ॥

( શ્રી ચૈતન્ય. ચરિ. અ. લી. ૨૦-૧ )

અર્થાત્ શ્રીગૌરાંગ પ્રભુના પ્રેમથી પ્રગટ થયેલા હર્ષ, ઈર્ષા, ઉદ્વેગ, દૈન્ય અને દુઃખ વગેરે ભાવોથી મિશ્રિત પ્રલાપને ભાગ્યવાન પુરુષજ શ્રવણ કરી શકે છે.

મહાપ્રભુ શ્રી ગૌરાંગદેવે સંન્યાસ લીધા પછી પોતાના હાથે કોઈ પણ ગ્રંથ રચ્યો નથી. તેમને એટલો અવકાશજ ક્યાં હતો ! તેઓ તો હમેશાં પ્રેમમદિરાનું પાન કરતા રહી પાગલ જેવા રહ્યા કરતા હતા. એવી દશામાં પુસ્તક રચવાં એ તેમને માટે અશક્ય હતું; પરંતુ તેમના ભક્તોએ તેમના ઉપદેશામૃતના આધાર ઉપર અનેક ગ્રંથોની રચના કરી છે. મહર્ષિ વ્યાસ, વાલ્મીકિ, શંકર, રામાનુજ વગેરે અનેક મહાપુરુષો પોતાની અમર કૃતિથીજ અંધ થયેલા સંસારને દિવ્ય પ્રકાશ આપે છે. દત્તાત્રય, જડભરત, ઋષભદેવ, અજગર મુનિ વગેરે ઘણા સિદ્ધ મહાપુરુષો પોતાનાં લોકાતીત આચરણો દ્વારાજ સંસારને ત્યાગ, વૈરાગ્ય અને ભોગોની અનિત્યતાના પાઠ ભણાવે છે. બુદ્ધદેવ, કબીરદાસ અને પરમહંસ રામકૃષ્ણદેવ જેવા ઘણા પરોપકારી મહાપુરુષો પોતાની અમોઘ વાણી દ્વારાજ સંસારનું કલ્યાણ કરે છે. શ્રી ચૈતન્યદેવે તો પોતાના જીવનનેજ પ્રેમનું સાકાર સ્વરૂપ બનાવીને મનુષ્યો સમક્ષ રજુ કરી દીધું હતું. ચૈતન્યચરિત્રની મનુષ્યો જેમ જેમ આલોચના અને પ્રત્યાલોચના

કરશે, તેમ તેમ તેઓ શાસ્ત્રીય સિદ્ધાંતની સાંપ્રદાયિક સંકુચિત સીમામાંથી નીકળીને સંસાર સમક્ષ સાર્વદેશી બની શકશે. ચૈતન્યદેવે કોઇ નવો ધર્મ સ્થાપ્યો નથી. સંન્યાસધર્મ યા ત્યાગધર્મ કે જે ઋષિઓનો સનાતન ધર્મ છે, તેનેજ શરણે તેઓ આવ્યા અને સંસાર સમક્ષ મહાન્ ત્યાગનો એક સર્વોચ્ચ આદર્શ રજુ કરીને લોકોને ત્યાગનો યથાર્થ મર્મ શીખવ્યો. સમયના પ્રભાવથી જ્ઞાનમાર્ગમાં જે શુષ્કતા આવી ગઇ હતી, સંસારને અસાર બતાવતાં બતાવતાં જેનુ હૃદય પણ સારહીન અને શુષ્ક બની ગયુ હતું, તેજ શુષ્કતાને તેમણે હાંકી કાઢીને ત્યાગની સાથે સરળતાનું પણ સમિશ્રણ કરી દીધું. તે ત્યાગમય પ્રેમે સોનામાં સુગંધનુ કામ કર્યું. શ્રી ચૈતન્યદેવનો મેં એજ સાર-સિદ્ધાંત માન્યો છે. પરંતુ હુ મારી માન્યતાને ખાતર બીજા કોઇને ફરજ પાડતો નથી. વાચક! પોતેજ શ્રી ચૈતન્ય-ચરિત્રનું અધ્યયન કરે અને યથામતિ તેમના સારસિદ્ધાંત-ને પોતેજ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે. મહાપ્રભુએ પ્રસંગો-પાત આઠ શ્લોક કહ્યા છે. તે બધા મહાપ્રભુએ રચેલા-જ દર્શાવવામાં આવે છે. વૈષ્ણવ મંડળીમાં એ આઠ શ્લોક 'શિક્ષાષ્ટક'ના નામથી ઘણાજ પ્રસિદ્ધ છે. તેમના ઉપર મોટી ટીકા-ટિપ્પણીઓ પણ લખવામાં આવી છે. ગ્રંથના અંતમાં એ આઠ શ્લોકોને અર્થ સાથે આપીને અમે આ ગ્રંથ સમાપ્ત કરીએ છીએ. જેઓ 'શ્રી ચૈતન્ય-ચરિતાવલી' આદિથી અંત સુધી વાંચશે તેઓ પરમ ભાગ-વત તથા પ્રેમી તો અવશ્યજ હશે, કદાચ નહિ હોય તો આ સુંદર ચરિત્રના પઠન અને ચિંતનથી અવશ્યજ તેઓ પ્રેમદેવની મનમોહિની મૂર્તિના અનન્ય ઉપાસક બની જશે.

ચૈતન્યચરિતાવલીરૂપી રસભરી ધારાએ અમારી અને વાચકોની વચ્ચે એક પ્રકારનો સંબંધજ સ્થાપી દીધો છે. ગમે તો અમારે 'ચૈતન્યચરિતાવલી'ના બધા વાચકો સાથે શરીરસંબંધ ન પણ હોય, પરંતુ માનસિક સંબંધ તો તે દિવસથી બંધાઇજ ચૂક્યો છે કે જે દિવસે તેમણે

અચૈતન્ય-જડ જગતને છોડીને ચતન્યચરિત્રની શોધ કરી છે. એ બધા પ્રેમી બંધુઓનાં શ્રીચરણોમાં આ હૃદયહીન નીરસ લેખકની અંતઃકરણપૂર્વક એજ પ્રાર્થના છે કે, આપ કૃપા કરીને આપના પ્રેમનો એક એક કણ પણ આ દીન હીન કંગાલને આપો તો તેનુ કલ્યાણ થઇ જાય. કહ્યુ છે કે—

"બુંદ બુંદસે ઘટ ભરૈ, ટપકત રીતો હોય."

—બસ, પ્રત્યેક-વાચક અમારા પ્રત્યે થોડો પણ પ્રેમ દર્શાવવાની કૃપા કરે, તો અમારો આ ખાલી ઘડો ભરાઇ જાય. શું ઉદાર અને પ્રેમી વાચકો અમને એટલી ભિક્ષા આપી શકશે? આ અમે હૃદયપૂર્વક કહીએ છીએ, અમને ધનની કે બીજા કોઇ સાંસારિક ઉપભોગોની હજુ સુધી તો ઇચ્છા જણાતી નથી. આગળની વાત તો ભગવાન જાણે. ભલા-ભલાઓને ખેંચી આણીને પાછા તેણે એજ માયા-જાળમાં ફસાવી દીધા છે, તો પછી મારા જેવા કીટપતંગો-ની તો વિસાતજ શી! તેને તો હજુ સુધી જોયેજ નથી. શાસ્ત્રોમાંથી સાંભળ્યુ છે ખરૂ કે પ્રેમી ભકતજ તેનુ સ્વરૂપ છે, તેથી તેમની સામે અકિંચન ભિખારીની પેઠે અમે વસ્ત્ર પસારીને ભીખ માગી રહ્યા છીએ. અમને પૂર્ણ વિશ્વાસ છે કે આવા મોટા દાતાઓના દરવાજેથી મારે નિરાશ થઇને પાછા ફરવું નહિ પડે, મારી ઝોળીમા અવશ્યજ તેઓ કઇ ને કંઈક તો નાખશેજ. ભીખ માગનાર કોઇ ગીત ગાઇને અથવા કઇક કહીને દાતાઓના ચિત્તને પોતા તરફ આકર્ષી-ને ભીખ માગે છે. તેથી અમે પણ શ્રીચૈતન્યે કહેલા એ આઠ શ્લોકોજ રજુ કરી વાચકો પાસે ભીખ માગીએ છીએ.

(૧)

चेतोदर्पणमार्जनं भवमहादावाग्निनिर्वापणं
श्रेयः कैरवचन्द्रिकावितरणं विद्यावधूजीवनम्।
आनन्दाम्बुधिवर्द्धनं प्रतिपदं पूर्णामृतास्वादनं
सर्वात्मस्नपनं परं विजयते श्रीकृष्णसंकीर्तनम्॥

અર્થાત્ જે ચિત્તરૂપી દર્પણના મેલને સાફ કરનાર

છે, જે સંસારરૂપી મહાદાવાગ્નિને શાંત કરનાર છે, પ્રાણીઓને મંગળદાતા શુભ્ર ચંદ્રિકા વહેંચનાર છે, જે વિદ્યારૂપી વધૂના જીવનસ્વરૂપ છે અને આનંદરૂપી સમુદ્રને પ્રતિદિન વધારનારજ છે, તે શ્રીકૃષ્ણસંકીર્તનનો જય હો, જય હો!

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ !!

(૨)

नाम्नामकारि बहुधा निजसर्वशक्ति-
स्तत्रार्पितानियमितः स्मरणेन कालः ।
एतादृशी तव कृपा भगवन् ममापि
दुर्दैवमीदृशमिहाजनि नानुरागः ॥

પ્રાણનાથ! તમારી કૃપામાં કંઈ કસર નથી અને મારા દુર્ભાગ્યમાં કંઈ સંદેહ નથી. ભલા, જુઓ તો ખરા કે તમે 'નંદ-નંદન' 'વ્રજચંદ્ર' 'મુરલીમનોહર' 'રાધા-રમણ' એ કેટલાં સુંદર સુંદર કાનોને પ્રિય લાગનારાં આપના મનોહારી નામ પ્રસિદ્ધ કર્યાં છે! વળી તે નામ ખાલીજ છે એમ નથી. તમે તમારી સંપૂર્ણ શક્તિ બધાં નામોમા સમાનરૂપે ભરી દીધી છે. જેનો પણ આશરો લઈએ, તેમાંથી તમારી પૂર્ણ શક્તિ મળી આવે છે. સંભવ છે કે, વૈદિક ક્રિયાઓની પેઠે તમે તે લેવામાં કંઈક દેશ, કાળ અને પાત્રનો નિયમ રાખ્યો હોત તો એમાં કંઇક મુશ્કેલી હોવાનો ભય પણ હતો, પણ તમે તો એ બાબતનો કોઇ પણ નિયમજ રાખ્યો નથી. સ્ત્રી હો, પુરુષ હો, દ્વિજ હો, અંત્યજ હો, શૂદ્ર હો, અનાર્ય હો, કોઇ પણ ભલેને હો, બધા મનુષ્યો પવિત્ર-અપવિત્ર કશાનો પણ વિચાર ન કરતા બધી અવસ્થાઓમાં, સઘળા સમયોમાં સર્વત્ર એ સુમધુર નામોનુ સંકીર્તન કરી શકે છે. હે ભગવન્! તમારી તો જીવો ઉપર આટલી બધી કૃપા અને મારૂં એવુંજ દુર્ભાગ્ય કે તમારાં એ સુમધુર નામોમાં સાચા હૃદયથી પ્રેમજ ઉત્પન્ન થતો નથી.

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ !!

(૩)

तृणादपि सुनीचेन तरोरपि सहिष्णुना।
अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः॥

હરિનામસંકીર્તન કરનારા પુરુષે કેવા પ્રકારના ગુરુ કરવા જોઇએ અને બીજાઓ પ્રત્યે તેમનો વ્યવહાર કેવો હોવો જોઇએ, તે કહે છે–"ભાગવત થવા ઇચ્છનારે મુખ્યત્વે બે ગુરુ બનાવવા જોઇએ એક તો તૃણ–તણખલું અને બીજું વૃક્ષ." તણખલા પાસેથી નમ્રતાની દીક્ષા લેવી. તણખલુ હમેશાં સૌના પગ નીચેજ પડયું રહે છે. કોઇ દયાળુ પુરુષ તેને ઉઠાવીને આકાશમાં ચઢાવી પણ દે, તો પણ તે જ્યાંનુ ત્યા પૃથ્વી ઉપરજ આવીને પડે છે. તે સ્વપ્નમાં પણ કોઈના મસ્તક ઉપર ચઢવાની ઇચ્છા કરતું નથી તૃણ સિવાય બીજા ગુરુ 'વૃક્ષ' પાસેથી 'સહિષ્ણુતા'ની દીક્ષા લેવી જોઇએ. સુંદર વૃક્ષનું જીવન પરોપકાર માટેજ હોય છે. તે ભેદભાવશૂન્ય થઇને સમાન ભાવે બધાની સેવા કર્યા કરે છે જેની ઇચ્છા હોય તે તેની સુખ આપનારી શીતળ છાયામા આવીને પોતાના શરીરનો તાપ શાત કરી લે. જે તેની ડાળીઓને કાપે છે, તેને પણ તે એવીજ શીતળતા આપે છે અને જે જળ તથા ખાતરથી તેનુ સિચન કરે છે, તેને પણ એવીજ શીતળતા આપે છે. તેને માટે શત્રુ–મિત્ર બન્ને સમાન છે. તેનાં પુષ્પોની સુગધ જે કોઇ તેની પાસે પહોંચી જાય તે લઇ શકે છે. તેના સુદરને જે ઇચ્છે તે ઉખાડી લાવે. તેનાં કાચાં પાકાં ફળની જેમને ઇચ્છા હોય, તે તોડી લાવે, તે કોઇને પણ મના નહિ કરે. દુષ્ટ સ્વભાવવાળા પુરુષો તેને ખૂબ ફળોથી સમૃદ્ધ જોઇને બળવા લાગે છે અને ઈર્ષાને વશ થઇ તેના ઉપર પથ્થર ફેંકે છે પરતુ તે તેના ઉપર સહેજ પણ ગુસ્સો કરતું નથી, ઉલટુ તેની પાસે જો પાકા ફળ હોય છે, તો સર્વપ્રથમ તો પ્રહાર કરનારને પાકાં ફળ આપે છે જો પાકાં ફળ તે સમયે હાજર ન હોય તો કાચા પણ આપીને

પોતાના અપકારી પ્રત્યે પ્રેમભાવ પ્રદર્શિત કરે છે. દુષ્ટ સ્વભાવવાળા તેનીજ છાયામાં બેસીને શાંતિ મેળવે છે, ને પાછળથી તેની સીધી ડાળીઓ કાપવાની ઇચ્છા કરે છે. તે કોઇ પણ પ્રકારની આપત્તિ વિના પોતાના શરીરને કપાવીને તેનાં કાર્યો પૂર્ણ કરે છે. આ ગુરુ પાસેથી સહિષ્ણુતા શીખવી જોઇએ.

માન તો ઝાંઝવાના જળ જેવું છે, તેથી જે માનની પાછળ પડ્યો, તે તરસ્યા હરણની પેઠે હમેશાં તરફડી તરફડીનેજ મરે છે. માનનો કયાંય અંત નથી, જેમ જેમ આગળ વધતા ચાલો તેમ તેમ તે મૃગજળ વધારે ને વધારે આગળ વધતું ચાલશે. તેથી વૈષ્ણવે કદી પણ માનની ઇચ્છા ન કરવી જોઇએ; પરંતુ બીજાઓને હમેશાં માન આપતા રહેવું જોઇએ. સન્માનરૂપી સંપત્તિની અનંત ખાણ ભગવાને આપણાં હૃદયોમાં આપી રાખી છે. જેની પાસે ધન છે, અને તે ધનની આવશ્યકતા રાખનાર વ્યક્તિને તેના માગવા છતાં નથી દેતો, તો તે "કંજુસ" કહેવાય છે. તેથી સન્માનરૂપી ધન આપવામા કોઇની સાથે કંજુસપણું કરવું ન જોઇએ. તમે પરમ ઉદાર બનો, બન્ને હાથો વડે સપત્તિ લૂટાવો. જે તમારી પાસેથી માનની ઇચ્છા રાખે તેને તો માન આપવુંજ જોઇએ, પરંતુ જે ન પણ માગે તેનેય બસ ખૂબાખૂબ આપ્યા કરો. આથી તમારી ઉદારતાથી સર્વાન્તર્યામી પ્રભુ ઘણાજ પ્રસન્ન થશે. બધામાં તેજ વહાલા પ્રભુનુ રૂપ જુઓ. સૌ કોઇને તેમનુજ સ્વરૂપ સમજીને નમ્રતાપૂર્વક પ્રણામ કરો. એવા થશો ત્યારેજ આ સુમધુર નામોનું સંકીર્તન કરવાના તમે અધિકારી બની શકો છો—

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ !!

(૪)

न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये।
मम जन्मनि जन्मनीश्वरे भवताद्भक्तिरहैतुकी त्वयि ॥

સંસારમાં સર્વ સુખોની ખાણ ધન છે. જેની પાસે ધન છે, તેને કોઇ વાતની ઉણપ નથી. ધનવાન માણસની પાસે ગુણવાન, પંડિત તથા ભાત ભાતની કળાઓના જાણકારો આપોઆપજ આવે છે. ધનથી પણ વધારે શક્તિશાળી જનસંપત્તિ છે. જેની આજ્ઞામાં દશ માણસ છે, જેના કહેવાથી અનેક માણસો ક્ષણવારમાં લોહી વહેવરાવી શકે છે, તે સારા સારા ધનવાનોની પણ પરવા નથી કરતો. પૈસો પાસે ન હોવા છતાં પણ સારા સારા લખપતિ-કરોડપતિ તેનાથી થરથર ધ્રૂજે છે. તે જનશક્તિથી પણ વધારે આકર્ષક સુંદરી છે. સુંદરી સંસારમાં કોના મનને આકર્ષી શકતી નથી! ભલા ભલા કરોડપતિઓ સુકુમાર સુંદરીના જરાશા કટાક્ષ ઉપર લાખ્ખો રૂપિયા પાણીની પેઠે વહાવી દે છે. હજારો વર્ષની સંચિત કરેલી તપસ્યાને અનેક તપસ્વીઓને તેનાં વાંકાં ભવાંના કટાક્ષ ઉપર ન્યોછાવર કરી દેવાની ફરજ પડે છે. ધનવાન હો કે ગરીબ, પંડિત હો કે મૂર્ખ, શૂરવીર હો અથવા નિર્બળ, જેના પણ ઉપર ભવાંરૂપી કમાનમાંથી કટાક્ષરૂપી બાણસુંદરીએ એકજ તીર છોડયું, તે જરૂર બેભાન બની જઇ મૂર્છિત થઇ જાય છે. એટલે તો રાજર્ષિ ભર્તૃહરિએ કહ્યું છે કે 'कन्दर्पदर्पदलने विरला मनुष्याः' અર્થાત્ કામદેવના મદને ચૂર્ણ કરનારા માણસો આ સંસારમાં વિરલાજ હોય છે. કામદેવની સહચરી સેનાનાયિકા સુંદરીજ છે. તે સુંદરીથી પણ વિશેષ કવિતા છે જેને કવિતા-કામિનીએ પોતાના પતિ તરીકે પસંદ કરી લીધો છે, તેને મન ત્રણે લોકની સંપત્તિ પણ તુચ્છ છે. તે ધનહીન હોવા છતાં પણ શહેનશાહ છે. પ્રકૃતિ તેણે ખરીદી લીધેલી દાસી છે. તે રાજા છે, મહારાજા છે, દેવ છે અને વિધાતા છે. આ સંસારમાં સુંદર કવિત્વશક્તિ કોઈ વિરલા ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ વહાલા! હું તો ધન, જન, સુંદરી તથા કવિતા એમાંથી કોઇ પણ વસ્તુની આકાંક્ષા નથી રાખતો ત્યારે તમે પૂછશો કે "તો તમે બીજું શું ઇચ્છો છો?" એનો ઉત્તર

એ છે કે "હે જગદીશ ! હું કર્મબંધનોનો નાશ કરવાની પ્રાર્થના નથી કરતો, મારૂં પ્રારબ્ધ મિટાવી દો એવી પણ ઇચ્છા રાખતો નથી. ભલેને મારે ચોરાશી લાખ તો શું પણ ચોરાશી અબજમાં ભ્રમણ કરવું પડે, પરંતુ વહાલા પ્રભો ! તમારી સ્મૃતિ હૃદયથી ન ભૂલું. તમારાં પુનિત ચરણકમળોનું ધ્યાન સદા સતતપણે જેમનું તેમજ રહ્યા કરે. તમારા પ્રત્યે મારી નિષ્કામ ભક્તિ એજ પ્રકારે રહ્યા કરે ને હું સદા પોકારતો રહું કે—

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ ! !

(૫)

अयि नन्दतनूज किङ्करं पतितं मां विषमे भवाम्बुधौ ।
कृपया तव पादपङ्कजस्थितधूलीसदृशं विचिन्तय ॥

આ સંસાર સમુદ્રસમાન છે. એમાં મને તમે કયાં ફેંકી દીધો ? હે નાથ ! એની મારે કોઈ ફરિયાદ કરવાની નથી. હું મારાં કર્મોને અધીન થઇનેજ એમાં ડૂબકાં લગાવી રહ્યો છું. વારે વારે ડૂબું છું અને પછી તમારી કરુણાને આધારે ઉપર તરવા લાગું છું. આ અનંત સાગરના સંબંધમાં હું કંઇ પણ જાણતો નથી કે તે કેટલો ઉંડો છે, પરંતુ હે મારા રમણ ! હું એમાં ડૂબકીઓ મારતાં મારતાં થાકી ગયો છું. કોઇ કોઇ વાર ખારૂ પાણી મોંમાં ચાલ્યુ જાય છે, તો ઉલટી થવા લાગે છે. કોઈ વાર કાનોમાં પાણી ભરાઈ જાય છે તો કોઇ વાર આંખોજ ખારા પાણીથી બળવા લાગે છે. કોઇ કોઇ વાર નાકમાં થઇને પણ પાણી ચાલ્યુ જાય છે. ઓ મારા મનોહર નાવિક ! ઓ મારા કોમળ પ્રકૃતિવાળા કર્ણધાર ! મને આપનો નોકર જાણીને, સેવક સમજીને કયાંક બેસવાનું સ્થાન આપો. તમે તો ગોવાળના છોકરા છો ને ! ઘણા ચપળ છો. પૂછી શકો છો કે "આ અથાગ જળમાં હુ બેસવા માટે તને કયાં સ્થાન આપુ ! મારી પાસે નાવ પણ નથી કે તેમાં હું તને બેસાડી લઉં." તો ઓ મારા રસિકશિરોમણિ ! હું ચાલાકી કરતો નથી,

તમને છેતરતો નથી, બતાવું છું. તમારી પાસે એક એવું સ્થાન છે કે જળમાં રહેવા છતાં પણ ડૂબતા નથી અને તેમાં તમે મારા જેવા અનેક ડૂબતાઓને આશ્રય આપી રાખ્યો છે. તમારા એ અરુણ રંગના જે કોમળ ચરણકમળ છે, તે તો જળમાંજ રહેવાના સ્વભાવવાળા છે. એ કમળોમાં ધૂળનાં સેંકડો રજકણો જળમાં રહેતાં છતાં નિશ્ચિંતપણે ડૂબ્યા વિનાજ બેઠાં છે. હે નંદજીના લાડકવાયા પુત્ર! એજ રજકણોમાં મારી પણ ગણત્રી કરી લ્યો. મને પણ તે પાવન પદ્મોમાંૈરજ બનાવીને બેસાડી લ્યો. ત્યાં બેસીને હુ તમારી ધીરે ધીરે પગ હલાવવાની ક્રીડા સાથે નૃત્ય કરતો કરતો સુંદર સ્વરથી આ નામોનુ ગાયન કરતો રહીશ—

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ!!

(૬)

नयनं गलदश्रुधारया वदनं गद्गदरुद्धया गिरा।
पुलकैर्निचितं वपुः कदा तव नामग्रहणे भविष्यति ॥

વહાલા! મેં સાંભળ્યું છે કે, આસુઓની અંદર જે સફેદ–સફેદ કાચના જેવું નાનકડું ઘર દેખાય છે, તેની અંદર તમારૂ ઘર છે. તમે સદા તેમાંજ રહો છો. જો આ વાત બરાબર છે, તો પ્રભો! મારે નામ લેવું નકામુંજ છે. મારી આંખો આંસુ તો વહાવતીજ નથી, તમે તો અંદરજ છુપાઇને બેઠા રહેતા હશો. બોલવું ચાલવું તો વાચાળતામાં થાય છે. તમે સંભવ છે કે, મુનિઓ ઉપર વહાલ કરતા હશો, પરંતુ દયાળો! મૌન કેમ કરીને રહુ? આ વાણી તો આપોઆપજ નીકળી પડે છે. વાણીને રોકી દો. ગળાને રૂંધાવી નાખો કે જેમાથી એક શબ્દ પણ સ્પષ્ટ ન નીકળી શકે. સુસ્તી–બેચેનીમા બધી વસ્તુઓ શિથિલ થઈ જાય છે. તમે કહો છો. "તારા આ શરીરના વાળ કેમ પડ્યા છે?" વહાલા! એમાં વિદ્યુતનો સંચાર થયો નથી. આપની વિરહરૂપી વીજળી એમા ભરી દો કે જેથી એ ... ના નાનો અવાજ સાંભળતાંજ ચમકીને ઉભા

થઇ જાય. ઓ મારા વિધાતા ! એની સુસ્તી ઉડાવી દો, એમાં એવી શક્તિ ભરી દો કે જેથી ધ્રૂજરી આવ્યા કરે. બસ, જ્યાં તમારા નામનો અવાજ સાંભળું કે ત્યાંજ બન્ને નેત્રો ડળડળ આંસુથી ભરાઈ આવે, વાણી આપોઆપજ અટકી જાય અને શરીરનાં બધાં રૂંવાં તદ્દન ઉભાં થઇ જાય. વહાલા ! તમારાં આ મધુર નામો લેતાં લેતાં કોઇ દિવસ મારી એવી સ્થિતિ પણ થઇ શકશે શું ?

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ ! !

(૭)

युगायितं निमेषेण चक्षुषा प्रावृषायितम् ।
शून्यायितं जगत् सर्वं गोविन्दविरहेण मे ॥

હાય રે વહાલા ! લોકો કહે છે કે, આયુષ્ય ટુંકું છે; પરંતુ વહાલા ! મારૂં આયુષ્ય તો તમે અનંત કરી દીધું છે અને તમે મને અમર બનાવીને કયાં છુપાઈ ગયા છો ? ઓ ચોર ! જરા આવીને મારી દશા તો જુઓ ! તમને જોયા સિવાય મારી કેવી દશા થઇ રહી છે ! જેને લોકો 'निमेष' કહે છે, અને પલકવારમાંજ જે સમય વીતી ગયો કહેવાય છે, તે સમય મારે માટે એક યુગથી વિશેષ થઇ ગયો છે. એનું કારણ માત્ર તમારો વિરહ છે. લોકો કહે છે કે વરસાદ ચારજ મહિના પડે છે; પરંતુ મારૂં જીવન તો તમે વર્ષામયજ બનાવી દીધું છે. મારાં નેત્રોમાંથી હમેશાં વરસાદની ધારાઓજ છૂટ્યા કરે છે; કેમકે તમે દેખાતા નથી, ક્યાંય દૂર જઇને છુપાઇ ગયા છો. નૈયાયિક ચોવીસ ગુણ કહે છે અને સાત પદાર્થ કહે છે. આ સંસારમાં વિવિધ પ્રકારની વસ્તુઓ બતાવવામાં આવે છે; પરંતુ વહાલા મોહન ! મારે માટે તો આ સમસ્ત સંસાર સૂનો સૂનોજ જણાય છે, તેનું એકમાત્ર કારણ તમારૂં અદર્શનજ છે. તમે મને અહીં ફસાવીને કોણ જાણે કયાં ચાલ્યા ગયા છો ? તેથી હું હમેશાં રડતો રડતો બૂમો પાડું છું—

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ ! !

(८)

आश्लिष्य वा पादरतां पिनष्टु मामदर्शनान्मर्महतां करोतु वा।
यथा तथा वा विदधातु लम्पटो मत्प्राणनाथस्तु स एव नापरः॥

હે સખિ! એ ફોકટની વાતોમાં શું છે? તું મને એના ગુણોને શું કરવા સંભળાવે છે? તે ગમે તો દયામય હોય અથવા દગાખોર, પ્રેમી હો કે નિષ્ઠુર, રસિક હો કે જારશિરોમણિ, હું તો એની દાસી બનીજ ચૂકી છું, મેં તો મારૂં શરીર તેનેજ અર્પણ કરી દીધું છે. તે ગમે તો તેને હૃદયે લગાવી પ્રેમને લીધે તેનાં રૂંવાં ઉભાં કરી દે અથવા પોતાના વિરહમાં, જળમાંથી કાઢેલી એવી મર્મવેદનાથી પીડાતી માછલીની પેઠે તરફડાવતો રહે. હવે તો હું એ લંપટને પનારેજ પડી છું. હવે ચિંતા કરવાથી થઇજ શું શકે? જે થવાનુ હતું તે થઇ ચૂક્યું. હુ તો મારૂ સર્વસ્વ તેને અર્પણ કરી ચૂકી છું. તે આ શરીરનો સ્વામી બની ચૂકયો છે. હવે કોઇ બીજો પુરુષ તેના તરફ નજર ઉંચી કરીને પણ જોઇ શકતો નથી. તેનાં અનંત સુંદર અને મનોહર નામ છે, તેમાંથી હું તો રડતાં રડતાં આજ નામોનો ઉચ્ચાર કરૂં છું—

શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ !!

પ્રેમી વાચકોનો પ્રેમ દિવસે બમણો ને રાતે ચારગણો વધતો રહો. શું આ ભિક્ષુકને પણ તેમાંથી એક કણ મળશે?

इति शम्।

श्री श्रीचैतन्यचरितावली समाप्तोऽयं ग्रन्थ.॥

श्री चैतन्य महाप्रभु
पंचम खंड समाप्त

# મૂળ લેખકનું આભારદર્શન

( હિંદી ઉપરથી )

શ્રીબદરીનારાયણથી પાછો ફરીને જ્યારે અહીં આવ્યો હતો; ત્યારે એજ એક જળપાત્ર, ભિક્ષાપાત્ર અને ટાટનો કકડો–એ મારી સંપત્તિ હતી. અહીં આવીને ઘણા દિવસો પછી પુસ્તક લખવાની પ્રેરણા થઇ અને તેજ સમયે બધાં આવશ્યક પુસ્તકો પણ વિના વિલંબે એકઠાં થઇ ગયાં. જેમણે લખવાની પ્રેરણા કરી તેમણેજ પુસ્તકોની વ્યવસ્થા કરી આપી તેનીજ લીલા છે! તેને ધન્યવાદ પણ શા દઉં? સેવકના ધન્યવાદનું મૂલ્યજ શું છે? મૂલ્ય ન પણ હોય, તો પણ હું વિનામૂલ્યેજ આપી દઉં તો એ મારી અનધિકારચેષ્ટા ગણાશે. તેથી એ ભગવત્કૃપાપાત્ર બંધુઓનાંજ શુભ નામ હું અહીં આપી દઉં છું, કે જેમના પવિત્ર હૃદયમાં તેણે આવી પરમ પાવન પ્રેરણા આપી. જે પુસ્તકોની યાદી× હુ આપુ છુ, તેમાંથી મે કોઇને ઉલટાવીને જોયું છે, કોઇની વિષયાનુક્રમણિકાજ જોઇ છે અને કોઇને કઇક વાંચ્યુ છે પણ ખરૂ આદિથી તે અંત સુધી તો ભાગ્યેજ કોઇક વાંચ્યું હશે. કહેવત છે કે "લેખકો પુસ્તકો વાંચતા નથી, પણ સૂંઘે છે." યથાર્થ વાત એવીજ છે. આ પુસ્તકોને મેં માત્ર સૂંઘ્યાજ છે, તેમ છતાયે તેમનો ઉલ્લેખ કરી દેવો તો આવશ્યકજ છે. અહીં તેના લેખક, પ્રકાશક, અનુવાદક એ સૌના પ્રત્યે હું મારી કૃતજ્ઞતા પ્રદર્શિત કરૂં છું.

વિનીત લેખક–પ્રભુદત્ત બ્રહ્મચારી

---

× આ યાદી આ પછીના પૃષ્ઠોમા આપી છે

| | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | કોના દ્વારા મળ્યું |
|---|---|---|---|---|
| ૧ | શ્રી શ્રીચૈતન્ય ભાગવત આદિખંડ (બંગાળી) | શ્રી. વૃંદાવનદાસ ઠાકુર, શ્રી ભક્તિસિદ્ધાંત સરસ્વતી દ્વારા સંપાદિત ગૌડીય ભાષ્ય | શ્રી ગૌડીય મઠ–કલકત્તા | પૂ. હરિબાબાજી |
| ૨ | શ્રી શ્રીચૈતન્ય ભાગવત મધ્ય ખંડ (બંગાળી) | „ „ | „ „ | „ „ |
| ૩ | શ્રી શ્રીચૈતન્યમંગલ | શ્રી લોચનદાસ ઠાકુર, શ્રી ભક્તિ-સિદ્ધાંત સરસ્વતી દ્વારા સંપાદિત. | શ્રીચૈતન્ય મઠ–નદિયા | „ „ |
| ૪ | શ્રી અમિય નિમાઇ ચરિત (પ્રથમ ખંડ) | શ્રી. શિશિરકુમાર ઘોષ | નં ૨, આનંદ ચટ્ટોપાધ્યાય લેન, બાગ બજાર–કલકત્તા | શ્રી રામેશ્વરપ્રસાદજી, ગૅવા (બદાયૂં) |
| ૫ | શ્રી અમિય નિમાઇ ચરિત (બીજો ખંડ) | „ „ | „ „ | „ „ |
| ૬ | „ ત્રીજો ખંડ | „ „ | „ „ | „ „ |
| ૭ | „ ચોથો ખંડ | „ „ | „ „ | „ „ |
| ૮ | „ પાંચમો ખંડ | „ „ | „ „ | „ „ |
| ૯ | „ છઠ્ઠો ખંડ | „ „ | „ „ | „ „ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | લૉર્ડ ગૌરાંગ (અંગ્રેજી) (પ્રથમ ભાગ) | શ્રી. શિશિરકુમાર ઘોષ | 'અમૃતબજાર પત્રિકા' કાર્યાલય, કલકત્તા | પૂ. હરિબાબાજી |
| ૧૧ | ,, (બીજો ભાગ) | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૧૨ | લાઇફ ઑફ લવ | | | |
| ૧૩ | શ્રી રાય રામાનંદ (બંગાળી) | શ્રી. રસિકમોહન વિદ્યાભૂષણ | નં. ૨૫, બાગબજાર સ્ટ્રીટ-કલકત્તા | શ્રી રામેશ્વરપ્રસાદજી, ગૅંવા (બદાયૂઁ) |
| ૧૪ | શ્રી શ્રીચૈતન્ય ચરિતામૃત (બંગાળી) | શ્રી કવિરાજ કૃષ્ણદાસ ગોસ્વામી-વિરચિત (અમૃતપ્રવાહ અને અનુભાષ્ય સાથે) | ગૌડીય મઠ, કલકત્તા | ,, ,, |
| ૧૫ | ગંભીરાય શ્રી ગૌરાંગ (બંગાળી) | શ્રી. રસિકમોહન વિદ્યાભૂષણ | નં ૨૫, બાગબજાર સ્ટ્રીટ-કલકત્તા | ,, ,, |
| ૧૬ | નીલાચલે વ્રજમાધુરી (બંગાળી) | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૧૭ | શ્રીરામકૃષ્ણ કથામૃત (બંગાળી) પ્રથમ ખંડ | શ્રી 'म' કથિત | ૧૩–૨ ગુરુપ્રસાદ ચૌધરી લેન, કલકત્તા | ,, ,, |
| ૧૮ | ,, ,, બીજો ખંડ | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૧૯ | ,, ,, ત્રીજો ખંડ | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૨૦ | ,, ,, ચોથો ખંડ | ,, ,, | ,, ,, | ,, ,, |

| | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | કોના દ્વારા મળ્યું |
|---|---|---|---|---|
| ૧ | શ્રી શ્રીચૈતન્ય ભાગવત આદિખંડ (બંગાળી) | શ્રી. વૃંદાવનદાસ ઠાકુર; શ્રી ભક્તિસિદ્ધાંત સરસ્વતી દ્વારા સંપાદિત ગાડીય ભાષ્ય | શ્રી ગૌડીય મઠ–કલકત્તા | પૂ. હરિબાબાજી |
| ૨ | શ્રી શ્રીચૈતન્ય ભાગવત મધ્ય ખંડ (બંગાળી) | " " | " " | " " |
| ૩ | શ્રી શ્રીચૈતન્યમંગલ | શ્રી લોચનદાસ ઠાકુર, શ્રી ભક્તિ-સિદ્ધાંત સરસ્વતી દ્વારા સંપાદિત. | શ્રીચૈતન્ય મઠ–નદિયા | " " |
| ૪ | શ્રી અમિય નિમાઇ ચરિત (પ્રથમ ખંડ) | શ્રી. શિશિરકુમાર ઘોષ | નં. ૨, આનંદ ચટ્ટોપાધ્યાય લેન, બાગ બજાર–કલકત્તા | શ્રી રામેશ્વરપ્રસાદજી, ગૅવા (બદાયૂં) |
| ૫ | શ્રી અમિય નિમાઇ ચરિત (બીજો ખંડ) | " " | " " | " " |
| ૬ | " ત્રીજો ખંડ | " " | " " | " " |
| ૭ | " ચોથો ખંડ | " " | " " | " " |
| ૮ | " પાંચમો ખંડ | " " | " " | " " |
| ૯ | " છઠ્ઠો ખંડ | " " | " " | " " |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | લૉર્ડ ગૌરાંગ (અંગ્રેજી) (પ્રથમ ભાગ) | શ્રી. શિશિરકુમાર ઘોષ | 'અમૃતબજાર પત્રિકા' કાર્યાલય, કલકત્તા | પૂ. હરિબાબાજી |
| ૧૧ | ,, (બીજો ભાગ) | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૧૨ | લાઇફ ઑફ લવ | | | શ્રી રામેશ્વરપ્રસાદજી, ગૈંવા (બદાયૂં) |
| ૧૩ | શ્રી રાય રામાનંદ (બંગાળી) | શ્રી. રસિકમોહન વિદ્યાભૂષણ | નં. ૨૫, બાગબજાર સ્ટ્રીટ-કલકત્તા | |
| ૧૪ | શ્રી શ્રીચૈતન્ય ચરિતામૃત (બંગાળી) | શ્રી કવિરાજ કૃષ્ણદાસ ગોસ્વામી-વિરચિત (અમૃતપ્રવાહ અને અનુભાષ્ય સાથે) | ગૌડીય મઠ, કલકત્તા | ,, ,, |
| ૧૫ | ગંભીરાય શ્રી ગૌરાંગ (બંગાળી) | શ્રી. રસિકમોહન વિદ્યાભૂષણ | નં. ૨૫, બાગબજાર સ્ટ્રીટ-કલકત્તા | ,, ,, |
| ૧૬ | નીલાચલે વ્રજમાધુરી (બંગાળી) | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૧૭ | શ્રીરામકૃષ્ણ કથામૃત (બંગાળી) પ્રથમ ખંડ | શ્રી 'મ' કથિત | ૧૩-૨ ગુરુપ્રસાદ ચૌધરી લેન, કલકત્તા | ,, ,, |
| ૧૮ | ,, ,, બીજો ખંડ | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૧૯ | ,, ,, ત્રીજો ખંડ | ,, ,, | ,, ,, | ,, ,, |
| ૨૦ | ,, ,, ચોથો ખંડ | ,, ,, | ,, ,, | ,, ,, |

| | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | કોના દ્વારા મળ્યું |
|---|---|---|---|---|
| ૨૧ | ગીતગોવિંદમ્ (બંગાળી અક્ષરોમા) | શ્રી કવિ જયદેવવિરચિત સંસ્કૃત ટીકા, બગાનુવાદ | ૧૬૬, બઉબજાર સ્ટ્રીટ-કલકત્તા | શ્રી રામેશ્વરપ્રસાદજી, ગૈંવા (બદાયૂં) |
| ૨૨ | રામચરિતમાનસ (હિન્દી) | ગો. તુલસીદાસજી, બાબૂ શ્યામસુંદરલાલ બી. એ ની ભાષા ટીકા | ઇન્ડિયન પ્રેસ, પ્રયાગ | ,, ,, |
| ૨૩ | વિનય-પત્રિકા (હિન્દી) | ગો. તુલસીદાસજી, શ્રી હનુમાનપ્રસાદજી પોદ્દારકૃત ભાષાટીકા | ગીતા પ્રેસ, ગોરખપુર | ,, ,, |
| ૨૪ | શ્રી વિષ્ણુપ્રિયા ગૌરાંગ સ્તવાવલી (સંસ્કૃત) | અ. શ્રી. રામાનંદ વ્યાખ્યાન-વિશારદ | લા. હરજીમલ ગણેશીલાલ, નયા બજાર-દિલ્હી | ,, ,, |
| ૨૫ | બ્રજમાધુરીસાર (હિન્દી) | સ. વિયોગી હરિજી | હિન્દી સાહિત્ય સમેલન-પ્રયાગ | ,, ,, |
| ૨૬ | શ્રી ચૈતન્યચરિતામૃત મૂળ (બંગાળી) | શ્રી કવિરાજ કૃષ્ણદાસજી ગોસ્વામી | શ્રી વિપિનવિહારી વિશ્વાસ-કલકત્તા | લાલા બાબૂલાલજી ગૈંવા (બદાયૂં) |
| ૨૭ | શ્રીમદ્ભાગવત (મૂળ) | ભગવાન વેદવ્યાસરચિત | શ્રી વ્યંકટેશ્વર પ્રેસ, મુંબઈ | ,, ,, |
| ૨૮ | શ્રી શ્રીભક્તમાળ (બંગાળી) | શ્રી લાલદાસ બાબાજી (કૃષ્ણદાસ) નાભાજીની ભક્તમાળ (બંગાળી અનુવાદ) | નં.૨૧, નંદકુમાર ચોધરી દ્વિતીય લેન, કલકત્તા | ,, ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૯ | શ્રીમદ્ભાગવત (હિન્દી અનુવાદ) (પ્રથમ ખંડ) | શ્રી. કુ. રામસ્વરૂપ શર્માએ કરેલો અનુવાદ | લક્ષ્મીનારાયણ પ્રેસ–મુરાદાબાદ | લાલા બાબૂલાલજી ગવા (બદાયૂં) |
| ૩૦ | " (બીજો ખંડ) | " " | " " | " " |
| ૩૧ | શ્રીમદ્ભાગવત (ચૂર્ણિકા) ટીકા, (સંસ્કૃત) | " " | " " | શ્રી ઠાકુરદ્વાર પુસ્તકાલય ગૈંવા (બનાયૂં) |
| ૩૨ | શ્રીમદ્ભાગવત (શ્રીધરી ટીકા) | શ્રીધર સ્વામીકૃત સંસ્કૃત ટીકા | લીથોમાં છપાયેલી | " " |
| ૩૩ | " " | " " | " " | પં. બદરીપ્રસાદજી, અનૂપશહેર |
| ૩૪ | શ્રી ગૌરાંગ મહાભારત (બંગાળી) | શ્રી હરિદાસ ગોસ્વામીસંપાદિત | શ્રી હરિદાસ ગોસ્વામી, ભૂપાલ | શ્રી હનુમાનપ્રસાદજી પોદ્દાર 'કલ્યાણ' સંપાદક, ગોરખપુર |
| ૩૫ | શ્રી ચૈતન્યભાગવત (મૂળ) (બંગાળી) | ઠાકુર વૃન્દાવનદાસજી ગોસ્વામી | શ્રી રામદેવ મિશ્ર, શ્રીહરિભક્તિ–પ્રદાયિની સભા, બરહમપુર | |
| ૩૬ | શ્રી વિદગ્ધમાધવ (બંગાળી અક્ષરોમાં સંસ્કૃત નાટક) | શ્રી રૂપ ગોસ્વામી | " " | " " / " " |
| ૩૭ | ભક્તિરસામૃત સિન્ધુ (સંસ્કૃત ટીકા સાથે) | " " | શ્રી અચ્યુત ગ્રંથમાળા–કાશી | ગૌરીશંકર ગોયનકા, ખુરજા–કાલીપ્રસાદી |
| ૩૮ | શ્રી ભગવદ્ભક્તિરસાયનમ્ | શ્રી મધુસૂદન સરસ્વતી | " " | " " |
| ૩૯ | શ્રી ભગવન્નામકૌમુદી | શ્રી લક્ષ્મીધરજી | " " | " " |

| | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | કોના દ્વારા મળ્યું |
|---|---|---|---|---|
| ૪૦ | શ્રી વલ્લભચરિત (ગુજરાતી) | શ્રી. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ | મોતીલાલ લલ્લુભાઇ પારેખ, દીવાન-બારીઆ સ્ટેટ | શ્રી. પં. રામશંકરજી મહેતા (અનૂપશહેર) |
| ૪૧ | પ્રેમાવતાર ચૈતન્યદેવ (ગુજરાતી) | શ્રી. નર્મદાશંકર પંડ્યા | સાધુ ગૌરાંગદાસ, મંત્રી, ગૌરાંગ સાહિત્યપ્રકાશ સમિતિ, ૭૨ મેડોઝ સ્ટ્રીટ કોટ, મુંબઇ | ભાઈ રામેશ્વરજી |
| ૪૨ | શ્રી શ્રીવિષ્ણુપ્રિયા ચરિત (બંગાળી) | શ્રી હરિદાસ ગોસ્વામી | 'શ્રી વિષ્ણુપ્રિયા ગૌરાંગ' પત્રિકા કાર્યાલય, બાગબજાર-કલકત્તા | પં ભગવદત્તજી (ભિરાવટી) |
| ૪૩ | શ્રી ભર્તૃહરિશતકત્રયમ્ | શ્રી ભર્તૃહરિકૃત શ્રી મિહિરચંદ્રકૃત ભાષા ટીકા | શ્રી વ્યંકટેશ્વર પ્રેસ-મુંબઇ | પં. ગુલાબશંકરજી પૂજારી શ્રી ઠાકુરદ્વારા ગૈંવા (બદાયૂઁ) |
| ૪૪ | પ્રેમપીયૂષનિધિ (હિન્દી) | શ્રી બાંકેબિહારીલાલજી 'બાંકેપિયા' | નિદાનમહલ રોડ, લખનઊ | આચાર્યશ્રી અનંત લાલ ગોસ્વામી-રાધા-રમણજીનુ મંદિર, શ્રીવૃંદાવન |
| ૪૫ | શ્રી માધ્વ ગૌડીય-તત્ત્વ-દિગ્દર્શનમ્ | ,, ,, | ,, ,, | ,, ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૬ | ભક્ત ચરિતાવલી (હિન્દી) | શ્રી શશીભૂષણ વસુના બંગાળી પુસ્તકનો અનુવાદ. અનુવાદકઃ- લક્ષ્મીપ્રસાદ પાંડેય | ઇન્ડિયન પ્રેસ-પ્રયાગ | બાબૂ રામચરણજી અગ્રવાલ, બી. એ. એલ. ટી. માસ્ટર, ડી. એ. વી. હાઇ-સ્કુલ-બુલંદશહેર |
| ૪૭ | શ્રી સુભાષિત રત્નભાણ્ડાગારમ્ (સંસ્કૃત) | શ્રી કાશીનાથ શર્માએ સંગ્રહ કરેલું | નિર્ણયસાગર પ્રેસ-મુંબઈ | શ્રીરાતમજ પં. ગંગાસહાયજી ગૈંતા (બદાયૂં) |
| ૪૮ | શ્રી ગૌરાંગ મહાપ્રભુ (હિન્દી) | બા. શિવાનંદનસહાયજી | ખડ્ગવિલાસ પ્રેસ-બાંકીપુર | શ્રીઆનંદબ્રહ્મચારીજી |
| ૪૯ | ભક્તચરિતાવલી (હિન્દી) | શ્રી પ્રભુદત્તજી બ્રહ્મચારી | હિન્દી પ્રેસ, પ્રયાગ | " " |
| ૫૦ | શ્રી ચૈતન્યચરિતામૃત (આદિ ખંડ) (હિન્દી) | અનુઃ શ્રી. રાધાચરણ ગોસ્વામી | શ્રી રાધારમણજીનું મંદિર, શ્રી વૃંદાવન | પં. હરિબાબાજી |
| ૫૧ | શ્રી મનુસ્મૃતિ | શ્રી કુલ્લુક ભટ્ટની ટીકા | " " | " " |

આ પુસ્તકો સિવાય "કલ્યાણ"ના સંપાદક શ્રી. હનુમાનપ્રસાદજીએ ગીતા પ્રેસમાંથી અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલાં બધાં પુસ્તકો તથા શ્રી. બા. બાંકે બિહારીલાલજી "બાંકે પિયા"જીએ પોતાની વિનામૂલ્યે વહેંચાતી નાની નાની ૧૪ પુસ્તિકાઓ મોકલી હતી. સમયાભાવને લીધે હું તેમને જોઈ પણ શકયો નથી. મારા વિષય સાથે એમનો ઘણોજ ઓછો સંબંધ હતો. વિનીત—**પ્રભુદત્ત બ્રહ્મચારી**

# શ્રીચૈતન્યચરિત્ર સંબંધી ગ્રંથો

ભિન્ન ભિન્ન ભાષાઓમાં અમને શ્રીચૈતન્યદેવના ચરિત્ર સંબંધી જે ગ્રંથોની માહિતી છે, તેમનાં નામ આ નીચે આપીએ છીએ—

## સંસ્કૃત

૧–શ્રી. મુરારી ગુપ્તના કડચા—લેખકઃ–શ્રી. મુરારી ગુપ્ત (તેઓ મહાપ્રભુના સમકાલીન હતા.)
૨–ચૈતન્યચરિત કાવ્ય—લેખક:–શ્રી. મુરારી ગુપ્ત.
૩–શ્રીચૈતન્યચરિત મહાકાવ્ય—લેખકઃ–કવિ શ્રી. કર્ણપૂર (કોઈ કોઈ આને એમના મોટાભાઇ ચૈતન્યદાસકૃત કહે છે. એ ત્રણે ભાઇઓ પ્રભુના સમયમાં હયાત હતા.)
૪–શ્રી ચૈતન્યચન્દ્રોદય નાટક—લેખક:–કવિ શ્રી. કર્ણપૂર
૫–શ્રી ગૌરગણોદ્દેશદીપિકા—લેખક:–કવિ શ્રી. કર્ણપૂર (એમાં કયા ગૌરભક્ત કઈ સખીના અવતાર છે, એ બાબત દર્શાવવામાં આવી છે.)
૬–શ્રી ચૈતન્ય ચન્દ્રામૃત—શ્રી પ્રબોધાનંદ સરસ્વતીકૃત
૭–શ્રી ગોવિંદના કડચા—લેખકઃ–શ્રી. ગોવિંદદાસજી
૮–શ્રી ચૈતન્યચરિત—શ્રી. ચૂડામણિ દાસકૃત
૯–શ્રી કૃષ્ણચૈતન્યોદયાવલી—શ્રી પ્રદ્યુમ્ન મિશ્રકૃત (એ મહાપ્રભુના કાકાના દીકરા–ભાઇ હતા.)
૧૦–અનંતસંહિતા
૧૧–ચૈતન્યસ્તવકલ્પવૃક્ષ–(એ સ્તવાવલીમાજ આવે છે.) શ્રી ગોસ્વામી રઘુનાથદાસકૃત
૧૨–શ્રી ચૈતન્યશતક—લેખક:–કવિ શ્રી. કર્ણપૂર
૧૩–શ્રી ચૈતન્યશતક–લે. શ્રી. વાસુદેવ સાર્વભૌમ ભટ્ટાચાર્ય
૧૪–શ્રીમદ્ ગૌરાંગલીલાસ્મરણ–મંગલસ્તોત્ર—લેખકઃ–શ્રી. કેદારનાથ ભક્તિવિનોદ

## બંગાળી

૧૫–શ્રી ચૈતન્ય ભાગવત—શ્રી. વૃંદાવનદાસ ઠાકુરકૃત
૧૬–શ્રી ચૈતન્યચરિતામૃત–ગોસ્વામી શ્રી. કૃષ્ણદાસજી કવિરાજકૃત

૧૭–શ્રી ચૈતન્યમંગલ—ઠાકુર લોચનદાસજીકૃત

૧૮–મનઃસંતોષિની–શ્રી. જગજ્જીવનજી (શ્રી કૃષ્ણ ચૈતન્યોદયાવલીનો બંગાળી અનુવાદ છે.)

૧૯–શ્રી નરોત્તમ ઠાકુરની પદાવલી

૨૦–"મહાપ્રકાશ"–શ્રી વાસુદેવ ઘોષ, માધવ ઘોષ અને ગોવિંદ ઘોષ (એ ત્રણે સગા ભાઇ હતા. એક પદમાં ત્રણેય પોતાનું નામ આપે છે. ત્રણેય પ્રસિદ્ધ પદકાર અને મહાપ્રભુના ભક્ત હતા.)

૨૧–ગૌરાંગઉદય—શ્રી મુકુંદ પરિષદકૃત

૨૨–ગૌરચંદ્રિકા—શ્રી મુકુંદ પરિષદકૃત

૨૩–પ્રેમવિલાસ—શ્રી નિત્યાનંદ દાસકૃત (મહાપ્રભુની પાછળની લીલાઓનું એમણે વર્ણન કર્યું છે.)

૨૪–શ્રી ગૌરાંગ મહાભારત—પ્રભુદાસ હરિદાસ ગોસ્વામીએ સંપાદન કરેલું. (શ્રી ચૈતન્યચરિતામૃત અને શ્રીચૈતન્ય ભાગવતનાં પદોના ભાવો લઇને પહેલાં આ "નવદ્વીપલીલા" અને "નીલાચલ લીલા"ના નામથી અનુક્રમે નીકળ્યાં હતાં. ઘણું ભારે પુસ્તક હોવાથી એનું નામ "ગૌરાંગ મહાભારત" રાખવામાં આવ્યું છે. મોટી સાઇઝમાં છાપેલાં ૧૭૭૪ પૃષ્ઠ છે અને અક્ષર પણ ઘણા નાના છે.)

૨૫–"શ્રી અમિય નિમાઇ ચરિત"—લેખકઃ–મહાત્મા શિશિરકુમાર ઘોષ (જુદા જુદા છ ખંડોમાં છે. ઘોષ મહાશય "અમૃતબજાર પત્રિકા" નામના અંગ્રેજી સુપ્રસિદ્ધ દૈનિક પત્રના સંપાદક હતા.)

૨૬–નિમાઇસિંન્યાસ નાટક–લેખક–ડી. એલ. રાય મહાશય

૨૭–ગંભીરાય શ્રીગૌરાંગ—લેખક–રસિકમોહન વિદ્યાભૂષણ

૨૮–નીલાચલે વ્રજમાધુરી–લે. શ્રી. રસિકમોહન વિદ્યાભૂષણ

આ સિવાય શ્રી વિદ્યાભૂષણ મહાશયે શ્રીમદ્ દાસ ગોસ્વામી, 'શ્રી સ્વરૂપ દામોદર' 'શ્રી રાય રામાનંદ' નામનાં કેટલાંયે મોટાં મોટાં પુસ્તકો લખ્યાં છે. એ સઘળાંમાં શ્રીગૌરચરિત્રજ આવે છેઃ કારણ કે એ બધા મહાનુભાવો

ીગૌરાંગના અંગ રૂપજ હતા.

'શ્રી શ્રીવિષ્ણુપ્રિયા ગૌરાંગ ' નામના બંગાળી માસિક-
ના સંપાદક શ્રીપાદ હરિદાસ ગોસ્વામીએ , ' ગૌરાંગ-
ાભારત ' સિવાય શ્રી શ્રીવિષ્ણુપ્રિયાચરિત, શ્રીલક્ષ્મીપ્રિ-
ચરિત, શ્રીવિષ્ણુપ્રિયા નાટક, શ્રીગૌરગીતિકા, બાઙ્ગાલીર
ર શ્રીગૌરાઙ્ગ, શ્રીવિષ્ણુપ્રિયા વિલાપગીતિ, શ્રીમુરારી-
ા પ્રતિષ્ઠિત શ્રીનિતાઇ ગૌરલીલાકાહિની વગેરે નાનાં
ટાં અનેક પુસ્તકો લખ્યાં છે. તે સઘળાંમાં પ્રકારભેદે
ી ચૈતન્ય–ચરિત્રનીજ વિગતો આવે છે.

અંગ્રેજી

૯–લૉર્ડ ગૌરાંગ ( બે ભાગમાં ) લેખક –મહાત્મા શીશીર-
કુમાર ઘોષ
૦–લાઇફ્ ઓફ્ લવ
૧–ચૈતન્ય એન્ડ હીઝ એજ–લેખકઃ–રાય બહાદુર
દીનેશચંદ્ર સેન
૨–ચૈતન્ય એન્ડ હીઝ કૉન્ટેમ્પોરરીઝ–લેખકઃ–રાયબહા-
દુર દીનેશચંદ્ર સેન
૩–લાઇફ્ એન્ડ પ્રીસેપ્ટસ ઓફ્ શ્રી ચૈતન્ય મહાપ્રભુ
લેખકઃ–ઠાકુર ભક્તિવિનોદ
૪–ચૈતન્યઝ પીલગ્રીમેજીસ એન્ડ ટીચીંગ્સ—લેખકઃ–સર
જદુનાથ સરકાર

હિન્દી

૫–શ્રીચૈતન્યચરિતામૃત ( વ્રજભાષામાં પ્રતિધ્વનિ આદિ-
ખંડ ) લેખકઃ–ગોસ્વામી રાધાચરણદાસ વિદ્યાવાગીશ.
૬–શ્રીગૌરાઙ્ગ મહાપ્રભુ–લેખકઃ–બાબુ શિવનંદન સહાય.

ગુજરાતી

૭–પ્રેમાવતાર ચૈતન્યદેવ—લે. શ્રી. નર્મદાશંકર પંડયા.

આ સિવાય ઉડિયા, મરાઠી, તેલુગુ અને બીજી ભાષા-
માં શ્રીચૈતન્યદેવના જીવનચરિત્ર સંબંધી જે ગ્રંથો હશે,
ે માહિતી અમને મળી નથી. હા, ઉર્દૂમાં ચાર ભાગમાં
' ગૌરાચાંદ ' નામનો ગ્રંથ અમારા જોવામાં આવ્યો છે.

# आपणां वासणो

(લેખકઃ—વૈદ્ય બાપાલાલ જી. શાહ, હાંસોટ, જી. ભરૂચ)

કચ્છ માંડવીમાં હું શ્રુ. જયકૃષ્ણભાઇને ત્યાં હતો ત્યારે સામેના ઘરનો એક નોકર વડની ડાળના કૂચા વડે લોટાનો અંદરનો ભાગ ઘસતો હતો તે નજરે ચઢયો. આ વીસમી સદીમાં પણ હજી આપણા જુગજૂના કૂચા જતા નથી–ગયા નથી, એ જોઇ આપણી બેહુદી સ્થિતિ-સુસ્તતાનો ખ્યાલ આવ્યો. થોડીવાર એ દૃશ્ય જોઇને ખીજ ઉઠયો. આપણા લોકોમાં જરાકેય આપવિચાર હશે કે નહિ એવો પ્રશ્ન મનમાં ઉઠયો. જો વિચાર કરવાની શક્તિ હોય તો આવાં સાંકડા મોંનાં વાસણો વિજ્ઞાનના આ જમાનામાં નજ હોય. સાંકડાં મોંના લોટામાં હાથ ન આવી શકે એવા લોટાઓને સાફ તો કરવાજ જોઇએ ને! અને તે માટે ફળદ્રુપ ભેજાંએ વડનો કે બાવળનો કૂચો શોધી કાઢયો. પણ એ યાદ કેમ નહિ આવ્યું હોય કે લોટાનાં મોં જરા મોટાં રાખીએ. અને આ કૂચાનું પણ શું કહેવું! આજે ધરીને તે મૂકયો હોય તે વળી પાછો કાલે વપરાય. નથી તેને ધોવામાં આવતો કે નથી તેને કોઈ સ્વચ્છ જગોએ મૂકવામાં આવતો. આ આપણા કૂચા વડે નાના બચ્ચાને દૂધ પીવાની ટોક્લીઓ સાફ થાય છે. આ ટોક્લીઓનું દૂધ કોમળ બચ્ચાં પીએ છે' એ આંગળી અંદર જઇ શકે એટલાંજ આ લોટીઓના મોં પહોળાં હોય છે. આવી નાની લોટીઓના ભીતરમાં કેટલાં જંતુઓનું રહેઠાણ હશે તે પ્રભુ જાણે. આપણને કોઇ યુરોપીય વિદ્વાન જ્યારે તે સમજાવશે ત્યારેજ સમજીશું! આવી લોટીઓનાં દૂધ કેવાં હશે તેનો ખ્યાલ આપણને કયાં છે? આવા નજીવા દેખાતા દેખાવોમાં કેટલી ગંભીરતા રહેલી છે તેનો આપણને જરા પણ ખ્યાલ નથી. ખ્યાલ હોય તો આપણે એવી લોટીઓને તેમજ બીજાં એવાં વાસણોને કેમ દૂર ન કરીએ?

આપણા આ પીવાના પિત્તળના પ્યાલાનાં મોં પણ તમે તો સારી રીતે જોયાં હશે. તેની કિનારીમા જોવાથી તેમાંથી ધળ કાદવ તુરતજ જણાશે. એવાજ ઘાટની રકાબીઓની કોરો પણ એટલીજ ગંદકીથી ભરપૂર હોય છે. એક વખતે સોય વડે મેં એક રકાબી પ્યાલામાથી આશરે ૧ વાલ જેટલો કચરો કાઢીને ઘરમા બતાવેલો આ છતાં પણ એવા પ્યાલા વાપરવા તરફ આપણને લગારેય કંટાળો કેમ ઉપજતો નહિ હોય?

અને પેલા વૈષ્ણવી કરવાની શી વાત કરૂં? આ કરવાને એક નાનું સાંકડું મો–નળી હોય છે, જે વડે પાણીની ધાર સારી થઇ શકે છે. મરજાદી વૈષ્ણવો પાસે આવા કરવાઓ ખાસ હોય છે. આ નળીમા ભાગ્યે જાડું દાતણ પણ જઇ શકે એવી તે હોય છે. કરવા મોટે ભાગે ત્રાંબાના હોય છે. એ નળીમા ત્રાંબાનો કાટ જમા થાય

છે. અમુક અમુક દિવસે ધરતી સ્ત્રીઓ કાથીની દોરી વડે તે ઘસે છે. નળીઓમા કેટલાંયે જંતુઓ વસતાં હશે અને પીવા સાથે તે પેટમાં જતાં હશે !

અને આવાં વાસણો સાફ કરવાની ધૂળ અને સ્થળ પણ કેવાં હોય છે તે તમો તો જાણો છોજ ને ! જ્યાં દાતણ થાય, વખતે પેશાબ પણ થાય, થુંકાતું હોય એવા સ્થાનની ધૂળ વડે આપણે વાસણો સાફ (!) કરીએ છીએ. આપણી સ્ત્રીઓને ખ્યાલ પણ નથી હોતો કે આ ગંદકી છે અને આવામાં ન બેસાય. કોઇ રસાયનશાસ્ત્રી આ ધૂળ લઈ જઇને તેની પ્રયોગશાળામાં તપાસીને આપણને જણાવશે તો આપણે ખરેખર તાજુબ થઇ જઇશું એટલાં જંતુઓ તેમાં હશે. આ ધૂળ વડે ખાવાનાં વાસણો મંજાય અને તે સારા ભણેલાઓના ઘરમા ! આ છતાં આપણને કંઇજ થતું નથી. શું કહેવું ? યોગી કહેવા કે પશુ કહેવા ?

આપણા ઘરોમાં વધ્યું હોય તે ખાવાનું ભંડારીઆમાં ઢાંકવામાં આવે છે, ભંડારીઆમાં મૂકયા પછી આપણે તેને સહિસલામત ગણીએ છીએ. આવાં ભંડારીઆંમાં પ્રકાશ ભાગ્યેજ જઇ શકે છે. પરિણામે વાંદા, કંસારી વગેરે અંદર ભરાઇ રહે છે અને ખોરાક ઉપર લહેરથી ફરે છે. કીડી, મંકોડા, વાંદા વગેરેને ખોરાક ઉપર ફરતાં આપણામાંના ઘણાએ જોયા હશે, પણ તેથી આપણને નથી ત્રાસ ઉપજતો કે નથી કમકમાટી વછૂટતી ! હમણાં હમણાં વિદ્વાનો માનવા લાગ્યા છે કે આ વાંદાઓ કેન્સરનો ચેપ ફેલાવે છે. "સાન્ટાન્સીસ્કો એકઝામીનર" નામના અમેરિકાથી પ્રસિદ્ધ થતા સાપ્તાહિકમાં આ વિષે એક મોટો સચિત્ર લેખ છપાયલો છે. કેન્સરના કેસો હમણાં હમણાં ઘણા જોવામાં આવે છે. તેનું કારણ શું હશે ? ગમે તેમ હો, પણ આ વાંદાઓથી ચેતતા રહેવા જેવું તો છેજ. આપણા ભંડારિયાંમાં પણ હવે ફેરફાર થવાની જરૂર નથી શું ?

કેટલાક પાણી પીવાના લોટા ઉપર ચિત્રામણ હોય છે. આ ચિત્રામણ આપણી કલાપ્રિયતા સૂચવે છે, પણ એ કલાપ્રિયતા કેવળ કલા માટેજ—શોભા માટેજ હોત તો સારૂં. વાપરવાનાં વાસણો ઉપર ચિત્રામણની શી જરૂર ? એથી તો ઉલટી ધૂળ ( માંજતી વખતે ) અંદર ભરાઇ રહે છે. કાશી અને મથુરાના લોટાઓ જોવાથી આ વાતની સહેજે ખાતરી થઇ શકે છે. હમેશા વાપરવાનાં વાસણો જેમ બને તેમ જલદીથી સાફ થઇ શકે એવા અને સાફ કરવાં સહેલાં હોય એવાંજ હોવાં જોઇએ એમ હું માનું છું.

આવી નજીવી બાબતો ઉપર હજી આપણું લક્ષ્ય જતું નથી એનું શું સમજવું ? વૈદ્ય ડૅાકટરોએ આવી વાતોનો પ્રચાર કરીને સમાજમાં યોગ્ય સુધારો કરવો આવશ્યક નથી શું ?

## સ્ત્રીસ્વતન્ત્રતાની ઝેરી હિલચાલ!

હજારો કુટુંબોમાં ખાનાખરાબી થશે! આ દેશમાં સ્ત્રી-સ્વતંત્રતાની ઝેરી હીલચાલ શરૂ થઇ છે.

સ્ત્રીઓની એક પરિષદનો રિપોર્ટ તા. ૩૧-૧૨-૩૫ના સાંજવર્તમાનમાં છપાયો હતો તેમાંથી નીચેના શબ્દો ટાંકું છું.

"મહિલાઓની લડત"-"સ્ત્રીઓની સ્વતંત્રતા"

ઘણા પુરુષો એક કરતાં વધારે સ્ત્રીઓ પરણે છે. માટે સ્ત્રીઓને પણ એક કરતાં વધારે પુરુષો સાથે લગ્ન કરવાની છૂટ હોવી જોઇએ, એવું જાહેર રીતે બોલવામાં આવે છે.

(ટાઇમ્સ ઓફ ઇન્ડીયા, તા. ૭-૧-૩૬).

**ભયંકર પરિણામ આવશે!** ઉપર પ્રમાણે ઝેરી હિલચાલનાં નીચે પ્રમાણે ભયંકર પરિણામ આવશેઃ-

એક નાચનારી છોકરીને નાચતી જોઇને એક પુરુષ તેણીની સાથે પ્યારમાં પડયો, અને તેણીને પરણ્યો. લગ્ન પછી તેણીએ બીજા પુરુષો સાથે નાચવું નહિ એમ તેણીને કહ્યું. પણ સ્ત્રીસ્વતંત્રતાની શોખીન બાઇએ પોતાના ધણીની મરજીની દરકાર કરી નહિ; અને જાહેરમાં નાચવા ગઇ. તેથી ગુસ્સે થઇને, જ્યારે તે સ્ત્રી ભરઉંઘમાં પડેલી હતી ત્યારે તે ધણીએ **તેણીનો એક પગ કાપી નાખ્યો.** અને તેથી ખેદ પામીને તે સ્ત્રીએ **આપઘાત કર્યો હતો.**

-"જન્મભૂમિ" તા. ૧૦-૧-૩૬

**પ્રાર્થના—સ્ત્રીઓમાં પુરુષો સામે ધિક્કાર ફેલાય, સ્ત્રીઓ ઉદ્ધત બને, એવા ઝેરી લેખો તથા ભાષણો** જ્યારે જ્યારે વર્તમાનપત્રોમાં છપાય; ત્યારે ત્યારે તે સામે ઠેકાણે ઠેકાણે પોકાર ઉઠાવવાની નસીબદાર આત્માઓ મહેરબાની કરે અને તેને પરિણામે હજારો સ્ત્રીઓને ખુન તથા આપઘાતના તથા તેમના ધણીઓને ફાંસી વગેરેની સજાના ભયથી બચાવવાનુ મહાપુણ્ય મેળવે એવી મારી પ્રાર્થના છે.

સ્ત્રી, પુરુષની **અર્ધાંગના, સુખદાતા, દેવી** તરીકે પૂજાવાને સરજાયેલી છે; પુરુષની **હરીફ** થઇને બન્નેના **સંસાર-સુખનો નાશ કરવા માટે નહિ.**

---

## સ્ત્રીઓએ સતીધર્મ પાળવો નહિ?

આ દેશમાં પુરુષોના **અવિચારી વર્તનને પરિણામે લાખો સ્ત્રીઓ ઘણી દુઃખી છે.** અને તેથી તે બાબતમાં વિદ્વાન બાઇઓ પ્રજામત કેળવે તે ઇચ્છવાજોગ છે. પણ કમનસીબે કેટલીક બાઇઓ **સ્ત્રીઓમાં પુરુષો સામે ધિક્કાર ફેલાય તેવાં ઝેરી ભાષણો આપે છે.** દાખલા તરીકે—

એક વિદ્વાન બાઈનું ભાષણ તા. ૨૩-૫-૩૫ના "જન્મભૂમિ"માં છપાયું હતું. તેમણે કહ્યું હતું કેઃ—"સ્ત્રીની પદવી ઉન્નત કરવા માટે **સતીત્વનું ભૂત** મગજમાંથી કાઢી નાખવાની જરૂર છે. એ ભાવનાને લીધે સ્ત્રી પતિની સેવામાંજ જીવનની પર્યાપ્તિ માને છે. અને બીજા કશામા એને રસ રહેતા નથી. પોતાના સ્વાર્થ ખાતર પુરુષોએ સતીધર્મના 'હાઉ'થી સ્ત્રીઓને ડરાવ્યા કરી છે." વગેરે.

જે ભોળી સ્ત્રીઓ સદરહુ ઝેરી ભાષણથી દોરવાઇને પુરુષોને ધિક્કારશે, તથા સતીત્વની દરકાર નહિ કરે તેમના નીચે પ્રમાણે બુરા હાલ થવાનો ભય છે.

(૧) "ધણીઆણીની વફાદારી સામે શક-તે પરથી ધણીએ તેણીનું કરેલું ખૂન-આરોપી સેશન્સ કમીટ."

—સાંજવર્તમાન, તા. ૫-૧૦-૩૫

(૨) "પોતાની સ્ત્રીને પારકા મરદની સંગતમા દેખી ન શકવાથી તેણીનું ભરઉંઘમા મધરાતે ખૂન કરનાર ધણી."

—સાંજવર્તમાન, તા. ૧૧-૧૦-૩૫

(૩) "ભાભીના ચારિત્ર્ય સામે શક-તેણીના ખૂન માટે તેના દીયેરની ધરપકડ."—સાંજવર્તમાન, તા. ૨૩-૧૦-૩૫

**પ્રાર્થના**

—સ્ત્રીઓમા પુરષો સામે ધિક્કાર પેદા થાય, સ્ત્રીઓ ઉદ્ધત **બને**, એવા **ઝેરી ભાષણો** આપનાર બાઇઓ સામે સ્ત્રીઓને ચેતાવવાની, તથા સ્ત્રી-પુરષો વચ્ચે **પૂજ્યભાવની** લાગણી પેદા **થાય** એવો લોકોને ઉપદેશ આપવાની નસીબદાર આત્માઓ મહેરબાની કરે; અને તેથી હજારો કુટુંબોમા ભોકાણ અટકાવવાનું તેઓ **મહાપુણ્ય** મેળવે એવી મારી પ્રાર્થના છે.

# भूत काढवामाटे निर्दयपणे मारी नाखी.

**થાંભલા સાથે બાંધી માર માર્યો!**

તા. ૧૨-૯-૩૬ ના હિતેચ્છુમા જણાવ્યા પ્રમાણે એક છોકરીને ભૂત વળગ્યું છે એમ માનીને તે ભૂત કાઢવાના હેતુથી તેણીને **એક થાંભલા સાથે બાંધી**, અને **"રાત આખી તેણીને કોરડાથી માર માર્યો હતો."**

સદરહુ રાક્ષસી મારને લીધે તે હતભાગી છોકરી **મરી ગઇ હતી. તેણીના શરીર ઉપર મારની ૧૯૨ નિશાનીઓ** હતી.

સદરહુ ખુન માટે એક ભુવો જવાબદાર હતો. તે ભુવાએ તથા બીજા બે માણસોએ તે છોકરીને માર માર્યો હતો. તે બે માણસોમાં **એક તો તે છોકરીનો ભાઈ હતો.**

"મારથી જ્યારે જ્યારે છોકરી બેભાન થઇ જતી ત્યારે તેને ચેતનમા લાવવાને તેણીની માની મદદ લેવામાં આવતી હતી."

પોતાની બિમાર સ્ત્રીની સારવાર કરાવવા માટે એક માણસ તેણીને એક સાધુ પાસે લઈ ગયો. તેણીને ભૂત વળગ્યું છે એમ માનીને તે સાધુએ તથા તેના ચેલાએ તેણીને નેતરથી એટલી નિર્દય રીતે મારી કે તેથી તેણી મરી ગઇ! ટાઇમ્સ ઓફ ઈંડીયા, તા. ૨૧-૩-૩૨

એક બાઇને તાવ આવતો હતો તેણીને ભૂત વળગ્યું છે એમ માનીને તેણીના ભાઇએ તેણીને નેતર વડે એટલી નિર્દય રીતે મારી કે તેણી મરી ગઈ:—ટાઇમ્સ ઓફ ઇન્ડીયા તા. ૧૯-૮-૩૨

# સેવાનાં ક્ષેત્રો

## ઘરેણાંમાટે થતાં સેંકડો ખુનો સામે લોકોને ચેતાવો!

સ્ત્રીનું ખૂન! ઘરેણા માટે એક સ્ત્રીનુ ખૂન કરનારને ફાંસીની સજા થઇ હતી—જામે જમશેદ; તા. ૨૩-૪-૩૬

"રસ્તામા લૂટાયલી બે સ્ત્રીઓ—તેમને પડેલો માર—સોનાની વાળીઓ અને લવીંગીઆ કાઢી લીધા."—'સાંજ' તા.૨૯-૫-૩૬

જંગલમા પડેલુ છોકરાનુ શબ—(છોકરાના કાનમા ની સોનાની કડીઓ ગુમ થઇ હતી)—જામે જમશેદ, તા. ૨-૬-૩૬

"જેનું ખાધુ તેનુજ બાળક મારી નાખ્યુ—નજીવી કિંમતના દાગીના માટે બાળકીનું ખૂન"-જામે જમશેદ, તા. ૧૩-૬-૩૬

બે બેનો જેમની ઉમર અનુક્રમે આઠ વરસની, અને નવ મહિનાની હતી, તેમના ગળા નજીવી કિંમતના ઘરેણા માટે એક કાનથી બીજા કાન સુધી કાપેલા હતા—બોમ્બે સેંટીનલ, તા. ૬-૭-૩૬

મામીના ખૂની ભાણેજને ફાંસીની સજા! (મામીના કાનમા પહેરેલા સોનાના એરીંગ માટે ખૂન કર્યું હતું—)
ટાઇમ્સ ઓફ ઈંડીયા તા. ૪-૮-૩૬

છોકરી ખૂની—પાચ વરસની છોકરીના ઘરેણા માટે તેણીનુ ગળુ દાબીને મારી નાખનારી સોળ વરસની છોકરીને જન્મદેશ નિકાલની સજા થઇ હતી—ટાઇમ્સ ઓફ ઈંડીયા, તા. ૧૧-૮-૩૬

આવા ગુન્હાઓ સબંધી સમાચારો વર્તમાનપત્રોમાથી ભેગા કરીને લોકોને ચેતાવવાની નસીબદાર વિદ્યાર્થીઓ મહેરબાની કરે, તેથી તેઓ આ લોક-પરલોકમા ઘણા સુખી થાય એવી મારી પ્રાર્થના છે.

વાવો તેવું પામો!

"મારથી જ્યારે જ્યારે છોકરી બેભાન થઇ જતી ત્યારે તેને ચેતનમાં લાવવાને **તેણીની માની મદદ લેવામાં આવતી હતી.**"

પોતાની બિમાર સ્ત્રીની સારવાર કરાવવા માટે એક માણસ તેણીને એક સાધુ પાસે લઈ ગયો. તેણીને ભૂત વળગ્યું છે એમ માનીને તે સાધુએ તથા તેના ચેલાએ તેણીને નેતરથી એટલી નિર્દય રીતે મારી **કે તેથી તેણી મરી ગઇ! ટાઇમ્સ ઓફ ઇંડીયા,** તા. ૨૧-૩-૩૨

એક બાઇને તાવ આવતો હતો. તેણીને ભૂત વળગ્યું છે એમ માનીને તેણીના ભાઇએ તેણીને નેતર વડે એટલી નિર્દય રીતે મારી **કે તેણી મરી ગઇ:—ટાઇમ્સ ઓફ ઇન્ડીયા** તા. ૧૯-૮-૩૨

# સેવાનાં ક્ષેત્રો

## ઘરેણાંમાટે થતાં સેંકડો ખુનો સામે લોકોને ચેતાવો!

**સ્ત્રીનું ખૂન!** ઘરેણાં માટે એક સ્ત્રીનું ખૂન કરનારને **ફાંસીની સજા થઇ હતી.—જામે જમશેદ;** તા. ૨૩-૪-૩૬

"રસ્તામા લૂંટાયલી બે સ્ત્રીઓ—તેમને પડેલો માર—સોનાની બાળીઓ અને લવીંગીઆ કાઢી લીધા."—'**સાંજ**' તા.૨૯-૫-૩૬

જંગલમા પડેલું છોકરાનું શબ—(છોકરાના કાનમાંની સોનાની કડીઓ ગુમ થઇ હતી.)—જામે જમશેદ, તા. ૨-૬-૩૬

"જેનું ખાધુ તેનુંજ બાળક મારી નાખ્યું—નજીવી કિંમતના દાગીના માટે બાળકીનું ખૂન."—જામે જમશેદ, તા. ૧૩-૬-૩૬

બે બેનો જેમની ઉંમર અનુક્રમે આઠ વરસની, અને નવ મહિનાની હતી, તેમના ગળા નજીવી કિંમતના ઘરેણા માટે એક કાનથી બીજા કાન સુધી કાપેલા હતા.—બોમ્બે સેંટીનલ, તા. ૬-૭-૩૬

**મામીના ખૂની ભાણેજને ફાંસીની સજા!** (મામીના કાનમા પહેરેલા સોનાના એરીંગ માટે ખૂન કર્યું હતું.—)

ટાઇમ્સ ઓફ ઇંડીયા તા. ૪-૮-૩૬

**છોકરી ખૂની**—પાચ વરસની છોકરીના ઘરેણા માટે તેણીનું ગળું દાબીને મારી નાખનારી **સોળ** વરસની છોકરીને જન્મદેશ નિકાલની સજા થઇ હતી—**ટાઇમ્સ ઓફ ઇંડીયા,** તા. ૧૧-૮-૩૬

આવા ગુન્હાઓ સંબંધી સમાચારો વર્તમાનપત્રોમાથી ભેગા કરીને લોકોને ચેતાવવાની નસીબદાર વિદ્યાર્થીઓ મહેરબાની કરે, તેથી તેઓ આ લોક-પરલોકમા ઘણા સુખી થાય એવી મારી પ્રાર્થના છે.

**વાવો તેવું પામો!**

# લાખો વિધવાનાં શાપથી બચાવો !



**બાળક સાથે દરિયામાં પડી !** લોકનિંદાથી ડરીને એક હતભાગી વિધવા પોતાના તરતના જન્મેલા બાળક સાથે દરિયામાં **પડી ! બંને મરી ગયાં.—સાંજવર્તમાન,** તા ૧૫-૮-૩૬

સહરહુ સમાચાર વાંચીને લખુ છુ કે, કેટલીક મુદત ઉપર નીચેના ત્રણ બનાવ બન્યા હતા

**અપશુકની વિધવાનો અપઘાત!** મુબઈમા હિંદુ કુટુંબનાં તમામ સ્ત્રીપુરુષો તથા બાળકો એક સગાને ત્યાં લગ્નપ્રસંગે ગયા હતાં. તે કુટુંબની એક જુવાન વિધવાને સાથે લઈ જવામા આવી નહિ, કેમકે તેણીની હાજરીથી લગ્નમા અપશુકન થાય !

કુટુંબના માણસો ઘરમાથી બહાર ગયા એટલે તે હતભાગી વિધવા બીજે માળેથી નીચે જમીન ઉપર તૂટી **પડીને મરી ગઈ હતી!**

**નિર્દય ભાઈ !** અમદાવાદમા એક શ્રીમંત કુટુંબનો જુવાન પુરુષ નોકરીમાટે રંગુન જતો હતો નીકળવાનો વખત થયો ત્યારે તેને ચાંદલો કરવા માટે તેની એક જુવાન વિધવા બહેન કંકુ તૈયાર કરતી હતી

નિર્દય ભાઈએ તેણીને કહ્યું —"કંકુ સવિતાને આપો" (સવિતા સધવા હતી ) ભાઈના શબ્દો સાભળીને વિધવા બહેને કંકુ પોતાની સધવા બહેનને આપી દીધુ, અને ભાઈ ચાલ્યા પછી ડૂસ્કે ડૂસ્કે રડી ! એ યુવક ભણેલો હતો **ધૂળ પડજો તેની કેળવણી ઉપર !**

**ધન્યવાદ !** જૂનાગઢમા એક વિધવા બાઈનો જુવાન દિકરો પરણતો હતો તે બાઈની બહેનોએ આગ્રહ કરીને **લગ્ન સંબંધી તમામ ક્રિયાઓ તે વિધવા માતાને હાથે કરાવી.**

તમામ નસીબદાર આત્માઓ એ પ્રમાણે લગ્ન વગેરે પ્રસંગોએ વિધવાઓને ખાસ માન આપે, **વિધવાઓ તરફ પ્રેમભાવ દયાળુ બનાવે,** અને તેને પરિણામે હજારો **નાનાં બાળકોનાં ખૂનો** વગેરે ખાનાખરાબી અટકાવવાનુ મહાપુણ્ય મેળવે એવી મારી પ્રાર્થના છે

**વાંચનાર ! હિંદુસ્તાનને લાખો વિધવાઓના શાપથી બચાવશો ?**



સદ્ભુવન—જી ... ઠક્કર લક્ષ્મીદાસ